## સત્ સાહેબ

# જ્ઞાન ગંગા

(તત્વજ્ઞાનના આધારથી ભારત
વિશ્વ ઉપર રાજ કરશે)

પ્રચાર પ્રસાર સમિતિ
**બંદી છોડ ભક્તિ મુક્તિ ટ્રસ્ટ (સંબંધિત)**
સતલોક આશ્રમ, ચંદીગઢ રોડ
બરવાળા – જિલ્લો હિસાર (હરિયાણા)

પ્રકાશક :

**બંદીછોડ ભક્તિ મુક્તિ ટ્રસ્ટ (૩૯૫૫)**

સતલોક આશ્રમ, ચંદીગઢ રોડ,

બરવાળા, જિલ્લો હિસ્સાર (હરિયાણા)

ફોન : ૯૮૧૨૦૨૬૮૨૧, ૯૮૧૨૧૪૨૩૨૪, ૯૮૧૨૧૬૬૦૪૪

Visit us at : www jagatgururampalji.org

e-mail : jagatgururampalji@yahoo.com

**"ભક્તિ સોદાગરને સંદેશનો" વિકલ્પ જ્ઞાન ગંગા**

ધર્માર્થ મૂલ્ય : ૧૫/-

લેસર ટાઈપસેટીંગ :

**કબીર પ્રિન્ટર્સ**

87/એ, પહેલો માળ, નવીપોળ,

ફતાસાપોળ, ગાંધીરોડ,

અમદાવાદ-380 001

& 22110940 (M) 9374932624

મુદ્રક :

**કબીર પ્રિન્ટર્સ**

અમદાવાદ

# ભૂમિકા

નથી. ત્રિગુણી માયામાંથી ઉત્પન્ન કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, રાગ-દ્વેષ, હર્ષ-શોક, નફા-નુકસાન, મિથ્યા અભિમાનરૂપી અવગુણ દરેક જીવને પરેશાન કરી રહ્યા છે. અહીં એક જીવ બીજા જીવને મારીને ખાઈ જાય છે, શોષણ કરે છે, ઇજ્જત લૂંટી લે છે, ધન લૂંટી લે છે, શાંતિ છીનવી લે છે. અહીંયા ચારેય બાજુ આગ લાગેલી છે. જો તમે શાંતિથી રહેવા માગશો તો બીજા નહીં રહેવા દે. તમારી ઇચ્છા ન હોય તો પણ ચોર ચોરી કરી જાય છે, ડાકૂ લૂંટ ચલાવી જાય છે, અકસ્માત થઈ જાય છે, ખેડૂતનો પાક બગડી જાય છે, વેપારીનો વેપાર ઠપ્પ થઈ જાય છે, રાજાનું રાજ્ય છિનવી લેવાય છે, સ્વસ્થ શરીરમાં બીમારી આવી જાય છે અર્થાત્ અહીંયા કોઈપણ વસ્તુ સુરક્ષિત નથી.

રાજાઓના રાજ્ય, ઇજ્જતદારની ઇજ્જત, ધનવાનનું ધન, તાકતવરની તાકાત અને અહીં સુધી કે આપણા સૌના શરીર પણ અચાનક છીનવી લેવાય છે. માતા-પિતાની સામે જ યુવાન છોકરા-છોકરી મરી જાય છે, દૂધ પીતા બાળક (શિશુ)ને રડતો મૂકીને માતા-પિતા મરી જાય છે, યુવાન બહેનો વિધવા બની જાય છે અને પર્વત જેવા દુઃખોને ભોગવવા માટે મજબૂર બનવું પડે છે. વિચાર કરો કે શું આ સ્થાન રહેવાને યોગ્ય છે ? પરંતુ આપણે મજબૂરીવશ અહીંયા રહીએ છીએ કારણકે આ કાળના પાંજરામાંથી બહાર નીકળવાનો કોઈ માર્ગ નજરે આવતો નથી અને બીજાને દુઃખી કરવાની તથા દુઃખ સહન કરવાની આદત પડી ગઇ છે. કારણ કે આપણે આપણા સાચા ઘરને જ ભૂલી ગયા છીએ. તે પરમ શાંતિ તથા સુખ અહીં ન હોઈ નિજ ઘર સતલોકમાં જ છે. જ્યાં, ના તો જન્મ છે, ના મૃત્યુ છે, ના વૃદ્ધાવસ્થા છે, ના દુઃખ, ના કોઈ પ્રકારના લડાઇ-ઝઘડા છે, ના કોઈ બીમારી છે, ના પૈસાની કોઈ આપ-લે છે, ના વીજળીનું બિલ ભરવાનું, ના મનોરંજનના સાધન ખરીદવાના છે. ત્યાં તો બધું પરમાત્મા દ્વારા નિઃશુલ્ક તથા અખંડ છે. બંદી છોડ ગરીબદાસજી મહારાજની વાણીમાં પ્રમાણ છે કે :

*બિન હી મુખ સારંગ રાગ સુન, બિન હી તંતી તાર ।*
*બિના સુર અલગોજે બજૈ, નગર નાચ ઘુમાર ।।*
*ઘન્ટા બાજૈ તાલ નગ, મંજીરે ડફ ઝાંઝ ।*
*મૂરલી મધૂર સુહાવની, નિસબાસર ઔર સાંઝ ।।*

નથી. ત્રિગુણી માયામાંથી ઉત્પન્ન કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, રાગ-દ્વેષ, હર્ષ-શોક, નફા-નુકસાન, મિથ્યા અભિમાનરૂપી અવગુણ દરેક જીવને પરેશાન કરી રહ્યા છે. અહીં એક જીવ બીજા જીવને મારીને ખાઈ જાય છે, શોષણ કરે છે, ઇજ્જત લૂંટી લે છે, ધન લૂંટી લે છે, શાંતિ છીનવી લે છે. અહીંયા ચારેય બાજુ આગ લાગેલી છે. જો તમે શાંતિથી રહેવા માગશો તો બીજા નહીં રહેવા દે. તમારી ઇચ્છા ન હોય તો પણ ચોર ચોરી કરી જાય છે, ડાકૂ લૂંટ ચલાવી જાય છે, અકસ્માત થઈ જાય છે, ખેડૂતનો પાક બગડી જાય છે, વેપારીનો વેપાર ઠપ્પ થઈ જાય છે, રાજાનું રાજ્ય છિનવી લેવાય છે, સ્વસ્થ શરીરમાં બીમારી આવી જાય છે અર્થાત્ અહીંયા કોઈપણ વસ્તુ સુરક્ષિત નથી.

રાજાઓના રાજ્ય, ઇજ્જતદારની ઇજ્જત, ધનવાનનું ધન, તાકતવરની તાકાત અને અહીં સુધી કે આપણા સૌના શરીર પણ અચાનક છીનવી લેવાય છે. માતા-પિતાની સામે જ યુવાન છોકરા-છોકરી મરી જાય છે, દૂધ પીતા બાળક (શિશુ)ને રડતો મૂકીને માતા-પિતા મરી જાય છે, યુવાન બહેનો વિધવા બની જાય છે અને પર્વત જેવા દુઃખોને ભોગવવા માટે મજબૂર બનવું પડે છે. વિચાર કરો કે શું આ સ્થાન રહેવાને યોગ્ય છે ? પરંતુ આપણે મજબૂરીવશ અહીંયા રહીએ છીએ કારણકે આ કાળના પાંજરામાંથી બહાર નીકળવાનો કોઈ માર્ગ નજરે આવતો નથી અને બીજાને દુઃખી કરવાની તથા દુઃખ સહન કરવાની આદત પડી ગઇ છે. કારણ કે આપણે આપણા સાચા ઘરને જ ભૂલી ગયા છીએ. તે પરમ શાંતિ તથા સુખ અહીં ન હોઈ નિજ ઘર સતલોકમાં જ છે. જ્યાં, ના તો જન્મ છે, ના મૃત્યુ છે, ના વૃદ્ધાવસ્થા છે, ના દુઃખ, ના કોઈ પ્રકારના લડાઇ-ઝઘડા છે, ના કોઈ બીમારી છે, ના પૈસાની કોઈ આપ-લે છે, ના વીજળીનું બિલ ભરવાનું, ના મનોરંજનના સાધન ખરીદવાના છે. ત્યાં તો બધું પરમાત્મા દ્વારા નિઃશુલ્ક તથા અખંડ છે. બંદી છોડ ગરીબદાસજી મહારાજની વાણીમાં પ્રમાણ છે કે :

*બિન હી મુખ સારંગ રાગ સુન, બિન હી તંતી તાર ।*
*બિના સુર અલગોજે બજૈ, નગર નાચ ઘુમાર ।।*
*ઘન્ટા બાજૈ તાલ નગ, મંજીરે ડફ ઝાંઝ ।*
*મૂરલી મધૂર સુહાવની, નિસબાસર ઔર સાંઝ ।।*

*બિન બિહંગમ બાજહિ, તરક તમ્બૂરે તીર ।*
*રાગ ખંડ નહીં હોત હૈ, બંદયા રહત સમીર ॥*
*તરક નહીં તોરા નહીં, નાહી કશીસ કબાબ ।*
*અમૃત પ્યાલે મદ્ય પીવૈં, જ્યોં ભાટી ચવૈં શરાબ ॥*
*મતવાલે મસ્તાનપુર, ગલી-ગલી ગુલજાર ।*
*સંખ શરાબી ફિરત હૈં, ચલો તાસ બજાર ॥*
*સંખ-સંખ પત્ની નાચૈં, ગાવૈં શબ્દ સુભાન ।*
*ચંદ્ર બદન સૂરજમુખી, નાંહી માન ગુમાન ॥*
*સંખ હિંડોલે નૂર નગ, ઝૂલૈં સંત હજૂર ।*
*તખ્ત ધની કે પાસ કર, ઐસા મુલક જહૂર ॥*
*નદી નાવ નાલે બગૈં, છૂટૈં ફુહારે સુન્ન ।*
*ભરે હોદ સરવર સદા, નહીં પાપ નહીં પુણ્ય ॥*
*ના કોઈ ભિક્ષુક દાન દે, ના કોઈ હાર વ્યવહાર ।*
*ના કોઈ જન્મ મરે, એશા દેશ હમાર ॥*
*જહાં સંખોં લહર મેહર કી ઉપજૈં, કહર જહાં નહીં કોઈ ।*
*દાસ ગરીબ અચલ અવિનાશી, સુખ કા સાગર સોઈ ॥*

સતલોકમાં ફક્ત એક રસ પરમ શાંતિ તથા સુખ છે. જ્યાં સુધી આપણે સતલોકમાં જઈશું નહીં ત્યાં સુધી આપણને પરમ શાંતિ, સુખ તથા અમૃત્વની પ્રાપ્તિ નહિ થાય. સતલોક જવું ત્યારે જ સંભવ થશે જ્યારે આપણે પૂર્ણ સંતથી ઉપદેશ લઈ પૂર્ણ પરમાત્માની આજીવન ભક્તિ કરીશું. આ પુસ્તકના માધ્યમથી અમે જે સંદેશ આપવા માગીએ છીએ તેમાં કોઈ દેવી-દેવતા તથા ધર્મની બુરાઈ છોડી સર્વ પવિત્ર ધર્મ ગ્રંથોમાં છુપાયેલ ગૂઢ રહસ્યને જાહેર કરીને યથાર્થ ભક્તિ માર્ગ બતાવવા માગીએ છીએ, જે વર્તમાન સંત, મહંત, આચાર્ય ગુરુ સાહેબો તો શાસ્ત્રોમાં છુપાયેલા ગૂઢ રહસ્યને સમજી શક્યા નથી. કબીર સાહેબ પોતાની વાણીમાં કહે છે કે

*'વેદ કતેબ જૂઠે ના ભાઈ, જૂઠે હૈં સો સમજે નાહી ॥*

જે કારણથી ભક્ત સમાજને અપાર નુકસાન થઈ રહ્યું છે. બધા પોતાના અનુમાન દ્વારા તથા ગુરૂઓ દ્વારા બતાવવામાં આવેલ શાસ્ત્ર વિરુદ્ધ સાધના કરે છે. જેનાથી ન તો માનસિક શાંતિ મળે છે અને ન તો શારીરિક સુખ, ના તો ઘર તથા કારોબારમાં લાભ અને ના તો

પરમેશ્વરનો સાક્ષાત્કાર થાય છે અને ન તો મોક્ષની પ્રાપ્તિ થાય છે અને આ તમામ સુખો કઈ રીતે પ્રાપ્ત થાય તથા એ જાણવા માટે કે હું કોણ છું ? ક્યાંથી આવ્યો છું ? શા માટે જન્મ લઉં છું ? શા માટે મૃત્યુ પામું છું ? અને શા માટે દુઃખ ભોગવું છું ? આખર આ બધું કોણ કરાવી રહ્યું છે ? પરમેશ્વર કોણ છે ? કેવો છે ? ક્યાં છે ? તથા કેવી રીતે મળશે ? અને બ્રહ્મા, વિષ્ણુ અને શિવના માતા-પિતા કોણ છે અને કેવી રીતે કાળ બ્રહ્મની જેલમાંથી મુક્તિ મેળવી આપણા સાચા ઘરે (સતલોકમાં) પાછા જઈ શકીએ. આ તમામ બાબત આ પુસ્તકના માધ્યમથી દર્શાવવામાં આવેલ છે જે વાંચીને સામાન્ય ભક્તાત્માઓનું કલ્યાણ થઈ શકે. આ પુસ્તક સદ્ગુરુ રામપાલજી મહારાજના પ્રવચનોનો સંગ્રહ છે જે તથ્યો પર આધારિત છે. અમને પૂર્ણ વિશ્વાસ છે કે જે પાઠકજન રુચિપૂર્વક તથા નિષ્પક્ષ ભાવથી પઠન કરી અનુકરણ કરશે તેનું કલ્યાણ સંભવ છે.

*આત્મ પ્રાણ ઉદ્ધાર હીં, એસા ધર્મ નહીં ઔર ।*
*કોટિ અશ્વમેઘ યજ્ઞ, સકલ સમાના ભૌર ॥*

ભાવાર્થ : જો એક આત્માને સત્ભક્તિમાર્ગ પર લગાડી તેનું આત્મકલ્યાણ કરાવી દેવાય તો કરોડ અશ્વમેઘ યજ્ઞાનું ફળ પ્રાપ્ત થાય છે. અને તે બરાબર (તેની સરખામણીમાં) કોઈ ધર્મ નથી.

કબીર સાહેબ કહે છે કે મારું આ જ્ઞાન એવું છે કે જે જ્ઞાની પુરુષ હશે તે આને સાંભળીને હૃદયમાં સમાવી લેશે અને જે મૂર્ખ હશે તેની સમજમાં નહિ આવે.

*''કબીર, જ્ઞાની હો તો હૃદય લગાઈ, મૂર્ખ હો તો ગમ ના પાઈ''*

★

# અનુક્રમણિકા

| ક્રમ | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| | **જ્ઞાન ગંગા ભાગ-૧** | |
| ૧ | ભક્તિ સૌદાગરને સંકેત (ઇશારો) | ૧ |
| ૨ | સૃષ્ટિરચના | ૨૮ |
| ૩ | કોણ તથા કેવો છે કુલ (સર્વ)નો માલિક | ૮૨ |
| ૪ | પવિત્ર શાસ્ત્ર પણ કબીર પરમેશ્વરના સાક્ષી | ૧૦૧ |
| ૫ | કબીર સાહેબ ચારેય યુગોમાં આવે છે | ૧૦૯ |
| ૬ | પૂર્ણસંતની ઓળખાણ | ૧૨૭ |
| ૭ | સંતને સતાવવાની સજા | ૧૩૭ |
| ૮ | ભટકેલાઓને માર્ગદર્શન | ૧૪૧ |
| ૯ | કબીર સાહેબની કાળ સાથે વાર્તા | ૧૬૫ |
| | **જ્ઞાન ગંગા ભાગ-૨** | |
| ૧૦ | સંત રામપાલજી મહારાજની અધ્યક્ષતામાં હિન્દુસ્તાનનું પૂરા વિશ્વમાં શાસન હશે | ૧૬૯ |
| | પ્રમાણ માટે જુઓ ફોટો કોપી | ૧૮૧ |
| ૧૧ | યથાર્થ જ્ઞાનનો પ્રકાશ | ૧૮૩ |
| ૧૨ | શાસ્ત્રાર્થ વિષય | ૨૫૦ |
| ૧૩ | ભટકેલાઓને સતમાર્ગ | ૨૫૯ |

## (૧) ભક્તિ સોદાગરને સંકેત

*"જીવ હમારી જાતિ હૈ, માનવ ધર્મ હમારા ।*
*હિન્દુ, મુસ્લિમ, શીખ, ઈસાઈ, ધર્મ નહીં કોઈ ન્યારા ।।"*

**પ્રિય ભક્તજનો :**

**આજથી આશરે પાંચ હજાર વર્ષ અગાઉ અન્ય ધર્મ અથવા અન્ય સંપ્રદાય ન હતા. ન હિન્દુ, ન મુસલમાન, ન શીખ, ન ઈસાઈ હતા. ફક્ત માનવધર્મ હતો. બધાનો એક જ માનવધર્મ હતો અને છે. પરંતુ જેમ જેમ કળિયુગનો પ્રભાવ વધતો ગયો તેમ તેમ આપણામાં મતભેદ વધતા ગયા. કારણ ફક્ત એટલું જ હતું કે ધાર્મિક કુળગુરુઓ દ્વારા શાસ્ત્રોમાં વર્ણવેલી સચ્ચાઈને દબાવી દેવામાં આવી. જેનું કારણ સ્વાર્થ પણ હોઈ શકે અથવા બહારી દેખાવ પણ હોઈ શકે. જેના પરિણામસ્વરૂપ આજે એક ધર્મ - ચાર ધર્મો તેમજ અનેક સંપ્રદાયોમાં વિભાજિત થઈ ગયા છે. જેના કારણે એકબીજા સાથે મતભેદ ઉભા થવા સ્વાભાવિક છે. બધાનો પ્રભુ / ભગવાન / રામ / અલ્લાહ / રબ / ખુદા / અલ્લાહ / ગોડ / પરમેશ્વર એક જ છે. આ શબ્દો વિભિન્ન ભાષાઓના પર્યાયવાચી શબ્દો છે. બધા માને છે કે બધાનો માલિક એક છે, પરંતુ તેમ છતાં આ જુદા જુદા ધર્મસંપ્રદાયો કેમ છે ?**

**આ વાત તદ્દન સાચી (બરાબર) છે કે બધાનો માલિક / રબ / ખુદા / અલ્લાહ / ગોડ / રામ પરમેશ્વર એક જ છે. જેનું નામ કબીર છે અને તે સતલોક-સતધામ-સચખંડમાં માનવરૂપી આકારમાં રહે છે. પરંતુ હવે હિન્દુઓ તો કહે છે કે અમારા રામ મોટા છે. મુસલમાનો કહે છે કે અમારા અલ્લાહ મોટા છે. ઈસાઈઓ કહે છે કે અમારા ઈસામસી મોટા છે અને શીખો કહે છે કે અમારા ગુરુનાનક સાહેબજી મોટા છે. આ તો એવી રીતે કહેલી વાત છે કે જાણે ચાર નાદાન બાળકો કહે કે આ મારા પિતા છે જ્યારે બીજો કહે છે કે આ મારા પિતા છે, તારા નથી અને ત્રીજો કહે છે કે એ તો મારો પિતા છે જે સૌથી મોટો છે. અને ચોથો કહે કે અરે નહીં નાદાનો, આ મારા (પિતા) ડેડી છે. તમારા નથી. પરંતુ હકીકતમાં તે ચારેયના પિતા તો એક જ છે. આવા જ નાદાન બાળકોની જેમ આજે આપણો માનવસમાજ ઝઘડી રહ્યો છે.**

*"કોઈ કહે હમારા રામ બડા હૈ, કોઈ કહે ખુદાઈ રે ।*
*કોઈ કહે હમારા ઈસામસી બડા, યે બાટા રહે લગાઈ રે ।।"*

**જ્યારે આપણા તમામ ધાર્મિક ગ્રંથો તથા શાસ્ત્રોમાં તે એક પ્રભુ, ભગવાન, રામ, અલ્લાહ, રબ, ગોડ, ખુદા, પરમેશ્વરનાં પ્રત્યક્ષ નામ લખી તેમનો મહિમા ગાવામાં આવેલ છે કે તે એક માલિક-પ્રભુ કબીર સાહેબ છે. જે સતલોકમાં માનવરૂપી આકારમાં રહે છે.**

**વેદ, ગીતા, કુરાન અને ગુરુગ્રંથ સાહેબ – આ તમામ ગ્રંથો એકબીજાથી મળતા આવે છે. યજુર્વેદના અધ્યાય પાંચ શ્લોક નંબર ૩૨માં સામવેદની**

સંખ્યા ૧૪૦૦, ૮૨૨માં અથર્વવેદના કાન્ડ નંબર ૪ના અનુવાક ૧ના શ્લોક નંબર ૭, ઋગ્વેદના મંત્ર-૧ અધ્યાય-૧ના સુક્ત ૧૧ના શ્લોક નંબર ૪માં કબીર નામનો ઉલ્લેખ કરીને બતાવવામાં આવ્યું છે કે પૂર્ણ બ્રહ્મ કબીર છે જે સતલોકમાં આકારમાં રહે છે. ગીતાજી ચારેય વેદોનો સંક્ષિપ્ત સાર છે. ગીતાજી પણ સતપુરુષ, પૂર્ણબ્રહ્મ કબીરની તરફ ઈશારો કરે છે. ગીતાજીના અધ્યાય પંદરના શ્લોક નંબર ૧૬, ૧૭ અધ્યાય ૧૮ના શ્લોક નંબર ૪૬, ૬૨, અધ્યાય ૮, ના શ્લોક નંબર ૨૨ માં અધ્યાય ૧૫ના શ્લોક નંબર ૧, ૨, ૪માં તે જ પૂર્ણપરમાત્માની ભક્તિ કરવાનો ઈશારો આપ્યો છે. શ્રી ગુરુગ્રંથ સાહેબના પાના નં. ૨૪ તેમજ પાના નં. ૭૨૧ ઉપર નામ લખી કબીર સાહેબનો મહિમા ગાવામાં આવ્યો છે. આ જ પ્રમાણે કુરાન તથા બાઈબલને એક જ શાસ્ત્ર સમજવું જોઈએ. બંને લગભગ એક જ સંદેશ આપે છે કે કબીર અલ્લાહની મહિમાનું ગુણગાન કરો જેની શક્તિ દ્વારા સંપૂર્ણ સૃષ્ટિ ચાલી રહી છે. (કુરાન શરીફમાં સૂરત ફૂર્કાની નં. ૨૫ની આયાત નં. ૫૨ થી ૫૯ સુધીમાં કબીરન, ખબીરા, કબીરુ વગેરે શબ્દો લખી તે એક જ કબીર અલ્લાહનું ગુણગાન કરવામાં આવેલ છે કે હે પૈગમ્બર (મોહંમદ) તે કબીર અલ્લાહનો મહિમા બ્યાન કરો, જેણે છ દિવસમાં પોતાની શક્તિથી સૃષ્ટિની રચના કરી અને સાતમાં દિવસે તખ્ત ઉપર બિરાજમાન થયા એટલે કે સતલોકમાં જઈને વિશ્રામ કર્યો. તે અલ્લાહ (પ્રભુ) કબીર છે. આનુ જ પ્રમાણ બાઈબલના ઉત્પત્તિ ગ્રંથના સૃષ્ટિક્રમમાં બાઈબલના પ્રારંભમાં જ સાત દિવસની રચના ૧ : ૨૦, ૨ : ૫ માં વર્ણવેલ છે.

તમામ સંતો તથા ગ્રંથોનો સાર એ જ છે કે પૂર્ણ ગુરુ જેની પાસે ત્રણેય નામો ઉપલબ્ધ છે, તેમજ નામ આપવા અંગેનો અધિકાર (આદેશ હુકમ) પણ ધરાવે છે, તેવા પૂર્ણ ગુરુથી જ નામ ગ્રહણ કરી જીવે જન્મ મૃત્યુરૂપી રોગોથી છુટકારો મેળવવો જોઈએ. કારણ કે અમારો ઉદ્દેશ તમને કાળની કારાગાર (જેલ)માંથી મુક્ત કરાવી આપણા માલિક કવિર્દેવ (કબીર સાહેબ)ના સતલોકને પ્રાપ્ત કરાવવાનો છે. કવિર્દેવે પોતાની વાણીમાં કહ્યું છે કે એક જીવને કાળસાધનાથી છોડાવી, પૂર્ણગુરુની શરણમાં લાવી સત્ ઉપદેશ અપાવવાનું પુણ્ય (ફળ) એટલું બધું હોય છે કે કેટલાય કરોડ ગાય, બકરાં વગેરે પ્રાણીઓને કસાઈથી છોડાવવાનું હોય છે. કારણ કે આ અબોધ (જ્ઞાનહીન) માનવશરીરધારી પ્રાણી ખોટા ગુરુઓ દ્વારા બતાવવામાં આવેલ શાસ્ત્ર વિરુદ્ધ સાધનાથી કાળની જાળમાં ફસાઈ રહીને ન જાણે કેટલીય દુ:ખદાયક ચૌર્યાસી લાખ યોનિઓના કષ્ટને સહન કરતો રહે છે. જ્યારે આ જીવાત્મા કર્વિદેવની શરણમાં પૂર્ણગુરુના માધ્યમ દ્વારા આવી જાય છે, નામથી જોડાઈ જાય છે. તે પછી તેના જન્મ તથા મૃત્યુનું કષ્ટ સદાય માટે સમાપ્ત થઈ જાય છે. તથા સત્લોકમાં વાસ્તવિક શાંતિને પ્રાપ્ત કરે છે.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે વર્તમાનમાં ગુરુ વધુમાં વધુ શિષ્યો બનાવી પોતાની યોગ્યતાનું પ્રમાણ દેખાડે છે. એટલે કે દરેક ચાર કથા શીખી લે છે. અને કહે છે કે હું પણ નામ આપું છું અને આવી રીતે ભોળી આત્માઓને કાળ (બ્રહ્મ)ની જાળમાં નાખી દે છે. કારણ કે શાસ્ત્રો વિરુદ્ધ નામ ઉપદેશ આપવાવાળા તેમજ તેનું જાપ કરવાવાળા તમામ નિઃશંકપણે નરકના અધિકારી બનશે અને તેમને નર્કમાં ઉંધા લટકાવવામાં આવશે. આ કથન શાસ્ત્ર (ગીતા, વેદ તથા સર્વ ગ્રંથ) બતાવે છે. આ જ કથનને સાબિત કરવા માટે કથા સંભળાવું છું.

એક સમયની વાત છે. બધાને ખબર પડી કે રાજા પરીક્ષિતને સાતમાં દિવસે સાપ કરડશે અને તેનું મૃત્યુ થશે. આ વાતની જાણ થતા બધાએ વિચાર્યું કે સાત દિવસ સુધી રાજા પરીક્ષિતને ભાગવતની કથા સંભળાવવામાં આવે. જેથી તેનો મોહ અહીંથી દૂર થઈ જાય અને પ્રભુના ચિંતનમાં લાગી જાય. કારણ કે મૃત્યુ સમયે જેની જેવી ભાવના હોય છે તેવું તેને ફળ પ્રાપ્ત થાય છે. આમ બધાએ આ બાબતને અતિ ઉત્તમ કહી સમર્થન આપ્યું. પરંતુ હવે પ્રશ્ન એ ઊભો થયો કે કથા કરશે કોણ ? આ પ્રશ્ન ઉપર પ્રશ્નાર્થ ચિહ્ન લાગી જાય છે. તે સમયે ત્યાં ઉપસ્થિત તમામ મહર્ષિઓ ત્યાં સુધી કે શ્રીમદ્ ભાગવત સુધાસાગરના રચયિતા મહર્ષિ વેદ વ્યાસે પણ પોતાને કથા સંભળાવવા યોગ્ય નથી સમજ્યા. કારણ કે તેઓ જાણતા હતા કે તેઓની અંદર સમર્થતા નથી. તો શા માટે એક જીવના જીવનને નષ્ટ કરી પાપના ભાગીદાર બનીએ. કેમ કે સાતમા દિવસે પરિણામ આવવાનું હતું. તેથી સાત દિવસ સુધી કથા સંભળાવવાની કોઈની પણ હિંમત થઈ નહીં. કારણ કે બધાને પોતાની હેસિયતની ખબર હોય છે. સ્વર્ગેથી શુકદેવજીને ભાગવતની કથા કરવા માટે બોલાવવામાં આવ્યા અને ત્યારે રાજા પરીક્ષિતનો મોહ અહીંથી દૂર થયો અને સ્વર્ગની પ્રાપ્તિ થઈ.

સ્વર્ગમાં સુખ ભોગવ્યા પછી પાછા નરકમાં અને ફરીથી લખચોર્યાસીમાં ફેરા મારશે. તે અહીંયાનો અટલ નિયમ છે અથવા કાયમી નિયમ છે. આટલી સિદ્ધિ પણ ત્રણે લોકના પૂર્ણગુરુ વિના મળી શકતી નથી.

દાખલા તરીકે જ્યારે કોઈ જગ્યાએ પ્રધાનમંત્રી આવી રહ્યા હોય તો તેમના આગમન પહેલા બે-ત્રણ સારા વક્તા-ગાયક કે તબલા-વાજું વગાડનારા હોય છે. જે ખૂબ મધુર અને આકર્ષિત અવાજથી જોનારાઓને પ્રભાવિત કરે છે, પરંતુ તે સંભળાવી રહ્યા છે તેમાંથી એક પણ વાત કરવામાં સક્ષમ નથી. જ્યારે પ્રધાનમંત્રી આવે છે, ત્યારે તેઓ ઓછામાં ઓછા શબ્દોમાં કહે છે કે આગરામાં આંતરરાષ્ટ્રીય કોલેજ બનાવી દો, ચંદિગઢમાં આંતરરાષ્ટ્રીય યુનિવર્સિટી બનાવી દો, વગેરે. ફક્ત એટલું કહીને પી.એમ. સાહેબ ચાલ્યા જાય છે. તેઓના કહેવાના બીજા દિવસથી આ કામ શરૂ થઈ જાય છે. કેમ કે વચનમાં શક્તિ છે અને જો આ વાત

તમારા અને મારા જેવી સામાન્ય વ્યક્તિ કહે તો પણ આપણી મોટી મુર્ખામી હશે. કેમ કે આપણા વચનમાં એટલી શક્તિ નથી હોતી. જ્યારે પ્રધાનમંત્રી માટે આ બધી વાત સાધારણ વાત છે.

આ મુદ્દાઓને સાબિત કરવા માટે થોડી નીચે મુજબની વાણી ખાસ વાંચો અને ઊંડો વિચાર કરી તાત્કાલિક ગુરુમંત્ર મેળવો :

*કબીર, પંડિત ઔર મશાલચી, દોનોં સૂઝૈં નાહિં ।*
*ઔરોં નેં કરૈં ચાંદના, આપ અંધેરે માંહિ ।।*
*કબીર, કરણી તજ કથની કથૈં, અજ્ઞાની દિન રાત ।*
*કુકર જ્યોં ભૌંકત ફિરૈં, સુની સુનાઈ બાત ।।*
*ગરીબ, બીજક કી બાતાં કહૈં, બીજક નાહિં હાથ ।*
*પૃથ્વી ડોબન ઉતરે, કહૈ-કહૈ મીઠી બાત ।।*
*ગરીબ, બીજક કી બાતાં કહૈં, બીજક નાહિં પાસ ।*
*ઔરોં કો પ્રમોદ હીં, આપન ચલે નિરાશ ।।*
*ગરીબ, કથની કે શૂરૈ ઘને, કથૈં અટમ્બર જ્ઞાન ।*
*બાહર જવાબ આવૈ નહીં, લીદ કરૈં મૈદાન ।।*

કથા કરવી અને ઉપદેશ આપવો કોઈ બાળકોની રમત નથી, કે બગલમાં પોથી લઈ ચાલો હું પણ કથા કરી આપું છું, ચાલો હું પણ રામાયણનો પાઠ કરી આપું છું, ગીતાજીનો પાઠ કરી આપું છું, ગ્રંથ સાહેબનો પાઠ કરી આપું છું અથવા સત્સંગ કરી આપું છું અને નામ પણ આપું છું વગેરે. પણ પૂર્ણ સંતને જ કથા કરવાનો અને ઉપદેશ આપવાનો અધિકાર હોય છે અને તે કથાનું સમાધાન પણ તે જ કરી શકે છે. કેમ કે પૂર્ણ સંતના શબ્દોમાં શક્તિ હોય છે. જેમ શુકદેવના શબ્દમાં હતી. જેમ કે કોઈ સત્સંગ કરે અને માની લો તેમાં કેરીના ગુણ બતાવે છે કે કેરી ખૂબ મીઠી હોય છે. ફળોનો રાજા હોય છે. તેનો રંગ પીળો હોય છે વગેરે. અને જો કોઈ કહે કે 'લાવો ભાઈ કેરી આપો' તો તે સત્સંગ કરવાવાળા કહે કે 'મારી પાસે તો કેરી નથી' પછી લેનાર કહે કે 'ક્યાં મળશે ?' તેને જવાબ મળે કે 'ખબર નથી.' પછી લેવાવાળો કહેશે કે 'અરે નાદાન ! જ્યારે તારી પાસે કેરી છે જ નહિ અને તને કેરી ક્યાં મળશે તેની ખબર પણ નથી તો ખોટી બૂમો કેમ પાડે છે ?' કહેવાનો મતલબ એ છે કે જેને કથા કરવાનો કોઈ અધિકાર નથી છતાં કથા કરે છે અને તેના મુખેથી કથા સાંભળનાર બધા નરકના અધિકારી બને છે. (આવા અનઅધિકારી બની બેઠેલા લોકો જીવાત્માઓના માટે ભયંકર દુશ્મનો છે અને નરકના ચક્રમાં ફસાવનારા છે)

જ્યારે કોઈ વ્યક્તિ પોતાની જાતે ગુરુ બની શિષ્ય બનાવી લે છે. તો સમજવું પોતાના માથા ઉપર ભાર ચઢાવી લે છે. કેમ કે પરમેશ્વરનો નિયમ છે કે જ્યાં સુધી શિષ્ય પાર નહીં થાય ત્યાં સુધી ગુરુને વારંવાર જન્મ લેતા

રહેવું પડે છે. પૂર્ણગુરુ અધૂરા શિષ્યોથી છુટકારો મેળવવા માટે આવી લીલાઓ કરતા રહે છે. જેનાથી અજ્ઞાની શિષ્યોને ગુરુ માટે નફરત થઈ જાય છે. જેમ કે કબીર સાહેબ જયારે કાશીમાં પ્રગટ થયા હતા તે સમયે કબીર સાહેબના ચૌસઠ લાખ શિષ્યો બની ગયા હતા. તેઓની પરીક્ષા લેવા માટે કબીર સાહેબે કાશી શહેરની એક વિખ્યાત વેશ્યાને સતસંગ જ્ઞાન સમજાવવા માટે તેના ઘરે જવાનું શરૂ કર્યું જે જોઈ તથા સાંભળીને તેમના શિષ્યોના મનમાં ગુરુ માટે નફરત પેદા થઈ ગઈ અને બધાનો પોતાના ગુરુ ઉપરનો વિશ્વાસ તૂટી ગયો. ફક્ત બે જણાને છોડી બધા શિષ્યો ગુરુ વગર થઈ ગયા. સતગુરુ ગરીબદાસજી મહારાજની વાણીમાં સાબિતી છે :-

*ગરીબ, ચંડાલિ કે ચૌક મેં, સતગુરુ બૈઠે જાય ।*
*ચૌસઠ લાખ ગારત ગયે, દો રહે સતગુરુ પાય ॥*
*ભડવા ભડવા સબ કહૈં, જાનત નાહિં ખોજ ।*
*દાસ ગરીબ કબીર કર્મ સે, બાંટત સિર કા બોજ ॥*

માટે અમારી સૌને પ્રાર્થના છે કે સમજી વિચારીને જ સતમાર્ગ પકડો.

શામવેદના શ્લોક નં. ૮૨૨માં જણાવેલ છે કે જીવની મુક્તિ ત્રણ નામોથી થશે. પહેલું ૐ (ઓમ), બીજું સતનામ (તત) અને ત્રીજું સારનામ (સત). ગીતાજી પણ આ સાબિતી આપે છે કે ૐ ઓમ તત સત અને શ્રી ગુરુગ્રંથ સાહેબ પણ આ જ સતનામ જપવાનો ઈશારો કરી રહ્યા છે. સતનામ સતનામ કોઈ જપવાનું નામ નથી. પણ આ સતનામ તો તે નામની તરફ ઈશારો કરે છે કે જે એક સાચું નામ છે. આવી જ રીતે ત્રીજા નામ સારનામ વગર એકલો ૐ (ઓમ) મંત્ર પણ કોઈ કામનો નથી. આ ત્રણે નામ અને નામ આપવાની આજ્ઞા મને મારા ગુરુદેવ સ્વામી રામદેવાનંદજી મહારાજ દ્વારા પ્રાપ્ત થયેલ છે. જે કબીર સાહેબથી પેઢી દરપેઢી ચાલતી આવે છે. પહેલા આપ સતસંગ સાંભળો સેવા કરો, જેનાથી આપનું ભક્તિરૂપી ખેતર સુધરી જશે.

*કબીર, માનુષ જન્મ પાય કર, નહીં રટૈં હરિ નામ ।*
*જૈસે કૂવા જલ બિના, ખુદવાયા કિસ કામ ॥*
*કબીર, એક હરિ કે નામ બિના, યે રાજા ઋષભ હો ।*
*માટી ઢોવૈ કુંભાર કી, ઘાસ ન ડાલેકો ॥*

ત્યારબાદ પોતાના સુધારેલા ખેતરમાં બી વાવવું પડશે. શાસ્ત્રો (કબીર સાહેબની વાણી, વેદ, ગીતા, પુરાણ, કુરાન, ધર્મદાસ સાહેબ વગેરે સંતોની વાણી)ના અભ્યાસથી મુક્તિ નહી થાય. આ તમામ શાસ્ત્રોનો એક જ સાર છે કે પૂર્ણમુક્તિ માટે પૂર્ણપરમાત્મા કબીર સાહેબના પ્રતિનિધિ સંત (જેને પોતાનાં ગુરુ દ્વારા નામ આપવાની આજ્ઞા પણ હોય) પાસેથી નામ ઉપદેશ લઈને આત્મકલ્યાણ કરાવવું જોઈએ. જો નામ નહીં લીધું તો —

*નામ બિના સૂના નગર, પડયા સકલ મેં શોર ।*
*લૂટ ન લૂટી બંદગી, હો ગયા હંસા ભોર ।।*
*અદલી આરતી અદલ અજૂની, નામ બિના હૈ કાયા સૂની ।*
*જૂઠી કાયા ખાલ લુહારા, ઈંગલા પિંગલા સુષમન દ્વારા ।।*
*કૃતઘ્ની ભૂલે નર લોઈ, જા ઘટ નિશ્ચય નામ ન હોઈ ।*
*સો નર કીટ પતંગ ભુજંગા, ચૌરાસી મેં ઘર હૈ અંગા ।।*

**જો બીજ નહીં વાવો તો આત્મરૂપી ખેતરની ખોદાઈ એટલે કે તૈયારી કરવી વ્યર્થ થશે. કહેવાનો અભિપ્રાય એ છે કે તેનાથી તમને જ્ઞાન થશે, જે જરૂરી છે. પરંતુ પૂર્ણગુરુ દ્વારા નામ ઉપદેશ લેવો એટલે બીજ વાવવું પણ ખૂબ આવશ્યક છે. નામ પણ એ જપવું (લેવું) પડશે જે ગુરુનાનક સાહેબે જપેલું (લીધેલું), ગરીબદાસ સાહેબે જપેલું, ધર્મદાસ સાહેબ વગેરે સંતોએ જપેલું (લીધેલું) તેના સિવાય અન્ય નામોથી જીવની મુક્તિ નહિ થાય.**

**જેથી બધાએ નામ ઉપદેશ લઈ પોતાનું ભક્તિરૂપી ધન ભેગું કરવાનું શરૂ કરવું જોઈએ. જેટલું જલદી થઈ શકે તેટલું જલદી કેમકે ન જાણે ક્યારે અને ક્યા સમયે આ શરીરનો પૂરો થવાનો સમય આવી જાય. ગુરુનાનક દેવજી પણ કહે છે કે :—**

*ના જાને યે કાલ કી કર ડારૈં, કિસ વિધી ઢલ જા પાસા વે ।*
*જિન્હાદે સિર તે મૌત ખુડગદી, ઉન્હાનૂં કેડા હાંસા વે ।।*

**કબીર સાહેબ કહે છે કે —**

*કબીર, શ્વાસ-શ્વાસ મેં નામ જપો, વ્યર્થા શ્વાસ મત ખોય ।*
*ન જાને ઈસ શ્વાસ કા, આવન હો કે ના હોય ।।*
*સતગુરુ સોઈ જો સારનામ દૃઢાવૈ, ઔર ગુરુ કોઈ કામ ન આવૈ ।*
*સાર નામ બિન પુરુષ (ભગવાન) દ્રોહી ।।*

**એટલે કે જે ગુરુ સારનામ તથા સાર શબ્દ નથી આપતા અથવા તેને તેના ગુરુ દ્વારા નામ આપવાનો અધિકાર (આજ્ઞા) નથી એટલે કે શાસ્ત્રોના અધ્યયનથી જો કોઈ મનમુખી ગુરુ આ નામ આપી પણ દે તો પણ તે ગુરુ તથા તેના શિષ્યોને નરકમાં નાખવામાં આવશે. તે ગુરુ ભગવાનનો દુશ્મન છે, વિદ્રોહી છે તેને ભગવાનના દરબારમાં ઊંધો લટકાવવામાં આવશે.**

**હવે ભક્તસમાજમાં બનાવટી ગુરુઓ (સંતો) દ્વારા એક ખોટી ધારણા ફેલાવવામાં આવી છે કે એક વખત ગુરુ ધારણ કર્યા પછી બીજો ગુરુ નહિ બદલવો જોઈએ. જરા વિચાર કરીને જુઓ કે ગુરુ આપણા જન્મ મૃત્યુરૂપી રોગને કાપવાવાળો વૈદ હોય છે. જો એક વૈદથી આપણા રોગ નથી કપાતા તો આપણે બીજા સારા વૈદ્ય (ડૉક્ટર)ની પાસે જઈશું જેના દ્વારા આપણા જીવલેણ (જીવનને જોખમકારક) રોગો ઠીક થઈ શકે. જેમ ધર્મદાસ સાહેબના પહેલા ગુરુ શ્રી રૂપદાસજી હતા પરંતુ જ્યારે ધર્મદાસજીને ખબર**

**પડી કે આ ગુરુ પૂર્ણ મુક્તિદાતા નથી તો તરત જ તેમનો ત્યાગ કરી પૂર્ણ બ્રહ્મ પરમેશ્વર સતપુરુષ કબીર સાહેબને પોતાના ગુરુ બનાવ્યા અને પૂર્ણમોક્ષ સત્યલોકમાં જઈ પ્રાપ્ત કર્યું. ઠીક આ જ રીતે અધૂરા ગુરુને તરત જ ત્યજી દેવા જોઈએ.**

*"ઝુઠે ગુરુ કે પક્ષ કો, તજત ન કીજે વારિ"*

**(ગુરુ તથા નામ મહિમાની વાણી)**

*ગરીબ, બિન ઉપદેશ અચંભ હૈ, કયોં જીવત હૈં પ્રાણ /*
*બિન ભકિત કહાં ઠૌર હૈ, નર નાહિં પાષાણ // ૨ //*
*ગરીબ, એક હરિ કે નામ બિના, નારી કુતિયા હો /*
*ગલી-ગલી ભૌંકત ફિરે, ટૂક ના ડાલે કો // ૩ //*
*ગરીબ, બીબી પડદે રહે થી, ડયોઢી લગતી બાર /*
*ગાત ઉઘાડે ફિરતી હૈ, બન કુતિયા બાજાર // ૪ //*
*ગરીબ, નકબેસર નક સે બની, પહરત હાર હમેલ /*
*સુન્દરી સે સુનહી (કુતિયા) બની, સુનિ સાહિબ કે ખેલ // ૫//*
*કબીર, હરિ કે નામ બિના, રાજા ઋષભ હોએ /*
*માટી લદૈ કુમ્હાર કૈ, ઘાસ ના ડાલે કોએ // ૬ //*
*કબીર, રામ કૃષ્ણ સે કૌન બડા, ઉન્હોં ભી ગુરુ કીન્હ /*
*તીન લોક કે વે ધની, ગુરુ આગે આધીન // ૭ //*
*કબીર, ગર્ભ યોગેશ્વર ગુરુ બિના, લાગા હરિ કી સેવ /*
*કહૈ કબીર સ્વર્ગ સે, ફેર દિયા સુખદેવ // ૮ //*
*કબીર, રાજા જનક સે નામ લે, કિન્હીં હરિ કી સેવ (પૂજા) /*
*કહૈ કબીર વૈકુંઠ મેં ઉલ્ટ મિલે સુખદેવ // ૯ //*
*કબીર, સતગુરુ કે ઉપદેશ કા, લાયા એક વિચાર /*
*જૈ સતગુરુ મિલતે નહીં, જાતા નરક દ્વાર // ૧૦ //*
*કબીર, નરક દ્વાર મેં દૂત સબ, કરતે ખેંચા તાન /*
*ઉનતેં કબહુ ના છુટતા, ફિર ફિરતા ચારોં ખાન // ૧૧ //*
*કબીર, ચાર ખાની મેં ભ્રમતા, કબહુ ના લગતા પાર /*
*સો ફેરા સબ મિટ ગયા, સતગુરુ કે ઉપકાર // ૧૨ //*
*કબીર, સાત સમુંદ્ર મસિ કરું લેખની કરુ બનરાય /*
*ધરતી કા કાગદ કરું, ગુરુ ગુણ લિખા ન જાએ // ૧૩ //*
*કબીર, ગુરુ બડે ગોવિન્દ સે, મન મેં દેખ વિચાર /*
*હરિ સુમરે સો રહ ગએ, ગુરુ ભજે હુએ પાર // ૧૪ //*
*કબીર, ગુરુ ગોવિન્દ દોઉ ખડે, કાકે લાગું પાય /*
*બલિહારી ગુરુ આપને, જિન ગોવિન્દ દિયા મિલાય // ૧૫ //*
*કબીર, હરિ કે રૂઠતાં, ગુરુ કી શરણ મેં જાય /*
*કબીર ગુરુ જૈ રૂઠજાં, હરિ નહીં હોત સહાય // ૧૬ //*

### નામ ક્યા રામનું જપવાનું છે ?

ગીતાજીના અધ્યાય નં. ૧૫નો શ્લોક નંબર ૧૬ :

દ્વૌ, ઈમૌ, પુરુષૌ, લોકે અક્ષરઃ, ચ, અક્ષરઃ, એવ, ચ, ક્ષરઃ, સર્વાણિ, ભૂતાનિ, કૂટ્સ્થઃ, અક્ષરઃ, ઉચ્યતે ॥

અનુવાદ : આ સંસારમાં બે પ્રકારના ભગવાન છે. વિનાશી તથા અવિનાશી અને આ સંપૂર્ણ ભૂત પ્રાણીઓના શરીર તો વિનાશી અને જીવાત્મા અવિનાશી કહેવાય છે.

ગીતાજીના અધ્યાય નં. ૧૫ના શ્લોક નંબર ૧૭ :

ઉત્તમઃ, પુરુષઃ, તુ, અન્યઃ, પરમાત્મા, ઈતિ, ઉદાહતઃ, યઃ, લોકત્રયમ આવિશ્યસ, બિભર્તિ, અવ્યયઃ, ઈશ્વરઃ

અનુવાદ : ઉત્તમ ભગવાન તો બીજો જ છે. જે ત્રણેય લોકોમાં પ્રવેશ કરીને બધાનું ભરણ-પોષણ કરે છે તથા અવિનાશી પરમેશ્વર પરમાત્મા આ પ્રમાણે કહેવામાં આવે છે :

*કબીર, અક્ષર પુરુષ એક પેડ હૈ, નિરંજન વાકી ડાર ।*
*ત્રિદેવા (બ્રહ્મા, વિષ્ણુ, શિવ) શાખા ભયે, પાત ભયા સંસાર ॥*
*કબીર, તીન દેવકો સબ કોઈ ધ્યાવે, ચૌથા દેવકા મરમ ન પાવૈ ।*
*ચૌથા છાંડિ પંચમ ધ્યાવૈ, કહૈ કબીર સો હમરે આવૈ ॥*
*કબીર, તીન ગુણન કી ભક્તિ મેં, ભૂલિ પરયો સંસાર ।*
*કહૈ કબીર નિજ નામ બિન, કૈસે ઉતરે પાર ॥*
*કબીર, ઓંકાર નામ બ્રહ્મ (કાળ) કા, યહ કર્તા મતિ જાનિ ।*
*સાંચા શબ્દ કબીર કા, પરદા માહિં પહિચાનિ ॥*
*કબીર, તીન લોક સબ રામ જપત હૈ, જાન મુક્તિ કો ધામ ।*
*રામચન્દ્ર વશિષ્ઠ ગુરુ કિયા, તિન કહિ સુનાયો નામ ॥*
*કબીર, રામ કૃષ્ણ અવતાર હૈ, ઈનકા નાહીં સંસાર ।*
*જિન સાહબ સંસાર કિયા, સો કિનહુ ન જન્મ્યાં નારિ ॥*
*કબીર, ચાર ભુજાકે ભજનમેં, ભુલિ પરે સબ સંત ।*
*કબિરા સુમિરૈ તાસુ કો, જાકે ભુજા અનંત ॥*
*કબીર, વશિષ્ટ મુનિ સે તત્વેતા જ્ઞાની, શોધ કર લગ્ન ધરૈ ।*
*સીતા હરણ મરણ દશરથ કો, બન બન રામ ફિરૈ ॥*
*કબીર, સમુદ્ર પાટિ લંકા ગયે, સીતા કો ભરતાર ।*
*તાહિ અગસ્ત મુનિ પીય ગયો, ઈનમેં કો કરતાર ॥*
*કબીર, ગોવર્ધન કૃષ્ણ જી ઉઠાયા, દ્રૌણાગિરિ હનુમંત ।*
*શેષ નાગ સબ સૃષ્ટિ ઉઠાઈ, ઈનમેં કો ભગવંત ॥*
*ગરીબ, દુર્વાસા કોપે તહાં, સમજ ન આઈ નીચ ।*
*છપ્પન કોટિ યાદવ કટે, મચી રૂધિર કી કીચ ॥*
*કબીર, કાટે બંધન વિપતિ મેં, કઠિન કિયા સંગ્રામ ।*

*ચીન્હો રે નર પ્રાણિયાં, ગરૂડ બડો કી રામ ॥*
*કબીર, કહ કબીર ચિત ચેતહૂ, શબ્દ કરૌ નિરુવાર ।*
*શ્રી રામચંદ્ર કો કર્તા કહત હૈં, ભૂલિ પરયો સંસાર ॥*
*કબીર, જિન રામ કૃષ્ણ નિરંજન કિયા, સો તો કરતા ન્યાર ।*
*અંધા જ્ઞાન ન બૂઝઈ, કહૈ કબીર બિચાર ॥*
*કબીર, તીન ગુણન (બ્રહ્મા, વિષ્ણુ, શિવ) કી ભક્તિ મેં, ભૂલ પડ્યો સંસાર ।*
*કહૈ કબીર નિજ નામ બિના, કૈસે ઉતરો પાર ॥*

**॥ શબ્દ ॥ (સંત રામપાલદાસ રચિત)**

**યુદ્ધ જીત કર પાંડવ, ખુશી હુએ અપાર ।**
**ઈન્દ્રપ્રસ્થ કી ગદ્દી પર, યુધિષ્ઠિર કી સરકાર ॥ ૧ ॥**
**એક દિન અર્જુન પૂછતા, સુન કૃષ્ણ ભગવાન ।**
**એક બાર ફિર સુના દિયો, વો નિર્મલ ગીતા જ્ઞાન ॥ ૨ ॥**
**ઘમાશાન યુદ્ધ કે કારણ, ભૂલ પડી હૈ મોહેં ।**
**જ્યો કા ત્યોં કહના ભગવન, તનિક ન અન્તર હોએ॥ ૩ ॥**
**ઋષિ મુનિ ઔર દેવતા, સબકો રહે તુમ ખાય ।**
**ઈનકો ભી નહીં છોડા આપને, રહે તુમ્હારા હી ગુણ ગાય ॥ ૪ ॥**
**કૃષ્ણ બોલે અર્જુન સે, યહ ગલતી કયોં કિન્હ ।**
**એસે નિર્મલ જ્ઞાન કો, ભૂલ ગયા બુદ્ધીહીન ॥ ૫ ॥**
**અબ મૂઝે ભી કુછ યાદ નહીં, ભૂલ પડી નિદાન ।**
**જ્યોં કા ત્યોં ઉસ ગીતા કા મૈં, નહીં કર સકતા ગુણગાન॥ ૬ ॥**
**સ્વયં શ્રીકૃષ્ણ કો યાદ નહીં, ઔર અર્જુન કો ધમકાવે ।**
**બુદ્ધી કાલ કે હાથ હૈ, ચાહે ત્રિલોકી નાથ કહલાવે ॥ ૭ ॥**
**જ્ઞાન હીન પ્રચારકા જ્ઞાન કથેં દિન રાત ।**
**જો સર્વ કો ખાને વાલા, કહેં ઉસી કી બાત ॥ ૮ ॥**
**સબ કહે ભગવાન કૃપાલુ હૈ કૃપા કરેં દયાલ ।**
**જિસકી સબ પૂજા કરેં વહ સ્વયં કહૈં મૈં કાલ ॥ ૯ ॥**
**મારે ખાવૈ સબ કો, વહ કૈસા કૃપાલ ।**
**કુત્તો ગધે સુઅર બનાવૈ હૈ, ફિર ભી દીન દયાલ ॥ ૧૦ ॥**
**બાઈબલ વેદ કુરાન હૈ, જૈસે ચાંદ પ્રકાશ ।**
**સૂરજ જ્ઞાન કબીર કા, કરૈ તિમર કા નાશ ॥ ૧૧ ॥**
**રામપાલ સાચી કહે, કરો વિવેક વિચાર ।**
**સતનામ વ સારનામ, યહી મંત્ર હૈ સાર ॥ ૧૨ ॥**
**કબીર હમારા રામ હૈ, વો હૈ દીન દયાલ ।**
**સંકટ મોચન કષ્ટ હરણ, ગુણ ગાવૈ રામપાલ ॥ ૧૩ ॥**

**શબ્દ (સંત રામપાલ દાસ રચિત)**

**બ્રહ્મા વિષ્ણુ શિવ, હૈ તીન લોક પ્રધાન ।**

અષ્ટંગી ઈનકી માતા હૈ, પિતા કાલ ભગવાન ।। ૧ ।।
એક લાખ કો કાલ, નિત ખાવૈ સીના તાણ ।
બ્રહ્મા બનાવૈ વિષ્ણુ પાલૈ, શિવ કર દે કલ્યાણ ।। ૨ ।।
અર્જુન ડર કે પૂછતા હૈ, યહ કૌન રૂપ ભગવાન ।
કહૈ નિરંજન મૈ કાલ હૂં, સબકો આયા ખાન ।। ૩ ।।
બ્રહ્મ નામ ઈસી કા હૈ, વેદ કરેં ગુણગાન ।
જન્મ મરણ ચૌરાસી, યહ ઇસકા સંવિધાન ।। ૪ ।।
ચાર રામ કી ભક્તિ મેં, લગ રહા સંસાર ।
પાંચવે રામ કા જ્ઞાન નહીં, જો પાર ઉતારનહાર ।। ૫ ।।
બ્રહ્મા-વિષ્ણુ-શિવ તીનો ગુણ હૈ, દૂસરા પ્રકૃતિ કા જાલ ।
લાખ જીવ નિત ભક્ષણ કરેં, રામ તીસરા કાલ ।। ૬ ।।
અક્ષર પુરુષ હૈ રામ ચૌથા, જૈસે ચન્દ્રમા જાન ।
પાંચવા રામ કબીર હૈ, જૈસે ઉદય હુઆ ભાન ।। ૭ ।।
રામદેવાનંદ ગુરુજી, કર ગએ નજર નિહાલ ।
સતનામ કા દિયા ખજાના, બરતે રામપાલ ।। ૮ ।।

## ગુરુદીક્ષા ગ્રહણ કરનાર (નામ લેવાવાળી વ્યક્તિઓ) માટે આવશ્યક જાણકારી

**(૧) પૂર્ણગુરુ (સાચા ગુરુ)ની ઓળખાણ :-**

હાલના કળિયુગમાં પૂર્ણગુરુની ઓળખ કરવી (પારખવું) તે ભક્ત સમાજ માટે પડકારરૂપ પ્રશ્ન છે. પરંતુ આ પડકારરૂપ પ્રશ્નનો સરળ ઉત્તર એ છે કે જે ગુરુ શાસ્ત્રોનુસાર ભક્તિ કરે છે અને પોતાના અનુયાયીઓ શિષ્યો દ્વારા કરાવે છે, તે જ પૂર્ણસંત છે. કારણ કે ભક્તિમાર્ગનું સંવિધાન ધાર્મિક શાસ્ત્રો ઉપર આધારિત છે. જે ધાર્મિક શાસ્ત્રોમાં કબીર સાહેબની વાણી, નાનક સાહેબની વાણી, ગરીબદાસજી મહારાજની વાણી, ધર્મદાસજી સાહેબની વાણી, ચારેય વેદો, ગીતા, પુરાણો, કુરાન શરીફ, બાઈબલ વગેરેનો સમાવેશ થાય છે. જે સંત શાસ્ત્રોનુસાર ભક્તિસાધના બતાવે છે, અને ભક્ત સમાજનું માર્ગદર્શન કરે છે તે પૂર્ણ સંત છે. અન્યથા જે શાસ્ત્રો વિરુધ્ધ સાધના કરાવે છે તેને ભક્તસમાજનો મોટો શત્રુ ગણજો. કારણ કે આમ કરી તે અણમોલ માનવજન્મ સાથે ખીલવાડ કરી રહ્યો છે. આવા ગુરુ કે સંતને ઈશ્વરના દરબારમાં ઘોર નરકમાં ઊંધો લટકાવવામાં આવશે.

દાખલા તરીકે કોઈ શિક્ષક નિશાળમાં વિદ્યાર્થીઓને પાઠ્યક્રમ બહારની શિક્ષા આપે તો તે શિક્ષક વિદ્યાર્થીઓનો દુશ્મન કહેવાય.

ગીતા અધ્યાય નંબર ૭, શ્લોક નં. ૧૫

ન, મામ, દુષ્કૃતિનઃ, મૂઢાઃ, પ્રપદ્યન્તે, નરાધમાઃ, માયયા, અપહૃતજ્ઞાનાઃ, આસુરમ, ભાવમ, આશ્રિતાઃ ।।

**અનુવાદ :** માયા દ્વારા જેમનું જ્ઞાન નષ્ટ પામ્યું છે (નાશ પામેલ છે) તેવા

અસૂર સ્વભાવને ધારણ કરનારા મનુષ્યમાં નીચ દૂષિત કર્મ કરવાવાળા મૂર્ખ મને પણ નથી ભજતા એટલે કે ત્રણેય ગુણો (રજોગુણ - બ્રહ્મા, સતોગુણ - વિષ્ણુ, તમોગુણ - શિવ)ની સાધના જ કરે છે.

યજુર્વેદ અધ્યાય નં. ૪૦, શ્લોક નં. ૧૦ (સંત રામપાલદાસ દ્વારા ભાષા ભાષ્ય)

અન્યદેવાહુ : સમ્ભવાદન્યદાહુરસમ્ભવાત, ઈતિ સુશ્રુમ ધીરાણાં યે નસ્તદ્વિવચક્ષિરે.

**અનુવાદ :** પરમાત્માની બાબતમાં સામાન્ય રીતે નિરાકાર એટલે કે ક્યારેય જન્મ નથી લેતા તેમ કહે છે. જ્યારે બીજા આકારમાં એટલે કે જન્મ લઈને અવતાર રૂપમાં આવવાવાળા કહે છે. જે સ્થાયી-ઠરેલ એટલે કે પૂર્ણ જ્ઞાની સારી રીતે સંભળાવે છે. તેને એ પ્રમાણે સાચી રીતે તેજ સમરૂપ એટલે કે અલગ અલગ ચોક્કસ રૂપથી પ્રત્યક્ષ જ્ઞાન કરાવે છે.

ગીતા અધ્યાય નં. ૪, શ્લોક નં. ૩૪

*તત વિદ્ધિ, પ્રણિપાતેન, પરિપ્રશ્નેન, સેવયા ।*
*ઉપદેક્ષ્યંતિ, તે, જ્ઞાનમ, જ્ઞાનિનઃ, તત્વદર્શિનઃ ॥*

**અનુવાદ :** તેમને સમજ. તે પૂર્ણપરમાત્માના જ્ઞાન તથા સમાધાનને જાણવાવાળા સંતોને દંડવત્ પ્રણામ કરવાથી તેમની સેવા કરવાથી અને કપટને ત્યાગ કરી સરળતાપૂર્વક પ્રશ્ન કરવાથી તે પરમાત્મ તત્ત્વને સારી રીતે જાણનાર જ્ઞાની મહાત્મા તને તે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપશે.

**(૨) નશીલી વસ્તુઓનું સેવન નિષેધ છે :-**

હુક્કા, શરાબ (દારૂ), બિયર, તમાકુ, બીડી, સિગારેટ, ગુટખા, હુલાસ સૂંઘવું, માંસ, ઈંડા, સુલ્ફા, અફીણ, ગાંજો તથા અન્ય નશીલી નશાયુક્ત વસ્તુઓનું સેવન કરવું નહીં. તેમજ આવી વસ્તુઓ કોઈને પૂરી પાડવી પણ નહીં. ગરીબદાસજી મહારાજે આ નશીલી વસ્તુઓને ખરાબ ગણાવી છે. તેઓ પોતાની વાણીમાં જણાવે છે કે,

*સુરાપાન મદ્ય માંસાહારી, ગમન કરૈ ભોગૈ પર નારી ।*
*સતર જનમ કટત હૈ શીશં, સાક્ષી સાહિબ હૈ જગદીશં ॥*
*પર દ્વારા સ્ત્રી કા ખોલૈ, સત્તર જન્મ અન્ધા હોવૈ ડોલૈ ।*
*મદિરા પીવૈ કડવા પાની, સતર જન્મ શ્વાન કે જાની ॥*
*ગરીબ, હુક્કા હરદમ પિવતે, લાલ મિલાવૈં ધૂર ।*
*ઈસમે સંશય હૈ નહીં, જન્મ પિછલે સૂર ॥ ૧ ॥*
*ગરીબ, સો નારી જારી કરૈ, સુરા પાન સૌ બાર ।*
*એક ચિલમ હુક્કા ભરૈ, ડુબૈ કાલી ધાર ॥ ૨ ॥*
*ગરીબ, સૂર ગઉ કું ખાત હૈ, ભક્તિ બિહુનેં રાડ ।*
*ભાંગ તમ્બાખૂ ખા ગએ, સો ચાબત હૈં હાડ ॥ ૩ ॥*
*ગરીબ, ભાંગ તમ્બાખૂ પીવ હીં, સુરા પાન સૈં હેત ।*

*ગોસ્ત મટ્ટી ખાય કર, જંગલી બનેં પ્રેત ॥ ૪ ॥*
*ગરીબ, પાન તમ્બાખૂ ચાબ હીં, નાસ નાક મેં દેત ।*
*સો તો ઈરાનૈ ગયે, જયૂં ભડભૂજે કા રેત ॥ ૫ ॥*
*ગરીબ, ભાંગ તમ્બાખૂ પીવ હીં, ગૌસ્ત ગલા કબાબ ।*
*મોર મૃગ કૂં ભખત હૈં, દેગેં કહાં જવાબ ॥ ૬ ॥*

**(૩) તીર્થસ્થાનો પર જવાનો નિષેધ :-**

કોઈપણ પ્રકારનું વ્રત ઉપવાસ કરવો નહીં. કોઈ તીર્થ યાત્રા પર જવું નહીં, ગંગાસ્નાન વગેરે અર્થે જવું નહીં કે અન્ય ધાર્મિક સ્થળો પર સ્નાન અર્થે કે દર્શનાર્થે જવું નહીં. કોઈપણ મંદિર કે ઈષ્ટધામમાં પૂજા ભક્તિ કે ઈશ્વર અહીં બિરાજમાન છે તે ભાવથી જવું નહીં. ઈશ્વર કોઈ પશુ નથી કે પૂજારી પકડીને મંદિરમાં બાંધી રાખે. ઈશ્વર તો કણ કણમાં વ્યાપક છે. આ તમામ સાધનાઓ શાસ્ત્ર વિરુધ્ધ છે.

જરા વિચાર કરો કે તમામ તીર્થસ્થળો, મંદિરો (જગન્નાથ મંદિર, બદ્રીનાથ, હરિદ્વાર, મક્કા મદીના, અમરનાથ, વૈષ્ણોદેવી, વૃંદાવન, મથુરા, બરસાના, અયોધ્યા-રામમંદિર, કાશીધામ, છુડાની ધામ વગેરે) મંદિર, મસ્જિદ, ગુરુદ્વારા, ચર્ચ, ઈષ્ટધામ એવા સ્થળો છે જ્યાં ક્યારેક કોઈ સંત રહેતા હતા. તેઓએ ત્યાં પોતાની ભક્તિસાધના કરીને ભક્તિરૂપી ધનની કમાઈ કર્યા બાદ શરીર ત્યજીને પોતાના ઈષ્ટદેવના લોકમાં પ્રસ્થાન કરેલ. ત્યારબાદ તેમની યાદને પ્રમાણિત રાખવા અર્થે તે જગ્યા ઉપર કોઈ મંદિર, મસ્જિદ, ગુરુદ્વારા, ચર્ચની સ્થાપના કરવામાં આવે છે કે જેથી તેમની યાદગીરી બની રહે અને આપણા જેવા તુચ્છ પ્રાણીઓને આ મહાન આત્માઓની જેમ સારાં કર્મો કરવાની પ્રેરણા મળતી રહે. આમ આ તમામ ધાર્મિક સ્થળો આપણા સૌને આ જ સંદેશ આપે છે કે જે ભક્તિસાધના નામી સંતોએ કરી છે તે આપણે પણ કરીએ. પરંતુ સમય જતા આવાં સ્થાનોની પૂજાનો પ્રારંભ થઈ ગયો જે બિલકુલ વ્યર્થ અને શાસ્ત્રો વિરુધ્ધ છે.

આ તમામ સ્થાનો એક એવા સ્થાન જેવા છે કે કોઈ એક જગ્યાએ કોઇ કંદોઈએ પોતાની ભઠ્ઠી લગાવીને સ્વાદિષ્ટ મીઠાઈઓ બનાવીને પોતે ખાધી અને પોતાના સગાસંબંધીઓને ખવડાવીને ચાલ્યા ગયા છે અને તેમના પ્રસ્થાન બાદ તે જગ્યાએ હાલમાં કોઈ કંદોઈ નથી કે મીઠાઈ નથી ત્યાં તો ફક્ત ભઠ્ઠી પડી રહી છે જે ભઠ્ઠી આપણને મીઠાઈ ખવડાવવામાં સક્ષમ નથી અને આપણું પેટ ભરી શકતી નથી અને હવે કોઈ આપણને આવીને એવું કહે કે આવો ભાઈઓ, તમને હું એ ભઠ્ઠી બતાવું કે જ્યાં એ કંદોઈએ મીઠાઈઓ બનાવી હતી. ત્યાં જઈને એ ભઠ્ઠી જોઈને અને તેને ફરતે સાત ચક્કર લગાવી પણ લેશો તો શું એમ કરવાથી તમને મીઠાઈ પ્રાપ્ત થશે ? અને શું તમને મીઠાઈ બનાવવાની વિધિ બતાવવાવાળો કંદોઈ મળશે ? આના માટે આપને એવો જ કંદોઈ શોધવો પડશે કે જે સૌ પ્રથમ

આપણને મીઠાઈ ખવડાવે અને પછી તેને બનાવવાની વિધિ બતાવે. પછી આપણે તેના કહ્યા પ્રમાણે જ ક્રિયા કરવાની રહેશે.

ઠીક, એટલા માટે જ તીર્થસ્થાનોની પૂજા નહીં કરવી અને એવા સંતોની શોધ કરો કે જે શાસ્ત્રાનુસાર પૂર્ણપરમાત્મા કબીર સાહેબની ભક્તિ કરે છે અને ભક્તિ કરવા પ્રેરણા આપે છે. પછી જેમ તે સંત કહે તેમજ કરજો. પોતાની મનમાની કરતા નહીં.

"સામવેદ સંખ્યા નં. ૧૪૦૦ ઉતારચીક અધ્યાય નં. ૧૨, ખંડ નં. ૩ શ્લોક નં. ૫ (સંત રામપાલ દાસ દ્વારા ભાષા-ભાષ્ય)માં જણાવ્યા મુજબ"

*ભદ્રા વસ્ત્રા સમન્યારુવસાનો મહાન કવિર્નિવચનાનિ શંસન ।*
*આ વચ્યસ્વ ચમ્વોઃ પૂયમાનો વિચક્ષણો જાગૃવિર્દેવવીતૌ ॥*

અનુવાદ : ચતુર (ચાલાક અજ્ઞાની) વ્યક્તિઓએ પોતાનાં વચનો દ્વારા પૂર્ણપરમાત્મા (પૂર્ણબ્રહ્મ)ની પૂજાના અને સતમાર્ગનાં દર્શન ન થવાના કારણે અમૃતના સ્થાને આનઉપાસના (ખોટી પૂજાઓ - જેવી કે ભૂતપૂજા, પિતૃપૂજા, શ્રાદ્ધ કાઢવા, ત્રણે ગુણોની પૂજા - (રજગુણ - બ્રહ્મા, સતગુણ - વિષ્ણુ, તમ ગુણ - શંકર તથા બ્રહ્મ-કાળની પૂજા મંદિર, મસ્જિદ, ગુરુદ્વારા, ચર્ચ, તીર્થ, ઉપવાસ, વ્રત સુધીની ઉપાસના) રૂપી ગુમડાં અને પડેલા ઘામાંથી નીકળતા પરુનો આદર સાથે આચમન (ગ્રહણ) કરે છે. પરમ સુખદાયક પૂર્ણબ્રહ્મ કબીર સહશરીર સાધારણ વેશભૂષામાં (વસ્ત્રનો અર્થ છે વેશભૂષા જે ચોલો પણ કહેવાય છે. જયારે કોઈ સંત શરીર ત્યજી દે ત્યારે કહેવાય છે કે મહાત્મા તો ચોલો ત્યજી ગયા) સતલોકવાળા શરીરના જેવા અન્ય તેજપુંજનું શરીર ધારણ કરીને એક સાધારણ વ્યક્તિની જેમ જીવન વ્યતિત કરી થોડાક સમય માટે સંસારમાં રહીને પોતાની શબ્દ - સાખીઓ દ્વારા સતજ્ઞાન અને અજ્ઞાન વચ્ચેનો ભેદ સમજાવીને પૂર્ણ પરમાત્માના છુપાયેલા વાસ્તવિક સતજ્ઞાન તથા ભક્તિને જાગૃત કરે છે.

ગીતા અધ્યાય નં. ૧૬ નો શ્લોક નં. ૨૩ :

*યઃ શાસ્ત્રવિધિમ, ઉત્સૃજ્ય, વર્તતે, કામકારતઃ ન, સઃ,*
*સિદ્ધિમ્, અવાપ્નોતિ, ન, સુખમ, ન પરામ, ગતિમ્ ॥*

**અનુવાદ :** જે પુરુષ શાસ્ત્રવિધિને ત્યજીને પોતાની ઈચ્છા અનુસાર મન મુજબનું (ખોટી પૂજા, ભક્તિનું) આચરણ કરે છે તેને ન તો સિધ્ધિની પ્રાપ્તિ થાય છે, ન તો પરમગતિની પ્રાપ્તિ થાય છે કે ન તો સુખની પ્રાપ્તિ થાય છે.

ગીતા અધ્યાય નં. ૬, શ્લોક નં. ૧૬

*ન, અતિ, અશ્નતઃ, તુ યોગઃ, અસ્તિ, ન, ચ, એકાન્તમ,*
*અનશ્નતઃ, ન, ચ, અતિ, સ્વપ્નશીલસ્ય, જાગ્રતઃ, ન, એવ, ચ, અર્જુન ॥*

"હે અર્જુન, આ યોગ વધારે ખાવાવાળા કે વધારે ભૂખ્યા રહેવાવાળા કે, વધારે ઊંઘવાવાળાને કે સદાય જાગવાવાળાને સિધ્ધ થતો નથી." (માટે

**જ વ્રત અને ઉપવાસ લાભકારી નથી)**

*પૂજૈં દેઈ ધામ કો, શીશ હલાવૈ જો ।*
*ગરીબદાસ સાચી કહૈ, હદ કાફિર હૈ સો ॥*
*કબીર, ગંગા કાઠૈ ઘર કરૈ, પીવૈ નિર્મલ નીર ।*
*મુક્તિ નહીં હરિ નામ બિન, સતગુરુ કહૈં કબીર ॥*
*કબીર, તીર્થ કર-કર જગ મૂવા, ઉંડૈ પાની ન્હાય ।*
*રામ હી નામ ના જપા, કાલ ઘસીટે જાય ॥*
*ગરીબ, પીતલ હી કા થાલ હૈ, પીતલ કા લોટા ।*
*જડ મુરત કો પૂજતેં, આવૈગા ટોટા ॥*
*ગરીબ, પીતલ ચમરચા પૂજિયે, જો થાલ પરોસૈ ।*
*જડ મૂરત કિસ કામ કી, મતિ રહો ભરોસૈ ॥*
*કબીર, પર્વત પર્વત મૈં ફિરયા, કારણ અપને રામ ।*
*રામ સરીખે જન મિલે, જિન સારે સબ કામ ॥*

**(૪) પિતૃપૂજા નિષેધ છે :-**

**કોઈપણ પ્રકારની પિતૃપૂજા, શ્રાધ્ધ નીકાળવું, વગેરે કંઈ કરવું નહીં. ભગવાન શ્રીકૃષ્ણજીએ પણ પિતૃ તેમજ ભૂતોની પૂજા કરવાનો સાફ ઈન્કાર કરેલ છે. ગીતાજીના અધ્યાય નં. ૯, શ્લોક નં. ૨૫માં જણાવ્યા મુજબ**

*યાન્તિ, દેવવ્રતાઃ, દેવાન, પિતૃન્ન, યાન્તિ, પિતૃવ્રતાઃ ।*
*ભુતાનિ, યાન્તિ, ભુતેજ્યાઃ, મદ્યાજિનઃ, અપિ, મામ્ ॥*

**અનુવાદ : દેવતાઓની પૂજા કરવાવાળા દેવતાઓને પ્રાપ્ત થાય છે. પિતૃઓને પૂજનારા પિતૃઓને પ્રાપ્ત થાય છે. ભૂતોની પૂજા કરવાવાળા ભૂતોને પ્રાપ્ત થાય છે અને મતાનુસાર પૂજા કરનારા ભક્ત મારાથી જ લાભ મેળવે છે. બંદી છોડ ગરીબદાસજી મહારાજ અને કબીર સાહેબજી મહારાજ પણ કહે છે કે**

*ગરીબ, ભુત રમૈ સો ભુત હૈ, દેવ રમૈશો દેવ ।*
*રામ રમૈ સો રામ હૈ, સુનો સકલ સુર ભેવ ॥*

**એટલા માટે તે પૂર્ણપરમાત્મા પરમેશ્વરની ભક્તિ કરો જેનાથી પૂર્ણ મુક્તિની પ્રાપ્તિ થાય. તે પરમાત્મા પૂર્ણબ્રહ્મ સતપુરુષ (સત કબીર) છે. આનું જ પ્રમાણ ગીતાજીના અધ્યાય નં. ૧૮, શ્લોક નં. ૪૬ માં છે.**

*યતઃ પ્રવૃત્તિર્ભૂતાનાં યેન સર્વમિંદ તતમ ।*
*સ્વકર્મણા તમભ્યર્ચ્ય સિદ્ધિં વિન્દતિ માનવઃ ॥ ૪૬ ॥*

**અનુવાદ : જે પરમેશ્વરથી સંપૂર્ણ પ્રાણીઓની ઉત્પત્તિ થઈ છે અને જેનાથી આ સમસ્ત જગત વ્યાપ્ત છે તે પરમેશ્વરની પોતાના સ્વાભાવિક કર્મો દ્વારા પૂજા કરવાથી મનુષ્ય પરમ સિદ્ધિને પ્રાપ્ત થઇ જાય છે.**

**ગીતા અધ્યાય નં. ૧૮, શ્લોક નં. ૬૨**

*તમેવ શરણં ગચ્છ સર્વભાવેન ભારત ।*
*તત્પ્રસાદાત્પરાં શાંતિં સ્થાનં પ્રાપ્સ્યસિ શાશ્વતમ ॥ ૬૨ ॥*

**અનુવાદ :** હે ભરત વંશો ભદ્રવ અર્જુન ! તું સર્વ ભાવથી તે ઈશ્વરની શરણમાં જા. તેની કૃપાથી તું પરમ શાંતિ અને અવિનાશી પરમ પદને પ્રાપ્ત થઇ જઇશ. સર્વ ભાવનું તાત્પર્ય છે કે કોઈ અન્ય પૂજા ન કરીને, મન, કર્મ વચનથી એક ઈશ્વરમાં આસ્થા રાખવી.

ગીતા અધ્યાય નં. ૮, શ્લોક નં. ૨૨ :

*પુરુષઃ સ પરઃ પાર્થ ભક્ત્યા લભ્યસ્ત્વનન્યયા ।*
*યસ્યાંતઃ સ્થાનિ ભૂતાનિ યેન સર્વમિદં તતમ્ ॥ ૨૨ ॥*

**અનુવાદ :** હે પૃથાનંદન અર્જુન ! સંપૂર્ણ પ્રાણી જેની અંર્તગત છે અને જેના દ્વારા આ સંપૂર્ણ સંસાર વ્યાપ્ત છે તે પરમપુરુષ પરમાત્મા તો અનન્ય ભક્તિથી પ્રાપ્ત થવા યોગ્ય છે.

અનન્ય ભક્તિનું તાત્પર્ય છે એક પરમેશ્વર (પૂર્ણ બ્રહ્મ)ની ભક્તિ કરવી બીજા દેવીદેવતાઓ એટલે કે ત્રણેય ગુણો રજગુણ-બ્રહ્મા, સતગુણ - વિષ્ણુ, તમગુણ-શિવની નહિ.

ગીતા અધ્યાય નં. ૧૫, શ્લોક નં. ૧,૨,૪ :–

ગીતા અધ્યાય નં. ૧૫, શ્લોક નં. ૧

*ઉદર્વમૂલમ, અધઃશાખમ, અશ્વત્થમ્ પ્રાહુઃ, અવ્યયમ ।*
*છન્દાંસિ, યસ્ય પર્ણાનિ, યઃ, તમ, વેદ, સઃ, વેદવિત્ ॥ ૧ ॥*

**અનુવાદ :** ઉપરની તરફ તો મૂળવાળું અને નીચે શાખાવાળું અવિનાશી વિસ્તૃત વૃક્ષ જે ઘોડા જેવું મજબૂત. જેના નાના-નાના ભાગ અથવા ડાળીઓ, પાંદડાં કહ્યા છે. તે સંસારરૂપી વૃક્ષને જે આ પ્રમાણે જાણે છે તે ભક્ત પૂર્ણ જ્ઞાની છે.

ગીતા અધ્યાય નં. ૧૫, શ્લોક નં. ૨

*અધઃ ચ, ઉર્દર્વમ, પ્રસૃતાઃ, તસ્ય, શાખાઃ, ગુણપ્રવૃદ્ધાઃ, વિષયપ્રવાલાઃ ।*
*અધઃ, ચ, મૂલાનિ, અનુસંતતાનિ, કર્માનુબન્ધીનિ, મનુષ્યલોકે ॥ ૨ ॥*

**અનુવાદ :** તે વૃક્ષાની નીચે તેમજ ઉપરની તરફ ત્રણેય ગુણો રજગુણ-બ્રહ્મા, સતગુણ-વિષ્ણુ, તમગુણ-શિવ રૂપી ડાળીઓ ફેલાયેલ વિકાર, કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકારરૂપી કુંપળો, ડાળીઓ — રજગુણ-બ્રહ્મા, સતગુણ-વિષ્ણુ, તમગુણ-શિવ જીવોને કર્મોમાં બાંધવાનું મૂળ કારણ છે. તથા મનુષ્યલોક સ્વર્ગ, નર્ક, પૃથ્વીલોકમાં નીચે (ચૌર્યાસી લાખ યોનીઓમાં) તેમ જ ઉપર વ્યવસ્થિત કરેલ છે.

ગીતા અધ્યાય નં. ૧૫, શ્લોક નં. ૪

*તતઃ પદં તત્પરિમાર્ગિતવ્યં યસ્મિન્ગતા ન નિવર્તિન્તિ ભૂયઃ ।*
*તમેવ ચાદ્યં પુરુષં પ્રપદ્યે યતઃ પ્રવૃત્તિ પ્રસૃતા પુરાણી ॥ ૪ ॥*

**અનુવાદ :** ત્યારબાદ તે પરમપદ પરમાત્માની ખોજ કરવી જોઈએ. જેને પ્રાપ્ત કર્યા બાદ મનુષ્ય ફરીથી સંસારમાં નથી આવતા અને જેના દ્વારા આદિકાળથી ચાલી આવતી આ સૃષ્ટિ વિસ્તારને પ્રાપ્ત થઇ છે. તે આદિ પુરુષ પરમાત્માની જ શરણમાં હું છું.

**આ માટે સ્વયં ભગવાન શ્રીકૃષ્ણજીએ ઈન્દ્રની કે જે દેવી-દેવતાઓના રાજા છે તેની પૂજા છોડાવીને પરમાત્માની ભક્તિ કરવાની પ્રેરણા આપી હતી. જેના કારણે એમણે ગોવર્ધન પર્વતને ઉઠાવીને ઈન્દ્રના પ્રકોપથી વ્રજવાસીઓની રક્ષા કરી.**

*ગરીબ, ઈન્દ્ર ચઢા બ્રિજ ડુબોવન, ભીગા ભીત ન લેવ ।*
*ઈન્દ્ર કઢાઈ હોત જગત મેં, પૂજા ખા ગએ દેવ ॥*
*કબીર, ઈસ સંસાર કો, સમઝાઉ કૈ બાર ।*
*પૂંછ જો પકડૈ ભેડ કી, ઉતરા ચાહૈ પાર ॥*

**(૫) ગુરુઆજ્ઞાનું પાલન :-**

**ગુરુદેવની આજ્ઞા વગર ઘરમાં કોઈ પણ પ્રકારનું ધાર્મિક અનુષ્ઠાન કરાવવું નહીં. બંદી છોડે પોતાની વાણીમાં કહ્યા મુજબ**

*"ગુરુબિન યજ્ઞ હવન જો કરહીં ।*
*મિથ્યા જાવે કબહુ નહીં ફલહીં ॥*
*કબીર, ગુરુ બિન માલા ફેરતે, ગુરુ બિન દેતે દાન ।*
*ગુરુ બિન દોનોં નિષ્ફલ હૈં, પૂછો વેદ પુરાન ॥*

**(૬) માતા મસાની પૂજા નિષેધ :-**

**પોતાના ખેતરમાં બનાવવામાં આવેલ મઢી કે અન્ય દેવતાઓની સમાધીની પૂજા કરવી નહીં. સમાધિ ભલે કોઈની પણ હોય – બિલકુલ પૂજવી નહીં. અન્ય કોઈ ઉપાસના કરવી નહીં. ત્રણેય ગુણોની રજગુણ-બ્રહ્મા, સતગુણ-વિષ્ણુ, તમગુણ-શિવની પૂજા પણ કરવી નહીં. ફક્ત ગુરુજીના જણાવ્યા અનુસાર જ પૂજા કરવી.**

**ગીતા અધ્યાય નં. ૭, શ્લોક નં. ૧૫**

*ન, મામ, દુષ્કૃતિનઃ, મૂઢાઃ, પ્રપદ્યન્તે, નરાધમાઃ ।*
*માયયા, અપહૃતજ્ઞાનાઃ, આસુરમ, ભાવમ, આશ્રિતાઃ ॥*

**અનુવાદ : માયાના દ્વારા જેમનું જ્ઞાન નષ્ટ થઈ ગયું છે એવા અસૂર સ્વભાવને ધારણ કરેલા મનુષ્યોમાં નીચ, દૂષિત કર્મ કરનારા, મૂર્ખ મને પણ નથી પૂજતા એટલે કે તેઓ ત્રણેય ગુણો રજગુણ-બ્રહ્મા, સતગુણ-વિષ્ણુ, તમગુણ-શિવની સાધના જ કર્યા કરે છે.**

*કબીર, માઈ મસાની સેઢ શીતલા, ભૈરવ, ભૂત, હનુમંત ।*
*પરમાત્મા ઉનસે દૂર હૈ, જો ઈનકો પૂજન્ત ॥*
*કબીર, સો વર્ષ તો ગુરુ કી સેવા, એક દિન આન ઉપાસી ।*
*વો અપરાધી આત્મા, પરૈ કાલ કી ફાંસી ॥*
*ગુરુ કો તજૈ ભજૈ જો આના । તા પશુવા કો ફોકટ જ્ઞાના ॥*

**(૭) સંકટમોચન કબીર સાહેબ છે :-**

**આપની ઉપર કર્મ, કષ્ટ (સંકટ) પડવાથી કોઈ અન્ય ઈષ્ટદેવતા કે માતા મસાની વગેરેની પૂજા ક્યારેય કરવી નહીં. કોઈ પ્રકારની ભુવા -**

ડાકલાની ક્રિયા કરાવવી નહીં. ફક્ત બંદી છોડ કબીર સાહેબની પૂજા કરવી જે તમામ પ્રકારનાં દુઃખોનો નાશ કરવાવાળા સંકટમોચન છે.

સામવેદ સંખ્યા નં. ૮૨૨ ઉતારચીક અધ્યાય ૩, ખંડ નં. ૫ શ્લોક નં. ૮ (સંત રામપાલ દાસ દ્વારા ભાષા-ભાષ્ય)

*મનીષિભિઃ પવતે પૂર્વ્યઃ કવિર્નુભિર્યતઃ પરિ કોશાં અસિષ્યદત્ ।*
*ત્રિતસ્ય નામ જનયન્મધુ ક્ષરન્નિન્દ્રસ્ય વાયું સખ્યાય વર્ધયન્ ।।*

**અનુવાદ :** સનાતન એટલે કે અવિનાશી કબીર પરમેશ્વર હૃદયથી ચાહવાવાળા અને શ્રધ્ધાથી ભક્તિ કરવાવાળા ભક્ત આત્માને ત્રણ મંત્રોનો ઉપદેશ આપીને પવિત્ર કરીને જન્મ તથા મૃત્યુથી રહિત કરે છે. તથા તેના પ્રાણ એટલે કે જીવનશ્વાસોને જે સંસ્કારવશ પોતાના મિત્ર એટલે કે ભક્તના ગણતરીના આપેલા હોય છે, તે શ્વાસોને પણ પોતાના ભંડારમાંથી પૂર્ણરૂપે વધારી આપે છે. જે કારણથી પરમેશ્વરના વાસ્તવિક આનંદનો આર્શીવાદરૂપી પ્રસાદ પ્રાપ્ત કરાવે છે.

*કબીર દેવી દેવ ઠાઢે ભયે, હમકો ઠૌર બતાવો ।*
*જો મુજ (કબીર) કો પૂજૈં નહીં, ઉનકો લૂટો ખાવો ।।*
*કબીર, કાલ જો પીસૈ પીસના, જોરા હૈ પનિહાર ।*
*યે દો અસલ મજૂર હૈં, સદ્ગુરુ કે દરબાર ।।*

**(૮) અનઆવશ્યક દાન નિષેધ :-**

કોઈ પણ જગ્યાએ કોઇને દાન રૂપમાં કંઈ આપવું નહીં. ન પૈસા, ન વગર સિવડાવેલું કાપડ વગેરે દાનમાં આપવું નહીં. જો કોઈ દાનરૂપમાં કોઈ કંઈ માંગવા આવે તો તેને જમાડી દેવો. ચા, દૂધ, લસ્સી, પાણી વગેરે પીવડાવવું. પરંતુ આપવાનું કંઇપણ નથી કારણ કે તે ભિક્ષુક દાનમાં આપવામાં આવેલ પૈસાનો દુરપયોગ કરી શકે છે. દા.ત. એક વ્યક્તિએ કોઈ ભિખારીને તેની ખોટી વાર્તા સાંભળીને કે તેનો પુત્ર સારવાર અર્થે દવાખાનામાં તડપી રહ્યો હોવાથી પૈસાની માંગણી કરતા તે વ્યક્તિએ તે ભિખારીને ૧૦૦ રૂપિયા આપી દીધા. તે ભિખારી ૧૦૦ રૂપિયા લઈ સૌ પ્રથમ દારૂ પીવા ગયો. અડધી બોટલ પીધા બાદ પોતાની પત્ની સાથે મારઝૂડ કરી, જેનાથી ત્રાસી જઈ પત્નીએ સંતાનો સાથે આત્મહત્યા કરી લીધી. તો વિચારો કે આપના દ્વારા આપવામાં આવેલ દાન તે પરિવારના નાશનું કારણ બન્યું કે નહિ. જો આપ ખરેખર આવી કોઈ દુઃખી વ્યક્તિની મદદ કરવા માંગતા હોવ તો તેવા કિસ્સામાં પીડિત વ્યક્તિના પુત્રને ડૉકટર પાસેથી દવા અપાવવી. પૈસા આપવા નહીં.

*કબીર, ગુરુ બિન માલા ફેરતે, ગુરુ બિન દેતે દાન ।*
*ગુરુ બિન દોનોં નિષ્ફલ હૈં, પૂછો વેદ પુરાન ।।*

**(૯) એઠું ખાવું નહિ :-**

એવી વ્યક્તિનું એઠું ખાવું નહીં જે દારૂ, માંસ, તમાકુ, ઈંડા, અફીણ,

ગાંજા વગેરેનું સેવન કરતી હોય.

**(૧૦) સતલોક પ્રસ્થાન બાદ (મૃત્યુબાદ) ક્રિયાકર્મ પર નિષેધ :-**

જો પરિવારમાં કોઈનું મૃત્યુ થઈ જાય તો તેની અસ્થિઓ વગેરે ઉઠાવવી નહીં, પિંડ વગેરે ભરવા નહીં. ૧૩મું, છ માસે તથા શ્રાધ્ધ વગેરે જેવી કોઈ ક્રિયા કરવી નહિ. કોઈપણ અન્ય વ્યક્તિ દ્વારા હવન વગેરે કરાવવો નહિ. જો આપ મૃત્યુ પામનારના નામ પર કંઈ ધર્મ કરવા માંગતા હોવ તો પોતાના ગુરુદેવજીની આજ્ઞા લઈને બંદી છોડ ગરીબદાસજી મહારાજની અમૃતમયવાણીનો અખંડ પાઠ કરાવવો જોઈએ. દરરોજની જેમ જ્યોતિ તથા આરતી અને નામનો જાપ ખાસ યાદ રાખીને કરતા રહેવાનું છે, આવું યાદ રાખીને કે :—

*કબીર, સાથી હમારે ચલે ગયે, હમ ભી ચાલન હાર ।*
*કોએ કાગજ મેં બાકી રહ રહી, તાતે લાગ રહી વાર ॥*
*કબીર, દેહ પડીતો ક્યા હુવા, જુઠા સભી પટીટ ।*
*પક્ષી ઉડયા આકાશ કૂં, ચલતા કર ગયા બીટ ॥*

મારા (સંત રામપાલદાસના) પૂજ્ય ગુરુદેવ સ્વામી રામાદેવાનંદજી મહારાજને ૧૬ વર્ષની ઉંમરમાં કોઈ મહાત્માનો સત્સંગ સાંભળવાથી વૈરાગ્યની પ્રાપ્તિ થઈ હતી. એક દિવસ તેઓ ખેતરમાં જતા રહ્યા. નજીકમાં જ જંગલ હતું. તેઓએ જંગલમાં જઈ કોઈ મૃત જાનવરના પડી રહેલ હાડપિંજરની પાસે પોતાનાં કપડાં ફાડી ફેંકી દીધા અને પોતે પોતાના ગુરુજી પાસે જતા રહ્યા.

જ્યારે તેમની શોધખોળ શરૂ થઈ તો તેમના ઘરવાળાઓએ જંગલમાં હાડપિંજરની પાસે તેઓનાં ફાટેલાં કપડાં મળી આવતાં તેમના ઘરવાળાઓએ એવું માની લીધું કે તેઓ કોઈ જંગલી જાનવરના ભોગ બન્યા છે. તેમના ઘરવાળા તે કપડાં તથા હાડપિંજરના હાડકાને ઉઠાવીને પોતાની સાથે લઈ ગયા અને અંતિમ સંસ્કાર કરી દીધા. ત્યારબાદ ૧૩મું અને છ માસી કર્યા બાદ શ્રાદ્ધ પણ કાઢ્યા.

જ્યારે મારા પૂજ્ય ગુરુદેવ ખૂબ જ વૃધ્ધ અવસ્થામાં પહોંચી ગયા તે દરમ્યાન એક વખત પોતાના ઘરે ગયેલ ત્યારે તેમના ઘરવાળાઓને ખબર પડી કે તેઓ તો જીવિત છે અને ઘર છોડીને જતા રહેલ, ત્યારે તેમના ઘરવાળાએ તેમને જણાવેલ કે તેઓ ઘર છોડ્યા બાદ તેમની શોધખોળ કરતા તેઓને જંગલમાં જંગલી જાનવરના હાડપિંજર પાસે તેઓનાં ફાટેલાં કપડાં મળી આવતાં તેમની મૃત્યુ થયેલ છે તેમ માની લઈ તે કપડાં અને હાડકાંઓ ઘરે લાવી તેનો અંતિમ સંસ્કાર કરેલ.

ત્યારે મેં (સંત રામપાલદાસજી) મારા પૂજ્ય ગુરુદેવના નાના ભાઈની પત્નીને પૂછેલ કે જ્યારે અમારા ગુરુદેવ ઘર છોડીને જતા રહેલ ત્યારે તમે પાછળથી શું કરેલું ? જેના જવાબમાં તેમણે જણાવેલું કે હું જ્યારે આ

ઘરમાં લગ્ન કરીને આવી ત્યારે મેં ઘરવાળાને આમના શ્રાદ્ધ કાઢતા જોયા હતા. હું પોતે મારા હાથે ૭૦ શ્રાધ્ધ કરી ચૂકી છું. જ્યારે ઘરમાં કોઈ નુકસાન થઈ જતું જેમકે ભેંસ દૂધ આપવાનું બંધ કરે અથવા કોઈ અન્ય હાનિ થતા આ અંગે ભુવા તાંત્રિકોની સલાહ લેતા. તેઓ સલાહ આપતા કે તમારા ઘરમાં કોઈ નિઃસંતાન વ્યક્તિનું મૃત્યુ થયેલ છે અને તે તમને દુઃખી કરી રહેલ છે.

ત્યારબાદ મેં તેમને કહ્યું કે આ તો દુનિયાનો ઉદ્ધાર કરી રહ્યા છે, તો કોઈને દુઃખ ક્યાંથી આપે ? આ તો બધાને સુખ આપનારા છે. પછી મેં તેમને કહ્યું કે હવેથી આ શ્રાદ્ધ કાઢવાની વ્યર્થની સાધના બંધ કરી દો. તો તેમણે પ્રત્યુત્તર આપતા કહ્યું કે આ તો જૂનો રિવાજ છે, કઈ રીતે છોડાય ? એટલે કે આપણે આપણા જૂના રિવાજોમાં એટલા બધા મગ્ન થઈ ચૂક્યા છીએ કે પ્રત્યક્ષ પ્રમાણ હોવા છતાં કે આ ખોટું છે છતાં તેનો ત્યાગ નથી કરતા. આથી પ્રમાણિત થાય છે કે શ્રાદ્ધ કાઢવા પિતૃપૂજા કરવી બધું વ્યર્થ છે.

**(૧૧) પુત્ર (બાળક)ના જન્મ પર શાસ્ત્રવિરુદ્ધ પૂજાનિષેધ :-**

પુત્રના જન્મ ઉપર કોઈ પ્રકારની છઠ્ઠીની વિધિ કરવી નહિ. સૂતકના લીધે દરરોજ કરવામાં આવતી પાઠ, પૂજા, ભક્તિ, આરતી, દિવાબતી બંધ કરવી નહિ.

આના સંદર્ભમાં એક કથા છે કે એક વ્યક્તિને લગ્નના દસ વર્ષ બાદ પુત્રની પ્રાપ્તિ થતા તેણે ખૂબ જ ખુશી મનાવી. નજીકના ૨૦ થી ૨૫ ગામોને ભોજન માટે આમંત્રિત કર્યા અને નાચવા ગાવાનો કાર્યક્રમ ગોઠવ્યો અને ખૂબ જ પૈસા ખર્ચ કર્યા. પછી એક વર્ષ બાદ તે પુત્રનું મૃત્યુ થઈ જતા સમગ્ર પરિવાર શોકમગ્ન થઈ પોતાના દુર્ભાગ્યને કોશવા લાગ્યા. માટે કબીર સાહેબ કહે છે કે —

*કબીર, બેટા જાયા ખુશી હુઈ, બહુત બજાએ થાલ ।*
*આના જાના લગ રહા, જ્યોં કીડી કા નાલ ।।*
*કબીર, પતઝડ આવત દેખ કર, વન રોવૈ મન માહિં ।*
*ઉંચી ડાલી પાતથે, અબ પીલે હો હો જાહિં ।।*
*કબીર, પાત જડંતા યૂં કહૈં, સુન ભઈ તરુવર રાય ।*
*અબ કે બિછડે નહીં મિલા, ન જાને કહાં ગિરેંગે જાય ।।*
*કબીર, તરુવર કહેતા પાત સે, સુનોં પાત એક બાત ।*
*યહાં કી યાહે રીતિ હૈં, એક આવત એક જાત ।।*

**(૧૨) દેવીધામ પર વાળ ઉતારવા (મુંડન કરાવવા) જવા પર નિષેધ :**

બાળકોના વાળ ઉતારવા કોઈ દેવીધામ પર જવું નહિ. જ્યારે પણ વાળ મોટા થાય કપાવીને ફેંકી દેવા. એક મંદિરમાં જોવામાં આવ્યું કે શ્રધ્ધાળુ ભક્તો પોતાના છોકરા છોકરીઓના વાળ ઉતારવા આવ્યા ત્યારે ત્યાં

ઉપસ્થિત વાળંદે બહાર કરતા ત્રણ ગણા ભાવ લઈ ફક્ત એક કાતર મારી વાળ કાપી માતાપિતાને આપી દીધા અને તે વાળ તે માતાપિતાએ શ્રધ્ધાથી મંદિરમાં ચડાવ્યા. પૂજારીએ એ વાળ એક થેલામાં નાખી દીધા બાદ રાત્રિના સમયે તમામ વાળ એક એકાંત સ્થાનમાં જઈ ફેંકી દીધા. આમ આ તો ફક્ત એક નાટકબાજી છે. તો પછી આપણે કેમ પહેલા વાળ કપાવતા હતા તે રીતે જ વાળ ન કપાવીએ. પરમાત્મા તો નામથી પ્રસન્ન થાય છે, પાખંડથી નહિ કે ખોટી માન્યતાઓથી નહિ.

**(૧૩) નામજાપથી સુખ :-**

નામ (ઉપદેશ)ને ફક્ત દુઃખ નિવારણની દૃષ્ટિથી ન લેવું જોઇએ પરંતુ આત્મકલ્યાણના માટે લેવું જોઈએ. પછી તે નામ સુમરણથી (જાપથી) સર્વે સુખ તેની મેળે જ આવી જાય છે.

*કબીર, સુમિરન સે સુખ હોત હૈ, સુમિરન સે દુઃખ જાએ ।*
*કહૈં કબીર સુમિરન કીએ, સાંઈ માહિં સમાય ॥*

**(૧૪) વ્યભિચાર નિષેધ :-**

પરસ્ત્રીને મા, પુત્રી, બહેનની દૃષ્ટિએ જ જોવા જોઈએ. વ્યભિચાર તે મહાપાપ છે. જેમ કે :—

*ગરીબ, પર દ્વારા સ્ત્રી કા ખોલૈ । સત્તર જન્મ અંધા હો ડોલૈ ॥*
*સૂરા પાન મદ્ય માંસાહારી । ગવન કરેં ભોગૈં પર નારી ॥*
*સત્તર જનમ કટત હૈં શિશં । સાક્ષી સાહિબ હૈ જગદીશં ॥*
*પર નારી ના પરસિયોં, માનો વચન હમાર ।*
*ભવન ચતુર્દશ તાસ સિર, ત્રિલૌકી કા ભાર ॥*
*પર નારી ના પરસિયો, સુનો શબ્દ સલતંત ।*
*ધર્મરાય કે ખંભ સે, અર્ધમુખી લટકંત ॥*

**(૧૫) નિંદા સાંભળવા તથા કરવા પર નિષેધ :-**

પોતાના ગુરુની નિંદા ભૂલથી પણ કરવી નહિ કે સાંભળવી નહિ. કોઈ તમારા ગુરુજીની બાબતમાં મિથ્યા વાતો કરે તો તેની સાથે ઝઘડો કરવો નહિ પરંતુ તેમને સમજાવો કે તે વગર વિચારે બોલી રહ્યો છે. એટલે કે ખોટું બોલી રહ્યો છે.

*ગુરુ કી નિન્દા સુનૈ જો કાના । તાકો નિશ્ચય નરક નિદાના ॥*
*અપને મુખ નિન્દા જો કરહીં । શુકર શ્વાન ગર્ભ મેં પરહીં ॥*

નિંદા તો કોઈની પણ કરવી નહિ અને સાંભળવી પણ નહિ. ભલે તે કોઈ સામાન્ય માણસ જ કેમ ન હોય. કબીર સાહેબજી કહે છે કે...

*તિનકા કબહુ ન નિંદીએ, જો પાંવ તલે હો ।*
*કબહુ ઉઠ આખિન પડે, પીર ઘનેરી હો ॥*

**(૧૬) ગુરુદર્શનનો મહિમા :-**

સત્સંગનો સમય મળતા જ સત્સંગમાં આવવાની કોશિષ કરવી જોઈએ

અને સત્સંગ દરમ્યાન કોઈ પણ પ્રકારના હોદ્દા અથવા પૈસાનું અભિમાન રાખવું નહીં. પરંતુ એક દર્દી જેમ હોસ્પિટલમાં ડૉક્ટર પાસે ઈલાજ કરાવવા આવે છે ત્યારે તે ગમે તેટલો ઉચ્ચ હોદ્દાવાળો કે પૈસાવાળો હોય તો પણ તેનો ઉદ્દેશ ફક્ત રોગમુક્ત થવાનો હોય છે. માટે ડૉક્ટર તેને જ્યાં કહે ત્યાં આડો પડી જાય કે બેસવા તત્પર રહે છે અને જો બહાર જવાનું કહેવામાં આવે તો બહાર જતો રહે છે. માટે આ જ ભાવથી સત્સંગમાં આવવું અને જ્યાં જગ્યા મળે ત્યાં બેસી જવું અને જે ખાવાનું મળે તે પરમાત્માનો પ્રસાદ માનીને ખાઈને પ્રસન્ન રહેવું.

*કબીર, સંત મિલન કૂં ચાલિયે, તજ માયા અભિમાન ।*
*જો-જો કદમ આગે રખે, વો હી યજ્ઞ સમાન ।।*
*કબીર, સંત મિલન કૂં જાઈએ, દિનમેં કઈ કઈ બાર ।*
*આસોજ કે મેહ જ્યોં, ઘના કરે ઉપકાર ।।*
*કબીર, દર્શન સાધુકા, પરમાત્મા આવૈ યાદ ।*
*લેખે મેં વોહે ઘડી, બાકી કે દિન બાદ ।।*
*કબીર, દર્શન સાધુકા, મુખ પર બસૈ સુહાગ ।*
*દર્શ ઉન્હીં કો હોત હૈં, જિન્કે પૂર્ણ ભાગ ।।*

**(૧૭) ગુરુમહિમા :-**

જ્યારે કોઈ પણ પાઠ અથવા સત્સંગ ચાલતો હોય ત્યારે અથવા તો ગુરુજીના દર્શનાર્થે જવાનું થાય ત્યારે સર્વપ્રથમ ગુરુજીને દંડવત્ પ્રણામ કરવા જોઈએ. ત્યારબાદ સતગ્રંથ સાહેબ તેમજ કબીર સાહેબની મૂર્તિ - ગરીબદાસજી તથા રામદેવાનંદજી તથા ગુરુજીની મૂર્તિને પ્રણામ કરવા. જેનાથી ફક્ત ભાવના બની રહેશે. મૂર્તિપૂજા કરવાની નથી. ફક્ત પ્રણામ કરવું. પ્રણામ કરવું તે પૂજા નથી પરંતુ આમ કરવાથી ભક્તની શ્રદ્ધા બનાવી રાખવામાં સહયોગ આપે છે. પૂજા તો વક્ત (સમયના ગુરૂ એટલે કે નિર્ધારિત સમયે જ આવવાવાળા ગુરૂ, તે સમયે તે એકલા જ સૃષ્ટિ ઉપર હાજર હોય છે) ગુરુ તથા નામ મંત્રની કરવાની છે જે પાર કરાવશે.

*કબીર, ગુરુ ગોવિંદ દોઉ ખડે, કાકે લાગું પાય ।*
*બલિહારી ગુરુ આપને, જિન ગોવિન્દ દિયો મિલાય ।।*
*કબીર, ગુરુ બડે હૈં ગોવિંદ સે, મનમેં દેખ વિચાર ।*
*હરિ સુમરે સો રહ ગયે, ગુરુ ભજે હોય પાર ।।*
*કબીર, હરિ કે રૂઠતાં, ગુરુ કી શરણ મેં જાય ।*
*કબીર ગુરુ જૈ રૂઠજાં, હરિ નહીં હોત સહાય ।।*
*કબીર, સાત સમુંદ્ર કી મસિ કરું, લેખની કરું બનિરાય ।*
*ધરતી કા કાગજ કરું, તો ગુરુ ગુન લિખા ન જાય ।।*

**(૧૮) માંસભક્ષણ નિષેધ :-**

ઈંડા, માંસ વગેરે ખાવા નહિ તેમજ જીવહિંસા કરવી નહિ. તે મહાપાપ

*શ્વાસા પારસ મન ગહ રાખો । ખોલ્હિ કપાટ અમીરસ ચાખો ॥ ૪૦ ॥*
*સુનાઉં હંસ શબ્દ સુન દાસા । અગમ દીપ હૈ અગ હૈ બાસા ॥ ૪૧ ॥*
*ભવસાગર જમ દળ્ડ જમાના । ધર્મરાય કા હૈ તલબાંના ॥ ૪૨ ॥*
*પાઁચોં ઉપર પદ કી નગરી । બાટ બિહંગમ બંકી ડગરી ॥ ૪૩ ॥*
*હમરા ધર્મરાય સોં દાવા । ભવસાગર મેં જીવ ભરમાવા ॥ ૪૪ ॥*
*હમ તો કહૈં અગમ કી બાની। જહાઁ અવિગત અદલી આપ બિનાની ॥ ૪૫ ॥*
*બંદી છોડ હમારા નામં । અજર અમર હૈ અસ્થીર ઠામં ॥ ૪૬ ॥*
*જુગન જુગન હમ કહતે આયે। જમ જૌંરા સેં હંસ છુટાયે ॥ ૪૭ ॥*
*જો કોઈ માનેં શબ્દ હમારા । ભવસાગર નહીં ભરમેં ધારા ॥ ૪૮ ॥*
*યા મેં સુરતિ શબ્દ કા લેખા । તન અંદર મન કહો કીન્હી દેખા ॥ ૪૯ ॥*
*દાસ ગરીબ અગમ કી બાની । ખોજા હંસા શબ્દ સહદાની ॥ ૫૦ ॥*

**ઉપરોક્ત અમૃતવાણીનો ભાવાર્થ છે કે માનનીય ગરીબદાસ સાહેબજી કહી રહ્યા છે કે અહિંયા અગાઉ ફક્ત અંધકાર હતો તથા પૂર્ણપરમાત્મા કબીર સાહેબજી સત્યલોકમાં તખ્ત (સિંહાસન) પર બિરાજમાન હતા. અમે ત્યાં નોકર હતા. પરમાત્માએ જ્યોતિ નિરંજનને ઉત્પન્ન કર્યો. પછી તેના તપના પ્રતિફળમાં ૨૧ બ્રહ્માંડ પ્રદાન કર્યા પછી માયા (પ્રકૃતિ)ની ઉત્પત્તિ કરી. યુવાન દુર્ગાના રૂપ પર મોહીત થઈને જ્યોતિ નિરંજને (બ્રહ્મે) દુર્ગા (પ્રકૃતિ) સાથે બળાત્કાર કરવાની ચેષ્ટા કરી. બ્રહ્મને તેની સજા મળી. તેને સત્યલોકમાંથી કાઢી મૂકવામાં આવ્યો તથા શ્રાપ લાગ્યો કે દરરોજ એક લાખ માનવ શરીરધારી પ્રાણીઓનો આહાર કરશે, સવા લાખ ઉત્પન્ન કરશે. અહીંયા સર્વ પ્રાણી જન્મ મૃત્યુના કષ્ટ ઉઠાવી રહ્યા છે. અગર (જો) કોઈ પૂર્ણપરમાત્માના વાસ્તવિક શબ્દ (સાચો નામ જાપ મંત્ર)ને અમારાથી પ્રાપ્ત કરશે, તેને કાળની કેદમાંથી છોડાવી દઈશું. અમારું બંદી છોડ નામ છે. માનનીય ગરીબદાસજી પોતાના ગુરુ તથા પ્રભુ કબીર પરમાત્માના આધાર પર કહી રહ્યા છે કે સાચા મંત્ર એટલે કે સત્યનામ તથા સારશબ્દની પ્રાપ્તિ કરી લો, પૂર્ણ મોક્ષ થઈ જશે, નહીં તો બનાવટી (નકલી) નામદાતા સંતો તથા મહંતોની મીઠી મીઠી વાતોમાં ફસાઈને શાસ્ત્રવિધિ રહિત સાધના કરીને કાળજાળમાં રહી જશો. પછી કષ્ટ પર કષ્ટ પામશો.**

**ગરીબદાસજી મહારાજની વાણી**

**(સતગ્રંથ સાહિબ પાના નં. ૬૯૦ થી સહાભાર)**

*માયા આદિ નિરંજન ભાઈ, અપને જાએ આપૈ ખાઈ।*
*બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર ચેલા, ૐ સોહં કા હૈ ખેલા ॥*
*સિખર સુન્ન મેં ધર્મ અન્યાયી, જીન શક્તિ ડાયન મહલ પઠાઈ ॥*
*લાખ ગ્રાસ નિત ઉઠ દૂતી, માયા આદિ તખ્ત કી કુતી ॥*
*સવા લાખ ઘડિયે નિત ભાંડે, હંસા ઉતપતિ પરલય ડાંડે।*
*યે તીનોં ચેલા બટપારી, સિરજે પુરુષા સિરજી નારી ॥*
*ખોખાપુર મેં જીવ ભુલાયે, સ્વપના બહિસ્ત વૈકુંઠ બનાયે ।*
*યો હરહટ કા કુઆ લોઈ, યા ગલ બંધ્યા હૈ સબ કોઈ ॥*




योह हरहट का कुआँ लोई, या गल बंध्या है सब कोई।
कीड़ी कुंजर और अवतारा, हरहट डोरी बंधे कई बारा।।

**काल लोक में जन्म-मरण रूपी हरहट (चक्र)**

*કીડી કુંજર ઔર અવતારા, હરહટ ડોરી બંધે કઈ બારા ।*
*અરબ અલીલ ઈન્દ્ર હૈં ભાઈ, હરહટ ડોરી બંધે સબ આઈ ।*
*શેષ મહેશ ગણેશ્વર તાહિં, હરહટ ડોરી બંધે સબ આહિં ।*
*શુક્રાદિક બ્રહ્માદિક દેવા, હરહટ ડોરી બંધે સબ ખેવા ॥*
*કોટિક કર્તા ફિરતા દેખ્યા, હરહટ ડોરી કહૂઁ સુન લેખા ।*
*ચતુર્ભુજી ભગવાન કહાવૈં, હરહટ ડોરી બંધે સબ આવૈં ॥*
*યો હૈ ખોખાપુર કા કુઆ, યા મેં પડા સો નિશ્ચય મુવા ।*

**જ્યોતિ નિરંજન (કાળ બલી)ના વશ થઈને આ ત્રણેય દેવતા (રજગુણ બ્રહ્મા, સતગુણ વિષ્ણુ, તમગુણ શિવ) પોતાની મહિમા બતાવીને જીવોને સ્વર્ગ નરક તથા ભવસાગરમાં (લાખ ચૌરયાસી યોનીઓમાં) ભટકાવતા રહે છે. જ્યોતિ નિરંજન પોતાની માયાથી નાગણની જેમ જીવોને પેદા કરે છે અને પછી મારી નાખે છે. જે પ્રમાણે નાગણ પોતાની કુંડલી બનાવે છે અને તેમાં ઈંડા મૂકે છે અને પછી તે ઈંડા પર ફણ મારે છે. જેનાથી ઈંડુ ફૂટી જાય છે તેમાંથી બચ્ચાં નીકળે છે તેને નાગણ ખાઈ જાય છે. ફેણ મારતી વખતે ઘણાં ઈંડાં ફૂટી જાય છે કારણ કે નાગણના ઘણા ઈંડાં હોય છે. જે ઈંડા ફૂટી જાય છે તેમાંથી બચ્ચાં નીકળે છે. અગર કોઇ બચ્ચું કુંડલીની (સાપના ગોળ કુંડાળાથી) બહાર નીકળી જાય છે તે બચી જાય છે જ્યારે કુંડલીની અંદરનાને તે નાગણ છોડતી નથી. કુંડલી અંદરના તમામ બચ્ચાંને ખાઈ જાય છે.**

*માયા કાલી નાગિની, અપને જાયે ખાત ।*
*કુન્ડલી મેં છોડૈ નહીં, સૌ બાતોં કી બાત ॥*

**આ જ પ્રમાણે આ કાળ બલીની જાળ છે. નિરંજન સુધીની ભક્તિ પૂરા સંતથી નામ લઈને કરીશું તો પણ આ નિરંજનની કુંડલી (૨૧ બ્રહ્માંડો) માંથી બાહર નથી નીકળી શકતા. સ્વયં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, આદિમાયા- અંબેમાં (દુર્ગા/અષ્ટાંગી) પણ નિરંજનની કુંડળીમાં છે. આ બિચારાઓ અવતાર ધારણ કરીને આવે છે અને જન્મમૃત્યુના ચક્કર કાપતા રહે છે. એટલા માટે વિચાર કરો-સોહં જાપ તો ધ્રુવ તથા પ્રહ્લાદ તથા શુકદેવ ઋષિએ જપ્યા. તે પણ પાર ન થયા. કાળ લોકમાં જ રહ્યા તથા 'ૐ નમઃ ભગવતે વાસુદેવાયઃ' મંત્ર જાપ કરવાવાળા ભક્તો પણ કૃષ્ણ સુધીની ભક્તિ કરી રહ્યા છે, તેઓ પણ ચૌર્યાસી લાખ યોનીઓમાં ચક્કર કાપવાથી બચી નથી શકતા. જે અંગે પરમ પૂજ્ય કબીર સાહેબજી તથા માનનીય ગરીબદાસ સાહેબજી મહારાજની વાણી પ્રત્યક્ષ પ્રમાણ આપે છે.**

*અનંત કોટિ અવતાર હૈં, માયા કે ગોવિંદ ।*
*કર્તા હો હો અવતરે, બહુર પડે જગ ફંદ ॥*

**સતપુરૂષ કબીર સાહેબજીની ભક્તિથી જ જીવ મુક્ત થઈ શકે છે. જ્યાં સુધી જીવ સતલોકમાં પરત નહીં ચાલ્યો જાય ત્યાં સુધી કાળલોકમાં આવી જ**

**રીતે કર્મ કરશે અને કરેલ નામ-દાન- ધર્મની કમાઈ સ્વર્ગરૂપી હોટલોમાં સમાપ્ત કરીને પરત (ફરી પાછા) કર્મ આધારથી ચોર્યાસી લાખ પ્રકારનાં પ્રાણીઓના શરીરમાં કષ્ટ (દુ:ખ/પીડાઓ) ઉત્પન્ન કરવાવાળા કાળલોકમાં ચક્કર કાપતા રહેશે. માયા (દુર્ગા) થી ઉત્પન્ન થઈને કરોડો ગોવિંદ (બ્રહ્મા-વિષ્ણુ-શિવ) મરી ચૂક્યા છે.** ભગવાનના અવતાર બનીને આવ્યા હતા. પછી કર્મ બંધનમાં બંધાઈને કર્મોને ભોગવીને ચૌર્યાસી લાખ યોનીઓમાં જતા રહ્યા. **જેમ ભગવાન વિષ્ણુજીને દેવર્ષિ નારદનો શ્રાપ લાગ્યો. તેઓ શ્રી રામચંદ્રરૂપમાં અયોધ્યામાં આવ્યા. પછી શ્રી રામજી રૂપમાં વાલીનો વધ કર્યો હતો. તે કર્મનો દંડ ભોગવવા માટે શ્રી કૃષ્ણજીનો જન્મ થયો. પછી વાલીવાળો આત્મા શિકારી બન્યો તથા પોતાનો પ્રતિશોધ લીધો. શ્રી કૃષ્ણજીના** પગમાં વિષયુક્ત (ઝેરી) તીર મારીને વધ કર્યો. મહારાજ ગરીબદાસજી પોતાની **વાણીમાં કહે છે :-**

*બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર માયા, ઔર ધર્મરાય કહિયે ।*
*ઈન પઁચો મિલ પરપંચ બનાયા, વાણી હમરી લહિયે ।।*
*ઈન પઁચોં મિલ જીવ અટકાયે, જુગન-જુગન હમ આન છુટાયે।*
*બંદી છોડ હમારા નામં, અજર અમર હૈ અસ્થિર ઠામં।।*

*પીર પૈગંબર કુતુબ ઔલિયા, સુર નર મુનિજન જ્ઞાની ।*
*યેતા કો તો રાહ ન પાયા, જમ કે બંધે પ્રાણી।।*
*ધર્મરાય કી ધૂમા-ધામી, જમ પર જંગ ચલાઉં ।*
*જોરા કો તો જાન ન દૂંગાં, બાંધ અદલ ઘર લ્યાઉં ।।*

*કાલ અકાલ દોહૂઁ કો મોસૂં, મહાકાલ સિર મૂંડૂ।*
*મૈં તો તખ્ત હજૂરી હુકમી, ચોર ખોજ કૂં ઢૂંઢૂ ।।*
*મૂલા માયા મગ મેં બૈઠી, હંસા ચુન-ચુન ખાઈ ।*
*જ્યોતિ સ્વરુપી ભયા નિરંજન, મૈં હી કર્તા ભાઈ।।*

*સંહસ અઠાસી દીપ મુનીશ્વર, બંધે મુલા ડોરી ।*
*એત્યાં મેં જમ કા તલબાના, ચલિએ પુરુષ કીશોરી ।।*
*મૂલા કા તો માથા દાગૂં, સતકી મોહર કરુંગા ।*
*પુરુષ દીપ કૂં હંસ ચલાઉં, દરા ન રોકન દૂંગા ।।*

*હમ તો બન્દી છોડ કહાવાં, ધર્મરાય હૈ ચકવૈ।*
*સતલોક કી સકલ સુનાવાં, વાણી હમરી અખવૈ ।।*
*નૌ લખ પટ્ટન ઉપર ખેલૂં, સાહદરે કૂં રોકૂં।*
*દ્વાદસ કોટિ કટક સબ કાટૂં, હંસ પઠાઉં મોખૂં ।।*

*ચૌદહ ભુવન ગમન હૈ મેરા, જલ થલ મેં સરબંગી ।*
*ખાલિક ખલક ખલક મેં ખાલિક, અવિગત અચલ અભંગી ।।*
*અગર અલીલ ચક્ર હૈ મેરા, જીત સે હમ ચલ આયે,*
*પાંચોં પર પ્રવાના મેરા, બંધિ છુટાવન ધાયે ।।*

*જહાઁ ઓંકાર નિરંજન નાહીં, બ્રહ્મા વિષ્ણુ વેદ નહીં જાહીં ।*
*જહાઁ કરતા નહીં જાન ભગવાના, કાયા માયા પિણ્ડ ન પ્રાણા ।।*
*પાઁચોં તત્ત્વ તીનોં ગુણ નાહીં, જોરા કાલ દીપ નહીં જાહીં ।*
*અમર કરું સતલોક પઠાઁઉ, તાતૈં બન્દી છોડ કહાઉં ।।*

કબીર પરમેશ્વર (કવિર્દેવ) ની મહિમા દર્શાવતાં માનનીય ગરીબદાસ સાહેબજી કહી રહ્યા છે કે **આપણા પ્રભુ કવિર્ (કવિર્દેવ) બંદીછોડ છે. બંદી છોડનો ભાવાર્થ છે કાળની કેદથી છોડવનાર. કાળબ્રહ્મના ૨૧ બ્રહ્માંડોમાં બધા પ્રાણી પાપોના લીધે કાળના બંદી છે. પૂર્ણ પરમાત્મા (કવિર્દેવ) કબીર સાહેબ પાપનો વિનાશ કરી નાખે છે. પાપનો વિનાશ ન બ્રહ્મ, ન પરબ્રહ્મ કે બ્રહ્મા- વિષ્ણુ- મહેશ પણ કરી શકતા નથી. ફકત જેવાં કર્મ છે, તેનું તેવું જ ફળ આપી શકે છે. એટલા માટે યજુર્વેદ અધ્યાય-૫ ના મંત્ર ૩૨માં લખ્યું છે ''કવિરંઘારિરસિ'' કવિર્દેવ પાપોના શત્રુ છે, ''બમ્ભારિરસિ'' બંધનોના શત્રુ અર્થાત્ (એટલે કે) બંદીછોડ છે.**

આ પાંચેય (બ્રહ્મા- વિષ્ણુ- શિવ-માયા તથા ધર્મરાય) થી ઉપર **સતપુરૂષ પરમાત્મા (કવિર્દેવ) છે.** જે **સતલોકના માલિક છે.** બાકી બધા **પરબ્રહ્મ- બ્રહ્મ તથા બ્રહ્મા-વિષ્ણુ-શિવજી તથા આદિ માયા નાશવાન પરમાત્મા છે. મહાપ્રલયમાં આ બધા તથા તેમના લોક સમાપ્ત થઈ જશે.** સાધારણ જીવ કરતા કેટલીયે હજાર ઘણી વધુ લાંબી તેમની ઉંમર છે. પરંતુ જે સમય નિર્ધારિત છે તે એક દિવસ પૂરો અવશ્ય થશે. માનનીય ગરીબદાસજી મહારાજ કહે છે :-

*શિવ બ્રહ્મા કા રાજ, ઈન્દ્ર ગિનતી કહાં । ચાર મુક્તિ વૈકુંઠ સમઝ, યેતા લહ્યા ।।*
*સંખ જુગન કી જુની, ઉમ્ર બડ ધારિયા । જા જનની કુર્બાન, સુ કાગજ પારિયા ।।*
*યેતી ઉમ્ર બુલંદ મરૈગા અંત રે । સતગુરુ લગે ન કાન, ન ભેંટૈ સંત રે ।।*

ભલેને સંખ યુગની લાંબી ઉંમર પણ કેમ ન હોય તે એક દિવસ અવશ્ય સમાપ્ત થશે. અગર (જો) સતપુરૂષ પરમાત્મા (કવિર્દેવ) કબીર સાહેબના નુમાંયદા (નિમણુક પામેલ) **પૂર્ણસંત (ગુરુ) જે ત્રણ નામના મંત્ર (જેમાં એક ઓમ + તત્ + સત્ સાંકેતિક છે) આપે છે તથા તેને પૂર્ણસંત દ્વારા નામદાન કરવાનો આદેશ છે, તેનાથી ઉપદેશ પ્રાપ્ત કરીને નામની કમાઈ કરીશું તો આપણે સતલોકના અધિકારી હંસ થઈ શકીએ છીએ. સત્ય સાધના વગર બહુ લાંબી ઉંમર કંઈ કામ નહીં આવે કારણ કે નિરંજન લોકમાં દુઃખ ને દુઃખો જ છે.**

*કબીર, જીવના તો થોડા હી ભલા, જૈ સત સુમરન હોય ।*
*લાખ વર્ષ કા જીવના, લેખૈ ધરૈ ના કોય ।।*

કબીર સાહેબ પોતાની (પૂર્ણબ્રહ્મની) જાણકારી સ્વયં આપે છે કે **આ પરમાત્માઓથી ઉપર અસંખ્ય ભુજાવાળો પરમાત્મા સતપુરૂષ છે, જે સત્યલોક (સચ્ચ ખંડ, સતધામ)માં રહે છે તથા તેના અંતર્ગત સર્વલોક [બ્રહ્મ (કાળ)ના ૨૧ બ્રહ્માંડ તથા બ્રહ્મા, વિષ્ણુ, શિવ, શક્તિના લોક તથા પરબ્રહ્મના સાત**

**શંખ બ્રહ્માંડ તથા અન્ય સર્વ બ્રહ્માંડ] આવે છે અને ત્યાં સત્યનામ - સારનામના જાપ દ્વાર જ જવાશે જે પૂરા ગુરૂથી પ્રાપ્ત થાય છે. સચ્ચખંડ (સતલોક)માં જે આત્મા ચાલ્યા જાય છે તેનો ફરીથી જન્મ થતો નથી.** સતપુરુષ (પૂર્ણબ્રહ્મ) કબીર સાહેબ (કવિર્દેવ) જ અન્ય લોકોમાં સ્વયં જ જુદા-જુદા નામોથી વિરાજમાન છે જેમ અલખ લોકમાં અલખ પુરુષ, અગમલોકમાં અગમ પુરુષ તથા અકહ લોકમાં અનામી પુરૂષરૂપમાં વિરાજમાન છે. આ તો ઉપમાત્મક નામો છે, પરંતુ વાસ્તવિક નામ તે પૂર્ણપુરૂષનું કવિર્દેવ (ભાષા જુદી હોવાથી કબીર સાહેબ) છે.

**''આદરણીય નાનક સાહેબજીની વાણીમાં સૃષ્ટિરચનાનો સંકેત''**

શ્રી નાનક સાહેબજીની અમૃતવાણી મહલા-૧, રાગ : બિલાવલુ અંશ-૧.(ગુરુ ગ્રંથ સાહેબ પાના નં. ૮૩૯)

*આપે સચુ કીઆ કર જોડિ । અંડજ ફોડિ જોડિ વિછોડ।।*
*ધરતી આકાશ કીએ બૈસણ કઉ થાઉ । રાતિ દિનંતુ કીએ ભઉ-ભાઉ।।*
*જિન કીએ કરિ વેખણહારા ।(૩)*
*ત્રિતીઆ બ્રહ્મા-બિસનુ- મહેસા । દેવી દેવ ઉપાએ વેસા ।।(૪)*
*પઉણ પાણી અગની બિસરાઉ । તાહી નિરંજન સાચો નાઉ*
*તિસુ મહિ મનુઆ રહિઆ લિવ લાઈ । પ્રણવતિ નાનકુ કાલુ ન ખાઈ ।।(૧૦)*

ઉપરોક્ત અમૃતવાણીનો ભાવાર્થ છે કે **સાચા પરમાત્મા (સતપુરૂષ)એ સ્વયં જ પોતાના હાથો વડે સર્વ સૃષ્ટિની રચના કરી છે. તેણે જ ઈંડું બનાવ્યું પછી ફોડયું તથા તેમાંથી જ્યોતિ નિરંજન નીકળ્યો. તે જ પૂર્ણ પરમાત્માએ સર્વ પ્રાણીઓના રહેવા માટે ધરતી, આકાશ, પવન, પાણી વગેરે પાંચ તત્ત્વો રચ્યા. પોતાના દ્વારા રચવામાં આવેલ સૃષ્ટિનો સ્વયં જ સાક્ષી છે. બીજા કોઈ સાચી જાણકારી આપી શકતા નથી. ઈંડાના ફૂટવાથી નીકળેલ નિરંજન પછી ત્રણે શ્રી બ્રહ્માજી, શ્રી વિષ્ણુજી તથા શ્રી શિવજીની ઉત્પત્તિ થઈ તથા અન્ય દેવી દેવતા ઉત્પન્ન થયા તથા અસંખ્ય જીવોની ઉત્પત્તિ થઈ. ત્યારબાદ અન્ય દેવોના જીવનચરિત્ર તથા અન્ય ઋષિઓના અનુભવના છ શાસ્ત્ર તથા ૧૮ પુરાણ બની ગયા. પૂર્ણપરમાત્માના સાચા નામ (સત્યનામ)ની સાધના અનન્ય મનથી કરવાથી તથા ગુરૂમર્યાદામાં રહેવાવાળા (પ્રણવતિ) ને શ્રી નાનકજી કહી રહ્યા છે કે કાળ નથી ખાતો.**

રાગ-મારુ (અંશ) અમૃતવાણી મહલા-૧ ગુરૂ (ગ્રંથ સાહેબ પાના નં. ૧૦૩૭)

*સુનહુ બ્રહ્મા, બિસનુ, મહેસુ ઉપાએ । સુને વરતે જુગ સબાએ ।।*
*ઈસુ પદ બિચારે સો જનુ પુરા । તિસ મિલિએ ભરમુ ચુકાઈદા ।।(૩)*
*સામ વેદુ, રુગુ જુજરુ અથરબણુ । બ્રહ્મમેં મુખ માઈયા હૈ ત્રૈગુણ ।।*
*તા કી કીમત કહિ ન સકૈ। કો તિઉ બોલે જિઉ બુલાઈદા ।।(૯)*

ઉપરોક્ત અમૃતવાણીનો સારાંશ છે કે **જે સંત પૂર્ણ સૃષ્ટિરચના સંભળાવી દેશે તથા બતાવશે કે ઈંડાના બે ભાગ થયા અને તેમાંથી કોણ નીકળ્યું, જેણે પછી બ્રહ્મલોકની સુન્નમાં એટલે કે ગુપ્ત સ્થાન ઉપર બ્રહ્મા -**

**વિષ્ણુ- શિવજીની ઉત્પત્તિ કરી તથા તે પરમાત્મા કોણ છે જેણે બ્રહ્મ (કાળ) ના મુખથી ચારેય વેદો (પવિત્ર ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અર્થવેદ)નો ઉચ્ચારણ કરાવ્યો તે પૂર્ણપરમાત્મા જેમ ઈચ્છે તેમ જ પ્રત્યેક પ્રાણીને બોલાવડાવે છે. આ સર્વ જ્ઞાનને પૂર્ણ બતાવવાવાળા સંત મળી જાય તો તેની પાસે જાઓ તથા જે સર્વ શંકાઓનું પૂર્ણ નિવારણ કરે છે, તે જ પૂર્ણસંત એટલે કે તત્ત્વદર્શી છે.**

**શ્રી ગુરુ ગ્રંથ સાહેબ પાના નં. ૯૨૯ અમૃતવાણી શ્રી નાનક સાહેબજીની રાગ રામકલી મહલા-૧ દખણી ઓઅંકાર.**

*ઓઅંકારિ બ્રહ્મા ઉત્પતિ ।*
*ઓઅંકારુ કીઆ જિનિ ચિત।*
*ઓઅંકારિ સૈલ જુગ ભએ।*
*ઓઅંકારિ વેદ નિરમએ।*
*ઓઅંકારિ સબદિ ઉધરે।*
*ઓઅંકારિ ગુરુમુખી તરે ।*
*ઓનમ અખર સુણહૂ બીચારુ ।*
*ઓનમ અખરુ ત્રીભવણ સારુ ।*

**ઉપરોક્ત અમૃતવાણીમાં શ્રી નાનક સાહેબજી કહી રહ્યા છે કે ઓંકાર એટલે કે નિરંજન (કાળ) થી બ્રહ્માજીની ઉત્પત્તિ થઈ. કેટલાય યુગો સુધી મસ્તી કરીને (મોજ કરીને) ઓંકાર (બ્રહ્મ) એ વેદોની ઉત્પત્તિ કરી જે બ્રહ્માજીને પ્રાપ્ત થયા. ત્રણ લોકની ભક્તિ ફકત એક ૐ (ઓમ) મંત્ર જ વાસ્તવમાં જાપ કરવાનો છે. આ ૐ શબ્દને પૂર્ણસંતથી ઉપદેશ લેવાથી અર્થાત ગુરુ ધારણ કરીને જાપ કરવાથી ઉદ્ધાર થાય છે.**

**વિશેષ :- શ્રી નાનક સાહેબજીએ ત્રણેય મંત્રો (ૐ + તત્ + સત્) નું સ્થાન-સ્થાન પર રહસ્યાત્મક વિવરણ આપેલ છે. તેને ફકત પૂર્ણસંત (તત્ત્વદર્શી સંત) જ સમજી શકે છે તથા ત્રણેય મંત્રોના જાપ અંગે ઉપદેશીને સમજાવવામાં આવે છે.**

**(ગુરૂગ્રંથ સાહેબ પાના નં. ૧૦૩૮)**

*ઉત્તમ સતિગુરુ પુરુષ નિરાલે, સબદિ રતે હરિ રસ મતવાલે ।*
*રિધિ, બુધિ, સિધિ, ગિઆન ગુરુ તે પાઈએ, પુરે ભાગ મિલાઈ દા ॥ ૧૫ ॥*
*સતિગુરુ તે પાયે બીચારા, સુન સમાધિ સચે ઘરબારા ।*
*નાનક નિરમલ નાદુ સબદ્ય ધુનિ, સચુ રામૈં નામિ સમાઈદા ॥ ૧૭ ॥*

**ઉપરોક્ત અમૃતવાણીનો ભાવાર્થ છે કે વાસ્તવિક જ્ઞાન આપવાવાળા સતગુરુ તો નિરાળા જ છે, તેઓ ફકત નામજાપને જપે છે, અન્ય હઠયોગ સાધના નથી બતાવતા. અગર તમારે ધનદૌલત, પદ, બુદ્ધિ અથવા ભક્તિ શક્તિ પણ જોઈએ તો તે ભક્તિ માર્ગનું જ્ઞાન પૂર્ણસંત જ પૂરું પ્રદાન કરશે, આવો પૂર્ણ સંત તો બહુ ભાગ્યથી જ મળે છે. તે જ પૂર્ણસંત વિવરણ બતાવશે કે ઉપર સુન્ન (આકાશ)માં આપણુ વાસ્તવિક ઘર (સત્યલોક) પરમેશ્વરે રચી**

**રાખ્યું છે. તેમાં એક વાસ્તવિક સાર નામની ધૂન (આવાજ) થઈ રહી છે. તે આનંદમાં અવિનાશી પરમેશ્વરના સાર શબ્દથી સમાવેશ થઈ જાય છે અર્થાત તે વાસ્તવિક સુખદાયી સ્થાનમાં નિવાસ થઈ શકે છે. અન્ય નામો તથા અધૂરા ગુરુઓથી તે પ્રાપ્ત થઈ શકતું નથી.**

આંશિક અમૃતવાણી મહલા પહલા (શ્રી ગુરૂ ગ્રંથ સાહેબ પાના નં. ૩૫૯- ૩૬૦)

*સિવ નગરી મહિ આસણિ બૈસઉ કલપ ત્યાગી વાદં ।(૧)*
*સિંડી સબદ સદા ધુનિ સોહૈ અહિનિસિ પૂરૈ નાદં ।(૨)*
*હરિ કીરતિ રહ રાસિ હમારી ગુરુ મુખ પંથ અતીત ।(૩)*
*સગલી જોતી હમારી સંમિઆ નાના વરણ અનેકં ।*
*કહ નાનક સુણિ ભરથરી જોગી પારબ્રહ્મ લિવ એકં ।(૪)*

ઉપરોક્ત અમૃતવાણીનો ભાવાર્થ છે કે શ્રી નાનક સાહેબજી કહી રહ્યા છે કે હે ભરથરી યોગીજી તમારી સાધના ભગવાન શિવ સુધી છે, તેનાથી તમને શિવનગરી (લોક) માં સ્થાન મળ્યું છે અને શરીરમાં જે સિંગી શબ્દ વગેરે થઈ રહ્યો છે તે આ જ કમળોનો છે તથા ટી.વી.ની જેમ પ્રત્યેક દેવના લોકથી શરીરમાં સંભળાઈ રહ્યો છે. **અમે તો એક પરમાત્મા પારબ્રહ્મ એટલે કે સર્વથી પાર જે પૂર્ણપરમાત્મા છે અન્ય (બીજા) કોઇ જુદા જ એક પરમાત્મામાં લૌ (અનન્ય મનથી લગ્ન) લગાવીએ છીએ.**

**અમે બાહરી દેખાવ (ભસ્મ લગાડવી, હાથમાં ડંડો રાખવો) નથી કરતા. હું તો સર્વ પ્રાણીઓને એક પૂર્ણપરમાત્મા (સતપુરુષ)ના સંતાન સમજું છું. બધા તે શક્તિથી જ ચલાયમાન છે. અમારી મુદ્રા (સંપત્તિ) તો સાચું નામ જાપ ગુરુથી પ્રાપ્ત કરીને કરવાની છે તથા ક્ષમા કરવી એ અમારી વેશભૂષા છે. હું તો પૂર્ણ પરમાત્માનો ઉપાસક છું તથા પૂર્ણસતગુરુનો ભક્તિમાર્ગ આનાથી જુદો છે.**

અમૃતવાણી રાગ આસા મહલા પહલા (શ્રી ગુ.ગં.,સા. પાન. ૪૨૦)

॥ આસા મહલા ॥ જિની નામુ વિસારિઆ દુજૈ ભરમિ ભુલાઈ।
મૂલુ છોડિ ડાલી લગે કિઆ પાવહિ છાઈ॥ સાહિબુ
મેરા એકુ હૈ અવરુ નહીં ભાઈ। કિરપા તે સુખુ પાઈઆ સાચે પરથાઈ ॥
ગુરુ કિ સેવા સો કરે, જિસુ આપિ કરાએ।
નાનક સિરુ દે છુટીએ, દરગહ પતિ પાએ ॥ ૮ ॥

ઉપરોક્ત વાણીનો ભાવાર્થ છે કે નાનક સાહેબજી કહી રહ્યા છે કે **જે પૂર્ણપરમાત્માનું વાસ્તવિક નામ ભૂલીને બીજા ભગવાનોના નામોના જાપમાં ભ્રમિત થઈ રહ્યા છે. તે તો એમ કરી રહ્યા છે કે મૂળ (પૂર્ણપરમાત્મા)ને છોડીને ડાળીઓ (ત્રણેય ગુણ રૂપ રજોગુણ-બ્રહ્મા, સતોગુણ-વિષ્ણુ, તમોગુણ-શિવજી) ની સિંચાઈ (પૂજા) કરી રહ્યા છે. તે સાધનાથી કોઈ સુખી થઈ શકતું નથી એટલે કે વૃક્ષ સુકાઈ જશે તો છાયામાં નહીં બેસી શકો. ભાવાર્થ છે કે**

**શાસ્ત્રવિધિ રહિત સાધના કરવી તે વ્યર્થ પ્રયત્ન છે, તેનાથી કોઈ લાભ નથી. આનું જ પ્રમાણ પવિત્ર ગીતા અધ્યાય-૧૬ ના શ્લોક ૨૩-૨૪માં પણ છે. તે પૂર્ણપરમાત્માને પ્રાપ્ત કરવા માટે મનમુખી (મન મુજબની) સાધના ત્યજીને પૂર્ણ ગુરુદેવને સમર્પણ કરવાથી તથા સાચા નામના જાપથી જ મોક્ષ સંભવ છે, નહીં તો મૃત્યુના ઉપરાંત નરકમાં જઈશ.**

(શ્રી ગુરુ ગ્રંથ સાહેબ પાના નં. ૮૪૩-૮૪૪)

*// બિલાવલુ મહલા // ૧ // મૈં મન ચાહુ ઘણા સાચિ વિગાસી રામ ।*

*મોહી પ્રેમ પીરે પ્રભુ અબિનાસી રામ //*

*અવિગતો હરિ નાથુ નાથહ તિસૈ ભાવૈ સો થીએ। કિરપાલુ સદા દઈઆલુ દાતા જીઆ અંદરિ તૂં જીએ।*

*મૈં આધારુ તેરા તુ ખસમુ મેરા મૈ તાણુ તકીઆ તેરઓ ।*

*સાચિ સૂચા સદા નાનક ગુરસબદિ ઝગરુ નિબેરઓ// ૪ // ૨ //*

ઉપરોક્ત અમૃતવાણીમાં શ્રી નાનક સાહેબજી કહી રહ્યા છે કે **અવિનાશી પૂર્ણપરમાત્મા નાથોનો પણ નાથ છે એટલે કે દેવોના પણ દેવ છે (સર્વ પ્રભુઓ શ્રી બ્રહ્માજી, શ્રી વિષ્ણુજી, શ્રી શિવજી તથા બ્રહ્મ તથા પરબ્રહ્મ ઉપર પણ નાથ છે. અર્થાત સ્વામી છે.) હું તો સાચા નામને હૃદયમાં સમાવી ચૂક્યો છું. સર્વ પ્રાણીના જીવન આધાર પણ આપ જ છો. હું આપના આશ્રિત છું, આપ મારા માલિક છો. આપે જ મને ગુરુ રૂપમાં આવીને સત્યભક્તિનું નિર્ણાયક જ્ઞાન આપીને સર્વ (તમામ) ઝઘડો પતાવી નાખ્યો અર્થાત્ (એટલે કે) તમામ શંકાઓનું સમાધાન કરી નાખ્યું.**

(શ્રી ગુરુ ગ્રંથ સાહેબ પાના નં. ૭૨૧ રાગ તીલંગ મહલા-૧)

*યક અર્જ ગુફતમ પેશ તો દર કૂન કરતાર ।*

*હક્કા કબીર કરીમ તૂ બેઅબ પરવરદિગાર ।*

*નાનક બુગોયદ જન તુરા તેરે ચાકરાં પાખાક।*

ઉપરોક્ત અમૃતવાણીમાં સ્પષ્ટ કર્યું છે કે **(હક્કા કબીર) આપ સત્ કબીર (કૂન કરતાર) આપ શબ્દશક્તિથી રચના કરનાર શબ્દસ્વરૂપી પ્રભુ અર્થાત (એટલે કે) સર્વ સૃષ્ટિના રચનહાર છો, આપ જ બેઅબ નિર્વિકાર (પરવરદિગાર) સર્વના પાલનકર્તા દયાળુ પ્રભુ છો. હું આપના દાસોનો પણ દાસ છું.**

(શ્રી ગુરુ ગ્રંથ સાહેબ પાના નં.૨૪ રાગ સીરી મહલા-૧)

*તેરા એક નામ તારે સંસાર, મૈં એહા આસ એહો આધાર ।*

*નાનક નીચ કહૈ બિચાર, ધાણક રુપ રહા કરતાર //*

ઉપરોક્ત અમૃતવાણીમાં પ્રમાણિત કર્યું છે કે જે કાશીમાં ધાણક (જુલાહા-વણકર) છે આજ (કરતાર) કુલ (સર્વ)નો સૃજનહાર છે. અતિ

આધીન થઈ શ્રી નાનક સાહેબજી કહી રહ્યા છે કે હું સત્ કહી રહ્યો છું કે આ ધાણક એટલે કે કબીર જુલાહા જ પૂર્ણબ્રહ્મ (સત્પુરુષ) છે.

**વિશેષઃ** ઉપરોક્ત પ્રમાણોના સાંકેતિક જ્ઞાનથી પ્રમાણિત થયું સૃષ્ટિ રચના કઈ રીતે થઈ ? હવે **પૂર્ણપરમાત્માની પ્રાપ્તિ કરવી જોઈએ. જે પૂર્ણસંતથી નામ-ઉપદેશ લેવાથી જ સંભવ છે.**

**''અન્ય સંતો દ્વારા સૃષ્ટિરચનાની દંતકથા''**

અન્ય સંતો દ્વારા જે સૃષ્ટિરચનાનું જ્ઞાન બતાવવામા આવ્યું છે તે કેવું છે ? કૃપા કરીને વાંચો :-

(સૃષ્ટિરચનાના વિવરણમાં રાધા-સ્વામી પંથ, કે સંતોના તથા ધન-ધન સતગુરુર પંથના સંતના વિચારઃ- પવિત્ર પુસ્તક જીવનચરિત્ર પરમ સંત બાબા જયમલસિંહજી મહારાજ ''પાન નં. ૧૦૨-૧૦૩થી 'સૃષ્ટિકી રચના'' (સાવન કૃપાલ પબ્લિકેશન, દિલ્હી)

પહેલાં સતપુરૂષ નિરાકાર હતા, પછી આકારમાં આવ્યા, તો ઉપરના ત્રણ નિર્મલ મંડલ (સતલોક- અલખલોક - અગમલોક) બની ગયા તથા પ્રકાશ તથા મંડલોંના નાદ (ધુનિ) બની ગયા.

પવિત્ર પુસ્તક સારવચન (નસર) પ્રકાશ રાધાસ્વામી સત્સંગસભા, દયાલબાગ, આગરા 'સૃષ્ટિકી રચના' પૃષ્ટ નં. ૮૧

પહેલાં અંધકાર હતો. તેમાં પુરુષ શુન્ન સમાધિમાં હતા. જ્યારે કોઈ રચના નહોતી થયેલી. પછી જ્યારે મૌજ થઈ ત્યારે શબ્દ પ્રગટ થયો અને તેમાંથી બધી રચના થઈ. પહેલા સતલોક અને પછી સતપુરુષની કળાથી ત્રણ લોક અને બધો વિસ્તાર થયો.

આ જ્ઞાન તો આવું છે- એક સમયે કોઈ યુવક નોકરી અર્થે ઈન્ટર્વ્યુ આપવા ગયો. અધિકારીએ પૂછયું કે તમે મહાભારત વાંચ્યું છે ! યુવકે જવાબ આપ્યો કે આંગળીઓના ટેરવા પર ગોખી રાખ્યું છે. અધિકારીએ પ્રશ્ન કર્યો કે પાંચ પાંડવોનાં નામ બતાવો. યુવકે ઉત્તર આપ્યો એક ભીમ હતો, એક એનો મોટો ભાઈ હતો, એક તેનાથી નાનો હતો, એક અન્ય હતો તથા એકનું નામ હું ભૂલી ગયો છું. ઉપરોક્ત સૃષ્ટિરચનાનું જ્ઞાન તો આના જેવું છે.

સતપુરુષ તથા સતલોકની મહિમા બતાવવાવાળા તથા પાંચ નામ (ૐકાર - જ્યોતિ નિરંજન - રરંકાર - સોહં - સત્યનામ) આપવાવાળા તથા ત્રણ નામ (અકાળ મૂર્તિ - સતપુરુષ - શબ્દ સ્વરૂપી રામ) આપવાવાળા સંતો દ્વારા રચવામાં આવેલ પુસ્તકોથી થોડું નિષ્કર્ષ —

સંતમત પ્રકાશ ભાગ-૩, પાના નં. ૭૬ પર લખ્યું છે કે ''સચ્ચખંડ અથવા સતનામ ચૌથું લોક છે'' અહિંયા ''સતનામ''ને સ્થાન કહ્યું છે. પછી આ પવિત્ર પુસ્તકના પાના નં. ૭૯ પર લખ્યું છે કે ''એક રામ દશરથના બેટા, બીજા રામ ''મન'' ત્રીજા રામ ''બ્રહ્મ'' ચોથા રામ

''સતનામ'' આ અસલી રામ છે'' પછી પવિત્ર પુસ્તક સંતમત પ્રકાશ પહેલા ભાગ પૃષ્ઠ નં. ૧૭ પર લખ્યું છે કે ''જે સતલોક છે, તેને જ સતનામ કહેવામાં આવે છે'' પવિત્ર પુસ્તક ''સાર વચન નસર યાનિ વાર્તિક'' પૃષ્ઠ નં. ૩ પર લખ્યું છે કે ''હવે સમજવું જોઈએ કે રાધાસ્વામી પદ સૌથી ઊંચું સ્થાન છે જેણે સંતોએ સતલોક અને સચ્ચખંડ અને સાર શબ્દ અને સત શબ્દ અને સતનામ અને સતપુરુષ કરીને બોલ્યા છે'' પવિત્ર પુસ્તક સાર વચન (નસર) આગ્રાથી પ્રકાશિત પાના નં. ૪ પર પણ ઉપરોક્ત જેમનું તેમ વર્ણન છે. પવિત્ર પુસ્તક ''સચ્ચખંડ ની સડક' પાના નં. ૨૨૬ ''સંતોંનો દેશ સચ્ચખંડ અથવા સતલોક છે, તેને જ સતનામ, સતશબ્દ - સારશબ્દ કહેવાય છે.''

**વિશેષ :** ઉપરોક્ત વ્યાખ્યા એવી લાગી જાણે કોઈએ જીવનમાં ન તો શહેર જોયું, ન કાર જોઈ અને ન પેટ્રોલ જોયું, ન ડ્રાઈવરનું જ્ઞાન હોય કે ડ્રાઇવર કોને કહે છે અને તે વ્યક્તિ અન્ય સાથીઓને કહે કે હું શહેરમાં જાઉં છું. કારમાં બેસીને આનંદ મનાવું છું. પછી સાથીઓ પૂછે છે કે કાર કેવી છે ? પેટ્રોલ કેવું છે ? ડ્રાઈવર કેવો છે ? શહેર કેવું છે ? તો તેણે (ગુરુજીએ) ઉત્તર આપ્યો કે શહેર કહો કે કાર કહો એક જ વાત છે, શહેર પણ કાર જ છે, પેટ્રોલ પણ કારને જ કહે છે, ડ્રાઈવર પણ કારને જ કહે છે, સડક (રોડ) પણ કારને જ કહે છે.

**ચાલો વિચાર કરીએ :**

**સતપુરુષ તો પૂર્ણપરમાત્મા છે. સતનામ-તે બે મંત્રોનાં નામ છે જેમાં એક ૐ (ઓમ) + તત્ સાંકેતિક છે તથા તેના પછી સારનામ સાધકને પૂર્ણ ગુરુ દ્વારા આપવામાં આવે છે. આ સતનામ તથા સારનામ બન્ને સ્મરણ કરવાના નામ છે. સતલોક તે સ્થાન છે જ્યાં સતપુરુષ રહે છે. પુણ્ય આત્માઓ સ્વયં (પોતે) જ નિર્ણય કરો સત્ય તથા અસત્યનો.**

❑❑❑

## (૩) કોણ અને કેવો છે કુલ (સર્વ)નો માલિક ?

જે જે પુણ્ય આત્માઓએ પરમાત્માને પ્રાપ્ત કરેલ છે તેઓએ બતાવેલ છે કે કુલનો માલિક એક છે. તે માનવરૂપી તેજોમય શરીર યુક્ત છે. જેના એક રોમકુંપનો પ્રકાશ કરોડો સૂર્ય તથા કરોડો ચંદ્રમાંઓની રોશનીથી પણ અધિક છે. તેને જ જુદા જુદા રૂપ બનાવ્યા છે. પરમેશ્વરનું વાસ્તવિક નામ પોતપોતાની ભાષાઓમાં કવિર્દેવ (વેદોમાં સંસ્કૃત ભાષામાં) તથા હક્કા કબીર (શ્રી ગુરુ ગ્રંથ સાહેબમાં પાના નં. ૭૨૧ ઉપર ક્ષેત્રિય ભાષામાં) તથા સત કબીર (શ્રી ધર્મદાસજીની વાણીમાં ક્ષેત્રિય ભાષામાં) તથા બંદી છોડ કબીર (સંત ગરીબદાસજીના સતગ્રંથમાં ક્ષેત્રિય ભાષામાં) કબીરા, કબીરન તથા ખબીરા અથવા ખબીરન (શ્રી કુરાન શરીફ સુરત ફૂર્કાનિ નંબર ૨૫, આયાત નંબર ૧૯, ૨૧, ૫૨, ૫૮, ૫૯માં ક્ષેત્રિય અરબી ભાષામાં) આ જ પૂર્ણપરમાત્માના ઉપમાત્મક નામ અનામી પુરુષ, અગમ પુરુષ, અલખ પુરુષ, સત પુરુષ, અકાલ મૂર્તિ, શબ્દસ્વરૂપી રામ, પૂર્ણબ્રહ્મ, પરમઅક્ષર બ્રહ્મ વગેરે છે. જેવી રીતે દેશના પ્રધાનમંત્રીના વાસ્તવિક શરીરનું નામ કંઈક અલગ હોય છે તથા ઉપમાત્મક નામ પ્રધાનમંત્રીજી, પ્રાઈમ મિનિસ્ટરજી અલગ હોય છે. જેમ ભારત દેશના પ્રધાનમંત્રીજી પોતાની હસ્તક ગૃહ વિભાગ રાખે છે. જ્યારે તેઓ તે વિભાગના દસ્તાવેજો ઉપર હસ્તાક્ષર કરે છે તો ત્યાં ગૃહમંત્રીની ભૂમિકા નિભાવે છે તથા પોતાનો હોદ્દો પણ ગૃહમંત્રી લખે છે પરંતુ હસ્તાક્ષર એ જ હોય છે. આજ પ્રમાણે ઈશ્વરીય સત્તાને સમજવાનું છે.

જે સંતો તથા ઋષીઓને પરમાત્માની પ્રાપ્તિ નથી થઈ, તેઓએ પોતાનો અંતિમ અનુભવ બતાવ્યો છે કે પ્રભુનો ફક્ત પ્રકાશ જોઈ શકાય છે. પ્રભુને જોઈ શકાતા નથી કારણ કે તેમનો કોઈ આકાર નથી તથા શરીરમાં ધૂન સાંભળવી વગેરે પ્રભુભક્તિની ઉપલબ્ધિ છે.

ચાલો વિચાર કરીએ - જેવી રીતે કોઈ અંધજન અન્ય અંધજનોમાં પોતાને આંખો વાળો સાબિત કરવા બેઠો હોય અને કહે કે રાત્રિમાં ચંદ્રમાંની રોશની ખૂબ જ સોહામણી, મનલુભાવનાર હોય છે. હું જોઉં છું. અન્ય અંધજન શિષ્યોએ પૂછયું કે ગુરુજી ચંદ્રમાં કેવો હોય છે? જવાબમાં ચતુર અંધજને જવાબ આપતા કહ્યું કે ચંદ્રમાં તો નિરાકાર છે. તે જોઈ થોડો શકાય છે. કોઈ કહે કે સૂર્ય નિરાકાર છે તેને જોઈ શકાતો નથી. સૂર્ય સ્વયંપ્રકાશિત છે એટલા માટે તેનો ફક્ત પ્રકાશ દેખાય છે. ગુરુજીના બતાવ્યાનુસાર શિષ્ય અઢી કલાક સવારે તથા અઢી કલાક સાંજે આકાશમાં જુએ છે. પરંતુ આકાશમાં કંઈ દેખાતું નથી. પોતે જ વિચાર કરે છે કે ગુરુજી તો સાચું કહી રહ્યા છે, અમારી સાધના પૂરા અઢી કલાક સવાર-સાંજ થઈ શકતી નથી. જેના લીધે અમને સૂર્ય તથા ચંદ્રમાંનો પ્રકાશ દેખાતો નથી. ચતુર ગુરુજીની વ્યાખ્યા ઉપર આધારિત થઈને તે ચતુર આંધળા (જ્ઞાનહીન) ની વ્યાખ્યાના પ્રચારક કરોડો આંધળા (જ્ઞાનહીન) બની ચૂક્યા છો. પછી તેમને આંખોવાળા (તત્ત્વદર્શી સંત) બતાવે કે સૂર્ય આકારમાં છે અને તેનાથી જ પ્રકાશ નીકળી રહ્યો

છે. આ જ પ્રમાણે ચંદ્રમાંથી પણ પ્રકાશ નીકળી રહ્યો છે. નેત્રહીનો ! ચંદ્રમાં વગર રાત્રિમાં પ્રકાશ કેવી રીતે હોઈ શકે છે ? જેમ કોઈ કહે કે ટ્યુબલાઈટ તો જોઈ, પછી કોઈ પૂછે કે ટ્યુબ કેવી હોય છે ? જેનો તમે પ્રકાશ જોયો છે. જવાબ મળે કે ટ્યુબ તો નિરાકાર હોવાના કારણે દેખાઇ નથી દેતી, ફક્ત પ્રકાશ જોઈ શકાય છે. વિચાર કરો કે ટ્યુબ વગર પ્રકાશ કેવી રીતે?

અગર કોઈ કહે કે હીરો સ્વપ્રકાશીત હોય છે. પછી એમ પણ કહે છે કે હીરાનો ફક્ત પ્રકાશ જોઈ શકાય છે, કારણ કે હીરો તો નિરાકાર છે, તે જોઈ થોડો શકાય છે. તો આમ કહેનાર વ્યક્તિ હીરાથી પરિચિત નથી. ફોગટ ઝવેરી બની બેઠો છે. જે લોકો પરમાત્માને નિરાકાર કહે છે તથા ફક્ત પ્રકાશ જોવો અને ધૂન સાંભળવી તેને જ પ્રભુ પ્રાપ્તિ માને છે તે પૂર્ણરૂપથી પ્રભુ તથા ભક્તિથી અપરિચિત છે. જ્યારે તેમને પ્રાર્થના કરવામાં આવી કે તમે કંઈ પણ જોયું નથી, પોતાના અનુયાયીઓને ભ્રમિત કરીને પોતે પણ દોષી બની રહ્યા છો. ન તો તમારા ગુરુદેવ તત્ત્વજ્ઞાનરૂપી નેત્ર ધરાવે છે અને તમે પણ નથી ધરાવતા. એટલા માટે દુનિયાને ભ્રમિત ન કરો. આ વાત ઉપર તમામ જ્ઞાનરૂપી નેત્રોથી વંચિત અંધજનોએ લાકડીઓ ઉપાડી લીધી કે અમે બધા ખોટા અને તું એક સાચો? આજે આવી જ સ્થિતિ સંત રામપાલજી મહારાજની સાથે છે.

આ વિવાદનો નિર્ણય કેવી રીતે થાય કે ક્યા સંતના વિચાર સાચા છે અને ક્યા સંતના વિચાર ખોટા છે? માની લો કે જેમ કોઈ અપરાધના વિષયમાં પાંચ વકીલો પોતપોતાના વિચારો વ્યક્ત કરી રહ્યા છે. એક કહે છે કે આ અપરાધ માટે કલમ ૩૦૧ લાગશે. બીજો કહે કલમ ૩૦૨, ત્રીજો કહે કલમ ૩૦૪, ચોથો કહે કલમ ૩૦૬ તથા પાંચમો વકીલ કલમ ૩૦૭ ને સાચી બતાવે.

આ પાંચેય સાચા ન હોઇ શકે ફક્ત એક જ સાચો હોઇ શકે છે અગર તેની વ્યાખ્યા આપના દેશનાં પવિત્ર સંવિધાન સાથે મળતી આવતી હોય તો. અગર તેની વ્યાખ્યા પણ સંવિધાનથી વિપરીત છે તો પાંચેય વકીલ ખોટા છે. આનો નિર્ણય દેશનું પવિત્ર સંવિધાન કરશે જે તમામને માન્ય હોય છે. આજ પ્રમાણે જુદી જુદી વિચારધારાઓમાં તથા સાધનાઓમાંથી કયું શાસ્ત્ર અનુકૂળ છે અને કયું શાસ્ત્ર વિરુદ્ધ ? આનો નિર્ણય પવિત્ર સદ્ગ્રંથો જ કરશે. જે તમામને માન્ય હોવા જોઈએ. (આ જ પ્રમાણ પવિત્ર શ્રીમદ્ ભાગવત ગીતા અધ્યાય ૧૬, શ્લોક ૨૩, ૨૪માં છે)

જે આંખોવાળા (પૂર્ણસંતો) એ ચંદ્રમાં (પૂર્ણપરમાત્મા) ને જોયા છે તેમના પૈકી અમુકના નામ આ પ્રમાણે છે :

(ક) માનનીય ધર્મદાસ સાહેબજી, (ખ) માનનીય દાદૂ સાહેબજી, (ગ) માનનીય મલુકદાસ સાહેબજી, (ઘ) માનનીય ગરીબદાસ સાહેબજી, (ડ) માનનીય નાનક સાહેબજી, (ચ) માનનીય ઘીસાદાસ સાહેબજી વગેરે

(ક) માનનીય ધર્મદાસ સાહેબજી, બાંધવગઢ મધ્યપ્રદેશ વાળા, જેમને પૂર્ણપરમાત્મા જીંદા મહાત્માના રૂપમાં મથુરામાં મળ્યા, સતલોક દેખાડ્યો. ત્યાં

**સતલોકમાં બે રૂપ દેખાડીને જીંદા વાળા રૂપમાં પૂર્ણ પરમાત્માંનાં સિંહાસન પર બિરાજમાન થઈ ગયા તથા આદરણીય ધર્મદાસ સાહેબજીને કહ્યું કે હું જ કાશી (બનારસમાં) નીરુ - નિમાના ઘરે ગયેલો છું. માનનીય શ્રી રામાનંદજી મારા ગુરુજી છે. આમ કહીને શ્રી ધર્મદાસજીની આત્માને પરત તેમના શરીરમાં મોકલી દીધો. શ્રી ધર્મદાસજીનું શરીર બે દિવસ સુધી બેભાન અવસ્થામાં રહ્યું. ત્રીજા દિવસે ભાનમાં આવ્યા તો કાશીમાં શોધખોળ કરતા તેમને ખબર પડી કે આજ કાશીમાં આવેલ વણકર જ પૂર્ણપરમાત્મા (સતપુરુષ) છે. માનનીય ધર્મદાસ સાહેબજીએ પવિત્ર કબીર સાગર, કબીર સાખી, કબીર બીજક નામક સદ્ગ્રંથોને આંખો જોયાનુસાર તેમજ પૂર્ણપરમાત્માના પવિત્ર મુખ કમળથી નીકળેલ અમૃત વચનોરૂપી વિવરણના આધારે રચના કરી. અમૃતવાણીમાં પ્રમાણ :-**

**આજ મોહે દર્શન દીઓ જી કબીર ।। ટેક ।।**

*સત્યલોક સે ચલકર આયે, કાંટન જમ કી જંજીર ।। ૧ ।।*
*થારે દર્શન સે મ્હારે પાપ કટત હૈં, નિર્મલ હોવે જી શરીર ।। ૨ ।।*
*અમૃત ભોજન મ્હારે સતગુરુ જીમૈં, શબ્દ દૂધ કી ખીર ।। ૩ ।।*
*હિન્દૂ કે તુમ દેવ કહાયે, મુસ્લમાન કે પીર ।। ૪ ।।*
*દોનોં દિનકા ઝઘડા છિડ ગયા, ટોહે ના પાયે શરીર ।। ૫ ।।*
*ધર્મદાસ કી અરજ ગોસાંઈ, બેડા લંઘાઈઓ પરલે તીર ।। ૬ ।।*

**(ખ) માનનીય દાદૂ સાહેબજી (અમૃતવાણીમાં પ્રમાણ) કબીર પરમેશ્વરના સાક્ષી -**

**માનનીય દાદૂ સાહેબજી જ્યારે સાત વર્ષના બાળક હતા ત્યારે પૂર્ણપરમાત્મા જીંદા મહાત્માના રૂપમાં મળેલ તથા સતલોક લઈ ગયેલ. ત્રણ દિવસ સુધી દાદુજી બેભાન અવસ્થામાં રહેલ. જ્યારે ભાનમાં આવ્યા ત્યારેજ ઘણીબધી અમૃતવાણી ઉચ્ચારેલ :-**

*જીન મોકુ નિજ નામ દિયા, સોઈ સતગુરુ હમાર । દાદૂ દૂસરા કોઈ નહીં, કબીર સૃજનહાર ।।*
*દાદૂ નામ કબીરકી, જે કોઈ લેવે ઓટ । ઉનકો કબહૂ લાગે નહીં, કાલ વજ કી ચોટ ।।*
*દાદૂ નામ કબીરકા, સુનકર કાંપે કાલ । નામ ભરોસે જો નર ચલે, હોવે ન બંકા બાલ ।।*
*જો જો શરણ કબીર કે, તર ગએ અનંત અપાર । દાદૂ ગુણ કીતા કહે, કહત ન આવૈ પાર ।।*
*કબીર કર્તા આપ હૈં, દૂજા નાહિં કોય । દાદૂ પૂરન જગતકો, ભક્તિ દૃઢાવન સોય ।।*
*ઠેકા પૂરન હોય જબ, સબ કોઈ તજૈ શરીર । દાદૂ કાલ ગંજે નહીં, જપે જો નામ કબીર ।।*
*આદમી કી આયુ ઘટૈ, તબ યમ ઘેરે આય । સુમિરન કિયા કબીર કા, દાદૂ લિયા બચાય ।।*
*મેટિ દિઆ અપરાધ સબ, આય મિલે છનમાઁહ । દાદૂ સંગ લે ચલે, કબીર ચરણ કી છાંહ ।।*
*સેવક દેવ નિજ ચરણ કા, દાદૂ અપના જાન । ભૃંગી સત્ય કબીરને, કીન્હા આપ સમાન ।।*
*દાદૂ અંતર્ગત સદા, છિન-છિન સુમિરન ધ્યાન । વારુ નામ કબીર પર, પલ-પલ મેરા પ્રાન ।।*
*સુન-સુન સાખી કબીર કી, કાલ નવાવૈ ભાથ । ધન્ય-ધન્ય હો તિન લોકમેં, દાદૂ જોડે હાથ ।।*
*કેહરિ નામ કબીરકા, વિષમ કાલ ગજરાજ । દાદૂ ભજન પ્રતાપતે, ભાગે સુનત આવાજ ।।*
*પલ એક નામ કબીર કા, દાદૂ મનચિત લાય । હસ્તી કે અસવાર કો, શ્વાન કાલ નહીં ખાય ।।*
*સુમરત નામ કબીર કા, કટે કાલ કી પીર । દાદૂ દિન દિન ઉંચે, પરમાનંદ સુખ સીર ।।*

*દાદૂનામ કબીરકી, જો કોઈ લેવે ઓટ । તિનકો કબહૂં ના લગઈ, કાલ બજ કી ચૌટ ॥*
*ઓર સંત સબ કૂપ હૈં, કેતે સરિતા નીર । દાદૂ અગમ અપાર હૈ, દરિયા સત્ય કબીર ॥*
*અબહી તેરી સબ મિટૈ, જનમ મરન કી પીર । સ્વાંસ ઉસ્વાંસ સુમિરલે, દાદૂ નામ કબીર ॥*
*કોઈ સર્ગુન મેં રીઝ રહા, કોઈ નિર્ગુણ ઠહરાય । દાદૂ ગતિ કબીર કી મોતે કહી ન જાય ॥*
*જિન મોકો નિજ નામ દઈ, સદગુરુ સોઈ હમાર । દાદૂ દૂસર કૌન હૈ કબીર સિરજન હાર ॥*

**(ગ) માનનીય મલુકદાસ સાહેબજી કવિર્દેવના સાક્ષી-**

**બેતાલીસ વર્ષની ઉંમરમાં શ્રી મલુકદાસ સાહેબજીને પૂર્ણપરમાત્મા મળ્યા અને બે દિવસ સુધી શ્રી મલુકદાસજી બેભાન અવસ્થામાં રહ્યા. ભાનમાં આવ્યા ત્યારે નીચે મુજબની વાણી ઉચ્ચારી :-**

*જપો રે મન સતગુરુ નામ કબીર ॥ ટેક ॥*
*એક સમયે ગુરુ બંસી બજાઈ કાલંદ્રી કે તીર ।*
*સુર-નર મુનિ થક ગયે, રૂક ગયા દરિયા નીર ॥*
*કાશી તજ ગુરુ મગહર આયે, દોનોં દીન કે પીર ।*
*કોઈ ગાઢે કોઈ અગ્નિ જરાવૈ, ઢૂંઢા ન પાયા શરીર ।*
*ચાર દાગ સે સતગુરુ ન્યારા, અજરો અમર શરીર ।*
*દાસ મલૂક સલૂક કહત હૈં, ખોજો ખસમ કબીર ॥*

**(ઘ) માનનીય ગરીબદાસ સાહેબજી જિલ્લો - ઝજ્જર, હરિયાણાવાળા (અમૃતવાણીમાં પ્રમાણ) પ્રભુ કબીર (કવિર્દેવ)ના સાક્ષી-**

**માનનીય ગરીબદાસ સાહેબજીનો આવિર્ભાવ (જન્મ) સને ૧૭૧૭માં થયો હતો તથા સાહેબ કબીરજીના દર્શન દશ વર્ષની ઉંમરમાં સને ૧૭૨૭માં નલા નામના ખેતરમાં થયા હતા તથા સતલોક વાસ સને ૧૭૭૮ માં થયો હતો. માનનીય ગરીબદાસ સાહેબજીને પણ પરમાત્મા કબીર સાહેબજી સહશરીર જીંદા રૂપમાં (ફકીર જેવા રૂપમાં) મળ્યા હતા. માનનીય ગરીબદાસ સાહેબજી પોતાના નલા નામના ખેતરમાં અન્ય સાથીદાર ગોવાળીયાઓ સાથે ગાયો ચરાવી રહ્યા હતા. જે ખેતર કબલાના ગામની સીમા સાથે જોડાયેલું છે. ગોવાળીયાઓએ સ જીંદા મહાત્માના રૂપમાં પ્રકટ થયેલ કબીર પરમેશ્વરને આગ્રહ કર્યો કે તમે જમતા નથી તો દૂધ પીવો કારણ કે પરમાત્માએ કહ્યું હતું કે હું પોતાના સતલોક ગામથી જમીને આવ્યો છું. ત્યારે પરમેશ્વર કબીરજી એ કહ્યું કે હું કુંવારી ગાયનું દૂધ પીવું છું. બાળક ગરીબદાસજીએ એક કુંવારી ગાય પરમેશ્વર કબીરજીની પાસે લાવીને કહ્યું કે બાબાજી આ વગર વીવાયી (કુંવારી) ગાય કેવી રીતે દૂધ આપી શકે છે ? ત્યારે કવિર્દેવે (કબીર પરમેશ્વરે) કુંવારી ગાય (વાછરડી)ની કમર ઉપર હાથ રાખ્યો, પોતાની જાતે જ કુંવારી ગાય (અઘ્નયા ધેંનુ)ના આંચળમાંથી દૂધ નીકળવા લાગ્યું. પાત્ર ભરાઈ જતા દૂધ નીકળવાનું બંધ થઈ ગયું. તે દૂધ પરમેશ્વર કબીર સાહેબજીએ પીધું તથા પ્રસાદરૂપમાં થોડુંક પોતાના બાળક ગરીબદાસજીને પીવડાવ્યું તથા સતલોકના દર્શન કરાવ્યા. સતલોકમાં પોતાના બે રૂપ દેખાડીને પછી જીંદાવાળા રૂપમાં કુલ માલિક રૂપમાં સિંહાસન પર બિરાજમાન થઈ ગયા તથા કહ્યું કે હું જ**

**૧૨૦ વર્ષ સુધી કાશીમાં ધાણક (વણકર) રૂપમાં રહીને આવ્યો છું. હું અગાઉ હજરત મહોમદજીને પણ મળ્યો હતો. પવિત્ર કુરાન શરીફમાં જે કબીરા, કબીરન, ખબીરા, ખબીરન, અલ્લાહુ અકબર વગેરે શબ્દો છે તે મારો જ બોધ કરાવે છે તથા હું જ શ્રી નાનકજીને બેઈ નદી ઉપર જીન્દા મહાત્માના રૂપમાં મળ્યો હતો. [મુસ્લિમોમાં જીન્દા મહાત્મા હોય છે જે કાળા રંગનો પહેરવેશ (ઓવર કોટ જેવો) ધારણ કરે છે. જે ઘુંટણથી નીચે સુધી તથા માથા ઉપર ચોટીવાળો કાળા રંગનો ટોપ પહેરે છે.] તથા હું જ શ્રી અબ્રાહ્મ સુલતાન અધમજી અને શ્રી દાદુજીને મળ્યો હતો તથા ચારેય પવિત્ર વેદોમાં જે કવિર અગ્નિ, કવિર્દેવ (કવિરંઘારિઃ) વગેરે નામ છે તે મારો જ બોધ સૂચવે છે. "કબીર વેદ હમારા ભેદ હે, મૈં મીલુ વેદોં સે નાંહી. જૌન વેદ સે મૈં મિલૂં, વો વેદ જાનતે નાંહી" હું જ વેદોથી પહેલાં (અગાઉ) પણ સતલોકમાં બિરાજમાન હતો.**

**(ગામ - છૂડાની, જિલ્લો-ઝજ્જર હરિયાણામાં આજે પણ તે જંગલમાં જે જગ્યાએ પૂર્ણ પરમાત્માએ સંત ગરીબદાસજીને માનવ શરીરમાં સાક્ષાત્કાર કરાવ્યા હતો તે જગ્યાએ એક સ્મારક વિદ્યમાન છે.) માનનીય ગરીબદાસજીની આત્મા પોતાના પરમાત્મા કબીર બંદી છોડની સાથે ચાલ્યા ગયા પછી તેમને મૃત સમજીને ચિતા ઉપર રાખીને સળગાવવાની તૈયારી કરવામાં આવી રહી હતી ત્યારે જ માનનીય ગરીબદાસજીની આત્માને પૂર્ણ પરમેશ્વર કબીર સાહેબે ફરીથી શરીરમાં પ્રવેશ કરાવી દીધો. દશ વર્ષીય બાળક ગરીબદાસ જીવિત થઈ ગયા. એ પછી તે પૂર્ણ પરમાત્માનું આંખો જોયેલું વિવરણ પોતાની અમૃતવાણીમાં "સદ્ગ્રંથ" નામના ગ્રંથની રચના કરી. તે જ અમૃતવાણીમાં પ્રમાણ નીચે મુજબનું છે -**

*અજબ નગર મે લે ગયા, હમકૂં સતગુરુ આન ।*
*ઝિલકે બિમ્બ અગાધ ગતિ, સૂતે ચાદર તાન ॥*
*અનંત કોટિ બ્રહ્માંડ કા, એક રતિ નહીં ભાર ।*
*સતગુરુ પુરુષ કબીર હૈં, કુલકે સૃજન હાર ॥*
*ગૈબી ખ્યાલ વિશાલ સતગુરુ, અચલ દિગંબર થીર હૈ ।*
*ભક્તિ હેત કાય ધર આયે, અવિગત સત કબીર હૈં ॥*
*હરદમ ખોજ હનોજ હાજર, ત્રિવૈણી કે તિર હૈં ।*
*દાસ ગરીબ તબીબ સતગુરુ, બંદી છોડ કબીર હૈં ॥*
*હમ સુલતાની નાનક તારે, દાદૂ કૂં ઉપદેશ દિયા ।*
*જાત જુલાહા ભેદ નહી પાયા, કાશી માહે કબીર હુવા ॥*
*સબ પદવી કે મૂલ હૈં, સકલ સિદ્દિ હૈં તીર ।*
*દાસ ગરીબ સતપુરુષ ભજો, અવિગત કલા કબીર ॥*
*જિંદા જોગી જગત ગુરુ, માલિક મુરશદ પીર ।*
*દહૂઁ દીન ઝઘડા મંડયા, પાયા નહીં શરીર ॥*
*ગરીબ જિસ કૂં કહતે કબીર જુલાહા ।*
*સબ ગતિ પૂર્ણ, અગમ અગાહા ॥*

ઉપરોક્ત વાણીમાં માનનીય ગરીબદાસ સાહેબજી મહારાજે સ્પષ્ટ કરી દીધું કે કાશીવાળા ધાણકે (ઝુલાહાએ) જ મને પણ નામ દાન પ્રદાન કરીને પાર કર્યો, આ કાશીવાળા ધાણક જ (સતપુરુષ) પૂર્ણબ્રહ્મ છે.

પરમેશ્વર કબીર જ સતલોકથી જીન્દા મહાત્માના રૂપમાં આવીને મને અજબ નગર (અદ્દભુત નગર સતલોક)માં લઈ ગયા જ્યાં આનંદ જ આનંદ છે, કોઈ ચિંતા નથી, જન્મ, મૃત્યુ, અન્ય પ્રાણીઓના શરીરમાંના કોઈ કષ્ટ વગેરેનો શોક નથી.

આજ કાશીમાં ધાણક રૂપમાં આવેલ સતપુરુષે જુદા-જુદા સમયે પ્રકટ થઈને માનનીય શ્રી અબ્રાહીમ સુલતાન અધમ સાહેબજી તથા માનનીય દાદૂ સાહેબજી તથા માનનીય નાનક સાહેબજીને પણ સતનામ આપીને પાર કર્યા. તે જ કબીરદેવ જેના એક રોમ કુંપમાં કરોડો સૂર્યો જેટલો પ્રકાશ છે તથા તે માનવરૂપી શરીર (માનવના રૂપ જેવું એક નૂરી તત્ત્વ તેજોમય શરીર) ધરાવે છે. અતિ તેજોમય એવા પોતાના વાસ્તવિક શરીર ઉપર હળવુ તેજ પુંજવાળું આવરણ (ભદ્રા વસ્ત્રા એટલે કે તેજપુંજનું શરીર) નાખીને (પહેરીને) આપણને મૃત્યુ લોકમાં મળે છે. કારણ કે તે પરમેશ્વરના વાસ્તિવક સ્વરૂપના પ્રકાશને આ માનવ ચામડીની દૃષ્ટિ સહન કરી શકતી નથી.

માનનીય ગરીબદાસજી સાહેબજી એ પોતાની અમૃતવાણીમાં કહ્યું છે કે "સર્વ કલા સતગુરુ સાહેબકી, હરિ આયે હરિયાણે નૂં" ભાવાર્થે છે કે પૂર્ણપરમાત્મા કવિર હરિ (કવિર્દેવ) જે ક્ષેત્રમાં આવ્યા તે ક્ષેત્રનું નામ હરિયાણા એટલે કે પરમાત્માના આગમનનું પવિત્ર સ્થળ જેના કારણે આજુબાજુના ક્ષેત્રને હરિ આના (હરિયાણા) કહેવા લાગ્યા અને સને ૧૯૬૬માં પંજાબ પ્રાંતથી વિભાજીત થવાથી આ ક્ષેત્રનું નામ હરિયાણા પડ્યું. આશરે ૨૩૬ વર્ષ અગાઉ ઉચ્ચારેલ વાણી ૧૯૬૬ માં પૂરવાર થઈ કે સમય આવવા પર આ ક્ષેત્ર હરિયાણા પ્રાંતના નામથી વિખ્યાત થશે. જેનું આજે પ્રત્યક્ષ પ્રમાણ છે.

એટલા માટે ગુરુગ્રંથ સાહેબના પાના નંબર ૭૨૧ ઉપર પોતાની અમૃતવાણી મહલા ૧ માં શ્રી નાનજીએ કહ્યું છે કે —

*હક્કા કબીર કરીમ તૂ, બે એબ પરવરદીગાર ।*
*નાનક બુગોયદ જનુ તુરા, તેરે ચાકરાં પાખાક ॥*

આનું જ પ્રમાણ ગુરુ ગ્રંથ સાહેબના રાગ સીરી મહલા ૧ પૃષ્ઠ ૨૪ ઉપર શબ્દ નં. ૨૯

**શબ્દ :** *એક સુઆન દુઈ સુઆની નાલ, ભલકે ભૌંકહી સદા બિઆલ*
*કુડ છુરા મુઠા મુરદાર, ધાણક રૂપ રહા કરતાર ॥ ૧ ॥*
*મૈં પતિ કી પંદિ ન કરની કી કાર, ઉહ બિગડૈ રૂપ રહા બિકરાલ ॥*
*તેરા એક નામ તારે સંસાર, મૈં એહો આસ એહો આધાર ।*
*મુખ નિંદા આખા દિન રાત, પર ઘર જોહિ નીચ મનાતિ ॥*
*કામ ક્રોધ તન વસહ ચંડાલ, ધાણક રૂપ રહા કરતાર ॥ ૨ ॥*

*ફ્રાહી સુરત મલૂકી વેશ, ઉહ ઠગવાડા ઠગી દેશ ॥*
*ખરા સિયાણાં બહુતા ભાર, ધાણક રૂપ રહા કરતાર ॥ ૩ ॥*
*મૈં કીતા ન જાતા હરામ ખોર, ઉહ કિઆ મુહ દેસા દુષ્ટ ચોર ।*
*નાનક નીચ કહ વિચાર, ધાણક રૂપ રહા કરતાર. ॥ ૪ ॥*
*ગુરુ ગ્રંથ સાહેબ, રાગ આસાવરી, મહલ્લા ૧ ના અમુક અંશ -*
*સાહિબ મેરા એકો હૈ । એકો હૈ ભાઈ એકો હૈ ।*
*આપે રૂપ કરે બહુ ભાંતી નાનક બપુડા એવ કહ ॥ (પૃષ્ઠ ૩૫૦)*
*જો તિન કીઆ સો સચુ થીઆ, અમૃતનામ સતગુરુ દીઆ ॥ (પૃષ્ઠ ૩૫૨)*
*ગુરુ પુરે તે ગતિ મતિ પાઈ । (પૃષ્ઠ ૩૫૩)*
*બુડત જગુ દેખિઆ તઉ ડરિ ભાગે ।*
*સતિ ગુરુ રાખે સે બડ ભાગે, નાનકગુરુ કી ચરણોં લાગે ॥ (પૃષ્ણ ૪૧૪)*
*મૈં ગુરુ પુછિઆ અપણા સાચા બિચારી રામ । (પૃષ્ઠ ૪૩૯)*

**ઉપરોક્ત અમૃતવાણીમાં શ્રી નાનક સાહેબજી સ્વયં સ્વીકાર કરી રહ્યા છે કે સાહીબ (પ્રભુ) એકજ છે તથા મારા ગુરુજીએ મને ઉપદેશ નામ, મંત્ર આપ્યા, તે જુદા જુદા રૂપ ધારણ કરી લે છે એટલે કે તે જ સતપુરુષ છે અને તે જ જિંદા રૂપ પણ બનાવી લે છે. તે જ ધાણક (વણકર) રૂપમાં પણ બિરાજમાન થઈને સાધારણ વ્યક્તિ એટલે કે ભક્તની ભૂમિકા કરે છે. શાસ્ત્ર વિરુદ્ધ પૂજા કરતા આખાયે જગતને જન્મ-મૃત્યુ તથા કર્મફળની આગમાં સળગતુ જોઈને જીવન વ્યર્થ થઈ જવાના ભયથી ભાગીને મેં ગુરુજીનાં ચરણોમાં શરણ લીધી.**

*બલિહારી ગુરુ આપણે દિઉહાડી સદવાર ।*
*જિન માણસ તે દેવતે કીએ કરત ન લાગી વાર ।*
*આપીનૈ આપ સાજિઓ આપીનૈ રચિઓ નાઉ ।*
*દુયી કુદરતિ સાજીએ કરિ આ સણુ ડિઠો ચાઉ ।*
*દાતા કરતા આપિ તૂં તુસિ દેવહિ કરહિ પસાઉ ।*
*તૂં જાણોઈ સભસૈ દે લૈસહિ જિંદ કવાઉ કરિ આસણુ ડિઠો ચાઉ । (પૃષ્ઠ ૪૬૩)*

**ભાવાર્થ : છે કે પૂર્ણપરમાત્મા જિંદાનું રૂપ બનાવીને બેઇ નદી ઉપર આવ્યા અર્થાત્ (એટલે કે) જિંદા કહેવાયા તથા પોતે જ બે દુનિયા ઉપર (સતલોક વગેરે) તથા નીચે (બ્રહ્મ તથા પરબ્રહ્મના લોક) ને રચીને ઉપર સતલોકમાં આકારમાં આસન ઉપર બેસીને રૂચિથી પોતાના દ્વારા રચવામાં આવેલ દુનિયાને નિહાળી રહ્યા છો તથા આપ જ સ્વયંભુ હોઈ અર્થાત્ (એટલે કે) માતાના ગર્ભથી જન્મ નથી લેતા, સ્વયં પ્રગટ થાઓ છો. આ જ પ્રમાણ પવિત્ર યજુર્વેદ અધ્યાય ૪૦ મંત્ર ૮માં છે કે ''કવિર્ મનીષિ સ્વયંભૂ: પરિભૂ વ્યવધાતા'', ભાવાર્થ છે કે કબીર પરમાત્મા સર્વજ્ઞ છે (મનિષિનો અર્થ સર્વજ્ઞ થાય છે) તથા પોતાની જાતે જ પ્રગટ થાય છે. તે સતનામ (પરિભૂ) એટલે કે સર્વ પ્રથમવાળો પ્રભુ છે. તે સર્વ બ્રહ્માંડોના (વ્યવધાતા) અર્થાત્ (એટલે કે) જુદા જુદા સર્વલોકોના રચયિતા છે.**

એહૂ જીઉ બહુતે જનમ ભરમિઆ, તા સતિગુરુ શબ્દ સુણાઈયા ।(પૃષ્ઠ ૪૬૫)

ભાવાર્થ છે કે શ્રી નાનક સાહેબજી કહી રહ્યા છે કે મારો આ જીવ ઘણા સમયથી જન્મ તથા મૃત્યુના ચક્રમાં ફરતો રહ્યો હવે પૂર્ણસત્ગુરુએ વાસ્તવિક નામ પ્રદાન કર્યું.

શ્રી નાનકજીનો પૂર્વ જન્મ - સત્યુગમાં રાજા અંબરીષ. ત્રેતાયુગમાં રાજા જનક થયા અને ત્યારબાદ નાનકજી તરીકે જન્મ થયો તથા અન્ય યોનીઓના જન્મોની તો ગણતરી જ નથી.

"પ્રભુ કબીરજીએ સ્વામી રામનંદજીને તત્ત્વજ્ઞાન સમજાવ્યું."

પંડિત સ્વામી રામાનંદજી એક વિદ્યવાન પુરુષ હતા. તેઓને વેદો તથા ગીતાજીનાં મર્મજ્ઞ જ્ઞાતા માનવામાં આવતા હતા.

"પાંચ વર્ષની ઉંમરમાં રામાનંદજીને ગુરુ ધારણ કર્યા."

જે સમયે કબીર પરમેશ્વર (કબીર દેવ) પોતાના લીલામય શરીરમાં પાંચ વર્ષની ઉંમરના થઈ ગયા ત્યારે ગુરુમર્યાદા બનાવી રાખવાના આશયથી એક લીલા કરી. અઢી વર્ષની ઉંમરના બાળકનું રૂપ ધારણ કરીને વહેલી સવારે અંધારામાં પંચગંગા ઘાટની સિડીઓ ઉપર સૂઈ ગયા. જે જગ્યાએ સ્વામી રામાનંદજી દરરોજ સ્નાન અર્થે જતા હતા. શ્રી રામાનંદજી પવિત્ર ચારેય વેદોના જ્ઞાતા તથા પવિત્ર ગીતાજીના વિદ્યવાન તરીકે માનીતા હતા. સ્વામી રામાનંદજીની ઉંમર ૧૦૪ વર્ષની થઈ ચૂકી હતી. કાશીમાં જે પાખંડ પૂજા અન્ય પંડિતોએ ચલાવી રાખી હતી તે તેઓએ બંધ કરાવી નાખી હતી. રામાનંદજી શાસ્ત્ર અનુકુળ સાધના બતાવતા હતા અને આખી કાશીમાં પોતાના બાવન દરબાર લગાવતા હતા. રામાનંદજી પવિત્ર ગીતાજી તથા પવિત્ર વેદોના આધારે વિધિવત સાધના બતાવતા હતા. ઓમ (ॐ) નામનો જાપ ઉપદેશ આપતા હતા.

તે દિવસે પણ જ્યારે સ્નાન કરવા અર્થે પંચ ગંગાઘાટ ઉપર ગયા તો સીડીઓ પર કબીર સાહેબ સૂતેલા હતા. વહેલી સવારે બ્રહ્મમૂહૂર્તના અંધકારમાં સ્વામી રામાનંદજીને કબીર સાહેબ દેખાયા નહીં. કબીર સાહેબના માથામાં રામાનંદજીના પગની ખડાઉ વાગી ગઈ. કબીરદેવે બાળકની જેમ રડવાનું શરૂ કર્યું. રામાનંદજી જલ્દીથી નીચે વળ્યા અને જોયું કે ક્યાંક બાળકને ઈજા તો નથી પહોંચીને તથા પ્રેમથી ઉપાડી લીધો. તે જ સમયે રામાનંદજીના ગળામાં રહેલી કંઠી (તુલસીની માળા) નીકળીને પરમેશ્વર કબીરદેવના ગળામાં જતી રહી. રામાનંદજીએ કહ્યું કે બેટા રામ - રામ બોલો. રામના નામથી દુઃખ દૂર થઈ જાય છે. પુત્ર રામ રામ બોલો, આમ બોલી કબીર સાહેબના માથા ઉપર હાથ મુક્યો. બાળક રૂપમાં રહેલ કબીર સાહેબ ચૂપ થઈ ગયા પછી રામાનંદજી સ્નાન કરવા લાગ્યા અને વિચાર્યું કે બાળકને આશ્રમમાં લઈ જઈશ. જેનું બાળક હશે તેને મોકલાવી દઈશ. રામાનંદજીએ સ્નાન કર્યા બાદ જોયું તો બાળક ત્યાં હતો નહીં. કબીર સાહેબ ત્યાંથી અંતર્ધ્યાન થઈ ગયા અને પોતાની ઝૂંપડીમાં આવી ગયા. રામાનંદજીએ વિચાર્યું કે બાળક હતું જતું રહ્યું હશે. હવે તેને ક્યાં શોધવું ?

"કબીર પ્રભુ દ્વારા સ્વામી રામાનંદજીના આશ્રમમાં બે રૂપ ધારણ કરવા."

એક દિવસ સ્વામી રામાનંદજીનો કોઈ શિષ્ય કોઈ જગ્યાએ સતસંગ કરી રહ્યો હતો. આશરે પાંચ વર્ષના બાળકરૂપ કબીર સાહેબ ત્યાં પહોંચી ગયા. તે ઋષીજી શ્રી વિષ્ણુ પુરાણની કથા સંભળાવી રહ્યા હતા. તેઓ કહી રહ્યા હતા કે ભગવાન વિષ્ણુ આખી સૃષ્ટિના રચયિતા છે, તે જ પાલનકર્તા છે, તે જ રામ તથા કૃષ્ણ રૂપમાં અવતાર તરીકે આવવાવાળી પરમ શક્તિ છે, અજન્મા છે, શ્રી વિષ્ણુજીના કોઈ માતાપિતા નથી. કવિરીશ્વરે આ આખી ચર્ચા સાંભળી. સતસંગ ઉપરાંત કબીર પરમેશ્વરે કહ્યું કે ઋષીજી શું હું એક પ્રશ્ન પૂછી શકું છું? ઋષીજીએ કહ્યું કે હાં બેટા પૂછો. ત્યાં સેંકડોની સંખ્યામાં (મોટી સંખ્યામાં) ભક્તજન ઉપસ્થિત હતા. કવિર્દેવે કહ્યું કે આપ વિષ્ણુ પુરાણમાંથી સતસંગ સંભળાવી રહ્યા હતા કે શ્રી વિષ્ણુજી પરમ શક્તિ છે. તેમનાથી બ્રહ્મા અને શિવની ઉત્પત્તિ થઈ છે. ઋષિજીએ કહ્યું કે હું જે સંભળાવું છું, વિષ્ણુ પુરાણમાં આવું જ લખેલ છે. કબીર સાહેબે કહ્યું કે ઋષિજી મેં તો આપને પોતાના સંશય નિવારણ અર્થે પ્રાર્થના કરેલ છે. આપ નારાજ ના થાઓ. એક દિવસ મેં શિવ પુરાણ સાંભળ્યું હતું. તેમાં તે મહાપુરુષ સંભળાવી રહ્યાં હતાં કે ભગવાન શિવથી વિષ્ણુ અને બ્રહ્માજીની ઉત્પત્તિ થઈ છે. (પ્રમાણ પવિત્ર શિવ પુરાણ, રૂદ્ર સંહિતા, અધ્યાય ૬ તથા ૭માં, ગીતા પ્રેસ ગોરખપુરથી પ્રકાશિત). દેવી ભાગવતના ત્રીજા સ્કંદમાં લખેલ છે કે દેવી આ ત્રણેય બ્રહ્મા, વિષ્ણુ, શિવની માતા છે. આ ત્રણેય નાશવાન છે, અવિનાશી નથી. ઋષિજી નિરૂતર થઈ ગયા. ક્રોધિત થઈને બોલી ઉઠ્યા તું કોણ છે? કોનો પુત્ર છે? કબીર સાહેબ કોઈ ઉત્તર આપે તે પહેલા અન્ય ભક્તજનો કહેવા લાગ્યા કે આ તો નિરુ જુલાહાનો પુત્ર છે. સ્વામી રામાનંદજીનો શિષ્ય કહેવા લાગ્યો કે તેં ગળામાં કંઠી કેમ પહેરેલ છે ? (વૈષ્ણવ સાધુ તુલસીની એક મણકાની માળા ગળામાં પહેરે છે. જેનાથી પ્રમાણિત થાય છે કે તેઓએ વિષ્ણુ પરંપરાથી ઉપદેશ લઈ રાખ્યો છે.) તારો ગુરુદેવ કોણ છે? કબીર સાહેબે કહ્યું કે મારા ગુરુદેવ તે જ છે જે આપના ગુરુદેવ છે. તે ઋષિ ખૂબ જ ક્રોધિત થઈ બોલી ઉઠ્યા કે હે નાદાન ! તું નીચ જુલાહાનો પુત્ર અને મારા ગુરુદેવને પોતાના ગુરુદેવ બતાવે છે. મારા ગુરુદેવ કોણ છે તે તું જાણે છે? શ્રી શ્રી ૧૦૦૮ પંડિત રામાનંદજી આચાર્ય. તું જુલાહાનો પુત્ર, તેં તો તારા જેવા નીચ જાતિવાળાઓના દર્શન પણ નથી કરતા અને તું કહી રહ્યો છે કે તેં તેમની પાસેથી નામ ગ્રહણ કર્યું છે. જોઇ લો ભાઈ ભક્તજનો આ જુઠ્ઠો, કપટી છે. અત્યારે હાલ જ હું ગુરુદેવની પાસે જઈશ અને તેમને તારી આખી વાત સંભળાવીશ. તું નીચલી જાતિનો બાળક અમારા ગુરુદેવને બેઆબરૂ કરી રહ્યો છે. કવિરગ્નિ બોલ્યા કે ઠીક છે. ગુરુદેવજીને બતાવો. તે ઋષિએ જઈને શ્રી રામાનંદજીને બતાવ્યું કે ગુરુદેવ એક નીચલી જાતિનો બાળક છે. તેણે તો અમારું નાક કપાવી દીધું. તે કહે છે કે સ્વામી રામાનંદજી મારા ગુરુદેવ છે. હે ભગવાન ! અમારે તો બહાર નીકળવું મુશ્કેલ થઈ ગયું. સ્વામી રામાનંદજીએ કહ્યું કે "કાલે સવારે એને બોલાવીને લાવો. કાલે જો જો તમારી સામે હું તેને કેટલોય દંડ આપીશ."

**"સ્વામી રામાનંદજીના મનની વાત બતાવવી."**

**બીજા દિવસે વહેલી સવારે કબીર સાહેબને દસ નાદાન વ્યક્તિઓએ પકડીને શ્રી રામાનંદજીની સામે ઉપસ્થિત કર્યા. આગળ (વચ્ચે) કપડાનો પડદો રાખી દીધો, રામાનંદજીએ એ બતાવવાના હેતુથી કે તે ક્યારેય નીચલી જાતી વાળાઓનું દર્શન નથી કરતા, આ બાળક ખોટું બોલી રહ્યો છે કે એણે મારી પાસેથી દિક્ષા ગ્રહણ કરેલ છે. રામાનંદજીએ પડદાની પાછળથી પૂછ્યું કે તું કોણ છે ? અને તારી કઈ જાતિ છે? કબીર સાહેબે કહ્યું :-**

*રામાનંદ અધિકાર સૂનિ, જુલહા એક જગદીશ ।*
*દાસ ગરીબ વિલંબ ના, તાહિ નવાવત શીશ । (૪૦૭)*
*રામાનંદ કૂં ગુરુ કહૈ, તનસૈં નહીં મિલાત ।*
*દાસ ગરીબ દર્શન ભએ, પૈડે લગી જું લાત, । (૪૦૮)*
*પંથ ચલત ઠોકર લગી, રામનામ કહિ દીન ।*
*દાસ ગરીબ કસર નહીં, સીખ લઈ પ્રબીન । (૪૦૯)*
*આડા પડદા લાય કરિ, રામાનંદ બૂજંત ।*
*દાસ ગરીબ કુલંગ છબિ, અધર ડાક કૂદંત । (૪૧૦)*
*કૌન જાતિ કુલ પંથ હૈ, કૌન તુમ્હારા નામ ।*
*દાસ ગરીબ અધીન ગતિ, બોલત હૈ બલિ જાંવ । (૪૧૧)*
*જાતિ હમારી જગતગુરુ. પરમેશ્વર પદ પંથ ।*
*દાસ ગરીબ લિખતિ પરૈ, નામ નિરંજન કંત । (૪૧૨)*
*રે બાલક સુન દુર્બુદ્ધિ, ઘટ મઠ તન આકાર ।*
*દાસ ગરીબ દરદ લગ્યા, હો બોલે સિરજનહાર । (૪૧૩)*
*તુમ મોમન કે પાલવા, જુલ્હૈ કે ઘર બાસ ।*
*દાસ ગરીબ અજ્ઞાન ગતિ એતા દૃઢ વિશ્વાસ । (૪૧૪)*
*માન બડાઈ છાંડિ કરિ, બોલૌ બાલક બૈંન ।*
*દાસ ગરીબ અધમ મુખી, એતા તુમ ઘટ ફૈન । (૪૧૫)*
*તર્ક તલૂ સૈં બોલતૈ, રામાનંદ સુર જ્ઞાન ।*
*દાસ ગરીબ કુજાતિ હૈ, આખર નીચ નિદાન । (૪૨૩)*

**પરમેશ્વર કબીરજી (કવિર્દેવ) એ પ્રેમપૂર્વક જવાબ આપ્યો -**

*મહકે બદન ખુલાસ કર, સુનિ સ્વામી પ્રબીન ।*
*દાસ ગરીબ મની મરૈ, મૈં આજિજ આધીન । (૪૨૮)*
*મૈં અવિગત ગતિ સૈં પરૈ, ચ્યારિ વેદ સૈં દૂર ।*
*દાસ ગરીબ દશૌં દિશા, સકલ સિંધ ભરપૂર । (૪૨૯)*
*સકલ સિંધ ભરપૂર હૂં, ખાલિક હમરા નામ ।*
*દાસ ગરીબ અજાતિ હૂં, તૈં જૂં કહ્યા બલિ જાંવ । (૪૩૦)*
*જાતિ પાતિ મેરે નહીં, નહીં બસ્તી નહીં ગામ ।*
*દાસ ગરીબ અનિન ગતિ, નહીં હમારે નામ । (૪૩૧)*
*નાદ બિંદ મેરે નહીં, નહીં ગુદા નહીં ગાત ।*

*દાસ ગરીબ શબ્દ સજા, નહીં કિસીકા સાથ । (૪૩૨)*
*સબ સંગી બિછરુ નહીં, આદિ અંત બહુ જાંહિ ।*
*દાસ ગરીબ સકલ વંસુ, બાહર ભીતર માંહિ । (૪૩૩)*
*એ સ્વામી સૃષ્ટા મૈં, સૃષ્ટિ હમારૈ તીર ।*
*દાસ ગરીબ અધર બસૂં, અવિગત સત્ય કબીર । (૪૩૪)*
*પૌહમી ધરણિ આકાશ મૈં, મૈં વ્યાપક સબ ઠૌર ।*
*દાસ ગરીબ ન દૂસરા, હમ સમતુલ નહીં ઔર । (૪૩૬)*
*હમ દાસન કે દાસ હૈં, કરતા પુરુષ કરીમ ।*
*દાસ ગરીબ અવધૂત હમ, હમ બ્રહ્મચારી સીમ । (૪૩૯)*
*સુનિ રામાનંદ રામ હમ, મૈં બાવન નરસિંહ ।*
*દાસ ગરીબ કલીકલી, હમહીસે કૃષ્ણ અભંગ । (૪૪૦)*
*હમહીં સે ઈન્દ્ર કુબેર હૈં, બ્રહ્મા વિષ્ણુ મહેશ ।*
*દાસ ગરીબ ધર્મ ધ્વજા, ધરણિ રસાતલ શેષ । (૪૪૭)*
*સુનિ સ્વામી સતિ ભાખ હૂઁ, જુઠન હમરૈ રિંચ ।*
*દાસ ગરીબ હમ રૂપ બિન, ઔર સકલ પ્રપંચ । (૪૫૩)*
*ગોતા લાઉં સ્વર્ગસૈં, ફિરિ પૈઠૂં પાતાલ ।*
*ગરીબદાસ ઢૂંઢત ફિરું, હીરે-માણિક લાલ । (૪૭૬)*
*ઈસ દરિયા કંકર બહુત, લાલ કહીં કહીં ઠાવ ।*
*ગરીબદાસ માણિક ચુગૈં, હમ મુરજીવા નાંવ । (૪૭૭)*
*મુરજીવા માણિક ચુગૈં, કંકર પથ્થર ડારિ ।*
*દાસ ગરીબ ડોરી અગમ, ઉતરો શબ્દ અધાર । (૪૭૮)*

**અગર મારી જાતિ પૂછી રહ્યા છો તો હું જગતગુરુ છું. (વેદોમાં લખ્યું છે કે જગતગુરુ આખી સૃષ્ટિને જ્ઞાન પ્રદાન કરવાવાળા કબીર પ્રભુ છે.) મારો પંથ કશું છે ? (ક્યા પરમેશ્વરનું હું માર્ગદર્શન કરું છું.) મારો પરમેશ્વર પંથ છે. ઈશ, ઈશ્વર, પરમેશ્વર (બ્રહ્મ, પરબ્રહ્મ, પૂર્ણબ્રહ્મ તથા ક્ષરપુરુષ, અક્ષરપુરુષ, પરમ અક્ષરપુરુષ) હું તે સર્વોચ્ચ શક્તિ (સુપ્રીમ પાવર) પરમેશ્વરનું માર્ગદર્શન કરવા અર્થે આવ્યો છું, જે અનંત કોટિ બ્રહ્માંડના રચયિતા અને ભરણપોષણ કરવાવાળા છે. વેદોમાં જેને કવિર્દેવ, કવિરગ્નિ વગેરે નામોથી સંબોધિત કરવામાં આવ્યા છે.**

**ઈશ તથા ક્ષરપુરુષ તો બ્રહ્મને કહેવામાં આવે છે જે ફક્ત એકવીસ બ્રહ્માંડના સ્વામી છે. પરબ્રહ્મ એટલે અક્ષરપુરુષને ઈશ્વર કહેવામાં આવે છે જે સાત સંખ બ્રહ્માંડોના સ્વામી છે. તથા પરમ અક્ષરપુરુષ જેને પૂર્ણબ્રહ્મ તેમ જ પરમેશ્વર કહેવામાં આવે છે જે અસંખ્ય બ્રહ્માંડોના સ્વામી છે અર્થાત્ (એટલે કે) કુલના માલિક છે. એટલા માટે જ કબીરજીએ સ્વામી રામાનંદજીને કહ્યું કે મારો પંથ પરમેશ્વરની પ્રાપ્તિવાળો છે.**

**ગીતા અધ્યાય નં. ૧૫ શ્લોક નં. ૧૭માં લખ્યું છે કે વાસ્તવમાં અવિનાશી પરમેશ્વર તો કોઈ અન્ય જ છે અને તે જ ત્રણેય લોકોમાં પ્રવેશ કરીને બધાનું ધારણ-પોષણ કરે છે અને તે જ અવિનાશી પરમાત્મા પરમેશ્વરના નામથી ઓળખાય**

છે. તે પરમેશ્વર હું જ છું. આ વાતને સાંભળીને સ્વામી રામાનંદજી ખૂબ દુઃખી થયા અને કહ્યું કે અરે નાલાયક ! તું નીચલી જાતિવાળો નાનુ મોં મોટી વાત કરી રહ્યો છે. તું પોતે જ ભગવાન બની બેઠો છે. પછી આમ કહી બહુ ખરાબ ગાળો પણ આપી. કબીર સાહેબે કહ્યું કે ગુરુદેવ ! આપ મારા ગુરુજી છો. આપ મને ગાળ આપો છો તો પણ મને આનંદ થાય છે. પરંતુ હું જે આપને કહી રહ્યો છું, હું જેમનો તેમ (જેવો છું તેવો) પૂર્ણબ્રહ્મ જ છું, એ વાતમાં કોઈ સંશય નથી. આ વાત સાંભળીને રામાનંદજીએ કહ્યું કે ઉભો રહે તારી તો લાંબી વાર્તા બનશે, તું એમ નહીં માને. હું પહેલાં મારી પૂજા કરી લઉં છું. રામાનંદજીએ કહ્યું કે આને બેસાડો હું પહેલા મારી જે થોડીક ક્રિયા રહી ગઈ છે તે કરી લઉં, પછી આને જોઈ લઈશ. સ્વામી રામાનંદજી શું ક્રિયા કરતા હતા? ભગવાન વિષ્ણુજીની એક કાલ્પનિક મૂર્તિ બનાવતા હતા. સામે મૂર્તિ દેખાઈ આવતી હતી (જેમ કર્મકાંડ કરવામાં આવે છે, ભગવાનની મૂર્તિને અગાઉ પહેરાવવામાં આવેલ તમામ કપડા ઉતારી તેમને જળથી સ્નાન કરાવડાવી, પછી સ્વચ્છ વસ્ત્રો ભગવાન ઠાકુરને પહેરાવી ગળામાં માળા નાંખી, તિલક લગાડી મુકુટ રાખવામાં આવે છે.) રામાનંદજી ઉપર મુજબની કલ્પના કરી રહ્યા હતા. કલ્પના કરીને ભગવાનની કાલ્પનિક મૂર્તિ બનાવી શ્રધ્ધાપૂર્વક જેમ ઉઘાડા પગે જઈ ગંગાજળ લઈ આવ્યા હોય એવી ભાવનાથી ઠાકુરજીની મૂર્તિના કપડા ઉતાર્યા પછી સ્નાન કરાવડાવ્યું તથા નવાં વસ્ત્રો પહેરાવી દીધા તિલક લગાડી, મુકુટ રાખી દીધો અને કંઠી પહેરાવવાનું ભૂલી ગયા. હવે કંઠી ન પહેરાવે તો પૂજા અધૂરી ગણાય અને મુકુટ એક વખત રાખી દીધા બાદ ઉતારવો અશક્ય હતો. તે દિવસ મુકુટ ઉતારી દે તો પૂજા ખંડિત થઈ જાય. સ્વામી રામાનંદજી પોતાને દોષિત માનવા લાગ્યા કે આટલું જીવન થઈ ગયું મારી ક્યારેય આવી ભૂલ જિંદગીમાં બની નથી. પ્રભુ આજે શું ભૂલ થઈ ગઇ મુજ પાપીથી? અગર મુકુટ ઉતારુ તો પૂજા ખંડિત થઈ જશે. એમણે વિચાર્યું કે ચાલો મુકુટની ઉપરથી કંઠી નાખી દઉં છું. (કલ્પનાથી કરી રહ્યા છે સામે કોઈ મૂર્તિ નથી અને પડદો પણ લાગેલો છે કબીર સાહેબ પડદાની બીજી બાજુ બેઠા છે.)

મુકુટમાં કંઠી ફસાઈ જાય છે, આગળ નથી જઈ શકતી, ત્યારે રામાનંદજી વિચારે છે કે હવે શું કરવું ? હે ભગવાન ! આજે તો મારો આખો દિવસ જ વ્યર્થ ગયો. આજની મારી ભક્તિની કમાણી વ્યર્થ ગઈ. (કારણ કે જેને પરમાત્માની કસક હોય છે તેનો એક નિત્ય નિયમ પણ રહી જાય તો તેને ખૂબ જ દુઃખ થાય છે. જેમ કોઈ વ્યક્તિનું ખીસ્સુ કપાઈ જાય ત્યારે તે ખૂબ પશ્ચાતાપ કરે છે. એવી જ રીતે પ્રભુના સાચા ભક્તો ને આટલી લગન હોય છે.) એટલામાં કબીર સાહેબે કહ્યું કે સ્વામીજી કંઠીની ગાંઠ ખોલીને ગળામાં નાખી દો. પછી ફરીથી ગાંઠ લગાવી દો. આમ કરવાથી મુકુટ ઉતારવો નહીં પડે. હવે રામાનંદજી ક્યો મુકુટ ઉતારવાના હતા અને કઈ ગાંઠ ખોલવાના હતા. પોતાની કુટિરની સામે લગાવેલ પડદો પણ સ્વામી રામાનંદજીએ પોતાના હાથથી ફેંકી દીધો અને તમામ બ્રાહ્મણ સમાજની સામે તે કબીર પરમેશ્વરને પોતાની છાતી સાથે લગાવી દીધા. રામાનંદજીએ કહ્યું કે હે ભગવાન ! આપનું તો એટલું કોમળ શરીર છે જાણે રૂ જેવું અને મારું તો પથ્થર

જેવું શરીર છે. એક તરફ તો પ્રભુ ઉભા છે અને એક તરફ જાતિ તથા ધર્મની દિવાર છે. પ્રભુને ઇચ્છવાવાળી પુણ્ય આત્માઓ ધર્મની બનાવટી દિવારને તોડવાનું શ્રેયકર સમજે છે. તેવું જ રામાનંદજીએ કર્યું. સામે પૂર્ણ પરમાત્માને પામીને ન જાતિ જોઈ ન ધર્મ જોયો, ન છૂતઅછૂત, ફક્ત આત્મકલ્યાણ જોયું, આને બ્રાહ્મણ કહે છે.

*બોલત રામાનંદજી, હમ ઘર બડા સુકાલ ।*
*ગરીબદાસ પૂજા કરૈં, મુકુટ ફહી જદિ માલ ॥ (૪૭૯)*
*સેવા કરૌં સંભાલ કરિ, સુનિ સ્વામી સુર જ્ઞાન ।*
*ગરીબ દાસ શિર મુકુટ ધરિ, માલા અટકી જાન ॥ (૪૮૦)*
*સ્વામી ઘુંડી ખોલિ કરિ, ફિરિ માલા ગલ ડાર ।*
*ગરીબદાસ ઈસ ભજન કૂં, જાનત હૈ કરતાર ॥ (૪૮૧)*
*ડયૌઢી પડદા દૂરિ કરિ, લીયા કંઠ લગાય ।*
*ગરીબદાસ ગુજરી બૌહત, બદનૈં બદન મિલાય ॥ (૪૮૨)*

પછી સ્વામી રામાનંદજીએ કહ્યું કે આપ ખોટું કેમ બોલ્યા? કબીર સાહેબે કહ્યું કે કેવું ખોટું સ્વામીજી ? સ્વામી રામાનંદજીએ કહ્યું કે આપ કહી રહ્યા હતા કે આપે મારી પાસેથી નામ ગ્રહણ કરેલ છે. આપે મારાથી ઉપદેશ ક્યારે પ્રાપ્ત કર્યો? કબીર સાહેબે કહ્યું કે એક સમયે આપ સ્નાન કરવા અર્થે પંચગંગા ઘાટ ઉપર ગયા હતા. હું ત્યાં સીડી ઉપર સૂતો હતો. આપના પગની પાદુકા મારા માથામાં વાગી હતી ત્યારે આપે કહ્યું હતું બેટા રામ નામ બોલો. પછી રામાનંદજીએ કહ્યું હા હવે થોડું ઘણું યાદ આવ્યું. પરંતુ તે તો ખૂબજ નાનું બાળક હતું. (કારણ કે તે સમયે પાંચ વર્ષની ઉંમરનાં બાળકો ખૂબ જ મોટાં થઈ જતા હતા તથા પાંચ વર્ષના બાળકના શરીરમાં તથા અઢી વર્ષના બાળકના શરીરમાં બે ગણું અંતર હોય છે.) કબીર સાહેબજી કહેવા લાગ્યા કે સ્વામીજી જુઓ, હું આવો હતો. સ્વામી રામાનંદજીની સામે પણ ઊભા છે અને એક અઢી વર્ષના બાળકનું બીજું રૂપ બનાવીને કોઈક સેવકના ત્યાં પડી રહેલ ખાટલા ઉપર બિરાજમાન થઈ ગયા. હવે રામાનંદજીએ છ વખત તો સામે ઉભેલ કબીર સાહેબને જોયું અને છ વખત પેલા બાળક સ્વરૂપવાળા ને જોયા. પછી આંખો ચોળી-ચોળીને જોયું અને ખાતરી કરી કે ક્યાંક મારી આંખોનો ભ્રમ તો નથી ને. આવી રીતે જોઈ રહ્યા હતા કે એટલામાં જ કબીર સાહેબનું બાળકવાળું રૂપ ઉઠીને કબીર સાહેબના મોટા પાંચ વર્ષવાળા સ્વરૂપમાં સમાઈ ગયું અને પાંચ વર્ષવાળા સ્વરૂપમાં કબીર સાહેબ રહી ગયા.

*મનકી પૂજા તુમ લખી, મુકુટ માલ પરબેશ ।*
*ગરીબદાસ ગતિ કો લખૈ, કૌન વરણ ક્યા ભેષ ॥ (૪૮૩)*
*યહ તૌ તુમ શિક્ષા દઈ, માનિ લઈ મનમોર ।*
*ગરીબદાસ કોમલ પુરુષ, હમરા બદન કઠોર ॥ (૪૮૪)*

ત્યારે રામાનંદજી બોલ્યા કે મારો સંશય મટી ગયો. હે પરમેશ્વર ! તમને કેવી રીતે ઓળખી શકીએ. આપ કઈ જાતિમાં તથા કેવી વેશભૂષામાં

**ઉભા છો. અમે નાદાન પ્રાણી આપની સાથે વાદવિવાદ કરીને દોષી બની ગયા. ક્ષમા કરશો. પૂર્ણ પરમેશ્વર કબીરદેવ હું આપનો અંજાન બાળક છું.**

**"સ્વામી રામાનંદજીને સત્યલોક દર્શન"**

*સુનિ બચ્ચા મૈં સ્વર્ગ કી કૈસેં છાંડૌં રીતિ ।*
*ગરીબદાસ ગુદરી લગી, જનમ જાત હૈ બીત ।।૪૮૬।।*
*ચ્યારિ મુક્તિ બૈકુંઠ મૈં, જિન કી મોરૈ ચાહ ।*
*ગરીબદાસ ઘર અગમ કી, કૈસૈં પાઉં થાહ ।।૪૮૭।।*
*હેમ રૂપ જહાં ધરણિ હૈ, રતન જડે બૌહ શોભ ।*
*ગરીબદાસ બૈકુંઠ કૂં, તન મન હમરા લોભ ।।૪૮૮।।*
*શંખ ચક્ર ગદા પદમ હૈં, મોહન મદન મુરારિ ।*
*ગરીબદાસ મુરલી બજૈ, સુરગલોક દરબારી ।।૪૮૯।।*
*દૂધૌં કી નદિયાં બગૈં, સેત વૃક્ષ સુભાન ।*
*ગરીબદાસ મંદલ મુક્તિ, સુરગાપુર અસ્થાન ।।૪૯૦।।*
*રતન જડાઉ મનુષ્ય હૈં, ગણ ગંધર્વ સબ દેવ ।*
*ગરીબદાસ ઉસ ધામ કી કૈસૈં છોડૂં સેવ ।।૪૯૧।।*
*ઋગ યજુ સામ અથર્વણં, ગાવૈં ચારૌં વેદ ।*
*ગરીબદાસ ઘર અગમ કી, કૈસૈં જાનો ભેદ ।।૪૯૨।।*
*ચ્યારિ મુક્તિ ચિતવન લગી, કૈસૈં બંચૂં તાહિ ।*
*ગરીબદાસ ગુપ્તારગતિ, હમકૂં દ્યૌ સમઝાય ।।૪૯૩।।*
*સુરગ લોક બૈકુંઠ હૈ, યાસૈં પરૈ ન ઔર ।*
*ગરીબદાસ ષટશાસ્ત્ર, ચ્યારિ બેદકી દૌર ।।૪૯૪।।*
*ચ્યારિ બેદ ગાવૈં તિસૈં, સુરનર મુનિ મિલાપ ।*
*ગરીબદાસ ધ્રુવ પોર જિસ, મિટિ ગયે તીનૂં તાપ ।।૪૯૫।।*
*પ્રહલાદ ગયે તિસ લોકકૂં, સુરગા પુરી સમૂલ ।*
*ગરીબદાસ હરિ ભક્ત કી, મૈં બંચત હૂં ધૂલ ।।૪૯૬।।*
*બિંદ્રાવન ગયે તિસ લોકકૂં, સુરગા પુરી સમૂલ ।*
*ગરીબદાસ ઉસ મુક્તિ, કૂં, કૈસૈં જાઉં ભૂલ ।।૪૯૭।।*
*નારદ બ્રહ્મા તિસ રટૈં, ગાવૈં શેષ ગણેશ ।*
*ગરીબદાસ બૈકુંઠ સૈં, ઔર પરૈ કો દેશ ।।૪૯૮।।*
*સહંસ અઠાસી જિસ જપૈં, ઔર તેતીસૌં સેવ ।*
*ગરીબદાસ જાસૈં પરૈ, ઔર કૌન હૈ દેવ ।।૪૯૯।।*
*સુનિ સ્વામી નિજ મૂલ ગતિ, કહિ સમઝાઉં તોહિ ।*
*ગરીબદાસ ભગવાન કૂં રાખ્યા જગત સમોહિ ।।૫૦૦।।*
*તીનિ લોક કે જીવ સબ, વિષય વાસ ભરમાય ।*
*ગરીબદાસ હમકૂં જપૈં, તિસકૂં ધામ દિખાય ।।૫૦૧।।*
*જો દેખૈગા ધામ કૂં, સો જાનત હૈ મુજ ।*
*ગરીબદાસ તોસૈં કહૂં સુનિ ગાયત્રી ગુજ ।।૫૦૨।।*

કૃષ્ણ વિષ્ણુ ભગવાન કૂં, જહડાયેં હૈં જીવ ।
ગરીબદાસ ત્રિલોક મૈં, કાલ કર્મ શિર શીવ ॥૫૦૩॥
સુનિ સ્વામી તોસેં કહૂઁ, અગમ દીપ કી સૈલ ।
ગરીબદાસ પૂઠે પરે, પુસ્તક લાદે બૈલ ॥૫૦૪॥
પોહમી ધરણિ અકાશ થંભ, ચલસી ચંદર સૂર ।
ગરીબદાસ રજ બિરજકી, કહાં રહૈગી ધૂર ॥૫૦૫॥
તારાયણ ત્રિલોક સબ, ચલસી ઈન્દ્ર કુબેર ।
ગરીબદાસ સબ જાતે હૈં, સુરગ પાતાલ સુમેર ॥૫૦૬॥
ચ્યારિ મુક્તિ બૈકુંઠ બટ, ફના હુઆ કઈ બાર ।
ગરીબદાસ અલપ રૂપ મધ, ક્યા જાનૈં સંસાર ॥૫૦૭॥
કહૌ સ્વામી કિત રહૌગે, ચૌદા ભુવન બિહંડ ।
ગરીબદાસ બીજક કહ્યા, ચલત પ્રાણ ઔર પિંડ ॥૫૦૮॥
સુન સ્વામી એક શક્તિ હૈ, અરધંગી ઓમકાર ।
ગરીબદાસ બીજક તહાં, અનંત લોક સિંધાર ॥૫૦૯॥
જૈસેકા તૈસા રહૈ, પરલો ફના પ્રાન ।
ગરીબદાસ ઉસ શક્તિકૂં, બાર બાર કુરબાન ॥૫૧૦॥
કોટિ ઈન્દ્ર બ્રહ્મા જહાં, કોટિ કૃષ્ણ કૈલાસ ।
ગરીબદાસ શિવ કોટિ હૈં, કરોં કૌનકી આશ ॥૫૧૧॥
કોટિ વિષ્ણુ જહાં બસત હૈં, ઉસ શક્તિ કે ધામ ।
ગરીબદાસ ગુલ બૌહત હૈં, અલફ બસ્ત નિહકામ ॥૫૧૨॥
શિવશક્તિ જાસૈ હુએ, અનંત કોટિ અવતાર ।
ગરીબદાસ ઉસ અલફકૂં, લખૈ સો હોય કરતાર ॥૫૧૩॥
અલફ હમારા રૂપ હૈ, દમ દેહી નહીં દંત ।
ગરીબદાસ ગુલસૈં પરૈં, ચલના હૈ બિન પંથ ॥૫૧૪॥
બિના પંથ ઉસ કંતકૈ, ધામ ચલન હૈ મોર ।
ગરીબદાસ ગતિ ના કિસી, સંખ સુરગ પર ડોર ॥૫૧૫॥
સંખ સુરગપર હમ બસૈં, સુનિ સ્વામી યહ સૈંન ।
ગરીબદાસ હમ અલફ હૈં, યૌહ ગુલ ફોકટ ફૈંન ॥૫૧૬॥
જો તૈ કહ્યા સૌ મૈં લહ્યા, બિન દેખૈ નહીં ધીજ ।
ગરીબદાસ કહૈ, કહાં અલફ વૌ બીજ ॥૫૧૭॥
અનંત કોટિ બ્રહ્માંડ ફણ, અનંત કોટિ ઉદગાર ।
ગરીબદાસ કહૈ, કહાં અલફ દીદાર ॥૫૧૮॥
હદ બેહદ કહીં ના કહીં, ના કહીં થરપી ઠૌર ।
ગરીબદાસ સ્વામી નિજ બ્રહ્મકી, કૌન ધામ વહ પૌર ॥૫૧૯॥
ચલ સ્વામી સર પર ચલૈ, ગંગ તીર સુન જ્ઞાન ।
ગરીબદાસ બૈકુંઠ બટ, કોટિ કોટિ ઘટ ધ્યાન ॥૫૨૦॥

તહાં કોટિ વૈકુંઠ હૈં, નક સરવર સંગીત ।
ગરીબદાસ સ્વામી સુનૈં જાત અનન્ત જુગ બીત ।।૫૨૧।।
પ્રાણ પિંડ પુરમૈં ધસૌ, ગયે રામાનંદ કોટિ ।
ગરીબદાસ સર સુરગમૈં રહૌ શબ્દકી ઓટ ।।૫૨૨।।
તહાં વહાં ચિત ચક્રિત ભયા, દેખિ ફજલ દરબાર ।
ગરીબદાસ સિજદા કિયા, હમ પાયે દીદાર ।।૫૨૩।।
તુમ સ્વામિ મૈં બાલ બુદ્ધિ, ભર્મ કર્મ કિયે નાશ ।
ગરીબદાસ નિજ બ્રહ્મ તુમ, હમરૈ દ્રઢ વિશ્વાસ ।।૫૨૪।।
સુન્ન-બેસુન્ન સૈં તુમ પરૈ ઉરૈં સે હમરૈ તીર ।
ગરીબદાસ સરબંગમૈં, અવિગત પુરુષ કબીર ।।૫૨૫।।
કોટિ કોટિ સિજદે કરૈં, કોટિ કોટિ પ્રણામ ।
ગરીબદાસ અનહદ અધર, હમ પરસૈં તુમ ધામ ।।૫૨૬।।
સુનિ સ્વામી એક ગલ ગુજ, તિલ તારી પલ જોરિ ।
ગરીબદાસ સર ગગન મૈં, સૂરજ અનંત કરોરિ ।।૫૨૭।।
સહર અમાન અનન્તપુર રિમઝિમ રિમઝિમ હોય ।
ગરીબદાસ ઉસ નગર કા, મરમ ન જાનૈં કોય ।।૫૨૮।।
સુનિ સ્વામી કૈસૈં લખૌ, કહિ સમઝાઉં તોહિ ।
ગરીબદાસ બિન પર ઉડૈં, તન મન શીશ ન હોય ।।૫૨૯।।
રવનપુરી એક ચક્ર હૈં, તહાં ધનજય બાય ।
ગરીબદાસ જીતે જન્મ, યાંકૂઁ લેત સમાય ।।૫૩૦।।
આસન પદમ લગાયકર ભિરંગ નાદ કો ખૈંચિ ।
ગરીબદાસ અચવન કરૈ, દેવદત કો એંચિ ।।૫૩૧।।
કાલી ઉન કુલીન રંગ, જાકૈ દો કુન ધાર ।
ગરીબદાસ કુરંભ શિર, તાસ કરે ઉદગાર ।।૫૩૨।।
ચિશ્મેં લાલ ગુલાલ રંગ, તીનિ ગિરહ નભ પેંચ ।
ગરીબદાસ વહ નાગની કૂં, હૌને ન દેવે રેચ ।।૫૩૩।।
કુંભક રેચક સબ કરૈ, ઉન કરત ઉદગાર ।
ગરીબદાસ ઉસ નાગની કૂં, જીતે કોઈ ખિલાર ।।૫૩૪।।
કુંભ ભરૈ રેચક કરૈ, ફીર ટુટત હૈ પૌન ।
ગરીબદાસ ગગન મંડલ, નહીં હોત હૈ રૌન ।।૫૩૫।।
આગે ઘાટી બંદ હૈ, ઇગલાં-પિગલા દોય ।
ગરીબદાસ સુષમન ખુલે, તાસ મિલાવા હોય ।।૫૩૬।।
ચંદા કે ઘર સૂર રખિ, સૂરજ કે ઘર ચંદ ।
ગરીબદાસ મધ્ય મહલ હૈ, તહઁ વહઁ અજબ આનન્દ ।।૫૩૭।।
ત્રિવેણી કા ઘાટ હૈ, ગંગ જમન ગુફ્તાર ।
ગરીબદાસ પરબી પરખિ, તહઁ સહંસ મુખ ધાર ।।૫૩૮।।

મધ્ય કિવારી બ્રહ્મરંદ્ર વાહ ખોલત નહીં કોય ।
ગરીબદાસ સબ જોગ કી, પેજ પીછાડે હોય ॥૫૩૯॥
આસન સમ્પટ સુધિ કર, ગુફા ગિરદ ગતિ ઢોલ ।
ગરીબદાસ પલ પાલડૈ, હીરે માનિક તોલ ॥૫૪૦॥
પાન અપાન સમાન સુધ, મંદા ચલ મહકંત ।
ગરીબદાસ ઠાઠી બગૈ તો દીપક બાત બુઝંત ॥૫૪૧॥
ઘંટા ટુટે તાલ ભંગ, સંખ ન સુનિએ ટેર।
ગરીબદાસ મુરલી મુક્તિ, સુનિ ચઢી હંસ સુમેર ॥૫૪૨॥
ખુલહૈ ખિરકી સહજ ધુનિ, દમ નહી ખૈંચ અતીત ।
ગરીબદાસ એક સૈન હૈ, તજિ અનભય છંદ ગીત ॥૫૪૩॥
ધીરૈં ધીરૈં દાટી હૈં, સુરગ ચઢૈંગે સોય ।
ગરીબદાસ પગ પંથ બિન, લે રાખૌં જહઁ તોય ॥૫૪૪॥
સુન સ્વામી સીઢી બિના, ચઢૌં ગગન કૈલાસ ।
ગરીબદાસ પ્રાણાયામ તજિ, નાહક તોરત શ્વાસ ॥૫૪૫॥
ગલી ગલી ગલતાન હૈ, સહર સલેમાબાદ ।
ગરીબદાસ પલ બીચમૈં, પૂરણ કરૌં મુરાદ ॥૫૪૬॥
જ્યૂંકા ત્યૂંહી બૈઠિ રહો, તજિ આસન સબ જોગ ।
ગરીબદાસ પલ બીચ પદ, સર્વ સૈલ સબ ભોગ ॥૫૪૭॥
પનગ પલક નીચૈ કરૌ, તા મુખ સહંસ શરીર ।
ગરીબદાસ સૂક્ષ્મ અધારિ, સૂરતિ લાય સર તીર ॥૫૪૮॥
સુનિ સ્વામી યહ ગતિ અગમં, મનુષ્ય દેવસૈં દૂર ।
ગરીબદાસ બ્રહ્મા થકૈ, કિન્હૈં ન પાયા મૂર ॥૫૪૯॥
મૂલ ડાર જાકૈ નહીં, હૈ સો અનિન અરંગ ।
ગરીબદાસ મજીઠ ચલિ, યે સબ લોક પતંગ ॥૫૫૦॥
સુતહ સિધિ પરકાશિયા, કહા અરધ અસનાન ।
ગરીબદાસ તપ કોટિ જુગ, પચિ હારે સુર જ્ઞાન ॥૫૫૧॥
શ્યામ સેત નહીં લાલ હૈ, નાહીં પીત પસાવ ।
ગરીબદાસ કાસૈં કહૂઁ, ચલૈ નીર બિન નાવ ॥૫૫૨॥
કોટિ કોટિ બૈકુંઠ હૈં, કોટિ કોટિ શિવ શેષ ।
ગરીબદાસ ઉસ ધામમૈં, બ્રહ્મા કોટિ નરેશ ॥૫૫૩॥
અવાદાન અમાનપુર, ચલિ સ્વામી તહાં ચાલ ।
ગરીબદસ પરલો અનંત, બૌહરિ ન ઝંપૈ કાલ ॥૫૫૪॥
અમર ચીર તહાં પહરિ હૈ, અમર હંસ સુખ ધામ ।
ગરીબદાસ ભોજન અજર, ચલ સ્વામી નિજધામ ॥૫૫૫॥
બોલત રામાનંદજી, સુન કબીર કરતાર ।
ગરીબદાસ સબ રૂપમૈં, તુમહીં બોલન હાર ॥૫૫૬॥
તુમ સાહિબ તુમ સંત હૌ, તુમ સતગુરુ તુમ હંસ ।

*ગરીબદાસ તુમ રૂપ બિન ઓર ન દૂજા અંસ ।।૫૫૭।।*
*મૈં ભગતા મુકતા ભયા, કિયા કર્મ કુન્દ નાશ ।*
*ગરીબદાસ અવિગત મિલે, મેટી મન કી બાસ ।।૫૫૮।।*
*દોહુઁ ઠૌર હૈ એક તૂં, ભયા એક સે દોય ।*
*ગરીબદાસ હમ કારણૈં, ઉતરે હૈં મઘ જોય ।।૫૫૯।।*
*ગોષ્ટી રામનંદસૈં, કાશી નગર મંઝાર ।*
*ગરીબદાસ જિંદ પીરકે, હમ પાયે દીદાર ।।૫૬૨।।*
*બોલૈ રામાનંદ જી, સુનૌં કબીર સુભાંન।*
*ગરીબદાસ મુક્તા ભયે, ઉધરે પિંડ અરુ પ્રાણ ।।૫૬૭।।*

કબીર સાહેબે (કર્વિદેવે) સ્વામી રામાનંદજીને પૂછયું કે સ્વામીજી આપ કેવી પૂજા કરો છો? સ્વામી રામાનંદજીએ કહ્યું કે હું વેદો તથા ગીતાજી અનુસાર સાધના કરું છું. કબીર સાહેબે પૂછયું કે વેદો તથા ગીતાના આધાર પર ક્યાં જશો? સ્વામી રામાનંદજીએ કહ્યું કે હું સ્વર્ગમાં જઈશ. કબીર સાહેબે પૂછયું કે સ્વર્ગમાં શું કરશો દાતા? રામાનંદજીએ કહ્યું કે ત્યાંતો ખૂબજ વહાલા ભગવાન વિષ્ણુજી છે તેમના દર્શન કર્યા કરીશ અને ત્યાં દૂધની નદીઓ છે, ત્યાં કોઈ ચિંતા નથી, કોઈ ફિકર નથી, હું ત્યાં આનંદમાં રહીશ. કબીર સાહેબે પૂછયું કે સ્વામી કેટલા દિવસ સ્વર્ગમાં રહેશો? (વિદ્વાન પુરુષ હતા તેમને જ્ઞાન હતું માટે બે જ મિનિટમાં સમજી ગયા.)

સ્વામીજીએ કહ્યું મારી જેટલી ભક્તિની કમાઈ હશે ત્યાર સુધી રહીશ. સાહેબે પૂછયું કે પછી ક્યાં જશો? રામાનંદજીએ કહ્યું શું ખબર કર્મોના આધારે ક્યાં જઈશ? કબીર સાહેબે કહ્યું કે આ સાધના તો સ્વામીજી તમે અસંખ્ય વખત કરી ચૂક્યા છો. આનાથી જીવ મુક્ત થઈ શકતો નથી. આપશ્રી વિષ્ણુજીની સાધના કરી સ્વર્ગ લોકમાં જવા ઈચ્છો છો. જે સાધક બ્રહ્મ સાધના કરીને બ્રહ્મલોકમાં જાય છે તે પણ જન્મ મૃત્યુના ચક્રમાં જ રહે છે. કારણ કે એક દિવસ મહાસ્વર્ગ જે બ્રહ્મલોકમાં બનેલ છે તે પણ નષ્ટ થઈ જશે. ગીતાજીના આઠમાં અધ્યાયનો સોળમો શ્લોક આ હકીકત તરફ ઈશારો કરે છે. સ્વામી રામાનંદજી તો વિદ્વાન પુરુષ હોઇ તેમને તો શ્લોકો આંગળીઓ ઉપર યાદ હતા. સ્વામી રામાનંદજીએ કહ્યું આપ સાચું કહો છો, આમ જ લખ્યું છે. કબીર સાહેબે કહ્યું કે બતાવો પછી ક્યાં રહેશો? ફક્ત આપના શ્રીકૃષ્ણ મુરારીજ નહીં પરંતુ આ બ્રહ્માલોક, વિષ્ણુલોક વગેરેના સર્વ પ્રાણી તથા શ્રી વિષ્ણુજી વગેરે ત્રણેય દેવતાઓ પણ નાશ પામશે. પછી તમે ક્યાં રહેશો ગુરુદેવ? ત્યારબાદ રામાનંદજી વિચાર કરવા પર મજબૂર થઈ ગયા. પરમેશ્વર કબીર સાહેબજીએ પૂછયું કે સ્વામીજી ગીતાજીનું જ્ઞાન કોણે કહ્યું? સ્વામી રામાનંદજીએ જવાબ આપ્યો કે શ્રીકૃષ્ણજીએ. પરમેશ્વર કબીર સાહેબજીએ કહ્યું સ્વામીજી સંક્ષિપ્ત મહાભારત દ્વિતિયખંડ (પાના નંબર ૧૫૩૧ જૂનામાં તથા પાના નંબર ૬૬૭ નવા પ્રમાણે)માં લખ્યું છે કે શ્રી કૃષ્ણજી તો કહી રહ્યા છે કે અર્જુન મને હવે તે ગીતાવાળું જ્ઞાન યાદ નથી, હું ફરીથી તે જ્ઞાન સંભળાવી શકતો નથી. પરમેશ્વર કબીર સાહેબજીએ બધા પ્રમાણ બતાવ્યા.

**ગીતા અધ્યાય - ૮ શ્લોક-૧૩માં ગીતા જ્ઞાનદાતા (બ્રહ્મ) કહી રહ્યા છે કે-**

*ઓમ ઇતિ એકાક્ષરમ બ્રહ્મ, વ્યાહરન મામ અનુસ્મરન ।*
*યહ પ્રયાતિ ત્યજન દેહમ સ: યાતિ પરમામ ગતિમ ॥(૧૩)*

**આનો શબ્દાર્થ છે કે ગીતા બોલવાવાળો બ્રહ્મ એટલે કે કાળ કહી રહ્યો છે કે (મામ બ્રહ્મ) મુજ બ્રહ્મનો તો (ઈતિ) આ (ઓમ એકાક્ષરમ્) ઓમ / ઓમ એક અક્ષર છે.(વ્યાહરન) ઉચ્ચારણ કરીને (અનુસ્મરન) સ્મરણ કરીને - યાદ કરીને (ય:) જે સાધક (ત્યજન દેહમ્) શરીરનો ત્યાગ કરવા સુધી એટલે કે અંતિમ શ્વાસ સુધી (પ્રયાતિ) સ્મરણ સાધના કરે છે.(સ:) તે સાધક જ મારીવાળી (પરમામ ગતિમ) પરમગતિને (યાતિ) પ્રાપ્ત કરે છે. (બ્રહ્મ પોતે મુજ બ્રહ્મનો એક અક્ષર બોલે છે જ્યારે કૃષ્ણ બોલતા હોત તો મારો કૃષ્ણનો એક અક્ષર એમ બોલત)**

**ભાવાર્થ છે કે શ્રી કૃષ્ણજીના શરીરમાં પ્રેતની જેમ પ્રવેશ કરીને બ્રહ્મ એટલે કે હજાર ભુજાવાળો જ્યોતિ નિરંજન કાળ કહી રહ્યો છે કે મુજ બ્રહ્મની સાધના ફક્ત એક ઓમ (ૐ) નામથી અંતિમ શ્વાસ સુધી કરનાર સાધકને મારા દ્વારા મળવાવાળો લાભ પ્રાપ્ત થાય છે, અન્ય કોઇ મંત્ર મારી ભક્તિનો નથી.**

**ગીતા અધ્યાય-૮ શ્લોક ૫ થી ૭ તથા ૧૩માં ગીતા જ્ઞાન દાતાએ પોતાના વિષયમાં સાધના કરવા અંગે કહ્યું છે કે જે મારી સાધના ઓમ (ૐ) નામનું સ્મરણ અંતિમ શ્વાસ સુધી કરે છે, તે મનેજ પ્રાપ્ત થશે. એટલા માટે તું યુધ્ધ પણ કર તથા મારું ઓમ નામનું સ્મરણ પણ કર કારણ કે યુધ્ધ હલ્લો કરીને (ઉચા અવાજમાં પોકાર કરીને) કરવામાં આવે છે, એટલા માટે કહ્યું છે કે ઓમ (ૐ) નામનું ઉચ્ચારણ (ઊંચા અવાજમાં અવાજ-ઘોંઘાટ) કરીને સ્મરણ પણ કર અને યુદ્ધ પણ કર.**

**ત્યારબાદ ગીતા અધ્યાય - ૮ શ્લોક નં. ૬માં કહ્યું છે કે આ વિધાન છે કે જે સાધક જે પ્રભુનું અંત સમયમાં સ્મરણ કરતા કરતા શરીર ત્યજે છે તે સાધક તે જ પ્રભુને પ્રાપ્ત થાય છે. ગીતા જ્ઞાનદાતા પ્રભુ ગીતા અધ્યાય - ૮ શ્લોક ૮ થી ૧૦ સુધી ત્રણેય શ્લોકોમાં બ્રહ્મથી અન્ય પૂર્ણ પરમાત્મા (પરમદિવ્ય પુરુષ પરમેશ્વર એટલે કે પૂર્ણ બ્રહ્મ) ના વિષયમાં કહી રહ્યો છે કે જો કોઈ તેમની સાધના કરતા કરતા શરીર ત્યજે છે તો તે જ પૂર્ણ પરમાત્મા (પરમેશ્વર) ને જ પ્રાપ્ત કરશે. તેનાથી જ પૂર્ણમોક્ષ તથા સત્યલોક પ્રાપ્તિ તથા પરમ શાંતિ પ્રાપ્ત થાય છે. એટલા માટે તે પરમેશ્વરની શરણમાં જા. (ગીતા અધ્યાય - ૧૮ શ્લોક ૬૨ થી ૬૬ તથા અધ્યાય ૧૫ શ્લોક ૪) હું (ગીતા જ્ઞાનદાતા બ્રહ્મ) પણ એની જ શરણમાં છું.**

**રામાનંદજીએ તમામ પ્રમાણોને આંખોથી નિહાળી ખૂબજ આશ્ચર્ય પામ્યા તથા સત્યનો સ્વીકાર કર્યો અને કહ્યું કે બાળક શાસ્ત્રો અંગે જે વાત તું કહી રહ્યો છે તે સાચી છે. અમને તો કોઈએ આવું જ્ઞાન જ નથી આપ્યું, અમે શું કરીએ? કબીર સાહેબે કહ્યું કે પવિત્ર ગીતાજીમાં જ લખ્યું છે આઠમા અધ્યાયનાં શ્લોક નંબર ૮, ૯ તથા ૧૦ તેમજ અધ્યાય નંબર ૧૮ના શ્લોક નંબર ૬૨ વાંચી જુઓ. પવિત્ર ગીતાજી તથા પવિત્ર વેદોને બોલનાર બ્રહ્મ (કાળ) કહી રહ્યો છે કે તે પરમાત્માની શરણમાં જા અર્જુન તારું પછી મૃત્યુ નહિ થાય. તેના માટે (અધ્યાય નં.૪નો શ્લોક નંબર ૩૪) તે સંતોને શોધો કે જેઓ તે પરમાત્માના પરમતત્ત્વને**

જાણવાવાળા હોય. તેમને દંડવત પ્રણામ કરો, વિનમ્ર તથા નિષ્કપટ ભાવથી તેમનો સત્કાર કરો. જ્યારે તેઓ પ્રસન્ન થઈ જાય પછી તેમનાથી દીક્ષા (નામ) માગો. પછી તારું ફરીથી મૃત્યુ નહી થાય. પવિત્ર ગીતા અધ્યાય નં. ૧૫ મંત્ર ૧ થી ૪માં કહ્યું છે કે આ ઉંધું લટકેલું સંસારરૂપી વૃક્ષ છે, ઉપરની તરફ મૂળ તો આદિપુરુષ એટલે કે સનાતન પરમાત્મા છે, નીચેના ત્રણેય ગુણો (રજ ગુણ-બ્રહ્મા, સતગુણ-વિષ્ણુ તમ ગુણ - શિવ) રૂપી શાખાઓ છે. આ પૂર્ણ સંસારરૂપી વૃક્ષ એટલે કે પૂર્ણ સૃષ્ટિરચના અંગે હું (બ્રહ્મ - કાળ) નથી જાણતો. અહિંયા વિચારકાળમાં એટલે કે ગીતાજીના જ્ઞાનમાં તમને હું પૂર્ણજ્ઞાન આપી શકતો નથી. તેના માટે કોઈ તત્વદર્શી સંતની શોધખોળ કર. (ગીતા અધ્યાય ૪ મંત્ર ૩૪) પછી તે તમને સર્વ સૃષ્ટિની રચનાનું જ્ઞાન તથા સર્વે પ્રભુઓની સ્થિતિ સાચી બતાવશે. ત્યારબાદ તે પરમપદ પરમેશ્વરની શોધ કરવી જોઈએ જેમા ગયેલા સાધકનું પછી જન્મ-મૃત્યુ નથી થતું એટલે કે પૂર્ણ મોક્ષ થઇ જાય છે. જે પરમેશ્વરે સંસારરૂપી વૃક્ષ એટલે કે સર્વ બ્રહ્માંડોની રચના કરી છે, હું (બ્રહ્મ-કાળ) પણ તે જ પરમેશ્વરની શરણમાં છું, એટલા માટે તે પરમેશ્વરની પૂજા કરો. સ્વામી રામાનંદજીએ કહ્યું કે લખ્યું તો આ પ્રમાણે જ છે બાળક, બિલકુલ આમ જ છે. પરંતુ આ સતલોક અંગે કોઈની પાસેથી સાંભળેલું ન હોવાના કારણે હવે મારું મન આ અંગે વિશ્વાસ નથી કરતું કે તે સત્ય હશે. કબીર સાહેબે પૂછયું કે તમે કેવી રીતે સાધના કરો છો? સ્વામી રામાનંદજીએ કહ્યું કે મેં આખા શરીરને સાધી લીધું છે. યોગ અભ્યાસ દ્વારા હું શરીરની અંદર રહેલ કમળોમાંથી પસાર થઈ ત્રિકુટી (ત્રિવૈણી) સુધી પહોંચી જઉં છું. કબીર સાહેબે કહ્યું કે તમે એક વાર ત્રિવેણી સુધી પહોંચો. જ્યારે રામાનંદજી સમાધિસ્થ થયા (કારણ કે તેઓને આનો દરરોજનો અભ્યાસ હતો) ત્રિવૈણી ઉપર જઈને ત્રણ રસ્તા થઇ જાય છે. પ્રત્યેક બ્રહ્માંડમાં બનેલ બ્રહ્મલોકમાં પ્રવેશ કરતા જ ત્રણ રસ્તા થઈ જાય છે. આજ પ્રમાણે વીસ બ્રહ્માંડોની પાર એકવીસમાં બ્રહ્માંડમાં પણ આજ વ્યવસ્થા છે. એક રસ્તો સામે બ્રહ્મલોકમાં બનેલ ત્રણ ગુપ્ત સ્થાનો તરફ જાય છે. જ્યાં જ્યોતિ નિરંજન ત્રણ રૂપ બનાવીને રહે છે, સામે તરફનું બ્રહ્મરંધ્ર કોઈ અન્ય નામથી નહીં ખૂલે. આ બ્રહ્મરંધ્ર પણ સતનામથી ખૂલશે. કબીર સાહેબે શ્વાસ દ્વારા પોતાના સતનામનું ઉચ્ચારણ કર્યું, સામેનો દ્વાર ખૂલી ગયો. કબીર સાહેબે કહ્યું કે હવે તમને કાળ (નિરંજન) ભગવાન દેખાડું છું, જેને આપ નિરાકાર કહો છો. જે ગીતામાં કહે છે કે હું બધાને ખઈશ. અર્જુન ! હું ક્યારેય કોઈને દર્શન નથી આપતો, હું ક્યારેય કોઈની સામે પ્રત્યક્ષ નથી થતો. કબીર સાહેબે કહ્યું કે હવે તમને પ્રત્યક્ષ કરાવું છું. પહેલાં તો એક બ્રહ્માંડમાં બનેલ બ્રહ્મલોકમાં ગુપ્ત સ્થાનો પર દેખાડ્યા બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ રૂપ ધારણ કરેલ હતો. ત્યારબાદ બ્રહ્મલોકને પાર કરવાનાં દ્વારથી નીકળીને એકવીસમાં બ્રહ્માંડમાં લઈ ગયા. બ્રહ્મલોકથી આગળ જવાવાળા રસ્તાને પણ કે જે જટા કુંડળી સરોવરની ઉપર છે, પોતાની નજરોમાં રાખે છે કે કોઈ નીકળી ન જાય. એકવીસ બ્રહ્માંડનો જે અંતિમ લોક આવે છે તે કાળ બ્રહ્મ (ક્ષરપુરુષ)નું પોતાનું સ્થાન છે ત્યાં આગળ તે ભયંકર

રૂપમાં બેઠો હોય છે, જે તેનું વાસ્તવિક રૂપ છે. કબીર સાહેબે કહ્યું કે જુઓ તે બેઠો તમારો નિરાકાર ભગવાન, જેને તમે નિરાકાર કહો છો (કારણ કે યોગીઓએ વેદોના આધાર ઉપર ઓમ (ॐ) નામથી સાધનાઓ કરી, પરમાત્મા તો મળ્યો નહિ, સિદ્ધિઓ આવી ગઈ, સ્વર્ગે જતા રહ્યા મહાસ્વર્ગમાં પણ ગયા, પછી પશુ બની ગયા. એટલા માટે તેને બધાએ નિરાકાર માની રાખ્યો છે કે તે દેખાઈ નથી દેતો અને વેદોમાં લખ્યું છે કે ભગવાન આકારમાં છે) જ્યારે આગળ કાળની પાસે પહોંચ્યા તો સાહેબે પોતાના સારનામની સાથે સતનામનું ઉચ્ચારણ કર્યું. તે જ સમયે કાળનું મસ્તક નીચે નમી ગયું. કાળના માથા ઉપર તે દ્વાર છે જ્યાંથી સતલોક જવાય છે તથા પરબ્રહ્મના લોકમાં પ્રવેશ થાય છે. તેના પછી એક ભંવર ગુફા શરૂ થાય છે (એક ભંવર ગુફા કાળના લોકમાં પણ છે). કાળના માથા ઉપર પગ રાખીને કબીરજીના હંસ (નિર્વિકારી સાધક) ઉપર જાય છે. આ કાળ તેમની સીડીનું કામ કરે છે. પરબ્રહ્મના લોકને પાર કરીને કબીર સાહેબ શ્રી રામાનંદજીની આત્માને સતલોક લઈ ગયા (અહીંયા પણ એક ભંવર ગુફા છે). સતલોકમાં જઈને શ્રી રામાનંદજીએ જોયું કે કબીર સાહેબ (કર્વિદેવ) પોતાના વાસ્તવિક રૂપમાં બેઠા છે. ત્યાં આગળ કબીર સાહેબનું એટલું તેજ છે કે એક રોમ કુંપમાં જાણે કરોડો સૂર્ય અને કરોડો ચંદ્રમાંની મિશ્રિત રોશની (પરંતુ ગરમ ન હોય) થી પણ વધુ છે. કબીર સાહેબ ત્યાં જઈને પોતાના જ બીજા સ્વરૂપના ઉપર ચંવર કરવા લાગ્યા. શ્રી રામાનંદજીએ વિચાર્યું કે ભગવાન તો આ છે અને આ કબીર અહીંનો કોઈ સેવક (ગણ) હશે, પરંતુ લોક સૌથી ન્યારું છે. પરમાત્માનું ખૂબ જ તેજ છે આવું વિચારી રહ્યા છે, એટલામાં તે પરમાત્માનું તેજોમય રૂપ ઉભું થયું અને પાંચ વર્ષિય બાળકના રૂપમાં કબીર સાહેબ તખ્ત ઉપર બિરાજમાન થઈ ગયા. પરમેશ્વરનું જે વાસ્તવિક તેજોમય રૂપ નજર આવી રહ્યું હતું તે બાળકરૂપી કબીર સાહેબ ઉપર ચંવર કરવા લાગ્યા. ત્યારબાદ કબીર સાહેબનું બીજું તેજોમય રૂપ બાળકવાળા રૂપ કબીર સાહેબમાં સમાઈ ગયું અને એકલા પાંચ વર્ષિય બાળકનાં રૂપમાં કબીર પરમેશ્વર તખ્ત ઉપર બિરાજમાન હતા. ચંવર સ્વયં જ થઈ રહ્યું હતું. એટલામાં શ્રી રામનંદજીની આત્માને પરત શરીરમાં મોકલી દીધી. તેમની સમાધિ તૂટી અને સામે જોયું તો કબીર સાહેબ તેમની આગળ પાંચ વર્ષિય બાળકના શરીરમાં બેઠા છે. ત્યારે સ્વામી રામાનંદજીએ કહ્યું કે :-

તહાં વહાં ચિત ચક્રિત ભયા, દેખી ફજલ દરબાર । ગરીબદાસ સિજદા કિયા, હમ પાયે દિદાર ॥(૫૨૩)
તુમ સ્વામી મૈં બાલ બુધ્ધિ, ભર્મ કર્મ કિયે નાશ । ગરીબદાસ નિજ બ્રહ્મ તુમ, હમરૈ દૃઢ વિશ્વાસ ॥(૫૨૪)
સુન્ન-બેસુન્ન સૈં તુમ પરૈ, ઉરૈં સે હમરૈ તીર । ગરીબદાસ સરબંગમૈં, અવિગત પુરુષ કબીર ॥(૫૨૫)
કોટિ કોટિ સિજદે કરૈં, કોટિ કોટિ પ્રણામ । ગરીબદાસ અનહદ અધર, હમ પરસૈં તુમ ધામ ॥(૫૨૬)
બોલત રામાનંદજી, સુન કબીર કરતાર । ગરીબદાસ સબ રૂપમૈં, તુમહીં બોલન હાર ॥(૫૫૬)
તુમ સાહિબ તુમ સંત હૌ, તુમ સતગુરુ તુમ હંસ । ગરીબદાસ તુમ રૂપ બિન ઔર ન દૂજા અંસ ॥(૫૫૭)
મૈં ભગતા મુક્તા ભયા, કિયા કર્મ કુન્દ નાશ । ગરીબદાસ અવિગત મિલે, મેટી મન કી બાસ ॥(૫૫૮)
દોહૂઁ ઠૌર હૈ એક તૂં, ભયા એક સે દોય । ગરીબદાસ હમ કારણૈં, ઉતરે હૈં મઘ જોય ॥(૫૫૯)
બોલત રામાનન્દજી, સુન કબીર કરતાર । ગરીબદાસ સબ રૂપ મેં, તૂ હી બોલનહાર ॥

**શ્રી રામાનંદજીએ કહ્યું કે હે પરમેશ્વર, હે કબીર પરમાત્મા, હે કબીર કર્તાર (સર્વ સૃષ્ટિ રચનહાર) ! આપ જ સર્વવ્યાપક પૂર્ણ પરમેશ્વર છો.**

*દહુઁ ઠોડ હૈ એક તૂં, ભયા એક સે દો । ગરીબદાસ હમ કારણે, આયે હો મગ જો ॥*

**હે પરમેશ્વર કબીર ! આપ બંને જગ્યાએ સતલોકમાં તથા મારી સમક્ષ આપ જ છો અને એકથી બે રૂપ બનાવીને અમો તુચ્છ જીવો માટે અહીંયા આવ્યા છો.**

*મૈં ભક્તા મુક્તા ભયા, કર્મ કુણ્દ ભયે નાશ । ગરીબદાસ અવિગત મિલે, મિટ ગઈ મન કી બાંસ ॥*

**રામાનંદજી ૧૦૪ વર્ષીય મહાપુરુષ અને પાંચ વર્ષીય બાળક કબીર પરમેશ્વરને કહી રહ્યા છે કે હું આપનો દાસ મુક્ત થઈ ગયો અને મારા મનની ભ્રમણા - ભટકણા સમાપ્ત થઈ ગઈ. મને પરમાત્માનાં વાસ્તવિક સ્વરૂપનાં દર્શન થઈ ગયા. હે પૂર્ણ પરમાત્મા કબીર સાહેબ (કવિર્દેવ) ! ચારેય પવિત્ર વેદ તથા પવિત્ર ગીતાજી આપના જ ગુણગાન કરી રહ્યા છે. સ્વયં કબીર દેવે (કબીર પરમેશ્વરે) પણ કહ્યું કે**

*બેદ હમારા ભેદ હૈ, મૈં બેદોં મે નાહીં । જિસ બેદ સે મૈં મિલૂં, બેદ જાનતે નાહીં ।*

**ભાવાર્થ છે કે ચારેય પવિત્ર વેદોમાં જ્ઞાન પૂર્ણ પરમાત્માનું જ છે પરંતુ પૂજાની વિધિ ફક્ત બ્રહ્મ (જ્યોતિ નિરંજન) સુધીની જ છે. પરમેશ્વર કબીર (કવિર્દેવ) ની પૂજા વિધિનું જ્ઞાન તથા તત્ત્વજ્ઞાનના માટે પવિત્રવેદો તથા પવિત્ર ગીતાજીમાં કહ્યું છે કે તે અંગે તો કોઈ તત્ત્વદર્શી સંતજ બતાવી શકે છે, જે સ્વયં જ પરમેશ્વર હોય છે અથવા તેના દ્વારા મોકલવામાં આવેલ કોઈ વાસ્તવિક પ્રતિનિધિ હોય છે. તેમનાથી ઉપદેશ પ્રાપ્ત કરીને પૂર્ણમોક્ષ તથા પરમ શાંતિ પ્રાપ્ત થાય છે.**

❑❑❑

## (૪) પવિત્ર શાસ્ત્ર પણ કર્વિદેવ (કબીર પરમેશ્વર) ના સાક્ષી

આ જ પ્રમાણે કવિર્દેવે (કબીર પરમેશ્વરે) પવિત્ર મુસ્લિમોને ખરાબ નથી કહ્યા કે પવિત્ર કુરાન શરીફને પણ ખોટું નથી કહ્યું. ફક્ત તે કાજી-મુલ્લાઓને ઠપકો આપ્યો છે જે સર્વ સમાજને કુરાન શરીફના વાસ્તવિક જ્ઞાનથી વિપરીત પોતાના મન મુજબની સાધના કરાવી રહ્યા છે.

જેમ પવિત્ર વેદોને બોલનાર બ્રહ્મ કહી રહ્યો છે કે પૂર્ણ પરમાત્મા કવિર્દેવના વિષયમાં કોઈ તો જન્મ લઈને અવતાર રૂપમાં આવ્યા હોવાનું માને છે, કોઈ તો ક્યારેય જન્મ ન લેનાર નિરાકાર કહે છે. તે અંગેની જાણકારી તો (ધીરાણામ) તત્ત્વદૃષ્ટા સંત જ બતાવશે. હું (બ્રહ્મ) નથી જાણતો (યજુર્વેદ અધ્યાય ૪૦ મંત્ર ૧૦) આનું જ પ્રમાણ પવિત્ર ગીતા અધ્યાય ૪ શ્લોક ૩૪ તથા અધ્યાય ૧૫ શ્લોક ૧ થી ૪માં પણ છે. જ્યાં સુધી તે તત્ત્વદર્શી સંત નહીં મળે ત્યાં સુધી જીવનનું કલ્યાણ અસંભવ છે. તે સંત હવે આવી ગયા છે. આ તત્ત્વદર્શી સંત રામપાલજીને ઓળખો.

"પવિત્ર કુરાન શરીફમાં પ્રમાણ"

આ જ પ્રમાણે કુરાન શરીફના અધ્યાય સૂરત ફૂર્કાની સં.૨૫ આયત ૫૨, ૫૮, ૫૯માં કહ્યું છે કે વાસ્તવમાં (ઈબાદઈ કબીરા) પૂજાના યોગ્ય કબીર અલ્લાહ છે. આ કબીર તે જ પૂર્ણપરમાત્મા છે જેણે છ દિવસમાં સૃષ્ટિની રચના કરી અને સાતમા દિવસે પોતાના તખ્ત ઉપર જઈ બિરાજમાન થયા, તેની ખબર કોઈ બાખબરને પૂછી જુઓ.

પવિત્ર કુરાન શરીફને કહેવાવાળો અલ્લાહ પોતે કોઈ બીજા (અન્ય) કબીર નામક પ્રભુની તરફ સંકેત (ઈશારો) કરી રહ્યો છે તથા કહી રહ્યો છે કે પૂર્ણ પરમાત્મા કબીરના વિષયમાં હું પણ નથી જાણતો, તેના વિષયમાં કોઈ તત્વદર્શી સંત (બાખબર)ને પૂછો.

કવિર્દેવે એમ જ કહ્યું હતું કે હું સ્વયં પૂર્ણ પરમાત્મા (અલ્લાહ કબીર-અકબિરુ) છું. પોતાના સ્વસ્થ જ્ઞાનના સંદેશાવાહક રૂપે હું પોતે જ આવ્યો છું. મને ઓળખો. પરંતુ આમ આચાર્યોએ અગાઉ (તે સમયે) પણ પરમેશ્વરના વાસ્તવિક જ્ઞાનને લોકો સુધી પહોંચવા દીધું નહતું. તેઓ કહેતા હતા કે કબીર તો અભણ છે, તેને સંસ્કૃત આવડતું નથી. અમો શિક્ષિત છીએ. આ વાતથી પહેલાં તો ભક્તજનો ગુમરાહ થઈ ગયા હતા, પરંતુ હવે સર્વ સમાજ શિક્ષિત છે, આ પથ ભ્રષ્ટ આચાર્યોની મનમાની હવે પૂરી નથી થઈ રહી, અને થાય પણ નહિ અને થશે પણ નહિ.

સલ્લિ અલા

જ-સ-દિ મુહમ્મદિન ફ્લિ અજસાદિ અલ્લાહુમ્મ સલ્લિ અલ કબીર (કબીર) મુહમ્મિદિ ફ્લિ કુબૂરિ ૦

ફ્જાઈકલે ઝિક્ર

⑤ عَنْ اَبِیْ هُرَیْرَةَ رض قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ مَا
قَالَ عَبْدٌ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ اِلَّا فُتِحَتْ لَهٗ اَبْوَابُ السَّمَآءِ حَتّٰی یُفْضِیَ اِلَی الْعَرْشِ
مَا اجْتُنِبَتِ الْکَبَآئِرُ۔ رواه الترمذی وهکذا فی المشکوٰة لکن لیس فیها
حسن بل غریب فقط قال القاری و رواه النسائی وابن حبان وعزاه
السیوطی فی الجامع الی الترمذی و رقم له بالحسن وحکاه السیوطی فی
الدر من طریق ابن مردویه عن ابی هریرة ولیس فیه ما اجتنبت الکبائر
وفی الجامع الصغیر بروایة الطبرانی عن معقل ابن یسار لکل شی مفتاح
ومفتاح السموات قول لا اله الا الله ورقم له بالضعف۔

૫. હુજૂરે અકદસ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કા ઈર્શાદ છે કે કોઈ બન્દા એસા નહીં કિ લાઈલા-હ-ઈલ્લલ્લાહ કહૈ ઔર ઉસકે લીયે આસમાનોં કે દરવાજે ન ખૂલજાયેં, યહાં તક કી યહ કલીમા સીધા અર્શ તક પહુંચતા હૈ, બશર્તે કી કબીરા ગુનાહોં સે બચાતા રહે.

(ફ) કીતની બડી ફ્જીલત હૈ ઔર કુબૂલિયત કી ઈન્તેહા હૈ કી યહ કલિમા બરાહે રાસ્ત અર્શે મુઅલ્લા તક પહુંચતા હૈ ઓર યહ અભી માલુમ હો ચુકા હૈ કી અગર કબીરા ગુનાહોં કે સાથ ભી કહા જાયે, તો નફા સે ઉસ વક્ત ભી ખાલી નહીં.

મુલ્લા અલી કારી રહ૦ ફરમાતે હૈં કી કબાઈર સે બચને કી શર્ત કુબૂલ કી જલ્દી ઔર આસમાન કે સબ દરવાજે ખૂલને કે એતબાર સે હૈ, વરના સવાબ ઔર કુબૂલ સે કબાઈર (કબીર) કે સાથ ભી ખાલી નહી.

બાજ ઉલેમા ને ઈસ હદીસ કા યહ મતલબ બયાન ફરમાયા હૈ કી એસે શખ્સ કે વાસ્તે મરને કે બાદ ઉસ કી રૂહ કે એજાજ મેં આસમાન કે સબ દરવાજે ખુલ જાયેંગે.

એક હદીસ મેં આયા હૈ, દો કલીમે એસે હૈં કી ઉનમેં સે એક કે લીયે અર્શ કે નીચે કોઈ મુન્તહા નહીં. દૂસરા આસમાન ઔર જમીન કો (અપને નૂર યા અપને અજ સે) ભર દે -

એક "લાઈલા-હ-ઈલ્લલ્લાહ" હૈ

દૂસરા ''અલ્લાહુ અકબર'' (કબીર) હૈ,

**"પવિત્ર વેદોમાં પ્રમાણ"**

કવિર્દેવ પોતાના જ્ઞાનના દૂત બનીને પોતે જ આવે છે તથા પોતાનું સ્વસ્થ જ્ઞાન (વાસ્તવિક તત્ત્વજ્ઞાન) પોતે જ કરાવે છે.

સ્વયં કવિર્દેવ (કબીર પરમેશ્વર) જીએ પોતે પોતાની અમૃતવાણીમાં કહ્યું છે :-

**શબ્દ**

*અવિગત સે ચલ આયે, કોઈ મેરા ભેદ મર્મ નહીં પાયા (ટેક)*
*ન મેરા જન્મ ન ગર્ભ બસેરા, બાલક હો દીખલાયા ।*
*કાશી નગર જલ કમલ પર ડેરા, વહાં જુલાહે ને પાયા ॥*
*માતા-પિતા મેરે કુછ નાંહી, ના મેરે ઘર દાસી (પત્ની) ।*
*જુલહા કા સુત આન કહાયા, જગત કરેં મેરી હાંસી ॥*
*પાંચ તત્વ કા ઘડ નહીં મેરા, જાનું જ્ઞાન અપારા ।*
*સત્ય સ્વરૂપી (વાસ્તવિક) નામ સાહેબ (પૂર્ણ પ્રભુ) કા સોઈ નામ હમારા ॥*
*અધર દ્વિપ (ઉપર સત્યલોકમેં) ગગન ગુફા મેં તહાં નિજ વસ્તુ સારા ।*
*જ્યોત સ્વરૂપી અલખ નિરંજન (બ્રહ્મ)ભી ધરતા ધ્યાન હમારા ॥*
*હાડ ચામ લહુ ના મેરે કોઈ જાને સત્યનામ ઉપાસી ।*
*તારન તરન અભય પદ દાતા, મૈં હૂં કબીર અવિનાશી ॥*

**ઉપરોક્ત શબ્દમાં કબીર પરમેશ્વર કહી રહ્યા છે કે ન તો મારી કોઈ પત્ની છે કે ન તો મારુ પાંચ તત્વો (હાડ, ચામ, લોહી એટલે કે નશોના જોડ તોડથી બનેલી કાયા)નું શરીર છે. હું સ્વયંભૂ છું તથા કાશીના લહરતારા નામનાં તળાવના જળમાં કમળના ફૂલ ઉપર સ્વયં પ્રકટ થઈ બાળકરૂપ બનાવ્યું હતું, ત્યાંથી મને નીરુ નામનો જુલાહા (વણકર) ઉઠાવીને લઈ ગયો હતો. જે વાસ્તિવક નામ પરમેશ્વરનું એટલે કે મારું છે (વેદોમાં કવિર્દેવ, ગુરુ ગ્રંથ સાહેબમાં હક્કા કબીર તથા કુરાન શરીફમાં અલ્લાહ કબીરન) તે જ નામ મારું છે. હું ઉપર ઋતધામમાં રહું છું તથા તમારો ભગવાન જ્યોતિ નિરંજન (બ્રહ્મ) પણ મારી પૂજા કરે છે. આનું જ પ્રમાણ સત્યાર્થ પ્રકાશ સાતમા સમુલ્લાસ (પાના નં. ૧૫૨, ૧૫૩ દિનાનગર, પંજાબથી પ્રકાશિત)માં પણ છે. જેમાં વેદોને બોલવાવાળો બ્રહ્મ કહી રહ્યો છે કે (પાંચ તથા છ નંબર મંત્રમાં) - હે મનુષ્યો જે સૃષ્ટિની પૂર્વ સર્વની ઉત્પત્તિકર્તા તથા સર્વનો સ્વામી હતો, છે, અને આગળ પણ રહેશે તે જ સર્વ સૃષ્ટિને બનાવીને ધારણ કરી રહ્યા છે. તે સુખ સ્વરૂપ પરમાત્માની ભક્તિ જેવી રીતે અમે (બ્રહ્મ તથા અન્ય દેવો પણ તેની જ સાધના) કરીએ છીએ. તેવી રીતે જ તમે લોકો પણ કરો.**

**પ્રમાણ - ૧ પવિત્ર યજુર્વેદ અધ્યાય - ૨૯ મંત્ર - ૨૫**

*સમિદ્ધ્રોડઅદ્ય મનુષો દુરોણે દેવો દેવાન્યજસિ જાતવેદઃ ।*
*આ ચ વહ મિત્રમહશ્ચિકિત્વાન્ત્વં દૂતઃ કવિરસિ પ્રચેતાઃ ॥૨૫॥*

**સમિધ્ધ - અદ્ય-મનુષઃ-દુરોણે - દેવઃ - દેવાન - યજ-અસિ-જાત - વેદઃ - આ - ચ - વહ - મિત્રમહઃ - ચિકિત્વાન - ત્વમ - દુતઃ - કવિર્ - અસિ - પ્રચેતાઃ**

**અનુવાદ : (અદ્ય) આજે એટલે કે વર્તમાનમાં (દુરોણે) શરીરરૂપી મહેલમાં દુરાચાર પૂર્વક (મનુષ્ય) ખોટી પૂજામાં લીન મનનશીલ વ્યક્તિઓને (સમિધ્ધઃ) લગાવેલ આગ એટલે કે શાસ્ત્રાવિધિ રહિત વર્તમાન પૂજા જે હાનિકારક હોય છે, જે રીતે અગ્નિની જ્વાળાઓ બધુ સળગાવીને ભસ્મ કરી નાંખે છે**

તેવી જ રીતે આવી મનમાની શાસ્ત્ર વિરુદ્ધ સાધના કરનાર સાધકનું જીવન વ્યર્થ બનાવી દે છે. તેના સ્થાને (દેવાન) દેવતાઓના (દેવઃ) દેવતા (જાતવેદઃ) પૂર્ણ પરમાત્મા સતપુરુષની વાસ્તવિક (યજ) પૂજા (અસિ) છે (આ) દયાળુ (મિત્રમહઃ) જીવનો વાસ્તવિક સાથી પૂર્ણપરમાત્માના (ચિકિત્વાન) સ્વસ્થ જ્ઞાન એટલે કે યથાર્થ ભક્તિને (દુતઃ) સંદેશાવાહક રૂપમાં (વહ) લઈને આવવાવાળા (ચ) તથા (પ્રચેતાઃ) બોધ કરાવવાવાળા (ત્વમ) આપ (કવિર) કબીર (અસિ) છો.

પ્રમાણ ૨ : પવિત્ર સામવેદ સંખ્યા ૧૪૦૦ માં સંખ્યા નં. ૩૫૯ અધ્યાય નં. ૪ ખંડ નં. ૨૫ના શ્લોક નંબર-૮

*પુરાં ભિન્દુર્યુવા કવિરમિતૌજા અજાયત ।*
*ઈન્દ્રો વિશ્વસ્ય કર્મણો ધર્તા વજી પુરુષ્ટુતઃ ॥ ૮ ॥*

પુરામ - ભિન્દુઃ - યુવા - કવિર - અમિત - ઔજા - અજાયત - ઈન્દ્રઃ - વિશ્વવસ્ય - કર્મણઃ - ધર્તા - વજિ - પુરુષ્ટુતઃ

શબ્દાર્થ : (યુવા) પૂર્ણ સમર્થ [(જેમ બાળક તથા વૃધ્ધ સર્વકાર્ય કરવામાં સમર્થ નથી હોતા યુવાન વ્યક્તિ સર્વ કાર્ય કરવાની ક્ષમતા ધરાવે છે. એવી જ રીતે પરબ્રહ્મ - બ્રહ્મ તથા ત્રિલોકીય બ્રહ્મા, વિષ્ણુ, શિવ તથા અન્ય દેવી દેવતાઓને બાળકો તથા વૃદ્ધ જાણો એટલા માટે કબીર પરમેશ્વરને યુવાની ઉપમાં વેદોમાં આપી છે.)] પરમેશ્વર (કવિર) કબીર (અમિતઔજા) વિશાળ શક્તિ યુક્ત એટલે કે સર્વ શક્તિમાન (અજાયત) તેજપુંજનું શરીર માયાવયી બનાવીને (ધર્તા) પ્રકટ થઈને એટલે કે અવતાર ધારણ કરીને (વજિ) પોતાના સત્યશબ્દ તથા સત્યનામ રૂપી શસ્ત્રથી (પુરામ) કાળ-બ્રહ્મના પાપ રૂપી બંધનરૂપી કીલ્લાને (ભિન્દુઃ) તોડવાવાળા, ટુકડે ટુકડા કરવાવાળા (ઈન્દ્રઃ) સર્વ સુખદાયક પરમેશ્વર (વિશ્વસ્ય) સર્વ જગતના સર્વ પ્રાણીઓને (કર્મણઃ) મનસા વાચા કર્મણા એટલે કે પૂર્ણ નિષ્ઠા સાથે અનન્ય મનથી ધાર્મિક કર્મો દ્વારા સત્ય ભક્તિથી (પુરુષ્ટુતઃ) સ્તુતિ ઉપાસના કરવા યોગ્ય છે.

સંખ્યા નં. ૧૪૦૦ સામવેદ ઉતાર્ચિક અધ્યાય નંબર - ૧૨ ખંડ નંબર ૩ શ્લોક નંબર ૫

*ભદ્રા વસ્ત્રા સમન્યાઉવસાનો મહાન કવિર્નિવચનાનિ શંસન ।*
*આ વચ્યસ્વ ચમ્વોઃ પૂયમાનો વિચક્ષણો જાગૃવિર્દેવવીતૌ ॥૫॥*

ભદ્રા - વસ્ત્રા - સમન્યા-વસઅનઃ - મહાન - કવિર - નિવચનાનિ - શંસન - આવચ્યસ્વ - ચમ્વોઃ - પૂયમાનઃ - વિચક્ષણઃ - જાગૃવિઃ - દેવ - વીતૌ.

અનુવાદ : (વિચક્ષણઃ) ચતુર વ્યક્તિઓએ (આવચ્યસ્વ) પોતાના વચનો દ્વારા પૂર્ણબ્રહ્મની પૂજાને ન બતાવીને આન ઉપાસનાનું માર્ગદર્શન કરીને અમૃતના સ્થાને (પૂયમાનઃ) આન ઉપાસના [જેમ કે ભૂતપ્રેત પૂજા, પિત્રુ પૂજા, ત્રણેય ગુણો - (રજ ગુણ બ્રહ્મા - સતગુણ વિષ્ણુ - તમગુણ શિવ શંકર) તથા બ્રહ્મ - કાળ સુધીની પુજા] રૂપી ગુમડાના - જખ્મથી નીકળેલા પરુને (ચમ્બોઃ) આદરની

સાથે આચમન કરાવી રહેલા ખોટા જ્ઞાનને (ભદ્રા) પરમ સુખદાયક (મહાન કવિર) પૂર્ણ પરમાત્મા કબીર (વસ્ત્રા) સહશરીર સાધારણ વેશભૂષામાં એટલે કે વસ્ત્રનો અર્થ છે વેશભૂષા સંત ભાષામાં આને ચોલો પણ કહે છે. ચોલાનો અર્થ છે શરીર. જો કોઈ સંતનું દેહાંત થઈ જાય છે, તો કહેવામાં આવે છે કે ચોલો છોડી ગયા. (સમન્યા) પોતાના સતલોકવાળા શરીરના સદૃશ અન્ય શરીર તેજપુંજનું ધારણ કરીને (વસઅનઃ) સાધારણ વ્યક્તિની જેમ જીવન જીવીને થોડાક દિવસ સંસારમાં રહીને (નિવચનાનિ) પોતાની શબ્દાવલી વગેરેના માધ્યમથી સત્યજ્ઞાન (શંસન) વર્ણન કરીને (દેવ) પૂર્ણ પરમાત્માનાં (વિતૌ) છુપાયેલા સર્ગુણ - નિર્ગુણ જ્ઞાનને (જાગૃવિઃ) જાગૃત કરે છે.

ઋગવેદ મંડલ - ૯ સુકત-૯૬ મંત્ર-૧૭

*શિશુમ જજ્ઞાનમ હર્ય તમ મૃજન્તિ શુમ્ભન્તિ વહિન મરુતઃ ગણેન ।*
*કવિર્ગીર્ભિ કાવ્યેના કવિર સન્ત સોમ : પવિત્રમ અત્યેતિ રેભન ॥*

અનુવાદ : પૂર્ણપરમાત્મા (હર્ય શિશુમ) વિલક્ષણ મનુષ્યના બાળકના રૂપમાં (જજ્ઞાનમ) જાણી જોઈને પ્રકટ થાય છે તથા પોતાના તત્ત્વજ્ઞાનને (તમ) તે સમયે (મૃજન્તિ) નિર્મળતાની સાથે (શુમ્ભન્તિ) ઉચ્ચારણ કરે છે. (વહિન) પ્રભુ પ્રાપ્તિની લાગેલ વિરહ અગ્નિવાળા (મરૂતઃ) ભક્ત (ગણેન) સમૂહના માટે (કાવ્યેના) કવિતાઓ દ્વારા કવિત્વથી (પવિત્રમ અત્યેતિ) અત્યાધિક વાણી નિર્મળતાની સાથે (કવિરગીર્ભિ) કવિરવાણી એટલે કે કબીરવાણી દ્વારા (રેભન) ઉંચા સ્વરમાં સંબોધન કરીને બોલે છે, (કવિર સન્ત સોમઃ) તે અમર પુરુષ એટલે કે સતપુરુષજ સંત એટલે કે ઋષિ રૂપમાં સ્વયં કવિર્દેવ જ હોય છે. પરંતુ તે પરમાત્માને ન ઓળખી શકતા કવિ કહેવા લાગી જાય છે, પરંતુ તે પૂર્ણ પરમાત્મા જ હોય છે. જેનું વાસ્તવિક નામ કવિર્દેવ છે.

ભાવાર્થ : ઋગ્વેદ મંડલ નં. ૯ સુક્ત નં. ૯૬ મંત્ર - ૧૬માં કહ્યું છે કે આવો પૂર્ણ પરમાત્માના વાસ્તવિક નામને જાણો આ મંત્ર ૧૭માં તે પરમાત્માનું નામ તથા પરિપૂર્ણ પરિચય આપવામાં આવેલ છે. વેદ બોલવાવાળો બ્રહ્મ કહી રહ્યો છે કે પૂર્ણપરમાત્મા વિલક્ષણ મનુષ્યના બાળકના રૂપમાં પ્રકટ થઈને કવિર્દેવ પોતાના વાસ્તવિક જ્ઞાનને પોતાની કબીરવાણી દ્વારા નિર્મળ જ્ઞાન પોતાના હંસાત્માઓ એટલે કે પૂણ્યાત્મા અનુયાયીઓને કવિતાઓ, લોકોક્તિઓ દ્વારા સંબોધન કરીને એટલે કે ઉચ્ચારણ કરીને વર્ણન કરે છે. આ તત્ત્વજ્ઞાનના અભાવથી તે સમયે પ્રકટ પરમાત્માને નથી ઓળખી શકતા, તેથી તેમને ફક્ત ઋષિ અથવા સંત અથવા કવિ માની લે છે. તે પરમાત્મા સ્વયં પણ કહે છે કે હું પૂર્ણ બ્રહ્મ છું પરંતુ લોકવેદના આધારે પરમાત્માને નિરાકાર માની બેઠેલ પ્રજાજનો નથી ઓળખી શકતા. જેમ ગરીબદાસજી મહારાજે કાશીમાં પ્રકટ પરમાત્માને ઓળખી લઈને તેમની મહિમા કહી તથા તે પરમેશ્વર દ્વારા પોતાની મહિમા બતાવી હતી. તેનું યથાવત વર્ણન પોતાની વાણીમાં કર્યું :-

*ગરીબ, જાતિ હમારી જગત ગુરુ પરમેશ્વર હૈ પંથ ।*
*દાસગરીબ લિખ પડે નામ નિરંજન કંત ॥*

*ગરીબ, હમ હી અલખ અલ્લાહ હૈ, કુતૂબ ગોસ ઔર પીર ।*
*ગરીબદાસ ખાલિક ધની, હમરા નામ કબીર ॥*
*ગરીબ, સૃષ્ટા મૈં, સૃષ્ટિ હમરે તીર, દાસ ગરીબ અધર બસૂ ।*
*અવિગત સત કબીર ॥*

**આટલું સ્પષ્ટ કરવા છતા પણ તેમને કવિ અથવા સંત, ભક્ત અથવા જુલાહા કહે છે. પરંતુ તે પૂર્ણપરમાત્મા જ હોય છે. તેમનું વાસ્તવિક નામ કવિર્દેવ છે. તે સ્વયં સતપુરુષ કબીર જ ઋષિ અથવા સંત રૂપમાં હોય છે. પરંતુ તત્ત્વજ્ઞાનહીન ઋષિઓ તથા સંતો ગુરુઓના અજ્ઞાન સિદ્ધાંતોના આધાર પર આધારિત પ્રજા તે સમયે અતિથિ રૂપમાં પ્રકટ પરમાત્માને નથી ઓળખતા કારણ કે તે અજ્ઞાની ઋષિઓ, સંતો તથા ગુરુઓએ પરમાત્માને નિરાકાર બતાવેલ હોય છે.**

ઋગ્વેદ મંડલ - ૧૦, સુક્ત ૯૬, મંત્ર-૧૮

ઋષિમના ય ઋષિકૃત સ્વર્ષાઃ સહસ્ત્રાણીથઃ પદવીઃ કવીનામ ।
તૃતીયમધામ મહિષઃ સિષા સન્ત સોમઃ વિરાજમાનુ રાજતિ સ્ટુપ ॥

અનુવાદ : વેદ બોલવાવાળો બ્રહ્મ કહિ રહ્યો છે કે (ય) જે પૂર્ણપરમાત્મા વિલક્ષણ બાળકનાં રૂપમાં આવીને (કવિનામ) પ્રસિદ્ધ કવિઓની (પદવીઃ) ઉપાધિ પ્રાપ્ત કરીને એટલે કે એક સંત અથવા ઋષિની ભૂમિકા ભજવે છે તે (ઋષિકૃત) સંત રૂપમાં પ્રકટ થયેલ પ્રભુ દ્વારા રચી (સહસ્ત્રાણીથઃ) હજારો વાણી (ઋષિમના) સંત સ્વભાવવાળા વ્યક્તિઓ એટલે કે ભક્તોના માટે (સ્વર્ષાઃ) સ્વર્ગતુલ્ય આનંદદાયક હોય છે. (સોમ) તે અમર પુરુષ એટલે કે સતપુરુષ (તૃતીયા) ત્રીજા (ધામ) મુક્તિલોક એટલે કે સત્યલોકની (મહિષઃ) સુદૃઢ પૃથ્વીને (સિષા) સ્થાપિત કરીને (અનુ) પશ્ચાત (સન્ત) માનવ સદૃશ સંત રૂપમાં થઈને (સ્ટુપ) ઉંચાં ડુંગરરૂપી સિંહાસન ઉપર (વિરાજમનુ રાજતિ) ઉજ્જવળ સ્થૂળ આકારમાં એટલે કે માનવ સદૃશ તેજોમય શરીરમાં બિરાજમાન છે.

ભાવાર્થ : મંત્ર નંબર ૧૭માં કહ્યું છે કે કવિર્દેવ શિશુરૂપ ધારણ કરી લે છે અને લીલા કરતા કરતા મોટા થાય છે. કવિતાઓ દ્વારા તત્ત્વજ્ઞાનનું વર્ણન કરવાના કારણે કવિની પદવી પ્રાપ્ત કરે છે. એટલે કે તેમને ઋષિ, સંત તેમજ કવિ કહેવામાં આવે છે. વાસ્તવમાં તે પૂર્ણપરમાત્મા કવિર જ છે. તેમના દ્વારા રચવામાં આવેલ અમૃતવાણી કબીરવાણી (કવિરવાણી) કહેવાય છે, જે ભક્તોના માટે સ્વર્ગતુલ્ય સુખદાયી હોય છે. તે જ પરમાત્મા ત્રીજા મુક્તિ ધામ એટલે કે સતલોકની સ્થાપના કરીને તેજોમય માનવ સદૃશ શરીરમાં આકારમાં બિરાજમાન છે.

આ મંત્રમાં ત્રીજુ ધામ સતલોકને કહ્યું છે. જેમ એક બ્રહ્મનો લોક જે એકવીસ બ્રહ્માંડનું ક્ષેત્ર છે. બીજો પરબ્રહ્મનો લોક જે સાત સંખ બ્રહ્માંડનું ક્ષેત્ર છે. ત્રીજો પરમ અક્ષરબ્રહ્મ એટલે કે પૂર્ણબ્રહ્મનો સતલોક છે, કારણકે પૂર્ણપરમાત્માએ સત્યલોકમાં સત્યપુરુષરૂપમાં બિરાજમાન થઈને નીચેના લોકોની રચના કરી છે. એટલા માટે નીચે ગણના કરવામાં આવી છે.

**ઋગ્વેદ મંડલ - ૯ સુક્ત - ૯૬ મંત્ર - ૧૯માં**

*યમૂસત શ્યેન શકુનઃ વિભૃત્વા ગોબિન્દુઃ દ્રપ્સ આયુધાનિ બિભ્રત ।*
*અપામૂર્મિઃ સચમાનઃ સમુદ્રમ તુરીયમ ધામ મહિષઃ વિવક્તિ ॥*

**અનુવાદ : (ય) તથા (મૃષત) પવિત્ર (ગોવિન્દુઃ) કામધેનુરૂપી સર્વ મનોકામના પૂર્ણ કરવાવાળા પૂર્ણપરમાત્મા કવિર્દેવ (વિભૃત્વા) સર્વનું પાલન કરવાવાળા છે (શ્યેનઃ) સફેદ રંગ યુક્ત (શકુનઃ) શુભ લક્ષણ યુક્ત (યમુસત) સર્વશક્તિમાન છે. (દ્રપ્સઃ) જેમ દૂધમાંથી દહીં બનાવવાની વિધિ હોય છે એમ શાસ્ત્રાનુકુળ સાધનાથી દહીં રૂપી પૂર્ણ મુક્તિ દાતા (આયુધાનિ) તત્ત્વજ્ઞાનરૂપી કાળ જાળ વિનાશક ધનુષયુક્ત સારંગપાણી પ્રભુ છે (સચમાનઃ) વાસ્તવિક (વિભ્રત) સર્વનું પાલનપોષણ કરે છે (અપામૂર્મિઃ) ઊંડા જળયુક્ત (સમુદ્રમ) સાગરની જેમ વધારે ગંભીર એટલે કે વિશાળ (તુરીયમ) ચોથા (ધામ) લોક એટલે કે અનામી લોકમાં (મહિષઃ) ઉજ્જવળ સુદ્રઢ પૃથ્વી પર (વિવક્તિ) અલગ સ્થાન પર જુદા પણ રહે છે, આ જાણકારી કવિર્દેવ પોતે જ અલગ-અલગ કરીને વિસ્તારપૂર્વક આપે છે.**

**ભાવાર્થ : મંત્ર ૧૮માં કહ્યું છે કે પૂર્ણ પરમાત્મા કવિર્દેવ (કબીર પરમેશ્વર) ત્રીજા મુક્તિ ધામમાં એટલે કે સતલોકમાં રહે છે. આ મંત્ર ૧૯માં કહ્યું છે કે અત્યાધિક સફેદ રંગવાળા પૂર્ણપ્રભુ જે કામધેનુની જેમ સર્વ મનોકામના પૂર્ણ કરવાવાળા છે, તે જ વાસ્તવમાં સર્વના પાલનકર્તા છે. તે જ કવિર્દેવ જે મૃત્યુલોકમાં શિશુનુ રૂપ ધારણ કરીને આવે છે તેઓજ જેમ દૂધમાંથી દહીં બનાવવાની વિધિ હોય છે એમ પૂર્ણ મોક્ષ પ્રાપ્ત કરવાની શાસ્ત્રવિધિ અનુસાર સાધના બતાવીને પૂર્ણ મોક્ષ રૂપી દહી પ્રદાન કરવાવાળા છે. તત્ત્વજ્ઞાન રૂપી શાસ્ત્ર એટલે કે ધનુષ યુક્ત હોવાથી તે સારંગપાણી છે તથા જેમ સમુદ્ર સર્વ જળનો સ્ત્રોત છે તેવી જ રીતે પૂર્ણપરમાત્માથી સર્વની ઉત્પતિ થઈ છે. ગીતા અધ્યાય ૧૫, શ્લોક નં. ૩માં કહ્યું છે કે સંસારરૂપી વૃક્ષને તત્ત્વજ્ઞાન રૂપી શસ્ત્ર દ્વારા કાપીને એટલે કે તત્ત્વજ્ઞાન દ્વારા સંશય સમાપ્ત કર્યા બાદ તે પરમ પદ પરમેશ્વરની શોધખોળ કરવી જોઈએ જ્યાં ગયા બાદ સાધક ફરીથી ક્યારેય સંસારમાં નથી આવતા એટલે કે પૂર્ણ થઈ જાય છે. જે પરમેશ્વરથી સર્વ સંસારરૂપી વૃક્ષાની પ્રવૃત્તિ વિસ્તારને પામી છે તે પૂર્ણપ્રભુ ચોથા ધામમાં એટલે કે અનામી લોકમાં રહે છે જેમ પ્રથમ સતલોક, બીજો અલખલોક, ત્રીજો અગમલોક અને ચોથો અનામી લોક છે. એટલા માટે મંત્ર ૧૯માં સ્પષ્ટ કહેલ છે કે કવિર્દેવ (કબીર પરમેશ્વર) જ અનામી પુરુષ રૂપમાં ચોથા ધામ એટલે કે અનામી લોકમાં પણ અન્ય તેજોમય રૂપ ધારણ કરીને રહે છે.**

*(નીચે (બ્રહ્મ કાળલોક) થી ઉપર તરફ (૧) ક્ષર લોક (૨) અક્ષર લોક (3) સતલોક.) ★ સતલોકથી ઉપર તરફ (૧) સતલોક (૨) અલખલોક (3) અગમ લોક (૪) અનામી લોક)*

*સળંગ આ રીતે સમજવું : (૧) ક્ષરલોક (૨) અક્ષરલોક (૩) સતલોક (૪) અલખ લોક (૫) અગમ લોક અને (૬) અનામીલોક*

**ઋગ્વેદ મંડલ નં. ૯ સુક્ત - ૯૬ મંત્ર - ૨૦**

*મર્ય : ન શુભ્રસ્તન્વમ મૃજાન: અત્ય: ન સૃત્વા સનયે ધનાનામ ।*
*વૃષેવ યૂથા પરિકોશમ અર્ષન કનિક્રદત ચમ્વો: ઈરા વિવેશ ।।*

**અનુવાદ : પૂર્ણપરમાત્મા કવિર્દેવ જે ચોથા ધામમાં એટલે કે અનામીલોકમાં તથા ત્રીજા ધામમાં એટલે કે સત્યલોકમાં રહે છે તે જ પરમાત્મા (ન મર્ય:) મનુષ્ય જેવા છે પરંતુ નાશ રહિત એટલે કે અમર (મૃજન:) નિર્મળ મુખમંડળ યુક્ત આકારમાં (અત્ય:) ખૂબ જ (શુભ્રસ્તન્વમ) વિશાળ શ્વેત શરીર ધારણ કરી ઉપરના લોકોમાં વિદ્યમાન છે તથા ત્યાંથી (સૃત્વા) ગતિ કરીને એટલે કે ચાલીને જેની કોઈને ખબર નથી પડતી તે જ સમરૂપ પરમાત્મા (ઈરા) પૃથ્વી પર (વિવેશ) અન્ય વેશભૂષા અર્થાત ભિન્નરૂપ (ચમ્વો:) ધારણ કરીને આવે છે. સતલોક તથા પૃથ્વીલોક પર લીલા કરે છે. (યથા) બહુ જ મોટા સમૂહને વાસ્તવિક (સનયે) સનાતન પૂજાની (વૃષેવ:) વર્ષા કરીને (ન ધનાનામ) તે રામનામની કમાઈ ના નિર્ધનોને (કનિક્રદત) મંદ સ્વરમાં એટલે કે શ્વાસ-ઉશ્વાસથી મનમાંને મનમાં ઉચ્ચારણ કરીને પૂજા કરાવે છે. જેનાથી અસંખ્ય અનુયાયીઓનો પૂરો સંઘ (પરિ કોશમ) પૂર્વવાળા સુખસાગરરૂપી અમૃતનો ખજાનો એટલે કે સત્યલોકને (અર્ષન) પૂજા કરીને પ્રાપ્ત કરે છે.**

**ભાવાર્થ : પૂર્ણપરમાત્મા કવિર્દેવ (કબીર પરમેશ્વર) ઉપર ત્રીજા ધામમાં એટલે કે સત્યલોકમાં રહે છે તથા તે જ પરમેશ્વર અન્ય મનુષ્યરૂપ ધારણ કરીને ચોથા ધામમાં એટલે કે અનામી લોકમાં રહે છે. તે જ પરમાત્મા તેવું જ મનુષ્યવાળું સમરૂપ સુંદર મુખમંડલ યુક્ત શ્વેત શરીર યુક્ત આકારમાં અહીં પૃથ્વી લોક પર પણ આવે છે તથા પોતાની વાસ્તવિક પૂજા વિધિનું જ્ઞાન કરાવીને બહુ જ વધારે સમૂહને એટલે કે પૂરા સંઘને સત્ય ભક્તિથી ધની બનાવે છે. અસંખ્ય અનુયાયીઓનો સમગ્ર સંઘ સત્ય ભક્તિની કમાઈથી અગાઉનાં સુખમય લોક પૂર્ણમુક્તિના ખજાનાને એટલે કે સત્યલોકને સાધના કરીને પ્રાપ્ત કરે છે.**

**અથર્વવેદ કાંડ નં. ૪, અનુવાક નંબર ૧, મંત્ર નંબર ૭ (સંત રામપાલ દાસ દ્વારા ભાષા ભાષ્ય)**

*યોથર્વાણં પિતરં દેવબન્ધું બૃહસ્પતિં નમસાવ ચ ગચ્છાત ।*
*ત્વં વિશ્વેષાં જનિતા યથાસ: કવિર્દેવો ન દભાયત સ્વધાવાન ।। ૭ ।।*

**અનુવાદ : (ય:) જે (અથર્વાણં) અચલ એટલે કે અવિનાશી (પિતરમ્) જગતપિતા (દેવબન્ધુમ) ભક્તોના વાસ્તવિક સાથી એટલે કે આત્માના આધાર (બૃહસ્પતિમ) જગતગુરુ (ચ) તથા (નમસા) વિનમ્ર પૂજારી એટલે કે વિધિવત સાધકને (અવ) સુરક્ષાની સાથે (ગચ્છાત) જે સતલોક ગયેલા છે તેમને સતલોક લઈ જવાવાળા (વિશ્વેષામ) સર્વ બ્રહ્માંડોને (જનિતા)**

રચવાવાળા (ન દભાયત) કાળની માફક દગો નહિ કરવાવાળા (સ્વધાવાન) સ્વભાવ એટલે કે ગુણોવાળા (યથા) જેમના તેમ એટલે કે જેવા છે તેવા જ (સઃ) તે (ત્વમ્) આપ (કવિર્દેવઃ કવિર-દેવઃ) કબીર પરમેશ્વર એટલે કે કવિર્દેવ છે.

ભાવાર્થ : જે પરમેશ્વરનાં વિષયમાં કહેવામાં આવે છે કે - ''ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બંધુ ચ સખા ત્વમેવ, ત્વમેવ વિદ્યા ચ દ્રવિણમ, ત્વમેવ સર્વમ મમ દેવ દેવ.'' તે જે અવિનાશી બધાના માતાપિતા તથા ભાઈ તેમજ મિત્ર તેમજ જગતગુરુ રૂપમાં તમામને સત્ય ભક્તિ પ્રદાન કરીને સતલોકમાં લઈ જવાવાળા, કાળની જેમ દગો નહિ કરવાવાળા, સર્વ બ્રહ્માંડોની રચના કરવાવાળા કવિર્દેવ (કબીર પરમેશ્વર) છે.

❑❑❑

# (૫) કબીર સાહેબ (પરમેશ્વર) ચારેય યુગમાં આવે છે

*સતગુરુ પુરુષ કબીર હૈં, ચારોં યુગ પ્રવાન ।*
*જુઠે ગુરુવા મર ગએ, હો ગએ ભૂત મસાન ॥*

**''સતયુગમાં કવિર્દેવ (કબીર સાહેબ)નું સતસુકૃત નામથી પ્રાકટ્ય''**

તત્ત્વજ્ઞાનના અભાવથી શ્રધ્ધાળુ શંકા વ્યક્ત કરે છે કે જુલાહા (વણકર) રૂપમાં કબીરજી સંવત ૧૪૫૫ (સને ૧૩૯૮માં) કાશીમાં આવ્યા. વેદોમાંના કવિર્દેવ આજ કાશીવાળા જુલાહા (ધાણક - વણકર) કેવી રીતે પૂર્ણપરમાત્મા હોઈ શકે છે ?

આ વિષયમાં દાસ (સંત રામપાલ દાસ)ની પ્રાર્થના છે કે આ જ પૂર્ણપરમાત્મા કવિર્દેવ (કબીર પરમેશ્વર) વેદોના જ્ઞાનથી પણ અગાઉ સતલોકમાં વિદ્યમાન હતા, તથા પોતાનું વાસ્તવિક જ્ઞાન (તત્ત્વજ્ઞાન) પ્રદાન કરવા માટે ચારેય યુગોમાં પણ સ્વયં પ્રકટ થયા છે. સતયુગમાં સતસુકૃત નામથી, ત્રેતાયુગમાં મુનિન્દ્ર નામથી, દ્વાપરયુગમાં કરુણામય નામથી તથા કળિયુગમાં વાસ્તવિક કવિર્દેવ (કબીર પ્રભુ) નામથી પ્રકટ થયા છે. આના સિવાય અન્ય રૂપ ધારણ કરીને ગમે ત્યારે પ્રકટ થઈને પોતાની લીલા કરીને અંતર્ધ્યાન થઈ જાય છે તે સમયે લીલા કરવા આવેલ પરમેશ્વરને કોઈ નથી ઓળખી શકતા, કારણ કે સર્વ મહર્ષિ તથા સંત કહેવડાવવાળાઓએ પ્રભુને નિરાકાર બતાવેલ છે. વાસ્તવમાં તે પરમાત્મા આકારમાં છે. મનુષ્ય સદૃશ (મનુષ્ય શરીરના આકાર જેવા) શરીર યુક્ત છે. પરંતુ પાંચ તત્ત્વથી બનેલ શરીર નથી. એક નૂર તત્ત્વથી બનેલ છે. જ્યારે ઈચ્છે ત્યારે અહીં પ્રગટ થઈ જાય છે. તેઓ ક્યારેય માતા દ્વારા જન્મ લેતા નથી કારણ કે તેઓ સર્વના ઉત્પતિકર્તા છે.

પૂર્ણપ્રભુ કબીરજી (કર્વિદેવ) સતયુગમાં સતસુકૃત નામથી સ્વયં પ્રકટ થયા હતા. તે સમયે તેમણે ગરુડજી, શ્રી બ્રહ્માજી વગેરેને સતજ્ઞાન સમજાવ્યું હતું. શ્રી મનુ મહર્ષિજીને પણ તત્વજ્ઞાન સમજાવવા માંગતા હતા. પરંતુ શ્રી મનુજીએ પરમેશ્વરના જ્ઞાનને સાચું ન જાણીને શ્રી બ્રહ્માજી દ્વારા સાંભળેલ વેદ જ્ઞાન ઉપર આધારિત થઈને તથા પોતાના દ્વારા કાઢેલ વેદોના નિષ્કર્ષ પરજ આરૂઢ રહ્યા. એના વિપરિત પરમેશ્વર સતસુકૃતજીનો ઉપહાસ કરવા લાગ્યા કે આપ તો સર્વ વિપરીત જ્ઞાન કહી રહ્યા છો. એટલા માટે પરમેશ્વર સત સુકૃતનું ઉર્ફ નામ (બીજું નામ) વામદેવ પાડી નાખ્યું (વામનો અર્થ થાય છે - ઊલ્ટું, વિપરીત જેમ ડાબા હાથને વામા એટલે કે ઊલટો હાથ પણ કહે છે. જેવી રીતે જમણા હાથને સીધો હાથ પણ કહે છે.)

આ જ પ્રમાણે સતયુગમાં પરમેશ્વર કવિર્દેવજી જે સતસુકૃત નામથી આવ્યા હતા તે સમયના ઋષિઓ તથા સાધકોને વાસ્તવિક જ્ઞાન સમજાવ્યા કરતા હતા. પરંતુ ઋષિઓએ સ્વીકાર કર્યો નહિ. સતસુકૃતજીના સ્થાન પર પરમેશ્વરને 'વામદેવ' કહેવા લાગ્યા.

એટલા માટે યર્જુવેદ અધ્યાય ૧૨, મંત્ર ૪માં વિવરણ છે કે - યર્જુવેદના વાસ્તવિક જ્ઞાનને વામદેવ ઋષિએ સાચુ જાણ્યું તથા અન્યને સમજાવ્યું. પવિત્ર વેદોના જ્ઞાનને

સમજવા માટે કૃપયા વિચાર કરો - જેમ યર્જુવેદ છે. તે એક પવિત્ર પુસ્તક છે. આના વિષયમાં ક્યાંક સંસ્કૃત ભાષામાં વિવરણ કરેલ હોય જ્યાં યજુઃ અથવા યજુમ વગેરે શબ્દ લખેલ હોય તો પણ પવિત્ર પુસ્તકનો જ બોધ સમજવામાં આવે છે. એ જ પ્રમાણે પૂર્ણ પરમાત્માનું વાસ્તવિક નામ કવિર્દેવ છે. આનેજ જુદી જુદી ભાષામાં કબીર સાહેબ, કબીર પરમેશ્વર કહેવા લાગ્યા. કેટલાક શ્રધ્ધાળુઓ શંકા વ્યક્ત કરે છે કે કવિરને કબીર કેવી રીતે સિધ્ધ કરી નાખ્યા. વ્યાકરણ દૃષ્ટિકોણથી કવિનો અર્થ સર્વજ્ઞ થાય છે. દાસની પ્રાર્થના છે કે પ્રત્યેક શબ્દનો કોઈને કોઈ અર્થ તો બને જ છે. રહી વાત વ્યાકરણની. ભાષા તો પ્રથમ બની કારણ કે વેદવાણી પ્રભુ દ્વારા કહેવામાં આવી છે, તથા વ્યાકરણ બાદમાં ઋષિઓ દ્વારા બનાવવામાં આવેલ છે. આ ત્રુટિયુક્ત હોઈ શકે છે. વેદના અનુવાદ (ભાષા-ભાષ્ય) માં વ્યાકરણ વ્યતય છે એટલે કે અસંગત તથા વિરોધ ભાવ છે. કારણ કે વેદ વાણી મંત્રો દ્વારા પદોમાં છે. જેમ પરવર શહેરની આજુબાજુના વ્યક્તિઓ પલવલને પરવર બોલે છે. અગર કોઈ કહે પલવલ ને પરવર કઈ રીતે સિદ્ધ કરી દીધું. તો આ કવિરને કબીર કેવી રીતે સિદ્ધ કરી દીધા કહેવા માત્ર જ છે. જેમ ક્ષેત્રીય ભાષામાં પલવલ શહેરને પરવર કહે છે. આજ પ્રમાણે કવિરને કબીર કહે છે, પ્રભુ તે જ છે. મહર્ષિ દયાનંદજીએ "સત્યાર્થ પ્રકાશ" સમુલ્લાસ ૪, પાના નં. ૧૦૦ ઉપર (દયાનંદ મઠ દીના નગર પંજાબથી પ્રકાશીત) 'દેવૃકામા'નો અર્થ દેવરની કામના કરનાર કર્યો છે. દેવૃ ને આખો "ર" લખી દેવર કર્યો છે. કવિર્‌ને કવિર પછી ભાષા જુદી - કબીર લખવા તેમજ બોલવાવાળામાં કોઈ આપત્તિ અથવા વ્યાકરણની ત્રુટિ નથી. પૂર્ણ પરમાત્મા કવિર્દેવ છે, આ પ્રમાણ યર્જુવેદ અધ્યાય ૨૯માં મંત્ર ૨૫ તથા સામવેદ સંખ્યા ૧૪૦૦ માં પણ છે જે નીચે મુજબ છે.

યર્જુવેદના અધ્યાય નં. ૨૯ શ્લોક નંબર ૨૫ (સંત રામપાલ દાસ દ્વારા ભાષા ભાષ્ય)

*સમિદ્ધોઅધ મનુષો દુરોણે દેવો દેવાન્યજસિ જાતવેદઃ ।*
*આ ચ વહ્ મિત્રમહશ્ચિકિત્વાન્ત્વં દૂતઃ કવિરસિ પ્રચેતા ॥ ૨૫ ॥*

અનુવાદ : (અધ) આજે એટલે કે વર્તમાનમાં (દુરોણે) શરીર રૂપી મહેલમાં દુરાચાર પૂર્વક (મનુષ્યઃ) ખોટી પૂજામાં લીન મનનશીલ વ્યક્તિઓને (સમિધ્ધઃ) લગાવેલ આગ એટલે કે શાસ્ત્રવિધિ રહિત વર્તમાન પૂજા જે હાનિકારક હોય છે. (જે રીતે અગ્નિની જ્વાળાઓ બધુ સળગાવીને ભસ્મ કરી નાંખે છે તેવી જ રીતે આવી મનમાની સાધના સાધકનું જીવન વ્યર્થહીન બનાવી દે છે) તેના સ્થાન પર (દેવાન) દેવતાઓના (દેવઃ) દેવતા (જાતવેદઃ) પૂર્ણ પરમાત્મા સતપુરુષની વાસ્તવિક (યજ) પૂજા (અસિ) છે (આ) દયાળુ (મિત્રમહ) જીવનો વાસ્તવિક સાથી પૂર્ણપરમાત્મા જે પોતાનું (ચિકિત્વાન) સ્વસ્થ જ્ઞાન એટલે કે યથાર્થ ભક્તિને (દૂતઃ) સંદેશાવાહક રૂપમાં (વહ) લઈને આવવાવાળા (ચ) તથા (પ્રચેતાઃ) બોધ કરાવવાવાળા (ત્વમ) આપ (કવિરસિ) કવિર્દેવ એટલે કે કબીર પરમેશ્વર છો.

ભાવાર્થ : જે સમયે પૂર્ણપરમાત્મા પ્રકટ થાય છે તે સમયે સર્વ ઋષિ તથા સંત જનો શાસ્ત્રવિધિ ત્યજીને મન મુજબનું આચરણ એટલે કે પૂજા દ્વારા સર્વ ભક્તસમાજને માર્ગ દર્શન કરી રહ્યા હોય છે. ત્યારે પોતાના તત્ત્વજ્ઞાન એટલે કે સ્વસ્થજ્ઞાનના સંદેશાવાહક બનીને સ્વયં કવિર્દેવ એટલે કે કબીર પ્રભુ જ આવે છે.

સંખ્યા નં. ૧૪૦૦ સામવેદ ઉતાર્ચિક અધ્યાય નં. ૧૨, ખંડ નં. ૩ શ્લોક નં. ૫ (સંત રામપાલદાસ દ્વારા ભાષા ભાષ્ય)

*ભદ્રા વસ્ત્રા સમ્ન્યાુવસાનો મહાન કવિર્નિવચનાનિ શંસન ।*
*આ વચસ્વ ચમ્વોઃ પૂયમાનો વિચક્ષણો જાગૃવિર્દેવવીતૌ ॥ ૫ ॥*

ભદ્રા - વસ્ત્રા-સમન્યા-વસઅનઃ - મહાન - કવિર - નિવચનાનિ - શંસન - આવચ્યસ્વ - ચમ્ભો - પૂયમાનઃ - વિચક્ષણઃ - જાગૃવિઃ - દેવ-વીતૌ.

અનુવાદ : (વિચક્ષણઃ) ચતુર વ્યક્તિઓએ (આવચ્યસ્વ) પોતાના વચનો દ્વારા કહેલું હોય છે કે જે અમે પ્રવચન કરીએ છીએ એનું અનુસરણ કરો. તે ચતુર વ્યક્તિઓએ પૂર્ણબ્રહ્મની પૂજાને ન બતાવીને આનઉપાસનાનું માર્ગદર્શન કરીને અમૃતના સ્થાને (પૂયમાનઃ) આનઉપરાસનારૂપી પરુ [જેમ કે ભૂત પ્રેત પૂજા, પિતૃ પૂજા ત્રણેય ગુણો (રજગુણ - બ્રહ્મા, સતગુણ - વિષ્ણુ, તમગુણ - શિવ શંકર) તથા બ્રહ્મકાળ સુધીની પૂજા] નુ (ચમ્વોઃ) આદર સાથે આચમન કરાવી રહેલ એટલે કે શાસ્ત્ર વિરુધ્ધ ખોટા જ્ઞાનને સમાપ્ત કરવા માટે (ભદ્રા) પરમસુખદાયક (મહાન કવિર) મહાન કવિર એટલે કે પૂર્ણ પરમાત્મા કબીર (વસ્ત્રા) સહશરીર સાધારણ વેશભૂષામાં ''એટલે કે વસ્ત્રનો અર્થ છે વેશભૂષા, સંત ભાષામાં આને ચોલો કહેવામાં આવે છે, ચોલાનો અર્થ છે શરીર. અગર કોઈ સંતનું દેહાંત થઈ જાય છે તો કહેવાય છે કે ચોલો છોડી ગયા.'' (સમન્યા) પોતાના સતલોકવાળા શરીરના સદૃશ અન્ય શરીર હળવા તેજપુંજ વાળું ધારણ કરીને (વસાનઃ) સામાન્ય વ્યક્તિની જેમ જીવન જીવીને થોડાક દિવસો માટે સંસારમાં અતિથિની જેમ રહીને (નિવચનાનિ) પોતાની શબ્દાવલિ કબીરવાણી વગેરેના માધ્યમથી સતજ્ઞાન (શંસન) વર્ણન કરીને (દેવ) પૂર્ણપરમાત્માના (વીતૌ) છુપાયેલા સર્ગુણ નિર્ગુણ જ્ઞાનરૂપી ધનને (જાગૃવિઃ) જાગૃત કરે છે.

ભાવાર્થ : જેમ યજુર્વેદ અધ્યાય ૫, મંત્ર ૧માં કહ્યું છે કે "અગ્નેઃ તનુઃ અસિ = પરમેશ્વર સહશરીર છે. વિષ્ણવે ત્વા સોમસ્ય તનુઃ અસિ = તે અમર પ્રભુનું પાલનપોષણ કરવા માટેનું અન્ય શરીર છે જે અતિથિરૂપમાં થોડાક દિવસો માટે સંસારમાં આવે છે. તત્ત્વજ્ઞાનથી અજ્ઞાનરૂપી નિદ્રામાં સૂતેલા પ્રભુ પ્રેમીઓને જગાડે છે. તેજ પ્રમાણ આ મંત્રમાં છે કે થોડાક સમયના માટે પૂર્ણપરમાત્મા કવિર્દેવ એટલે કે કબીર પ્રભુ પોતાનું રૂપ બદલીને સામાન્ય વ્યક્તિ જેવું રૂપ બનાવીને પૃથ્વી મંડળ ઉપર પ્રકટ થાય છે તથા કવિર્નિવચનાનિ શંસન એટલે કે કવિર્વાણી બોલે છે. જેના માધ્યમથી તત્ત્વજ્ઞાનને જગાડે છે તથા તે સમયે મહર્ષિ કહેવડાવવાવાળા ચતુર પ્રાણી ખોટા જ્ઞાનના આધારે શાસ્ત્રવિધિ અનુસાર સત્ય સાધનારૂપી અમૃતના સ્થાને શાસ્ત્રવિધિ રહિત પૂજારૂપી મવાદ (પરુ) ને શ્રધ્ધા સાથે આચમન એટલે કે પૂજા

કરાવી રહ્યા હોય છે. તે સમયે પૂર્ણ પરમાત્મા સ્વયં પ્રકટ થઈને તત્ત્વજ્ઞાન દ્વારા શાસ્ત્રવિધિ અનુસાર સાધનાનુ જ્ઞાન પ્રદાન કરે છે."

પવિત્ર ઋગ્વેદનાં નીચે મુજબનાં મંત્રોમાં પણ ઓળખ બતાવવામાં આવી છે કે જ્યારે તે પૂર્ણપરમાત્મા થોડાક સમય માટે સંસારમાં લીલા કરવા આવે છે તો શિશુ રૂપ ધારણ કરે છે. તે પૂર્ણપરમાત્માનો ઉછેર (અઘન્ય ધેનવઃ) કુંવારી ગાય દ્વારા થાય છે. પછી લીલાઓ કરતા-કરતા મોટા થાય છે ત્યારે પોતાને પામવા તેમજ સતલોક જવા અર્થે એટલે કે પૂર્ણમોક્ષ માર્ગ અંગેનું તત્ત્વજ્ઞાન (કવિર્ગિભિઃ) કબીરવાણી દ્વારા કવિતાઓ દ્વારા બોલે છે, જે કારણથી પ્રસિદ્ધ કવિ કહેવાય છે, પરંતુ તે સ્વયં કવિર્દેવ પૂર્ણ પરમાત્મા જ હોય છે જે ત્રીજા મુક્તિ ધામ સતોકમાં રહે છે.

ઋગ્વેદ મંડલ નં ૯ સુક્ત ૧ મંત્ર ૯ તથા સુક્ત ૯૬ મંત્ર ૧૭-૧૮

ઋગ્વેદ મંડલ નં. ૯ સુક્ત ૧ મંત્ર ૯

*અભી ઈમં અઘ્ન્યા ઉત શ્રીણન્તિ ધેનવઃ શિશુમ્ । સોમમિન્દ્રાય પાતવે ॥ ૯ ॥*

*અભી ઈમમ અઘ્ન્યા ઉત શ્રીણન્તિ ધેનવઃ શિશુમ સોમમ ઈન્દ્રાય પાતવે ।*

અનુવાદ : (ઉત) વિશેષ કરીને (ઈમમ) આ (શિશુમ) બાળકરૂપમાં પ્રકટ (સોમમ) પૂર્ણપરમાત્મા અમર પ્રભુની (ઈન્દ્રાય) સુખસુવિધાઓ દ્વારા એટલે કે ખાવા પીવા દ્વારા જે શરીરવૃદ્ધિને પ્રાપ્ત થાય છે. તેને (પાતવે) વૃદ્ધિના માટે (અભી) પૂર્ણ રીતે (અઘ્ન્યા ધેનવઃ) જે ગાય, આખલાથી ફેરવી ના હોય તેવી એટલે કે કુંવારી ગાય દ્વારા (શ્રીણન્તિ) ઉછેર કરવામાં આવે છે.

ભાવાર્થ : પૂર્ણ પરમાત્મા અમર પુરુષ જ્યારે લીલા કરતા બાળકરૂપ ધારણ કરીને સ્વયં પ્રકટ થાય છે, તે સમયે કુંવારી ગાય આપો આપ દૂધ આપે છે. જેનાથી તે પૂર્ણ પ્રભુનો ઉછેર થાય છે.

ઋગ્વેદ મંડલ ૯ સુક્ત ૯૬ મંત્ર ૧૭

*શિશુમ જજ્ઞાનમ હર્ય તમ મૃજન્તિ શુમ્ભન્તિ વહિનમરુતઃ ગણેન ।*

*કવિર્ગીર્ભિ કાવ્યેના કવિર સન્ત સોમઃ પવિત્રમ અત્યેતિ રેભન ॥*

અનુવાદ : પૂર્ણપરમાત્મા (હર્ય શિશુમ) મનુષ્યના બાળક રૂપમાં (જજ્ઞાનમ) જાણી જોઈને પ્રકટ થાય છે તથા પોતાના તત્ત્વજ્ઞાનને (તમ) તે સમયે (મૃજન્તિ) નિર્મળતાની સાથે (શુભન્તિ) ઉચ્ચારણ કરે છે (વહિન) પ્રભુ પ્રાપ્તિની લાગેલ વિરહ અગ્નિવાળા (મરુતઃ) વાયુની જેમ શીતળ ભક્ત (ગણેન) સમૂહના માટે (કાવ્યેના) કવિતાઓ દ્વારા કવિત્વથી (પવિત્રમ અત્યેતિ) અત્યાધિક વાણી નિર્મળતાની સાથે (કવિર ગિર્ભિ) કવિર વાણી એટલે કે કબીર વાણી દ્વારા (રેભન) ઉંચા સ્વરથી સંબોધન કરીને બોલે છે. (કવિર સન્ત સોમઃ) તે અમર પુરુષ એટલે કે સતપુરુષ જ સંત એટલે કે ઋષિ રૂપમાં સ્વયં કવિર્દેવ જ હોય છે. પરંતુ તે પરમાત્માને ન ઓળખી કવિ કહેવામાં આવે છે.

ભાવાર્થ : વેદ બોલવાવાળો બ્રહ્મ કહી રહ્યો છે કે વિલક્ષણ મનુષ્યના બાળકના રૂપમાં પ્રકટ થઈને પૂર્ણપરમાત્મા કવિર્દેવ પોતાના વાસ્તવિક જ્ઞાનને પોતાની

કવિર્ગિભિઃ એટલે કે કબીરવાણીના દ્વારા નિર્મળ જ્ઞાન પોતાની હંસાત્માઓ એટલે કે પુણ્યાત્મા અનુયાયીઓને કવિ રૂપમાં કવિતાઓ, લોકોક્તિઓ દ્વારા સંબોધન કરીને એટલે કે ઉચ્ચારણ કરીને વર્ણન કરે છે. તે સ્વયં સતપુરુષ કબીર જ હોય છે.

ઋગ્વેદ મંડલ ૯ સુક્ત ૯૬ મંત્ર ૧૮

*ઋષિમના ય ઋષિકૃત સ્વર્ષાઃ સહસ્ત્રાણીથઃ પદવી કવીનામ ।*
*તૃતીયમ ધામ મહિષઃ સિષા સન્ત સોમઃ વિરાજમાનુ રાજતિ સ્ટુપ ॥*

અનુવાદ : વેદ બોલવાવાળો બ્રહ્મ કહી રહ્યો છે કે (ય) જે પૂર્ણ પરમાત્મા વિલક્ષણ બાળકના રૂપમાં આવીને (કવિનામ) પ્રસિધ્ધ કવિઓની (પદવીઃ) ઉપાધિ પ્રાપ્ત કરીને એટલે કે એક સંત અથવા ઋષિની ભૂમિકા ભજવે છે. તે (ઋષિકૃત) સંત રૂપમાં પ્રકટ થયેલ પ્રભુ દ્વારા રચવામાં આવેલ (સહસ્ત્રાણીથઃ) હજારોવાણી (ઋષિમના) સંત સ્વભાવવાળા વ્યક્તિઓ એટલે કે ભક્તોના માટે (સ્વર્ષાઃ) સ્વર્ગ તુલ્ય આનંદ દાયક હોય છે. (સન્ત સોમઃ) ઋષિ /સંત રૂપમાં પ્રકટ તે અમર પુરુષ એટલે કે સતપુરુષ જ હોય છે, તે પૂર્ણ પ્રભુ (તૃતિયા) ત્રીજા (ધામ) મુક્તિલોક એટલે કે સતલોકની (મહિષઃ) સુદૃઢ પૃથ્વીને (સિષા) સ્થાપિત કરીને (અનુ) પછી માનવ સદૃશ સંત રૂપમાં (સ્ટુપ) ઊંચા ડુંગરરૂપી સિંહાસન પર (વિરાજમનુ રાજતિ) ઉજ્જવળ સ્થૂળ આકારમાં એટલે કે માનવ સદૃશ શરીરમાં વિરાજમાન છે.

ભાવાર્થ : મંત્ર ૧૭માં કહ્યું છે કે કવિર્દેવ શિશુરૂપ ધારણ કરી લે છે અને લીલા કરતા કરતા મોટા થાય છે. કવિતાઓ દ્વારા તત્ત્વજ્ઞાન વર્ણન કરવાના કારણે કવિની પદવી પ્રાપ્ત કરે છે. એટલે કે તેમને કવિ કહેવામાં આવે છે. વાસ્તવમાં તે પૂર્ણ પરમાત્મા કવિર (કબીર પ્રભુ) જ છે. તેમના દ્વારા રચાયેલી અમૃતવાણી કબીરવાણી (કવિર્ગિભિઃ એટલે કે કવિર્વાણી) કહેવાય છે, જે ભક્તો માટે સ્વર્ગતુલ્ય સુખદાયી હોય છે તે જ પરમાત્મા ત્રીજા મુક્તિ ધામ એટલે કે સતલોકની સ્થાપના કરીને તેજોમય માનવ સદૃશ શરીરમાં આકારમાં બિરાજમાન છે.

આ મંત્રમાં ત્રીજું ધામ સતલોકને કહ્યું છે. જેમ એક બ્રહ્મનો લોક જે એકવીસ બ્રહ્માંડનું ક્ષેત્ર છે બીજો પરબ્રહ્મનો લોક જે સાત સંખ બ્રહ્માંડનું ક્ષેત્ર છે ત્રીજો પરમ અક્ષરબ્રહ્મ એટલે કે પૂર્ણબ્રહ્મનો ઋતધામ એટલે કે સતલોક છે.

### "ત્રેતાયુગમાં કવિર્દેવ (કબીર સાહેબ)નું મુનિન્દ્ર નામથી પ્રાકટ્ય "નલ અને નીલને શરણમાં લેવા"

ત્રેતાયુગમાં સ્વયંભુ કવિર્દેવ (કબીર પરમેશ્વર) રૂપાંતર કરીને મુનિન્દ્ર ઋષિના નામથી આવ્યા હતા. એક દિવસ અનલ એટલે કે નલ અને અનીલ એટલે કે નીલ બંનેએ મુનિન્દ્ર સાહેબનો સત્સંગ સાંભળ્યો. બંને ભક્તો એકબીજાના માસીના પુત્ર હતા. માતા પિતાનો દેહાંત થઈ ચૂક્યો હતો. નલ તથા નીલ બંને શારીરિક તથા માનસિક રોગથી ખૂબજ પિડીત હતા. સર્વ ઋષિઓ તથા સંતો પાસેથી કષ્ટ નિવારણની પ્રાર્થના કરી ચૂક્યા હતા. સર્વ સંતોએ તેમને કહ્યું હતું કે આ તો તમારો પ્રારબ્ધનો, પાપ કર્મનો દંડ છે, આ તો તમારે ભોગવવું જ પડશે. આનું કોઈ સમાધાન નથી.

બંને મિત્રો જીવનથી નિરાશ થઈને મૃત્યુની રાહ જોઈ રહ્યા હતા.

સત્સંગના ઉપરાંત જેવા બંનેએ પરમેશ્વર કવિર્દેવ (કબીર દેવ) ઉર્ફે મુનિન્દ્ર ઋષિજીના પગે લાગ્યા તથા પરમેશ્વર મુનિન્દ્રજીએ માથા પર હાથ રાખ્યો તો બંનેનો અસાધ્ય રોગ છૂ મંતર થઈ ગયો. એટલે કે બંને નલ તથા નીલ સ્વસ્થ થઈ ગયા. આ અદ્ભૂત ચમત્કારને જોઈને પ્રભુનાં ચરણોમાં પડી કલાકો સુધી રડતા રહ્યા તથા કહ્યું આજે અમને પ્રભુ મળી ગયા જેમની તલાશ હતી તથા તેમનાથી પ્રભાવિત થઈને નામ (દીક્ષા) લીધી તથા મુનિન્દ્ર સાહેબજીની સાથે જ સેવામાં રહેવા લાગ્યા. અગાઉ સંતોનો સમાગમ પાણીની વ્યવસ્થાને ધ્યાનમાં રાખીને નદીના કિનારે રાખવામાં આવતો હતો. નલ તથા નીલ બંને ખૂબ જ પ્રભુ પ્રેમી તથા ભોળી આત્માઓ હતી. પરમાત્મામાં ખૂબ જ શ્રધ્ધા હતી. સેવા પણ ખૂબ જ કરતા હતા. સમાગમોમાં આવનાર રોગી તથા વૃધ્ધ તથા વિકલાંગ ભક્તજનોના કપડા તથા વાસણો ધોવાની સેવા તેઓ આપતા હતા. તેમના લોટા તથા ગ્લાસ સાફ કરી આપતા હતા પરંતુ તેઓ ભોળા દિમાગના હોવાથી કપડા ધોતી વખતે સત્સંગમાં જે પ્રભુની કથા સાંભળી હતી તેની ચર્ચામાં પડી જતા અને તે ચર્ચામાં એટલા મસ્ત થઈ જતા કે વસ્તુઓ નદીના પાણીમાં ડૂબી જતી અને આ અંગે તેમને ખબર પણ પડતી નહિ. કોઈની ચાર વસ્તુ લઈને આવ્યા હોય તો તેને બે જ વસ્તુ પરત કરતા હતા. ભક્તજનો કહેતા કે ભાઈ આપ સેવા તો બહુ કરો છો, પરંતુ અમારું તો કામ બગાડી નાખો છો. હવે આ ખોવાયેલી વસ્તુઓ અમે ક્યાંથી લાવીશું? તમે અમારી સેવા જ કરવાની છોડી દો. અમે પોતાની સેવા પોતે જ કરી લઈશું. પછી નલ અને નીલ રડવા લાગીને કહેતા કે અમારી સેવા છીનશો નહીં. હવેથી વસ્તુઓ નહિ ખોવા દઈએ. પરંતુ ફરીથી એમ જ કરતા અને ફરીથી પ્રભુની ચર્ચામાં લાગી જતા અને વસ્તુઓ ડૂબી જતી. ભક્તજનોએ મુનિન્દ્રજી સમક્ષ પ્રાર્થના કરી કે કૃપા કરી નલ તથા નીલને સમજાવો. તેઓ માનતા નથી અને તેમને કંઈ કહીએ તો રડવા લાગે છે. અમારી તો અડધી વસ્તુઓ પણ પરત લાવતા નથી. તેઓ તો ભગવાનની ચર્ચામાં મસ્ત થઈ જાય છે અને વસ્તુઓ ડૂબી જાય છે. મુનિન્દ્ર સાહેબે એક બે વાર તેમને સમજાવવ્યા. તેઓ રડવા લાગી જતા અને કહેતા કે સાહેબ અમારી આ સેવા છીનવી લેશો નહિ. સતગુરુ મુનિન્દ્ર સાહેબે કહ્યું કે બેટા નલ તથા નીલ ખૂબ સેવા કરો, આજ પછી તમારા હાથથી કોઈ પણ વસ્તુ ચાહે તે પથ્થર હોય કે લોખંડ કેમ ન હોય ડૂબશે નહિ. મુનિન્દ્ર સાહેબે તેમને આ આશીર્વાદ આપ્યા.

તમે રામાયણની કથા સાંભળી છે. એક સમયની વાત છે કે સીતાજીને રાવણ ઉપાડીને લઈ ગયો. ભગવાન રામને ખબર પણ હતી નહિ કે સીતાજીને કોણ ઉપાડીને લઈ ગયું? શ્રી રામચંદ્રજી જયાં અને ત્યાં તેમની શોધખોળ કરે છે. હનુમાનજીએ તપાસ કરીને બતાવ્યું કે સીતામાતા લંકાપતિ રાવણ (રાક્ષસ) ની કેદમાં છે. આ વાતની જાણ થયા બાદ ભગવાન રામે રાવણની પાસે શાંતિદૂત મોકલ્યા તથા પ્રાર્થના કરી કે સીતા પાછી આપી દે. પરંતુ

રાવણ માન્યો નહિ. યુદ્ધની તૈયારી થઈ ત્યારે સમસ્યા ઊભી થઈ કે સેના સમુદ્ર કઈ રીતે પાર કરશે ?

ભગવાન શ્રી રામચંદ્રએ ત્રણ દિવસ સુધી ઘુંટણ સુધીના પાણીમાં ઉભા રહીને હાથ જોડીને સમુદ્રને પ્રાર્થના કરી કે રસ્તો આપી દો પરંતુ સમુદ્ર ટસ થી મસ થયો નહિ. જ્યારે સમુદ્ર માન્યો નહિ ત્યારે શ્રી રામે તેને અગ્નિ બાણ દ્વારા સળગાવવાની કોશીષ કરી. ભયભીત સમુદ્રે એક બ્રાહ્મણનું રૂપ બનાવીને સામે આવ્યો અને કહ્યું કે ભગવાન બધાની પોતપોતાની મર્યાદાઓ છે. મને સળગાવશો નહિ. મારી અંદર ન જાણે કેટલા બધા જીવજંતુઓ વસવાટ કરે છે. અગર તમે મને સળગાવી દેશો તો પણ તમે મને પાર નહિ કરી શકો, કારણ કે અહિંયા બહુ મોટો ખાડો બની જશે, જેને આપ ક્યારે પણ પાર નહિ કરી શકો.

સમુદ્રએ કહ્યું ભગવાન એવું કામ કરો કે, સાપ પણ મરી જાય અને લાકડી પણ ન તૂટે. મારી મર્યાદા પણ રહી જાય અને તમારો પુલ પણ બની જાય. ત્યારે ભગવાન શ્રી રામે સમુદ્રને પૂછયું કે, તે કઈ રીતે શક્ય છે? બ્રાહ્મણરૂપમાં ઉભા સમુદ્રએ કહ્યું કે તમારી સેનામાં નલ તથા નીલ નામના બે સૈનિકો છે. તેમની પાસે તેમના ગુરુદેવથી પ્રાપ્ત એક એવી શક્તિ છે કે, તેમના હાથથી પથ્થર પણ તરી જાય છે. દરેક વસ્તુ પછી તે લોખંડની હોય તો પણ, તરી જાય છે. શ્રી રામચંદ્રએ નલ તથા નીલને બોલાવ્યા તથા તેમને પૂછયું કે શું આપની પાસે એવી કોઈ શક્તિ છે ? તો નલ તથા નીલે કહ્યું કે, હા જી, અમારા હાથથી પથ્થર પણ નહિ ડૂબે. તો શ્રી રામે કહ્યું પરીક્ષણ કરાવો.

તે નાદાનો (નલ તથા નીલ)એ વિચાર્યું કે આજે બધાની સામે આપણો ખૂબ જ મહિમા થશે. તે દિવસે તેઓએ પોતાના ગુરુદેવ ભગવાન મુનીન્દ્ર (કબીર સાહેબ)ને આ વિચારીને યાદ નહિ કર્યા કે જો અમે તેમને યાદ કરીશું તો ક્યાંક શ્રી રામ એમ ન વિચારી લે કે આમની પાસે શક્તિ નથી, આ તો ક્યાંક બીજેથી શક્તિ માંગે છે. તેઓએ પથ્થર ઉપાડીને પાણીમાં નાખ્યો તો તે પથ્થર પાણીમાં ડૂબી ગયો. નલ તથા નીલે ખૂબ જ પ્રયત્નો કર્યા, પરંતુ તેમનાથી પથ્થર તર્યા નહિ. ત્યારે ભગવાન રામે સમુદ્રની તરફ જોયું માનો કહેવા માગતા હતા કે તમે તો જૂઠું કહી રહ્યા છો. આમનામાં તો કોઈ શક્તિ નથી. સમુદ્રએ કહ્યું કે નલ તથા નીલ આજે તમે પોતાના ગુરુદેવને યાદ નથી કર્યાં. નાદાનો પોતાના ગુરુદેવને યાદ કરો. તે બંને જણા સમજી ગયા કે આજે તો અમે ભૂલ કરી નાખી. તેઓએ સતગુરુ મુનીન્દ્ર સાહેબજીને યાદ કર્યા. સતગુરુ મુનીન્દ્ર (કબીર સાહેબ) ત્યાં પહોંચી ગયા. ભગવાન રામચંદ્રજીએ કહ્યું કે હે ઋષિવર ! મારું દુર્ભાગ્ય છે કે તમારા સેવકોથી પથ્થર નથી તરી રહ્યા. મુનીન્દ્ર સાહેબે કહ્યું કે હવે તેમના હાથથી તરશે પણ નહિ કારણ કે એમને અભિમાન થઈ ગયું છે. સતગુરુની વાણી પ્રમાણિત કરે છે કે :-

*"ગરીબ, જૈસે માતા ગર્ભ કો, રાખે જતન બનાય ।*
*ઠેસ લગેતો ક્ષીણ હોવે, તેરી એસે ભક્તિ જાય ॥*

તે દિવસ બાદ નલ તથા નીલની તે શક્તિ સમાપ્ત થઈ ગઈ. શ્રી રામચંદ્રજીએ પરમેશ્વર મુનિન્દ્ર સાહેબજીને કહ્યું કે હે ઋષિવર ! મારા ઉપર ઘણી મોટી આપત્તિ

**આવી છે. દયા કરો - કોઈપણ રીતે સેના પેલે પાર પહોંચી જાય. જ્યારે તમે પોતાના સેવકોને શક્તિ આપી શકો છો, તો પ્રભુ થોડીક અમારા ઉપર પણ દયા કરો. મુનિન્દ્ર સાહેબે કહ્યું કે આ સામે રહેલો જે પર્વત છે, મેં તેની ચારેય તરફ એક રેખા ખેંચી કાઢી છે. તેની વચ્ચેના પથ્થરો ઉઠાવી લાવો તે ડૂબશે નહિ. શ્રી રામે પરીક્ષણ અર્થે પથ્થર મંગાવ્યો તેને પાણી પર રાખ્યો તો તે તરવા લાગ્યો. હનુમાનજી દરરોજ ભગવાનને યાદ કર્યા કરતા હતા. તેમને પોતાની દૈનિક ક્રિયા પણ સાથે રાખી પથ્થર ઉપર રામ રામ પણ લખતા રહ્યા અને પહાડના પહાડ ઉઠાવીને લઈ આવતા હતા. નલ-નીલ કારીગર (શિલ્પકાર) હતા તે પથ્થરોને જોડીજોડીને પુલમાં લગાવી દેતા હતા. આ પ્રમાણે પુલનું નિર્માણ થયું હતું. ધર્મદાસજી કહે છે.**

*રહે નલ નીલ જતન કર હાર, તબ સતગુરુ સે કરી પૂકાર ।*
*જા સત રેખા લિખી અપાર, સિંધુ પર શિલા તિરાને વાલે ।*
*ધન-ધન સતગુરુ સત કબીર, ભક્ત કી પીર મિટાને વાલે ।*

**કોઈ કહેતું હતું કે હનુમાનજીએ પથ્થર પર રામનું નામ લખી દીધું હતું એટલા માટે પથ્થર તરી ગયા, કોઈ કહેતું હતું કે નલ નીલે પુલ બનાવ્યો હતો, કોઈ કહેતું હતું કે શ્રી રામે પુલ બનાવ્યો હતો. પરંતુ આ સત કથા એમ છે, જેમ ઉપર બતાવવામાં આવેલ છે.**

*(સત કબીરની સાખી - પાના નં. ૧૭૯ થી ૧૮૨ સુધી)*

**: પીવ પિછાને કો અંગ :**

*કબીર, તીન દેવ કો સબ કોઈ ધ્યાવૈ, ચૌથે દેવ કા મરમ ન પાવૈ ।*
*ચૌથા છાડ પંચમ કો ધ્યાવૈ, કહૈ કબીર સો હમ પર આવૈ ॥ 3 ॥*
*કબીર, ઓંકાર નિશ્ચય ભયા, યહ કર્તા મત જાન ।*
*સાચા શબ્દ કબીર કા, પરદે માંહી પહચાન ॥ ૫ ॥*
*કબીર, રામકૃષ્ણ અવતાર હૈં, ઈનકા નાંહી સંસાર ।*
*જિન સાહેબ સંસાર કિયા, સો કિન્હૂં ન જન્મયા નાર ॥ ૧૭ ॥*
*કબીર, ચાર ભુજા કે ભજન મેં, ભુલિ પરે સબ સંત ।*
*કબિરા સુમિરો તાસુ કો, જાકે ભુજા અનંત ॥ ૨૩ ॥*
*કબીર, સમુદ્ર પાટ લંકા ગયે, સીતા કો ભરતાર ।*
*તાહિ અગસ્ત મુનિ પીય ગયો, ઈનમેં કો કરતાર ॥ ૨૬ ॥*
*કબીર, ગિરવર ધારયો કૃષ્ણ જી, દ્રોણાગિરિ હનુમંત ।*
*શેષ નાગ સબ સૃષ્ટિ સહારી, ઈનમેં કો ભગવંત ॥ ૨૭ ॥*
*કબીર, કાટે બંધન વિપતિ મેં, કઠિન કિયા સંગ્રામ ।*
*ચિન્હોં રે નર પ્રાણિયાં, ગરુડ બડો કી રામ ॥ ૨૮ ॥*
*કબીર, કહ કબીર ચિત ચેતહૂં, શબ્દ કરૌ નિરુવાર ।*
*શ્રીરામહિ કર્તા કહતે હૈં, ભુલિ પરયો સંસાર ॥ ૨૯ ॥*
*કબીર, જિન રામ કૃષ્ણ વ નિરંજન કિયો, સો તો કરતા ન્યાર ।*
*અંધા જ્ઞાન ન બૂઝઈ, કહૈ કબીર વિચાર ॥ ૩૦ ॥*

"દ્વાપુર યુગમાં કવિર્દેવ (કબીર સાહેબ)નું કરુણામય નામથી પ્રાગટ્ય"

પરમેશ્વર કબીર (કવિર્દેવ) દ્વાપુર યુગમાં કરુણામય નામથી પ્રકટ થયા હતા. તે સમયે એક વાલ્મીકી જાતીમાં ઉત્પન્ન ભક્ત સુદર્શન સુપચ (હરિજન) તેમનો શિષ્ય બન્યો હતો. આજ સુદર્શનજીએ પાંડવોના યજ્ઞને સફળ કર્યા હતો. જે ન તો શ્રીકૃષ્ણજીના ભોજન કરવાથી સફળ થયો હતો કે ન 33 કરોડ દેવતા, ૮૮ હજાર ઋષિઓ, ૧૨ કરોડ બ્રાહ્મણો, નવ નાથો, ૮૪ સિધ્ધો વગેરેના ભોજન ખાવાથી સફળ થયો હતો. ભક્ત સુદર્શન વાલ્મીક પૂર્ણ ગુરુજીથી વાસ્તવિક ત્રણ મંત્રો પ્રાપ્ત કરીને સત સાધના ગુરુ મર્યાદામાં રહીને કરી રહ્યા હતા.

"દ્વાપર યુગમાં ઈન્દ્રમતીને શરણમાં લેવી"

દ્વાપર યુગમાં ચંદ્રવિજય નામનો એક રાજા હતો. તેની પત્ની ઈન્દ્રમતી ખૂબ જ ધાર્મિક પ્રવૃત્તિની નારી હતી. સંત મહાત્માઓનો ખૂબ જ આદર કરતી હતી, તેને એક ગુરુદેવ પણ બનાવી રાખ્યા હતા, તેના ગુરુદેવે કહ્યું હતું કે દીકરી સાધુ સંતોની સેવા કરવી જોઈએ. સંતોને ભોજન કરાવવાથી ખૂબ જ લાભ થાય છે. એકાદશીનું વ્રત, મંત્રોના જાપ વગેરે સાધનાઓ જે ગુરુદેવે બતાવી હતી, તે ભગવત ભક્તિમાં ખૂબ જ દૃઢતાથી લાગી ગઈ હતી. ગુરુદેવે બતાવ્યું હતું કે સંતોને ભોજન ખવડાવીશ તો તું આગળ પણ ફરીથી રાણી બનીશ અને તને સ્વર્ગ પ્રાપ્તિ થશે. રાણીએ વિચાર્યું કે દરરોજ એક સંતને ભોજન અવશ્ય કરાવીશ. તેણે આ પ્રતિજ્ઞા મનમાં લીધી કે હું પોતે ભોજન પછી કરીશ, પહેલા સંતને જમાડીશ. જેથી મને આ વાત યાદ રહે અને કોઈ ભૂલ ન થઈ જાય. રાણી દરરોજ પહેલા એક સંતને ભોજન કરાવતી પછી સ્વયં ખાતી. વર્ષો સુધી આ ક્રમ ચાલતો રહ્યો.

એક સમયે હરીદ્વારમાં કુંભના મેળાનો સંયોગ થયો. જેટલા પણ ત્રિગુણ માયાના ઉપાસક સંત હતા તમામ ગંગામાં સ્નાન કરવા અર્થે પ્રસ્થાન કરી ગયા. આ કારણે કેટલાય દિવસો સુધી રાણીને ભોજન કરાવવા અર્થે કોઈ સંત મળ્યો નહીં. રાણી ઈન્દ્રમતીએ પોતે પણ ભોજન કર્યું નહિ. ચોથા દિવસે પોતાની દાસીને કહ્યું કે દાસી જોઈ લે કોઈ સંત મળી જાય તો નહિ તો આજે તારી રાણી જીવિત નહીં રહે. આજે મારા પ્રાણ નીકળી જશે પરંતુ હું જમીશ નહિ. તે દિન દયાલ કબીર પરમેશ્વર પોતાના અગાઉના ભક્તને શરણમાં લેવા માટે ન જાણે શું કારણ બનાવી દે છે? દાસીએ ઉપર અગાસી પર ચડીને જોયું તો સામેથી એક સંત આવી રહ્યા હતા, તે સફેદ કપડામાં હતા. દ્વાપર યુગમાં પરમેશ્વર કબીર કરુણામય નામથી આવ્યા હતા. દાસી નીચે આવી અને રાણીને કહ્યું કે એક વ્યક્તિ છે જે સાધુ જેવા દેખાય છે. રાણીએ કહ્યું કે જલદીથી બોલાવી લાવો. દાસી મહેલની બહાર ગઈ તથા પ્રાર્થના કરી કે સાહેબ તમને મારી રાણીએ યાદ કર્યા છે. કરુણામય સાહેબે કહ્યું કે રાણીએ મને કેમ યાદ કર્યા છે, મારો અને રાણીનો શું સંબંધ? દાસીએ આખી વાત બતાવી. કરુણામય (કબીર) સાહેબે કહ્યું કે રાણીને જરૂર પડેતો અહિંયા આવી જાય, હું અહીંયા ઊભો છું. તું દાસી અને તે રાણી, હું ત્યાં જાઉ અને અગર

તે કહી દે કે તને કોણે બોલાવ્યો હતો અથવા તેનો રાજા જ કંઈક કહી દે અને દીકરી સંતોનો અનાદર ખૂબજ પાપ દાયક હોય છે. દાસી પછી પાછી આવી ગઈ અને રાણીને બધી વાત કહી સંભળાવી. ત્યારે રાણીએ કહ્યું કે દાસી મારો હાથ પકડ અને ચાલ. જતાની સાથે જ રાણીએ દંડવત પ્રણામ કરીને પ્રાર્થના કરી કે હે પરવદિગાર ! ઈચ્છાતો મારી થાય છે કે હું તમને પોતાના ખભા ઉપર બેસાડી લઉં. કરુણામય સાહેબે કહ્યું કે દીકરી ! હું આજ જોવા માંગતો હતો કે તારામાં કંઈક શ્રદ્ધા પણ છે અથવા એમજ ભૂખી મરી રહી છે. રાણીએ પોતાના હાથે ખાવાનું બનાવ્યું. કરુણામય રૂપમાં આવેલ કબીરદેવે કહ્યું કે હું ખાવાનું નથી ખાતો. મારું શરીર અન્ન ખાવાનું નથી. તો રાણીએ કહ્યું કે હું પણ નહિ જમુ. કરુણામય સાહેબજીએ કહ્યું કે ઠીક છે દીકરી લાવ ખાવાનું ખઈ લઈએ, કારણ કે સમર્થ તો તેને કહેવામાં આવે છે જે, જેમ ચાહે, તેમ કરે. કરુણામય સાહેબે ખાવાનું ખાઈ લીધું, પછી રાણીને પૂછયું કે તું જે આ સાધના કરી રહી છે આ તને કોણે બતાવી? રાણીએ કહ્યું કે મારા ગુરુદેવજીએ આદેશ આપ્યો છે ? કબીર સાહેબે પૂછયું શું આદેશ આપ્યો છે તારા ગુરુદેવે ? ઈન્દ્રમતીએ કહ્યું કે બ્રહ્મા, વિષ્ણુ, મહેશની પૂજા, એકાદશીનું વ્રત, તીર્થ ભ્રમણ, દેવી પૂજા, શ્રાધ્ધ કાઢવા, મંદિરમાં જવું, સંતોની સેવા કરવી. કરૂણામય (કબીર) સાહેબે કહ્યું કે જે સાધના તારા ગુરુદેવે આપી છે તે કરવાથી જન્મ તથા મૃત્યુ તેમજ સ્વર્ગ-નર્ક અને ચોર્યાશી લાખ યોનીઓ ના કષ્ટથી તુ મુક્ત નહિ થઈ શકે. રાણીએ કહ્યું કે મહારાજજી જેટલા પણ સંત છે, પોતપોતાની પ્રભુતા પોતે જ બનાવે છે. મારા ગુરુદેવ અંગે કંઈ કહેશો નહિ. હું ચાહે મુક્ત થઉં કે ન થઉં.

હવે કરુણામય (કબીર) સાહેબ વિચારે છે કે આ ભોળા જીવને કઈ રીતે સમજાવું? આ લોગોએ જે કંઈ પૂંછ પકડી લીધી છે તેને છોડી નથી શકતા, પણ મરી શકે છે. કરૂણામય સાહેબે કહ્યું કે દીકરી જેવી તારી ઈચ્છા છે, હું નિંદા નથી કરી રહ્યો, શું મેં તારા ગુરુદેવને ગાળ દીધી છે અથવા કંઈ ખરાબ કહ્યું છે? હું તો ભક્તિ માર્ગ બતાવી રહ્યો છું કે આ ભક્તિ શાસ્ત્રવિરુદ્ધ છે. તને પાર નહી થવા દે અને તારાં કોઈ આવનાર કર્મ દંડને પણ કાપી શકશે નહિ અને સાંભળી લે આજથી ત્રીજા દિવસે તારું મૃત્યુ થઈ જશે. ન તારો ગુરુ બચાવી શકશે અને ન તારી આ બનાવટી સાધના બચાવી શકશે. (જ્યારે મરવાનો સમય આવે છે પછી જીવને બીક લાગે છે. આમ તો નથી માનતો) રાણીએ વિચાર્યું કે સંત ખોટું નથી બોલતા. ક્યાંક એવું ન બને કે હું પરમ દિવસે (ત્રીજા દિવસે) જ મરી જઉં. આ ભયથી કરુણામય સાહેબને પૂછયું કે સાહેબ શું મારી જાન બચી શકે છે? કબીર સાહેબ (કરૂણામય) એ કહ્યું કે બચી શકે છે. જો તું મારાથી ઉપદેશ લઈ, મારી શિષ્યા બનીશ, અગાઉની તમામ પૂજાઓ ત્યજી દઈશ, ત્યારે તારો જીવ બચશે. ઈન્દ્રમતીએ કહ્યું કે મે સાંભળ્યું છે કે ગુરુદેવ બદલવા ન જોઈએ, પાપ લાગે છે. કબીર સાહેબે (કરુણામય) એ કહ્યું કે નહિ પુત્રી આ પણ તારો ભ્રમ છે. એક વૈદ (ડૉકટર)ની દવા અસર ન કરે તો શું બીજાથી નથી લેતા? એક પાંચમાં ધોરણનો

શિક્ષક હોય છે. પછી એક ઉચ્ચકક્ષાનો શિક્ષક હોય છે. દીકરી આગળના ધોરણમાં જવું પડશે. શું આખી ઉંમર પાંચમાં ધોરણમાં જ બેસી રહીશ. આને છોડવું પડશે, તું હવે આગળનું ભણતર ભણ, હું ભણાવવા આવ્યો છું. આમ તો તે માનતી નહિ પરંતુ મૃત્યુ દેખવા લાગ્યું કે સંત કહી રહ્યા છે તો ક્યાંક વાત બગડી ન જાય આવો વિચાર કરીને ઈન્દ્રમતીએ કહ્યું કે જેમ આપ કહેશો હું તેમજ કરીશ. કરુણામય (કબીર) સાહેબે ઉપદેશ આપ્યો, પછી કહ્યું કે ત્રીજા દિવસે મારું રૂપ ધારણ કરીને કાળ આવશે, તું એની જોડે વાત કરતી નહીં. જે મેં તને નામ (મંત્ર દિક્ષા) આપ્યો છે તેનો બે મિનિટ સુધી જાપ કરજે. બે મિનિટ બાદ તેને જોજે. ત્યારબાદ જ સત્કાર કરજે. આમ તો ગુરુદેવ આવે તો અતિશીઘ્ર ચરણોમાં પડી જવું જોઈએ. આ મારો ફક્ત આ વખતનો આદેશ છે. રાણીએ કહ્યું ઠીક છે જી.

હવે રાણીને ચિંતિત બની ગઈ હતી. શ્રધ્ધાથી જાપ કરી રહી હતી (કબીર સાહેબ) કરુણામય સાહેબનું રૂપ બનાવીને ગુરુદેવ રૂપમાં કાળ આવ્યો, અવાજ લગાડી ઈન્દ્રમતી - ઈન્દ્રમતી. હવે તેને તો પહેલાથી જ બીક હતી, સ્મરણ (મંત્ર જાપ) કરતી રહી અને કાળની તરફ જોયું નહિ. બે મિનિટ બાદ જ્યારે જોયું તો કાળનું સ્વરૂપ બદલાઈ ગયું. કાળનો જેવો છે તેવો જ ચહેરો દેખાવા લાગ્યો. કરુણામય સાહેબનું સ્વરૂપ રહ્યું નહિ. જ્યારે કાળે જોયું કે મારું તો સ્વરૂપ બદલાઈ ગયું, તે જાણી ગયો કે આની પાસે કોઈ શક્તિ યુક્ત મંત્ર છે. આમ કહીને ચાલી ગયો કે તને પછી જોઈ લઈશ. હવે તો બચી ગઈ. રાણી ખૂબ જ ખુશ થઈ, ફૂલી ન સમાઈ. ક્યારેક પોતાની દાસીઓને કહેવા લાગી કે મારું મૃત્યુ થવાનું હતું, મારા ગુરુદેવે મને બચાવી લીધી. રાજાની પાસે ગઈ તથા કહ્યું કે આજે મારું મૃત્યુ થવાનું હતું, મારા ગુરુદેવે મારી રક્ષા કરી. મને લેવા માટે કાળ આવ્યો હતો. રાજાએ કહ્યું કે તું આવી રીતે જ નાટક કર્યા કરે છે. કાળ આવ્યો હોત તો શું તને છોડી દેત ? આ સંત આમ જ બહેકાવી દેતા હોય છે. હવે આ વાતને તે કઈ રીતે માને? ખુશી-ખુશીમાં રાણી આડી પડી સૂઇ ગઈ. થોડાક સમયબાદ નાગ બનીને કાળ ફરીથી આવ્યો અને રાણીને ડંખ માર્યો. જેવો જ નાગે ડંખ માર્યો કે રાણીને ખબર પડી ગઈ. રાણીએ જોરથી બૂમ પાડી મને સાપે ડંખ માર્યો. નોકર ભાગી આવ્યા. જોતા જોતામાં એક કાણામાંથી (પાણી બહાર કાઢવા માટેનું નાનું કાણું) તે નાગ નીકળી ગયો. પોતાના ગુરુદેવનું નામ લઈ રાણી બેભાન થઈ ગઈ. કરૂણામય (કબીર) સાહેબ ત્યાં પ્રગટ થઈ ગયા. લોગોને દેખાડવાને માટે મંત્ર બોલ્યા. (તે તો વગર મંત્રથી પણ જીવિત કરી શકે છે, કોઈ મંત્ર જંત્રની આવશ્યકતા નથી) ઈન્દ્રમતિને જીવિત કરી દીધી. રાણીએ ખૂબ જ ઉપકાર માન્યો કે હે બંદીછોડ અગર આજે આપની શરણમાં ન હોત તો મારું મૃત્યુ થઈ જતું. સાહેબે કહ્યું કે ઈન્દ્રમતી આ કાળને હું તારા ઘરમાં ઘુસવા પણ ન દેત તારી ઉપર તે હુમલો પણ ન કરતો. પરંતુ તને વિશ્વાસ ન બેસતો. તું એમ વિચારતી કે મારી ઉપર કોઈ આપત્તિ આવવાની હતી જ નહીં. ગુરુજીએ મને બહેકાવીને નામ આપી દીધું. એટલા માટે તને થોડોક ઝટકો દેખાડ્યો છે, નહીં તો દીકરી તને વિશ્વાસ ન થાત.

*ધર્મદાસ યહાં ઘના અંધેરા, બિન પરચય જીવ જમ કા ચેરા ॥*

**કબીર સાહેબ (કરુણામય) એ કહ્યું કે હવે જ્યારે હું ઈચ્છીશ, ત્યારે તારું મૃત્યુ થશે. ગરીબદાસજી કહે છે કે :-**

*ગરીબ, કાલ ડરૈ કરતાર સે, જય જય જય જગદીશ ।*
*જૌરા જૌરિ ઝાડતી, પગ રજ ડારે શીશ ॥*

**આ કાળ, કબીર ભગવાન (કબીર પરમેશ્વર)થી ડરે છે અને આ મોત, કબીર સાહેબના પગરખા ઝાડે છે એટલે કે નોકરતુલ્ય છે. પછી તે ધૂળને પોતાના મસ્તક પર લગાવે છે કે આપ જેને મારવાનો આદેશ આપશો તેની પાસે જઈશ નહીં તો હું નહિ જાઉં.**

*ગરીબ, કાલ જો પીસૈ પીસના, જૌરા હૈ પનિહાર ।*
*યે દો અસલ મજૂર હૈં, મેરે સાહેબ કે દરબાર ॥*

**આ કાળ જે અહિંના એકવીસ બ્રહ્માંડનો ભગવાન (બ્રહ્મ) છે, જે બ્રહ્મા - વિષ્ણુ - મહેશના પિતા છે. આ તો મારા કબીર સાહેબનો લોટ પીસે છે એટલે કે પાક્કો નોકર છે અને જૌરા (મૌત) મારા કબીર સાહેબને ત્યાં પાણી ભરે છે એટલે કે એક વિશેષ નોકરાણી છે. આ બંને અસલ મજૂરો મારા સાહેબના દરબારમાં છે. થોડાક દિવસો બાદ સાહેબ ફરીથી આવ્યા અને રાણી ઈન્દ્રમતીને સતનામ પ્રદાન કર્યું.**

**પછી થોડાક સમયબાદ કરુણામય સાહેબે રાણી ઈન્દ્રમતીની અતિ શ્રધ્ધા જોઈને સારનામ આપ્યું. શબ્દની ઉપલબ્ધિ કરાવડાવી. જ્યારે સાહેબ જતા હતા ત્યારે ઈન્દ્રમતી પ્રાર્થના કરતી રહેતી હતી કે મારા પતિ રાજાને સમજાવો માલિક, તે પણ માની જાય. તમારાં ચરણોમાં આવી જાય તો મારું જીવન સફળ થઈ જાય. ચંદ્રવિજયને કબીર સાહેબે પ્રાર્થના કરી કે ચંદ્રવિજય તમે પણ નામ લઈ લો, આ બે દિવસનું રાજ અને ઠાઠ છે. પછી ચોર્યાશી લાખ યોનીઓમાં પ્રાણી જતો રહેશે. ચંદ્રવિજયે કહ્યું કે ભગવાન હું તો નામ લઉં નહિ અને તમારી શિષ્યાને ના પણ નહીં કરું, ભલે તમામ ખજાનાનું દાન કરી દે, ભલે કોઈ પ્રકારનો સત્સંગ કરાવે. હું ના નહીં પાડું. કબીર સાહેબે (કરુણામયે) પૂછયું કે તમે નામ કેમ નહીં લો? ચંદ્રવિજય રાજાએ કહ્યું કે મારે તો મોટા મોટા રાજાઓની પાર્ટીઓમાં જવું પડે છે. કરુણામય (કબીર સાહેબ)એ કહ્યું કે પાર્ટીઓમાં જવામાં નામ શું બાધારૂપ બનશે? સભામાં જાવ ત્યાં કાજુ ખાવ, દૂધ પીવો, શરબત (જ્યુસ) પીવો. દારૂનું સેવન ન કરો, દારૂ પીવો મહાપાપ છે. પરંતુ રાજા માન્યા નહિ.**

**રાણીની પ્રાર્થના પર કરૂણામય (કબીર સાહેબ) એ રાજાને ફરીથી સમજાવ્યા કે નામ વગર આ જીવન આમ જ વ્યર્થ થઈ જશે તમે નામ લઈ લો. રાજાએ ફરીથી કહ્યું ગુરુજી મને નામ માટે કહેશો નહીં. તમારી શિષ્યાને હું ના નહિ પાડું ગમે તેટલું દાન કરે. ગમે તેટલો સત્સંગ કરાવે. સાહેબે કહ્યું કે દીકરી આ બે દિવસના સુખને જોઈને આની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ છે. તું પ્રભુના ચરણોમાં લાગી રહેજે. પોતાનું આત્મકલ્યાણ કરાવ. અહિંયા કોઈ કોઈનો પતિ નથી કે કોઈ કોઈની પત્ની નથી. બે દિવસનો સંબંધ છે. પોતાનું કર્મ બનાવ દીકરી. જ્યારે ઈન્દ્રમતી ૮૦**

વર્ષની વૃધ્ધ થઈ ગઈ, ક્યાં ૪૦ વર્ષની ઉંમરમાં મરી જવાનું હતું. જ્યારે શરીર પણ હલવા લાગ્યું, ત્યારે કરુણામય સાહેબ બોલ્યા કે બોલ ઈન્દ્રમતી શું ચાહે છે ? ચાલવા માગે છે સતલોક? ઈન્દ્રમતીએ કહ્યું કે સાહેબ તૈયાર છું. બિલકુલ તૈયાર છું દાતા. કરુણામય સાહેબે કહ્યું કે તારી પૌત્ર-પૌત્રીમાં કોઈ મમતા તો નથીને? રાણીએ કહ્યું બિલકુલ નહિ સાહેબ. તમે જ્ઞાન જ એવું નિર્મળ આપી દીધું. આ ગંદા લોકની શું ઈચ્છા કરું? કબીર સાહેબ (કરુણામયજી)એ કહ્યું કે ચાલ દિકરી, રાણીએ પ્રાણનો ત્યાગ કર્યો. સાહેબ કબીર (કરુણામય) રાણી ઈન્દ્રમતીની આત્માને ઉપર લઈ ગયા. આ જ બ્રહ્માંડમાં એક માનસરોવર છે. તે માનસરોવર ઉપર જઈ આત્માને સ્નાન કરાવવાનું હોય છે. આ પ્રાણીને ત્યાં સાહેબ થોડાક સમય સુધી રાખે છે. હવે પૂછે છે કે હવે ફરીથી બતાવી દે કે તારી કોઈ ઈચ્છા હશે તો ફરીથી જન્મ લેવો પડશે. અગર મનમાં ઈચ્છા રહી ગઈ તો સતલોક નહીં જઈ શકે. ઈન્દ્રમતીએ કહ્યું કે સાહેબ તમે તો અંર્તયામી છો, કોઈ ઈચ્છા નથી, તમારાં ચરણોની ઈચ્છા છે પરંતુ મનમાં એક શંકા ઊભી થયેલ છે કે મારો જે પતિ હતો, તેણે મને કોઈ પણ ધાર્મિક કાર્યમાં ક્યારેય ના નથી પાડી. જ્યારે આજકાલના પતિ પોતાની પત્નીઓને બાધારૂપ બને છે. અગર તે મને ના પાડી દેત તો હું તમારાં ચરણોમાં આવી શકત નહી. મારું કલ્યાણ થતું નહિ. તેનો આ શુભ કર્મમાં સહયોગનો કંઈક લાભ મળતો હોય તો ક્યારે તેની ઉપર પણ દયા કરજો દાતા. હવે સાહેબે જોયું કે આ નાદાન આની પાછળ ફરીથી લટકી ગઈ. સાહેબ બોલ્યા ઠીક છે દીકરી હવે તું બે ચાર વર્ષ અહીંયા રહે.

હવે બે વર્ષ બાદ રાજા પણ મરવા લાગ્યો. કારણ કે નામ લઈ રાખ્યું ન હતું. યમના દૂત આવ્યા. રાજા ચોકમાં ચક્કર ખાઇને પડી ગયો. યમના દૂતોએ તેની ગરદનને દબાવી દીધી. રાજાને સંડાશ પેશાબ થઈ ગયું. કરુણામય (કબીર) સાહેબે રાણીને કહ્યું કે જો તારા રાજાની શું હાલત થઈ રહી છે? ત્યાંથી સાહેબ દેખાડી રહ્યા છે. ત્યારે રાણીએ કહ્યું કે જોઈ લો દાતા અગર તેનો ભક્તિમાં સહયોગનું કોઈ ફળ બનતું હોય તો દયા કરી દો. રાણીમાં છતાં પણ થોડીક મમતા હજુ રહી ગઈ હતી. સાહેબ કબીરે (કરુણામયે) વિચાર્યું કે આ ફરીથી કાળ જાળમાં ફસાઈ જશે. આમ વિચારીને માનસરોવરથી ત્યાં ગયા જ્યાં રાજા ચંદ્રવિજય પોતાના મહેલમાં અચેત પડ્યા હતા. યમદૂત તેનો પ્રાણ કાઢી રહ્યા હતા. કબીર સાહેબના આવતાની સાથે જ યમદૂત એવી રીતે આકાશમાં ઉડી ગયા જેમ મડદા ઉપરથી ગીધ ઉડી જાય છે. ચંદ્રવિજય ભાનમાં આવી ગયો. સામે કરુણામય સાહેબ ઊભા હતા. ફક્ત ચંદ્રવિજયને જ દેખાઈ રહ્યા હતા, કોઈ અન્યને દેખાઈ રહ્યા નહતા. ચંદ્રવિજય ચરણોમાં પડીને યાચના કરવા લાગ્યો મને ક્ષમા કરી દો દાતા, મારો જીવ બચાવો. કારણકે હવે તેણે જોયું કે તેનો જીવ જવાનો છે. (જયારે આ જીવની આંખ ખૂલે છે કે આ તો વાત બગડી ગઈ) મને ક્ષમા કરી દો દાતા, મારો જીવ બચાવો માલિક. કબીર સાહેબે કહ્યું રાજા આજે પણ એ જ વાત છે, તે દિવસે પણ એ જ વાત હતી, નામ લેવું પડશે અને

નિયમો પણ પાળવા પડશે. રાજાએ કહ્યું હું નામ લઈ લઈશ અત્યારે હાલ જ નામ લઈ લઈશ. કબીર સાહેબે નામ ઉપદેશ આપ્યો તથા કહ્યું કે હવે હું તને બે વર્ષની ઉંમર આપું છું, અગર આ દરમ્યાન એક પણ શ્વાસ ખાલી જતો રહ્યો તો પછી કર્મદંડ રહી જશે.

*કબીર, જીવન તો થોડા ભલા, જૈ સત સુમરણ હો ।*
*લાખ વર્ષકા જીવના, લેખે ધરે ના કો ॥*

શુભ કર્મમાં સહયોગ આપેલ પાછલું કર્મ અને સાથે શ્રધ્ધાથી બે વર્ષના સુમરણથી તથા ત્રણેય નામ પ્રદાન કરીને કબીર સાહેબ ચંદ્રવિજયને પણ પાર કરી લઈ ગયા. બોલો સતગુરુ દેવ કી જય "જય બન્દી છોડ."

પરમેશ્વર કબીર સાહેબજી સાચા શ્રધ્ધાળુની ઉંમર વધારી દે છે તથા તેના પરિવારની પણ રક્ષા કરે છે, તે ઉપરોક્ત વિવરણથી સિધ્ધ થયું. આ પ્રમાણ બહુ અગાઉનું છે. વર્તમાનમાં સાધારણ વ્યક્તિ વિશ્વાસ નથી કરતો. વર્તમાનમાં પૂજ્ય કબીર પરમેશ્વરની શક્તિથી સતગુરુ રામપાલજીના દ્વારા થયેલ કષ્ટનિવારણ તથા આયુ વૃધ્ધિનાં ઢગલાબંધ પ્રમાણો વાંચો આ જ પુસ્તક "ભક્તિ સૌદાગરને સંદેશ"માં "ભટકેલાઓને માર્ગ વિષય" નામાક લેખમાં.

### "કબીર સાહેબ (કવિર્દેવ)નું કળિયુગમાં પ્રાગટ્ય"

વિક્રમી સંવત ૧૪૫૫ (સને ૧૩૯૮ જેઠ માસની પૂર્ણીમાં વહેલી સવારના બ્રહ્મ મુહૂર્તમાં તે પૂર્ણપરમેશ્વર કબીર સાહેબે (કવિર્દેવે) સ્વયં પોતાના મૂળ સ્થાન સતલોકથી આવ્યા. કાશીમાં લહરતારા તળાવની અંદર કમળના ફૂલ ઉપર એક બાળકનું રૂપ ધારણ કર્યું. પહેલા તો હું તમને નીરુ-નીમાના વિષયમાં બતાવવા માંગીશ કે તેઓ કોણ હતા?

નીરુ તથા નીમા બંને ગૌરી શંકર તથા સરસ્વતી નામના બ્રાહ્મણ જાતિથી હતા. તે ભગવાન શિવના ઉપાસક હતા. ભગવાન શિવની મહિમા શિવપુરાણથી નિઃસ્વાર્થ ભાવથી ભક્તાત્માઓને સંભળાવતા હતા. કોઈનાથી પૈસા લેતા ન હતા. આટલી નેક આત્મા હતા કે જો કોઈ સ્વેચ્છાથી દક્ષિણા આપી જાય તો તેમાંથી પોતાના ભોજન યોગ્ય રાખી લઈ જે બચી જાય તેનો ભંડારો કરી દેતા હતા. [દ્વાપર યુગમાં નીરુ - નીમાસુપચ સુદર્શનનાં માતા-પિતા હતા. તેઓએ કબીર સાહેબની વાતને તે સમયે સ્વીકાર કરી ન હતી. અંતમાં સુદર્શને કરુણામય રૂપમાં આવેલ કબીર સાહેબથી પ્રાર્થના કરી કે પ્રભુ તમે મને ઉપદેશ આપી દીધો તો બધું જ આપી દીધું. તમારાથી આજ દિવસ સુધી કંઈ પણ માંગવાની કોઈ જરૂર નથી પડી. કારણ કે તમે સર્વમનોકામના પૂર્ણ કરી દીધી તથા જે વાસ્તવિક ભક્તિધન છે તેનાથી પણ પરિપૂર્ણ કરી દીધો. એક પ્રાર્થના છે દાસની અગર ઉચિત માનો તો સ્વીકાર કરશો. મારા માતાપિતા જો કોઈ જન્મમાં ક્યારે મનુષ્ય શરીર પ્રાપ્ત કરે તો તેમને સંભાળજો પ્રભુ. તેઓ ખૂબ જ પુણ્યાત્મા છે, પરંતુ આજે તેમની બુધ્ધિ વિપરીત થઈ ગઈ છે. તેઓ પરમાત્માની વાણીને માની નથી રહ્યા. કબીર સાહેબે કહ્યું ચિંતા ન કર, હવે તું પોતાના માતાપિતાના ચક્કરમાં અહીંયા ફસાઈ જઈશ. સમય આવવા

દે તેમને પણ સંભાળી લઈશ. કાળજાળથી પાર કરી દઈશ. તું નિશ્ચિંત બનીને સતલોક જા. સુદર્શનજી સતલોક જતા રહ્યા.

સુદર્શનના માતાપિતાને કળિયુગમાં નીરુ-નીમાના જન્મથી અગાઉ પણ બ્રાહ્મણ ઘરમાં તેમના બે જન્મ થયા, તે સમયે પણ નિસંતાન જ રહ્યા. પછી ત્રીજો મનુષ્યજન્મ કાશીમાં થયો. તે સમયે પણ તેઓ બ્રાહ્મણ તથા બ્રાહ્મણી (ગૌરી શંકર અને સરસ્વતીના નામથી) હતા, સંતાન ત્યારે પણ ન હતું.]

અન્ય સ્વાર્થી બ્રાહ્મણો ગૌરી શંકર તથા સરસ્વતીથી ઈર્ષા રાખતા હતા કારણ કે ગૌરી શંકર નિઃસ્વાર્થ કથા કરતા હતા. પૈસાની લાલચમાં ભક્તોને ગુમરાહ કરતા ન હતા, જે કારણથી પ્રશંસાના પાત્ર બની ગયા હતા. બીજી બાજુ મુસલમાનોને જાણ થઈ ગઈ કે તેમની સાથે કોઈ બ્રાહ્મણ, હિન્દુ નથી. તેઓએ આનો લાભ ઉઠાવ્યો અને બળજબરીથી તેમને મુસલમાન બનાવી દીધા. મુસલમાનોએ પોતાનું પાણી તેમના આખા ઘરમાં છાંટી નાંખ્યું તથા તેમના મોઢામાં પણ નાખી દીધું, તમામ કપડાં ઉપર પણ છાંટી દીધું. આનાથી હિન્દુ બ્રાહ્મણોએ કહ્યું કે હવે તેઓ મુસલમાન બની ગયા છે. હવે પછીથી આમનો અમારી સાથે કોઈ પ્રકારનો ભાઇચારો નહીં રહે.

બિચારા ગૌરી શંકર તથા સરસ્વતી વિવશ થઈ ગયા. મુસલમાનોએ પુરુષનું નામ નીરુ તથા સ્ત્રીનું નામ નીમા રાખ્યું. પહેલા તેમની પાસે જે પૂજા આવી જતી હતી તેના દ્વારા તેમની રોજીરોટી ચાલી રહી હતી અને જે કોઈ રૂપિયા પૈસા બચી જતા તો તેઓ તેનો દુરઉપયોગ નહીં કરી તે બચેલ ધનથી ધર્મભંડારો કરી નાખતા હતા. હવે પૂજા પણ આવવાની બંધ થઈ ગઈ. તેઓએ વિચાર્યું કે હવે શું કામ કરીએ? તેઓએ એક કાપડ વણવાની ખડડી લગાવી દીધી અને જુલાહા (વણકર)નું કાર્ય કરવાનું પ્રારંભ કર્યું. તે સમયે પણ તેઓ પોતાનું ગુજરાન કરીને જે પૈસા બચી જતા હતા તેને ભંડારામાં લગાવી દેતા હતા. હિન્દુ બ્રાહ્મણોએ નિરુ-નીમાનું ગંગામાં સ્નાન કરવાનું બંધ કરાવી દીધું હતું. કહેતા હતા કે હવે તમે મુસલમાન થઈ ગયા છો.

ગંગાનું જ પાણી, લહેરોના દ્વારા ઉછળી ઉછળીને કાશીમાં એક લહેરતારા નામના મોટા સરોવરને ભરી રાખતું હતું. ખૂબ જ નિર્મળ જળ ભરાયેલું રહેતું હતું. તેમાં કમળનાં ફૂલ ઉગેલાં હતાં. સને ૧૩૯૮ (વિ.સ. ૧૪૫૫) જેઠ માસની પૂર્ણિમાના બ્રહ્મ મુહુર્ત (સૂર્યાદયથી આશરે દોઢ કલાક પહેલા)માં પોતાના સત્યલોકમાં (ઋતધામ)થી સહશરીર આવીને પરમેશ્વર કબીર (કવિર્દેવ) બાળકસ્વરૂપ બનાવીને લહેરતારા તળાવમાં કમળના ફૂલ ઉપર બિરાજમાન થયા. તે જ લહેરતારા તળાવે નીરુ-નીમા વહેલી સવારે બ્રહ્મમૂહુર્તમાં સ્નાન કરવા અર્થે જઈ રહ્યા હતા. (બ્રહ્મ મુહુર્ત - સૂર્યોદયથી દોઢ કલાક પહેલાના સમયને કહેવામાં આવે છે) એક ખૂબ જ તેજપુંજનો ચમકતો ગોળો (બાળકસ્વરૂપમાં પરમેશ્વર કબીર સાહેબજી તેજોમય શરીરયુક્ત આવ્યા હતા, દૂર હોવાના લીધે પ્રકાશપુંજ જ નજર આવે છે.) ઉપરથી (સતલોકથી) આવ્યો અને કમળના ફૂલ ઉપર સમાઈ ગયા. જેના લીધે આખું

લહરતારા તળાવ ઝગમગ ઝગમગ થઈ ગયું હતું અને પછી એક ખૂણામાં જઈ તે અદૃશ્ય થઈ ગયું. આ દૃશ્યને સ્વામી રામાનંદજીના એક શિષ્ય ઋષિ અષ્ટાનંદજી આંખોથી નિહાળી રહ્યા હતા. અષ્ટાનંદજી પણ સ્નાન કરવા અર્થે એકાંત સ્થાન પર દરરોજ જતા હતા. ત્યાં બેસીને પોતાની સાધના ગુરુદેવજીએ જે મંત્ર આપ્યા હતા તેનો જાપ કરતા હતા અને પ્રકૃતિનો આનંદ લેતા હતા. સ્વામી અષ્ટાનંદજીએ જ્યારે જોયું કે આટલું બધું તેજ પ્રકાશ જેનાથી આંખો પણ મીંચાઈ ગઈ. ઋષિજી(અષ્ટાનંદજી) એ વિચાર્યું કે આ તો મારી ભક્તિની ઉપલબ્ધિ છે અથવા મારી આંખોનો દોષ (ભ્રમ) છે. એમ વિચારીને કારણ પૂછવા માટે પોતાના ગુરુદેવની પાસે ગયા.

માનનીય રામાનંદજીને અષ્ટાનંદજીએ પૂછયું કે હે ગુરુદેવ ! મે આજે એવી રોશની જોઈ છે જે જિંદગીમાં ક્યારેય નથી જોઈ. સર્વ વૃતાંત બતાવતા કહ્યું કે આકાશથી એક પ્રકાશ સમૂહ આવી રહ્યો હતો. મેં જોયું તો મારી આંખો તે રોશનીને સહન કરી શકી નહીં એટલે આંખો બંધ થઈ ગઈ, બંધ આંખોમાં એક શિશુનું રૂપ દેખાયું (જેમ સૂર્યની તરફ જોયા બાદ સૂર્યનો એક ગોળો જ દેખાય છે એમ બાળક દેખાવા લાગ્યું) શું આ મારી ભક્તિની કોઈ ઉપલબ્ધિ છે અથવા મારો દૃષ્ટિદોષ હતો? સ્વામી રામાનંદજીએ કહ્યું કે પુત્ર આવા લક્ષણ ત્યારે હોય છે જ્યારે ઉપરના લોકોમાંથી કોઈ અવતારગણ આવે છે. તે કોઈ ને ત્યાં પ્રકટ થશે, કોઈ માને ત્યાં જન્મ લેશે અને પછી લીલા કરશે (કારણ કે આ ઋષિઓને એટલું જ જ્ઞાન હતું કે માતાથી જ બાળકનો જન્મ થાય છે) જેટલું ઋષિને જ્ઞાન હતું તે મુજબ પોતાના શિષ્યની શંકાનું સમાધાન કર્યું.

નીરુ તથા નીમા તે જ દિવસે સ્નાન કરવા જઈ રહ્યા હતા. રસ્તામાં નીમાએ પ્રભુને પ્રાર્થના કરી કે હે ભગવાન શિવ (કારણ કે તે ભલે મુસલમાન બની ગયા હતા પરંતુ તેઓ પોતાના હૃદયથી અગાઉની સાધનાને ભૂલ્યા ન હતા, જે આટલાં વર્ષોથી કરી રહ્યા હતા) શું તમારા ઘરમાં અમારા માટે એક બાળકની ખોટ પડી છે? અમને પણ એક બાળક આપી દેતા, અમારું જીવન પણ સફળ થઈ જતું. એમ કહીને ધ્રુસકે-ધ્રુસકે રડવા લાગી. તેના પતિ નીરુ એ કહ્યું કે નીમાં પ્રભુની ઈચ્છામાં જ પ્રસન્ન રહેવામાં જ હિત હોય છે. અગર આમ રડતી રહીશ તો તારું શરીર કમજોર થઈ જશે, આંખોથી દેખાવાનું બંધ થઈ જશે. આપણા ભાગ્યમાં સંતાન નથી આમ કહેતા-કહેતા લહરતારા તળાવ પર પહોંચી ગયા. થોડુંક અંધારું હતું. નીમા સ્નાન કરીને બહાર આવી. પોતાનાં કપડાં બદલ્યાં. નીરુ સ્નાન કરવા માટે તળાવમાં પ્રવેશ કરીને ડૂબકી મારી સ્નાન કરવા લાગ્યો. નીમા જ્યારે સ્નાન કરતી વખતે પહેરેલા કપડાં ધોવા અર્થે ફરીથી તળાવના કિનારે ગઈ, તેટલી વારમાં અંધારું દૂર થઈ ગયું હતું. સૂર્યોદય થવાનો જ હતો. નીમાએ તળાવમાં જોયું કે સામે કમળના ફૂલ ઉપર કોઈ વસ્તુ હલી રહી છે. કબીર સાહેબે બાળકના રૂપમાં એક પગનો અંગૂઠો મોઢામાં રાખ્યો છે અને એક પગને હલાવી રહ્યા છે. પહેલા તો નીમાએ વિચાર્યું કે કદાચ કોઈ સર્પ ન હોય અને મારા પતિની તરફ જઈ

રહ્યો ન હોય. પછી જોયું કે આ તો કોઈ બાળક છે. બાળક અને કમળના ફુલ ઉપર ! તરતજ પોતાના પતિને અવાજ લગાડી કે જુવો જી બાળક ડૂબી જશે, નીરુએ કહ્યું કે નાદાન (હાવભોળી) તું બાળકોના ચક્કરમાં ગાંડી થઈ ગઈ છે. પાણીમાં પણ તને બાળક નજર આવવા લાગ્યું. નીમાએ કહ્યું હા, તે સામે કમળના ફૂલ ઉપર જુઓ. હવે તેના જોરદાર અવાજથી પ્રભાવિત થઈને જે તરફ હાથથી ઈશારો કર્યો હતો નીરુએ ત્યાં જોયું, એક બાળક કમળના ફૂલ ઉપર નવજાત શિશુના રૂપમાં સૂતેલું હતું. નીરુ તે બાળકને ફૂલ સમેત ઉઠાવી લાવ્યો અને નીમાને આપી દીધું. પોતે સ્નાન કરવા લાગ્યો. નીરુ સ્નાન કરીને બહાર આવ્યો. નીમા બાળકના રૂપમાં આવેલ પરમેશ્વરને ખૂબ જ પ્રેમ કરી રહી હતી તથા શિવ પ્રભુની પ્રશંસા તથા સ્તુતિ કરી રહી હતી કે હે પ્રભુ તમોએ મારી વર્ષોની મનોકામના પૂર્ણ કરી દીધી (કારણ કે તે શિવની પૂજારણ હતી.) આજે જ હૃદયથી પુકાર કરી હતી, આજે જ સાંભળી લીધી.

તે કબીર પરમેશ્વરને જેનું નામ લેવાથી અમારા હૃદયમાં એક વિશેષ હલચલ થાય છે, તેના પ્રેમમાં રોમ રોમ ઊભું થઈ જાય છે, આત્મવિભોર થઈ જવાય છે અને જેણે પોતાની છાતીથી લગાવીને પુત્રવત્ પ્રેમ કર્યો હશે જે આનંદ તે માતાને થયો હશે તે અવર્ણનીય છે. જેમ મા પ્રેમ કરે છે એવી રીતે ક્યારેક મુખને ચુમતી. તો ક્યારેક છાતીથી લગાવી રહી હતી અને પછી વારંવાર તેના મોઢા તરફ જોઈ રહી હતી. એટલામાં નીરુ સ્નાન કરીને બહાર આવ્યો (કારણ કે મનુષ્ય સમાજની તરફ વધારે જુએ છે.) તેણે વિચાર કર્યો કે ન તો અત્યારે મુસલમાનો જોડે અમારો કોઈ વિશેષ પ્રેમ બન્યો છે અને વળી હિન્દુ બ્રાહ્મણો અમારાથી દ્વેષ કરે છે. પહેલા આનો લાભ મુસલમાનોએ ઊઠાવ્યો - અમને મુસલમાન બનાવી દીધા. કારણકે અમારું કોઈ સાથી નથી. હવે અમે આ બાળકને ઉઠાવીને લઈ જઈએ તો લોગો કહેશે કે બતાવો કે આ બાળકનાં માતાપિતા કોણ છે? તમે કોનું બાળક ઉઠાવીને લઈ આવ્યા. આની માતા રોતી હશે. અમે શું જવાબ આપીશું ? શું કહીશું ? કમળના ફૂલ ઉપર બતાવીશું તો કોઈ માનશે નહિ. આ બધો વિચાર કરીને નીરુએ કહ્યું નીમા આ બાળકને અહીંયા જ ત્યજી દે. નીમાએ કહ્યું કે હું આ બાળકને નહીં છોડી શકું. મારો જીવ જઈ શકે છે, હું તરફડીને મરી જઈશ. ન જાણે આ બાળકે મારા ઉપર શું જાદુ કર્યો છે? હું આને નહીં છોડી શકું. હવે નીરુના વારંવાર સમજાવવા છતાં નીમાએ કહ્યું કે આ બાળક માટે હું દેશનિકાલ પણ થઈ શકું છું, પરંતુ આને નહીં છોડું. નીરુએ તેની નાદાની (ભોળપણ/મૂર્ખતા) જોઈને વિચાર્યું કે આ તો ગાંડી થઈ ગઈ છે, સમાજને પણ નથી જોઈ રહી. નીરુએ નીમાને કહ્યું કે મેં આજ સુધી તારી વાતની અવગણના કરી નથી કારણ કે આપણને બાળક ન હતું. જે તું કહેતી હતી તે હું માનતો હતો. પરંતુ આજે હું તારી આ વાત નહીં માનું. આ બાળકને અહીંયા જ રાખી દે નહીં તો તને બે થપ્પડ મારીશ. એ મહાપુરુષે પહેલીવાર તેની પત્ની તરફ હાથ કર્યો હતો. તે જ સમયે શિશુરૂપમાં

**કબીર સાહેબે (કવિર્દેવે) કહ્યું કે નીરુ મને ઘરે લઈ જાવ. તમને કોઈ પણ વિઘ્ન નહીં આવે. શિશુરૂપમાં પરમેશ્વરના વચન સાંભળીને નીરુ ગભરાઈ ગયો કે આ બાળક કોઈ ફરિશ્તો કે કોઈ સિદ્ધ પુરુષ હશે તો તારા ઉપર કોઈ આપત્તિ આવી ન જાય. ચૂપ થઈને ચાલવા માંડ્યો.**

**જ્યારે બાળકને લઈને ઘેર આવી ગયા તો બધા આ પૂછવાનું ભૂલી ગયા કે ક્યાંથી લાવ્યા છો? કાશીના સ્ત્રી તથા પુરુષ બાળકને જોવા આવ્યા તથા કહેવા લાગ્યા કે આ તો કોઈ દેવતા દેખાઈ આવે છે. આટલું સુંદર શરીર, આવું તેજોમય બાળક પહેલા ક્યારેય અમે જોયું ન હતું. કોઈએ કહ્યું કે આ તો બ્રહ્મા - વિષ્ણુ - મહેશમાંથી કોઈ પ્રભુ છે. બ્રહ્મા - વિષ્ણુ - મહેશ કહે છે કે આ તો કોઈ ઉપરના લોકથી આવેલી કોઈ શક્તિ છે. આમ બધા પોતપોતાની પ્રતિક્રિયા આપી રહ્યાં હતાં.**

*ગરીબ, ચૌરાસી બંધન કટે, કીની કલપ કબીર ।*
*ભવન ચતુરદશ લોક સબ, ટૂટે જમ જંજીર ॥ ૩૭૬ ॥*
*ગરીબ, અનંત કોટિ બ્રહ્માંડ મેં, બંદી છોડ કહાય ।*
*સો તૌ એક કબીર હૈં, જનની જન્યા ન માય ॥ ૩૭૭ ॥*
*ગરીબ, શબ્દ સ્વરૂપ સાહિબ ધની, શબ્દ સિંધ સબ માંહિ ।*
*બહાર ભિતર રમિ રહ્યા, જહાં તહાં સબ ઠાંહિ ॥ ૩૭૮ ॥*
*ગરીબ, જલ થલ પૃથ્વી ગગન મેં, બાહર ભીતર એક ।*
*પૂર્ણ બ્રહ્મ કબીર હૈં, અવિગત પુરુષ અલેખ ॥ ૩૭૯ ॥*
*ગરીબ, સેવક હોય કરિ ઉતરે, ઈસ પૃથ્વી કે માંહિ ।*
*જીવ ઉધારન જગતગુરૂ, બાર બાર બલિ જાંહિ ॥ ૩૮૦ ॥*
*ગરીબ, કાશીપુરી કસ્ત કિયા, ઉતરે અધર અધાર ।*
*મોમન કું મુજરા હુવા, જંગલ મે દીદાર ॥ ૩૮૧ ॥*
*ગરીબ, કોટિ કિરણ શશિ ભાન સુધિ, આસન અધર બિમાન ।*
*પરસત પૂરણબ્રહ્મ કૂં, શીતલ પિંડરુ પ્રાણ ॥ ૩૮૨ ॥*
*ગરીબ, ગોદ લિયા મુખ ચૂંબિ કરિ, હેમ રૂપ ઝલકંત ।*
*જગર મગર કાયા કરૈ, દમકૈં પદમ અનંત ॥ ૩૮૩ ॥*
*ગરીબ, કાશી ઉમટી ગુલ ભયા, મોમન કા ઘર ઘેર ।*
*કોઈ કહૈ બ્રહ્મા વિષ્ણુ હૈં, કોઈ કહૈ ઈન્દ્ર કુબેર । ૩૮૪ ॥*
*ગરીબ, કોઈ કહૈ છલ ઈશ્વર નહીં, કોઈ કિંનર કહલાય ।*
*કોઈ કહૈ ગણ ઈશ કા, જ્યું જ્યું માત રિસાય ॥ ૩૮૮ ॥*
*ગરીબ, કોઈ કહૈ વરુણ ધર્મરાય હૈ, કોઈ કોઈ કહતે ઈશ ।*
*સોલહ કલા સુભાંન ગતિ, કોઈ કહૈ જગદીશ ॥ ૩૮૫ ॥*
*ગરીબ, ભક્તિ મુક્તિ લે ઉતરે, મેટન તીનૂં તાપ ।*
*મોમન કે ડેરા લીયા, કહૈ કબીરા બાપ ॥ ૩૮૬ ॥*
*ગરીબ, દુધ ન પીવૈ ન અન્ન ભખૈ, નહીં પલને ઝૂલંત ।*
*અધર અમાન ધિયાન મેં, કમલ કલા ફૂલંત ॥ ૩૮૭ ॥*

ગરીબ, કાશી મેં અચરજ ભયા, ગઈ જગત કી નીંદ ।
ઐસે દુલ્હે ઉતરે, જ્યૂં કન્યા વર બીંદ ।। ૩૮૯ ।।
ગરીબ, ખલક મુલક દેખન ગયા, રાજા પ્રજા રીત ।
જંબૂદીપ જિહાંન મેં, ઉતરે શબ્દ અતીત ।। ૩૯૦ ।।
ગરીબ, દુની કહૈ યોહ દેવ હૈ, દેવ કહત હૈં ઈશ ।
ઈશ કહૈ પારબ્રહ્મ હૈ, પુરણ બીસવે બીસ ।। ૩૯૧ ।।

**કબીર સાહેબ અનાદી પરમગુરુ છે. કબીર સાહેબે જ બ્રહ્મા - વિષ્ણુ - શિવ વગેરે દેવતાઓ, ઋષિ મુનિ તેમજ સંતોને સમય-સમય ઉપર પોતાના સતલોકથી આવીને નામ ઉપદેશ આપેલો. આદરણીય ગરીબદાસજી મહારાજે પોતાની વાણીમાં લખ્યું છે કે....**

આદી અંત હમારા નહીં, મદ્ય મિલાવા મૂલ ।
બ્રહ્મા જ્ઞાન સુનાઈયા, ઘર પિંડા અસ્થૂલ ।।
શ્વેત ભૂમિકા હમ ગએ, જહાં વિશ્વમ્ભરનાથ ।
હરિયમ હીરા નામ દે, અષ્ટ કમલ દલ સ્વાંતિ ।।
હમ બૈરાગી બ્રહ્મ પદ, સન્યાસી મહાદેવ ।
સોહં મંત્ર દિયા શંકર કૂં, કરત હમારી સેવ ।।
હમ સુલ્તાની નાનક તારે, દાદૂ કૂં ઉપદેશ દિયા ।
જાતી જુલાહા ભેદ ન પાયા, કાશી માહે કબીર હુઆ ।।
સતયુગ મેં સતસુકૃત કહૈં ટેરા, ત્રેતા નામ મુનિન્દ્ર મેરા ।
દ્વાપર મેં કરૂણામય કહલાયા, કલિયુગ મેં નામ કબીર ધરાયા ।।
ચારોં યુગોં મેં હમ પુકારૈં, કૂક કહા હમ હેલ રે ।
હીરે માનિક મોતી બરસેં, યે જગ ચુગતા ઢેલ રે ।।

**ઉપરોક્ત વાણીથી સિધ્ધ થાય છે કે કબીર પરમેશ્વર જ અવિનાશી પરમાત્મા છે. આજ અજરા-અમર છે. આજ પરમાત્મા ચારેય યુગમાં પોતે આવીને પોતાનો સતભક્તિ માર્ગ આપે છે.**

❑❑❑

# (૬) પૂર્ણ સંતશ્રીની ઓળખ

વેદો, ગીતાજી વગેરે જેવા પવિત્ર સદ્‌ગ્રંથોમાંથી સાબિતી મળે છે કે જ્યારે જ્યારે ધર્મનો ક્ષય થાય છે અને અધર્મનો ઉદય થાય છે તથા વર્તમાનના નકલી સંતો, મહંતો અને ગુરુઓ દ્વારા ભક્તિ માર્ગના સ્વરૂપને નુકસાન (બગાડ) પહોંચાડાતું હોય છે. ત્યારે પરમેશ્વર ખુદ (સ્વયં) આવીને અથવા પરમેશ્વર પોતાના પરમ જ્ઞાની સંતને મોકલીને સાચા-સત્ય જ્ઞાન વડે ધર્મની ફરીથી સ્થાપના કરે છે. તેઓ ભક્તિમાર્ગને શાસ્ત્રો અનુસાર સમજાવે છે. તેઓની ઓળખ આ ઉપરથી પણ થાય છે, કે વર્તમાનના ધર્મગુરૂઓ તેમના વિરોધમાં ઊભા થઈને રાજા-પ્રજાને ગુમરાહ કરીને તેઓ ઉપર અત્યાચાર કરાવે છે. કબીર સાહેબજી કહે છે કે

*જો મમ સંત સત ઉપદેશ દૃઢાવૈ (બતાવૈ) વાકે સંગ સભિ રાડ બઢાવૈ ।*
*યા સબ સંત મહંતન કી કરણી, ધર્મદાસ મૈં તો સે વર્ણી ॥*

કબીર સાહેબ પોતાના પ્રિય શિષ્ય ધર્મદાસને આ પવિત્ર વાણીમાં સમજાવી રહ્યા છે કે જે મારો સંત સાચા ભક્તિમાર્ગને બતાવશે તેની સાથે બધા સંતો તથા મહંતો ઝઘડા કરશે. આ તેની ઓળખ હશે.

બીજી ઓળખ તે સંત બધા જ ધર્મગ્રંથોનો પૂર્ણ જાણકાર હોય છે. પ્રમાણ સદ્‌ગુરુ ગરીબદાસજીની વાણીમાં

*સતગુરુ કે લક્ષણ કહૂં મધૂરે બૈન વિનોદ । ચાર વેદ ષટ શાસ્ત્ર, કહૈ અઠારા બોધ ॥*

સત્‌ગુરુ ગરીબદાસજી મહારાજ અહીં પૂર્ણસંતની ઓળખનું પ્રમાણ બતાવી રહ્યા છે કે તે ચાર વેદ, છ શાસ્ત્ર, અઢાર પુરાણો વગેરે બધા ગ્રંથોના પૂર્ણ જાણકાર હશે એટલે કે - બધા ગ્રંથોનો સાર કાઢીને બતાવશે - સમજાવશે.

યજુર્વેદ અધ્યાય ૧૯ મંત્ર નં. ૨૫-૨૬માં લખ્યું છે કે વેદોના અધૂરાં વાક્યો અર્થાત સાંકેતિક શબ્દો તથા પા ભાગ (એક ચોથાઇ)ના શ્લોકોને પૂરા કરીને વિસ્તારથી સમજાવશે તથા ત્રણ સમયની પૂજા બતાવશે. સવારે પૂર્ણપરમાત્માની પૂજા, બપોરે વિશ્વના દેવોનો સત્કાર તથા સંધ્યા આરતી અલગથી બતાવશે તે જ જગતનો ઉપકારક સંત હોય છે.

યજુર્વેદ અધ્યાય ૧૯ મંત્ર - ૨૫,

*સંધિછેદ : અર્દ્ધ ઋચૈઃ ઉક્થાનામાં રુપમ પદૈઃ આપનોતિ નિવિદઃ ।*
*પ્રણવૈઃ શાસ્ત્રાણામ રુપમ પયસા સોમઃ આપ્યતે ॥ (૨૫)*

અનુવાદ : જે સંત (અર્દ્ધ ઋચૈ) વેદોનાં અધૂરાં વાક્યો એટલે કે સાંકિતક શબ્દોને પૂર્ણ કરીને (નિવિદઃ) પૂરાં કરે છે (પદૈઃ) શ્લોકોના ચોથા ભાગના એટલે કે આંશિક વાક્યોને (ઉક્થાનમ) સ્ત્રોતોનાં (રૂપમ્) રૂપમાં (આપનોતિ) પ્રાપ્ત કરે છે એટલે કે આંશિક રૂપને વિવરણપૂર્વક વિસ્તારથી સમજે છે અને સમજાવે છે (શસ્ત્રાણામ્) જેમ શસ્ત્રોને ચલાવવાનું જાણવાવાળા છે તેનો (રૂપમ્) પૂર્ણ રીતે પ્રયોગ કરે છે એવી રીતે પૂર્ણ સંત (પ્રણવૈઃ) ઓંકારોં એટલે કે ઓમ-તત્-સત્ મંત્રોને સંપૂર્ણ રીતે સમજી, સમજાવીને (પયસા) દૂધ-પાણી જુદા પાડે છે એટલે કે પાણી રહિત દૂધ જેવું તત્ત્વજ્ઞાન આપે છે. જેનાથી (સોમઃ) અમર પુરુષ એટલે કે

અવિનાશી પરમાત્માને (આપ્યતે) પ્રાપ્ત કરે છે. તે પૂર્ણ સંત વેદને જાણવાવાળા કહેવામાં આવે છે.

ભાવાર્થ : તત્ત્વદર્શી સંત તે હોય છે, જે વેદોનાં સાંકેતિક શબ્દોને પૂરા વિસ્તારથી વર્ણન કરે છે જેનાથી પૂર્ણપરમાત્માની પ્રાપ્તિ થાય છે, તે વેદના જાણવાવાળા કહેવામાં આવે છે.

યજુર્વેદ અધ્યાય ૧૯ મંત્ર ૨૬

સંધિ છેદ : *અશ્વિભ્યામ્ પ્રાતઃ સવનમ્ ઈન્દ્રેણ એન્દ્રમ માધ્યન્દિનમ્ ।*
*વૈશ્વદૈવમ્ સરસ્વત્યા તૃતીયમ આપ્તમ સવનમ ॥(૨૬)*

અનુવાદ : તે પૂર્ણસંત ત્રણ સમયની સાધના બતાવે છે (અશ્વિભ્યામ્) સૂર્યના ઉદય - અસ્તથી બનેલા એક દિવસના આધારે (ઇન્દ્રેણ) પ્રથમ શ્રેષ્ઠતાથી બધા દેવોના માલિક પૂર્ણપરમાત્માની (પ્રાતઃ સવનમ્) પૂજા તો પ્રાતઃ કાળે કરવાની કહે છે જે પૂર્ણ પરમાત્માને માટે હોય છે. (એન્દ્રમ્) બીજી (માધ્યન્દિનમ્) દિવસના મધ્યમાં કરવાની કહે છે જે (વૈશ્વદૈવમ્) બધા જ દેવોના સત્કાર સંબંધિત (સરસ્વત્યા) અમૃતવાણી દ્વારા સાધના કરવાની કહે છે તથા (તૃતીયમ) ત્રીજી (સવનમ) પૂજા સાંજે (આપ્તમ) પ્રાપ્ત કરે છે એટલે કે જે ત્રણેય સમયની સાધના અલગ-અલગ કરવાની કહે છે, તે જગતના ઉપકારક સંત છે.

ભાવાર્થ : જે પૂર્ણસંતના વિષયમાં મંત્ર ૨૫માં કહેવાયું છે, તે દિવસમાં ત્રણવાર (સવારે, બપોરે, સાંજે) સાધના કરવાનું કહે છે. સવારે પૂર્ણ પરમાત્માની પૂજા, બપોરે બધા દેવોના સત્કાર માટે તથા સાંજે સંધ્યા આરતી વગેરેને અમૃતવાણી દ્વારા કરવા માટે કહે છે. તે સર્વ સંસારનો ઉપકાર કરવાવાળા સંત હોય છે.

યજુર્વેદ અધ્યાય ૧૯ મંત્ર ૩૦

સંધિ છેદ : *વ્રતેન દીક્ષામ્ આપ્નોતિ દીક્ષંયા આપ્નોતિ દક્ષિણામ્ ।*
*દક્ષિણા શ્રદ્ધામ્ આપ્નોતિ શ્રદ્ધયા સત્યમ્ આપ્યતે ॥(૩૦)*

અનુવાદ : (વ્રતેન) ખરાબ વ્યસનોનું વ્રત રાખવાથી, એટલે કે ભાંગ, શરાબ, માંસ તથા તમાકુ વગેરેના સેવનથી સંયમ રાખવાવાળો સાધક, (દીક્ષાં) પૂર્ણ સંતથી દિક્ષાને (આપ્નોતિ) પ્રાપ્ત થાય છે એટલે કે તે પૂર્ણસંતનો શિષ્ય બને છે (દીક્ષયા) પૂર્ણસંત દીક્ષા પ્રાપ્ત કરેલા શિષ્ય પાસેથી (દક્ષિણામ્) દક્ષિણાને (આપ્નોતિ) પ્રાપ્ત થાય છે એટલે કે સંત તેનાથી દક્ષિણા લેશે જે તેનાથી નામ લઇ લે છે. એ જ પ્રમાણે વિધિવત (દક્ષિણા) એ જ રીતે ગુરૂદેવ દ્વારા બતાવ્યા અનુસાર જે દાન-દક્ષિણાથી ધર્મ કરે છે તેનાથી (શ્રદ્ધામ્) શ્રદ્ધાને (આપ્નોતિ) પ્રાપ્ત થાય છે. (શ્રદ્ધયા) શ્રદ્ધાથી ભક્તિ કરવાથી (સત્યમ્) સદા રહેવાવાળા સુખ તથા પરમાત્મા એટલે કે અવિનાશી પરમાત્માને (આપ્યતે) પ્રાપ્ત થાય છે.

ભાવાર્થ : પૂર્ણસંત તે જ વ્યક્તિને શિષ્ય બનાવે છે જે સદાચારી રહે - અભક્ષ્ય પદાર્થોનું તથા નશીલી વસ્તુઓનું સેવન કરવાથી દૂર રહે. પૂર્ણસંત ફક્ત તેનાથી જ દાન ગ્રહણ કરે છે જે એમનો શિષ્ય બની જાય છે. પછી

**ગુરૂદેવ પાસેથી દીક્ષા મેળવીને પછી દાન-દક્ષિણા કરે છે, તેનાથી શ્રદ્ધા વધે છે. શ્રદ્ધાથી સાચી ભક્તિ કરવાથી અવિનાશી પરમાત્માની પ્રાપ્તિ થાય છે એટલે કે પૂર્ણમોક્ષ થાય છે. પૂર્ણસંત ભીખ તથા ભેટ માંગતા નથી ફરતા.**

*કબીર, ગુરુ બિન માલા ફેરતે, ગુરુબિન દે તે દાન ।*
*ગુરુ બિન દોનોં નિષ્ફલ હૈ, પૂછો વેદ પૂરાણ ।।*

**ત્રીજી ઓળખ એ છે કે ત્રણ પ્રકારના મંત્રો (નામ) ને ત્રણ વારમાં ઉપદેશ કરે છે, જેનું વર્ણન કબીર સાગર ગ્રંથ પાના નં. ૨૬૫ બોધ સાગરમાં મળે છે તથા ગીતાજીના અધ્યાય ૧૭, શ્લોક ૨૩ તથા સામવેદ સંખ્યા નં. ૮૨૨માં મળે છે.**

**કબીર સાગરમાં અમર મૂળ બોધ સાગર પાના ૨૬૫ :-**

*તબ કબીર અસ કહેવે લીન્હા જ્ઞાનભેદ સકલ કહ દીન્હા ।।*
*ધર્મદાસ મૈં કહો બિચારી, જિહિતે નિબ હૈ સબ સંસારી ।।*
*પ્રથમ હિ શિષ્ય હોય જો આઈ, તા કહૈં પાન દેહુ તુમ ભાઈ ।। ૧ ।।*
*જબ દેખહુ તુમ દૃઢતા જ્ઞાના, તા કહૈં કહુ શબ્દ પ્રવાના ।। ૨ ।।*
*શબ્દ માંહી જબ નિશ્ચય આવૈ તા કહૈં તત્ત્વ જ્ઞાન અગાધ સુનાવૈ ।। ૩ ।।*

**ફરીથી પાછું સમજાવ્યું છે :-**

*બાલક સમ જાકર હૈ જ્ઞાના । તાસોં કહહૂં વચન પ્રવાના ।। ૧ ।।*
*જા કો સૂક્ષ્મ જ્ઞાન હૈ ભાઈ । તાકો સ્મરન દેહુ લખાઈ ।। ૨ ।।*
*જ્ઞાન ગમ્ય જાકો પુનિ હોઈ । સાર શબ્દ જાકો કહ સોઈ ।। ૩ ।।*
*જા કો હોએ દિવ્ય જ્ઞાન પરવેશા, તા કો કહે તત્ત્વ જ્ઞાન ઉપદેશા ।। ૪ ।।*

**ઉપરની વાણીમાં સ્પષ્ટ થાય છે કે કડિહાર ગુરુ (પૂર્ણસંત) ત્રણ સ્થિતિમાં સાર-નામ સુધી પ્રદાન કરે છે તથા ચોથી સ્થિતિમાં સાર શબ્દ પ્રદાન કરવાનો હોય છે. કારણ કે કબીર સાગરમાં તો પ્રમાણ પછીથી જોયું હતું. પરંતુ ઉપદેશ વિધિ પૂજ્ય દાદા ગુરુદેવ તથા પરમેશ્વર કબીર સાહેબજીએ અમારા પૂજ્ય ગુરુદેવને પહેલાં જ આપી દીધી હતી. જે અમને શરૂથી જ ત્રણવારમાં નામદાનની દીક્ષા કરતા આવી રહ્યાં છે.**

**અમારા ગુરૂદેવ રામપાલજી મહારાજ પ્રથમવારમાં શ્રી ગણેશજી, શ્રી બ્રહ્મા-સાવિત્રીજી, શ્રીલક્ષ્મી-વિષ્ણુજી, શ્રી શંકર-પાર્વતીજી તથા માતા દુર્ગાના નામજાપ આપે છે. જેમનો નિવાસ આપણા માનવશરીરમાં બનેલા ચક્રોમાં હોય છે. મૂલાધાર ચક્રમાં ગણેશજી, સ્વાદ ચક્રમાં બ્રહ્મા - સાવિત્રિજી, નાભિચક્રમાં લક્ષ્મી-વિષ્ણુજી, હૃદય ચક્રમાં શંકર-પાર્વતીજી, કંઠ ચક્રમાં શેરાવાલી માતાનો વાસ છે અને આ બધા દેવી-દેવતાઓના આદિ અનાદિ નામ મંત્ર હોય છે, જેનું વર્તમાનના ગુરુઓને જ્ઞાન નથી. એ મંત્રોના જાપથી પાંચેય ચક્રો ખૂલી જાય છે. આ ચક્રોના ખુલ્યા પછી માનવ ભક્તિ કરવાને લાયક બને છે. સત્ગુરુ ગરીબદાસજી પોતાની વાણીમાં પ્રમાણ આપે છે કે :-**

*પાંચ નામ ગુજ ગાયત્રી આત્મ તત્ત્વ જગાઓ ।*
*ૐ કિલિયં હરિયમ્ શ્રીયમ સોહં ધ્યાઓ ।।*

ભાવાર્થ : પાંચ નામ જે ગુજ ગાયત્રી છે. એનો જાપ કરીને આત્માને જાગૃત કરો.

બીજી વખત બે અક્ષારોનો જાપ આપે છે. જેમાં એક ઓમ અને બીજો તત્ (જે ગુપ્ત છે અને ઉપદેશીને બતાવવામાં આવે છે.) જેનો શ્વાસ સાથે જાપ કરવામાં આવે છે. ત્રીજી વારમાં સારનામ અપાય છે, જે પૂર્ણરૂપે ગુપ્ત છે.

ત્રણવારના નામ જાપનું પ્રમાણ :

અધ્યાય ૧૭નો શ્લોક ૨૩

*ઓમ તત્, સત્, ઈતિ, નિર્દેશઃ, બ્રહ્મણઃ ત્રિવિધઃ, સ્મૃતઃ ।*
*બ્રાહ્મણાઃ, તેન, વેદાઃ ચ, યજ્ઞાઃ ચ વિહિતાઃ પુરા ॥ ૨૩ ॥*

અનુવાદ : (ઓમ) બ્રહ્મનો (તત્) એ સાંકેતિક મંત્ર, પરબ્રહ્મનો (સત્), પૂર્ણ બ્રહ્મનો (ઇતિ) એવા આ (ત્રિવિધઃ) ત્રણ પ્રકારના (બ્રહ્મણઃ) પૂર્ણ પરમાત્માના નામ સ્મરણનો (નિર્દેશઃ) સંકેત (સ્મૃતઃ) કહ્યો છે. (ચ) અને (પુરા) સૃષ્ટિના આદિકાળમાં (બ્રાહ્મણાઃ) વિદ્વાનોએ બતાવ્યું છે કે (તેન) એ જ પૂર્ણ પરમાત્માએ (વેદાઃ) વેદ (ચ) તથા (યજ્ઞાઃ) યજ્ઞાદિ વિગેરે (વિહિતાઃ) રચ્યા.

સામવેદ સંખ્યા નં. - ૮૨૨ ઉતાર્ચિક અધ્યાય ૩, ખંડ - ૫,

શ્લોક - ૮ (સંત રામપાલ દ્વારા ભાષા-ભાષ્ય)

*મનીષિભિ : પવતે પૂર્વ્યઃ, કવિર્નૃભિર્યતઃ પરિ કોશાં અસિષ્યદત ।*
*ત્રિતસ્ય નામ જનયન્મધુ ક્ષરન્નિન્દ્રસ્ય વાયું સખ્યાય વર્ઘયન ॥ ૮ ॥*

શબ્દાર્થ : (પૂર્વ્યઃ) સનાતન એટલે કે અવિનાશી (કવિર્નુભિઃ) કબીર પરમેશ્વર માનવરૂપ ધારણ કરીને એટલે કે ગુરૂરૂપમાં પ્રગટ થઈને (મનીષિભિઃ) હૃદયથી ચાહવાવાળા, શ્રધ્ધાથી ભક્તિ કરવાવાળા ભક્ત આત્માને (ત્રિ) ત્રણ (નામ) મંત્ર એટલે કે નામ ઉપદેશ આપીને, (પવતે) પવિત્ર કરીને (જનયન) જન્મ તથા (ક્ષરણઃ) મૃત્યુથી (ન) રહિત કરે છે (તસ્ય) તેના (વાયુમ) પ્રાણ એટલે કે જીવન — શ્વાસોને જે સંસ્કારવશ ગણતરીના જ નાખેલા હોય છે તેને (કોષાન) પોતાના ભંડારથી (સખ્યાય) મિત્રતાના આધારે શ્વાસ (પરિ) પૂર્ણરૂપે (વર્ઘયન) વધારે છે (યતઃ) જે કારણથી (ઇન્દ્રસ્ય) પરમેશ્વરના (મધુ) વાસ્તવિક આનંદને (આશિષ્યદત્ત) પોતાના આશીર્વાદ પ્રસાદથી પ્રાપ્ત કરાવે છે.

ભાવાર્થ : આ મંત્રમાં સ્પષ્ટ કર્યું છે કે પૂર્ણપરમાત્મા કવિર એટલે કે કબીર માનવશરીરમાં ગુરુ રૂપમાં પ્રગટ થઈને પ્રભુ પ્રેમીઓને ત્રણ નામનો જાપ આપીને સત્ય ભક્તિ કરાવે છે. તથા તે મિત્ર ભક્તને પવિત્ર કરીને પોતાના આશીર્વાદથી પૂર્ણપરમાત્માની પ્રાપ્તિ કરાવી પૂર્ણસુખ પ્રાપ્ત કરાવે છે. સાધકનું આયુષ્ય વધારે છે. આજ પ્રમાણ ગીતા અધ્યાય ૧૭ શ્લોક ૨૩માં છે કે ૐ - તત્ - સત્ ઈતિ નિર્દેશઃ બ્રહ્મણ ત્રિવિધ સ્મૃતઃ આ પૂર્ણ પરમાત્માને પ્રાપ્ત કરવાનો મંત્ર-જાપ-સ્મરણનો નિર્દેશ કરેલો છે. આ નામને તત્ત્વદર્શી સંત પાસેથી પ્રાપ્ત કરો. તત્ત્વદર્શી સંતના વિષયમાં ગીતા અધ્યાય ૪ શ્લોક ૩૪માં કહ્યું છે, તથા ગીતા અધ્યાય ૧૫ શ્લોક ૧ અને ૪

માં તત્ત્વદર્શી સંતની ઓળખ બતાવી છે અને કહ્યું છે કે તત્ત્વદર્શી સંત પાસેથી તત્ત્વજ્ઞાન જાણીને ત્યારબાદ જ પરમ પરમેશ્વરની ખોજ કરવી જોઈએ. જ્યાં એકવાર ગયા બાદ સાધક સંસારમાં પાછો નથી આવતો એટલે કે પૂર્ણ રીતે મુક્ત થઈ જાય છે. તે જ પૂર્ણપરમાત્માથી સંસારની રચના થયેલી છે.

વિશેષ : ઉપરના વિવરણથી સ્પષ્ટ થાય છે કે પવિત્ર ચારેય વેદ પણ સાક્ષી છે કે પૂર્ણપરમાત્મા જ પૂજાના યોગ્ય છે, તેમનું વાસ્તવિક નામ કવિર્દેવ (કબીર પરમેશ્વર) છે તથા ત્રણ મંત્રોના નામનો જાપ કરવાથી જ પૂર્ણમોક્ષ મળે છે.

ધર્મદાસજીને તો કબીરજીએ સાર શબ્દ બીજાને આપવાની બિલકુલ ના કહી દીધી હતી. અને કહ્યું હતું કે અગર સાર શબ્દ કોઈ કાળના દૂતના હાથમાં જશે તો વચલી પેઢીવાળા હંસો પાર નહીં થઈ શકે. જેમ કે કળિયુગના પ્રારંભિક પેઢીના ભક્તો અશિક્ષિત હતા. તથા કળિયુગના અંતની પેઢીના ભક્તો કૃતઘ્નિ થઈ જશે. અને વર્તમાનમાં સન ૧૯૪૭ થી ભારત સ્વતંત્ર થયા બાદ વચ્ચેની પેઢીનો પ્રારંભ થયો છે. સન ૧૯૫૧માં સત્ગુરુ રામપાલજી મહારાજને મોકલ્યા છે. હવે બધાં જ ભક્તજનો શિક્ષિત છે. આપણી પાસે શાસ્ત્રો ઉપલબ્ધ છે. હવે આ સત માર્ગ સત સાધના આખાયે વિશ્વમાં ફેલાશે તથા નકલી ગુરુ તથા સંત, મહંત બધા છુપાતા ફરશે.

**એટલા માટે કબીર સાગર, જીવ ધર્મ બોધ, બોધ સાગર પાન નં. ૧૯૩૭ પર :—**

*ધર્મદાસ તોહિ લાખ દુહાઈ, સાર શબ્દ કહીં બાહર નહીં જાઈ ।*
*સાર શબ્દ બાહર જો પરિ હૈ, બિચલી પીઢી હંસ નહીં તરિ હૈ ॥*

પુસ્તક "ધની ધર્મદાસ જીવનદર્શન અને વંશ પરિચય"ના પાના નં. ૪૬ પર લખ્યું છે કે અગિયારમી પેઢીને ગાદી નહીં મળે. જે મહંતનું નામ "ધીરજ નામ સાહબ" કવર્ધામાં રહેતા હતા. તેના બાદ બારમા મહંત ઉગ્ર નામ સાહેબે દામાખેડામાં ગાદીની સ્થાપના કરી તથા પોતે જ મહંત બની બેઠા. આનાથી પહેલા દામાખેડામાં ગાદી નહોતી. એનાથી સ્પષ્ટ થાય છે કે પૂરા વિશ્વમાં સત્ગુરુ રામપાલજી મહારાજના સિવાય બીજો કોઈ વાસ્તવિક ભક્તિ માર્ગ નથી. સર્વ પ્રભુપ્રેમી શ્રદ્ધાળુઓને વિનંતી છે કે પ્રભુના મોકલેલા દાસ જાણીને પોતાનું કલ્યાણ કરાવો.

*યહ સંસાર સમઝદા નાહીં, કહન્દા શ્યામ દોપહરે નૂં ।*
*ગરીબદાસ યહ વક્ત જાત હૈ, રોવોગે ઈસ પહરે નૂં ॥*

બારમો પંથ (ગરીબદાસ પંથને બારમો પંથ લખ્યો છે કબીરસાગર, કબીર ચરિત્ર બોધ પાન ૧૮૭૦ પર)ના વિષયમાં કબીર સાગર કબીર વાણી પાના નં. ૧૩૬-૧૩૭ પર લખ્યું છે કે,

*સમ્વત્ સત્રાસે પચહતર હોઈ, તાદિન પ્રેમ પ્રગટે જગ સોઈ ।*
*સાખી હમારી લે જીવ સમજાવૈ, અસંખ્ય જન્મ ઠૌર નહીં પાવૈ ॥*
*બારવેં પંથ પ્રગટ હૈ બાની, શબ્દ હમારે કિ નિર્ણય ઠાની ।*
*અસ્થિર ઘરકા મરમ ન પાવૈં, યે બારા પંથ હમહી કો ધ્યાવૈં ॥*

*બારવેં પંથ હમ હી ચલી આવૈં, સબ પંથ મેટિ એક હી પંથ ચલાવૈં ।*
*ધર્મદાસ મોરી લાખ દોહાઈ, સાર શબ્દ બાહર નહીં જાઈ ॥*
*સાર શબ્દ બાહર જો પરહી, બિચલી પીઢી હંસ નહીં તરહીં ।*
*તેતીસ અરબ જ્ઞાન હમ ભાખા, સાર શબ્દ ગુપ્ત હમ રાખા ॥*
*મૂલ જ્ઞાન તબ તક છુપાઈ, જબ લગ દ્વાદશ પંથ મિટ જાઈ ।*

**અહીંયા કબીર સાહેબ પોતાના શિષ્ય ધર્મદાસજીને સમજાવે છે કે સંવત ૧૭૭૫માં મારા જ્ઞાનનો પ્રચાર થશે જે બારમો પંથ હશે. બારમા પંથમાં મારી વાણી પ્રગટ થશે. પરંતુ સાચો ભક્તિમાર્ગ નહીં હોય. પછી બારમા પંથમાં અમે પોતે ચાલી આવીશું અને બધા પંથો મિટાવી દઈને એક જ પંથ ચલાવીશ, પરંતુ ધર્મદાસ તને લાખ સોગંદ છે કે આ સાર શબ્દ કોઈ કુપાત્રને ન આપતો. નહીં તો વચ્ચેની (વચલી) પેઢીના હંસ પાર નહીં ઉતરે - એટલા માટે જ્યાં સુધી બાર પંથ મીટાવીને એક પંથ નહીં ચાલે ત્યાં સુધી હું આ મૂળ જ્ઞાન છુપાવીને રાખીશ.**

**સંત ગરીબદાસજી મહારાજની વાણીમાં નામનું મહત્ત્વ**

*નામ અભૈપદ ઊંચા સંતો, નામ અભૈપદ ઊંચા ।*
*રામ દુહાઈ સાચ કહત હૂં, સત્ગુરુ સે પૂછા ॥*
*કહૈ કબીર પુરુષ બરિયામં, ગરીબદાસ એક નૌકા નામં ॥*
*નામ નિરંજન નીકા સંતોં, નામનિરંજન નીકા ।*
*તીર્થ વ્રત થોથરે લાગે, જપ તપ સંજમ ફીકા ॥*
*ગજ તુરક પાલકી અર્થા, નામ બિના સબ દાનં વ્યર્થા ।*
*કબિર, નામ ગહેસો સંત સુજાના, નામ બિના જગ ઉરઝાના ।*
*તાહિ ના જાને યે સંસારા, નામ બિના સબ જમકે ચારા ॥*

**સંત નાનક સાહેબશ્રીની વાણીમાં નામનું મહત્ત્વ :**

*નાનક નામ ચઢદી કલાં, તેરે ભાણે સબદા ભલા ।*
*નાનક દુ:ખિયા સબ સંસાર, સુખિયા સોય નામ આધાર ॥*
*જાપ તાપ જ્ઞાન સબ ધ્યાન, ષટ શાસ્ત્ર સિમરત વ્યાખ્યાન ।*
*જોગ અભ્યાસ કર્મ ધર્મ સબ ક્રિયા, સગલ ત્યાગવણ મધ્ય ફિરીયા ॥*
*અનેક પ્રકાર કિયે બહુત યત્ના, દાન પુણ્ય હોમૈ બહુ રત્ના ।*
*શીશ કટાયે હોમૈ કર રાતિ, વ્રત નેમ કરે બહુ ભાંતિ ॥*
*નહીં તુલ્ય રામ નામ વિચાર, નાનક ગુરુમુખ નામ જપિયે એક બાર ॥*

**(પરમ પૂજ્ય કબીર સાહેબની અમૃતવાણી)**

*સંતો શબ્દઈ શબ્દ બખાના ।ટેક । ॥ શબ્દ ફાંસ ફંસા સબ કોઈ*
*શબ્દ નહીં પહેચાના ॥ પ્રથમહિં બ્રહ્મ સ્વ ઈચ્છા તે*
*પાંચો શબ્દ ઉચારા । સોહં, નિરંજન, રરંકાર, શક્તિ ઔર ઓંકારા ॥*
*પાંચો તત્ત્વ પ્રકૃતિ તીનોં ગુણ ઉપજાયા ।*
*લોક દ્વિપ ચારોં ખાન ચૌરાસી લખ બનાયા ॥*

**શબ્દઈ કાલ કલંદર કહિયે શબ્દઈ ભ્રમ ભુલાયા ॥ પાંચ શબ્દ કી આશા**

મેં સર્વસ મુલ ગંવાયા ।। શબ્દઈ બ્રહ્મ પ્રકાશ મેંટ કે બૈઠે મૂંદે દ્વારા ।। શબ્દઈ નિરગુણ શબ્દઈ સરગુણ શબ્દઈ વેદ પુકારા ।। શુદ્ધ બ્રહ્મ કાયા કે ભીતર બૈઠ કરે સ્થાના ।। જ્ઞાની યોગી પંડિત ઔ સિદ્ધ શબ્દ મેં ઉરઝાના ।। પાંચઈ શબ્દ પાંચ હૈં મુદ્રા કાયા બીચ ઠીકાના ।। જો જીહસંક આરાધન કરતા સો તિહિ કરત બખાના ।। શબ્દ નિરંજન ચાંચરી મુદ્રા હૈ નૈનન કે માંહી । તાકો જાને ગોરખ યોગી મહા તેજ તપ માંહી ।। શબ્દ ઑંકાર ભૂચરી મુદ્રા ત્રિકુટી હૈ સ્થાના વ્યાસદેવ તાહિ પહિચાના ચાંદ સૂર્ય તિહિ જાના ।। સોહમ શબ્દ અગોચરી મુદ્રા ભંવર ગુફા સ્થાના । શુકદેવ મુનિ તાહિ પહિચાના સુન અનહદ કો કાના ।। શબ્દ રરંકાર ખેચરી મુદ્રા દસવેં દ્વાર ઠિકાના ।। બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ લો રરંકાર પહિચાના ।। શક્તિ શબ્દ ધ્યાન ઉનમુનિ મુદ્રા બસે આકાશ સનેહી । ઝીલમિલ ઝીલમિલ જ્યોત દિખાવે જાને જનક વિદેહી । પાંચ શબ્દ પાંચ હૈ મુદ્રા સો નિશ્ચય કર જાના । આગે પુરુષ પુરાન નિ:અક્ષર તિનકી ખબર ન જાના ।। નૌ નાથ ચૌરાસી સિધ્ધિ લો પાંચ શબ્દ મેં અટકે । મુદ્રા સાધ રહે ઘટ ભીતર ફીર ઑંધે મખુ લટકે ।। પાંચ શબ્દ પાંચ હૈં મુદ્રા લોક દ્વિપ યમજાલા । કહૈં કબીર અક્ષર કે આગે નિ:અક્ષર કા ઉજીયાલા।।

જેમકે આ શબ્દ "સંતો શબ્દઈ શબ્દ બખાના"માં લખ્યું છે કે બધા સંતજનો શબ્દ (નામ)ની મહિમા બતાવે છે. પૂર્ણબ્રહ્મ કબીર સાહેબજીએ બતાવ્યું કે શબ્દ સત્પુરુષનો પણ છે, જે સત્ પુરૂષનું પ્રતિક છે તથા જ્યોતિ નિરંજન કાળનું પ્રતીક પણ શબ્દ જ છે. જેમ શબ્દ જ્યોતિ નિરંજન આ ચાંચરી મુદ્રાને પ્રાપ્ત કરાવે છે. એને ગોરખ યોગીએ આકરુ તપ કરીને પ્રાપ્ત કરેલી જો કે સાધારણ વ્યક્તિના હાથની આ વાત નથી અને પછી ગોરખનાથ કાળ સુધી જ સાધના કરીને સિદ્ધ થઈ ગયા, પણ મુક્ત ન થઈ શક્યા. જ્યારે કબીર સાહેબે સત્યનામ અને સાર નામ આપ્યું ત્યારે ગોરખનાથજીનો કાળથી છુટકારો થયો. એટલા માટે જ્યોતિ નિરંજન નામના જાપ કરવાવાળા કાળ-જાળથી બચી શકે નહીં. એટલે કે સત્યલોક નથી જઈ શકતા. શબ્દ ૐકાર (ઓમ્)નો જાપ કરવાથી સાધક ભૂંચરી મુદ્રામાં આવી જાય છે. જે વેદવ્યાસે સાધના કરી અને કાળ-જાળમાં જ રહ્યા. સોહં નામના જાપથી અગોચરી મુદ્રાની સ્થિતિ થઈ જાય છે અને કાળલોકમાં બનેલી ભંવર ગુફામાં પહોંચી જાય છે, જેની સાધના શુકદેવ ઋષિએ કરી અને ફક્ત વિષ્ણુજીના લોકમાં બનેલા સ્વર્ગ સુધી જ પહોંચી શક્યા. રરંકાર ખૈચરી મુદ્રા દસમા દ્વાર (સુષ્મણા) સુધી પહોંચી જાય છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ત્રણેય રરંકારને સત્ય માનીને કાળ-જાળમાં ઉલઝી રહ્યા. શક્તિ (શ્રીયમ્) ઉનમુની મુદ્રાને પ્રાપ્ત કરાવે છે, જેને રાજા જનકે પ્રાપ્ત કરી પરંતુ મુક્તિ ન થઈ. ઘણા સંતોએ પાંચ નામોમાં શક્તિની જગ્યાએ સત્યનામ જોડી દીધું છે, જો કે સત્યનામ કોઈ જાપ નથી, એ તો ફક્ત સાચા નામ તરફ ઈશારો જ કરે છે. જેમકે સત્યલોકને સચ્ચખંડ પણ કહે છે. એ જ રીતે સત્યનામ કોઇ બીજું જ સાચુ નામ છે. ફક્ત સત્યનામ - સત્ય નામ જાપ નથી

કરવાના. આ પાંચ શબ્દની સાધના કરવાવાળા નવ નાથ અને ચૌરાસી સિદ્ધો પણ એના સુધી સિમિત રહ્યા તથા શરીરમાં જ ધૂની (અવાજ) સાંભળીને આનંદ લેતા રહ્યા, વાસ્તવિક સત્યલોક સ્થાન તો શરીર (પીંડ)થી તેમ જ બ્રહ્માંડ (અન્ડ)થી પણ પાર છે, એટલા માટે ફરી પાછા માતાનાં ગર્ભમાં આવ્યા. (ઊંધા લટક્યા) મતલબ જન્મ-મૃત્યુનું કષ્ટ ખતમ ન થયું. જે પણ ઉપલબ્ધિ (ઘટ) શરીરમાં થશે તે તો ફક્ત બ્રહ્મકાળ સુધી જ સિમિત છે, કારણ કે પૂર્ણ પરમાત્માનું નિજ સ્થાન (સતલોક) તથા તેમના શરીરનો પ્રકાશ તો પરબ્રહ્મ વગેરેથી પણ વધુ તથા ખૂબ જ આગળ (દૂર) છે. તેના માટે તો પૂર્ણસંત જ પૂરી સાચી સાધના બતાવશે. જે પાંચ નામો (શબ્દો)થી અલગ છે.

*સંતોં સત્ગુરુ મોહે ભાવૈ, જો નૈનન અલખ લખાવૈ ।*
*ઢોલત ઢિગૈ ના બોલત બિસરૈ, સત ઉપદેશ દૃઢાવૈ ॥*
*આંખ ના મૂંદૈ કાનના રુદૈં, ના અનહદ ઉરઝાવૈ ।*
*પ્રાણ પૂંજ ક્રિયાઓં સે ન્યારા, સહજ સમાધિ બતાવૈ ॥*

ઘટ રામાયણના રચયિતા તુલસીદાસ સાહેબ હાથરસવાળા પોતે કહે છે કે :- (ઘટ રામાયણ પ્રથમ ભાગ પાન નં. ૨૭).

પાંચો નામ કાલ કે જાનૌ તબ દાની મન સંકા આનૌ । સુરતિ નિરતી લૈ લોક સિધાઉં આદિનામ લે કાલ ગિરાઉં, સતનામ લે જીવ ઉબારી, અસ ચલ જાઉં પુરુષ દરબારી ॥ કબીર, કોટિનામ સંસાર મેં, ઇનસે મુક્તિ ન હો । સાર નામ મુક્તિ કા દાતા, વાકો જાને ન કોએ ॥

ગુરુ નાનકજીની વાણીમાં ત્રણ નામનું પ્રમાણ :-

*પૂરા સત્ગુરુ સોએ કહાવૈ, દોય અખરકા ભેદ બતાવૈ ।*
*એક છુડાવૈ એક લખાવૈ, તો પ્રાણી નિજ ઘર જાવૈ ॥*
*જૈ પંડિત તુ પઢિયા, બિના દઉ અખર દઉ નામા ।*
*પરણવત નાનક એક લંઘાએ, જે કર સચ સમાવા ।*
*વેદ કતેબ સિમરિત સબ સાંસત, ઈન પઢી મુક્તિ ન હોઇ ॥*
*એક અક્ષર જો ગુરુમુખ જાપૈ, તિસ કી નિરમલ હોઈ ॥*

ભાવાર્થ : ગુરુ નાનકજી પોાની વાણી દ્વારા સમજાવવા માંગે છે કે પૂરા સતગુરુ તે જ છે કે જે બે અક્ષરના જાપના વિષયમાં જાણે છે. જેમાંથી એક કાળ તથા માયાના બંધનથી છોડાવે છે અને બીજો પરમાત્માને દેખાડે છે અને ત્રીજો જે અક્ષર છે એ પરમાત્મા સાથે મિલન કરાવે છે.

સંત ગરીબદાસજી મહારાજની અમૃતવાણીમાં શ્વાસના નામનું પ્રમાણઃ-

*ગરીબ, સ્વાંસા પારસ ભેદ હમારા, જો ખોજે સો ઉતરે પારા ।*
*સ્વાંસા પારસ આદિ નિશાની, જો ખોજે સો હોય દરબાની ॥*
*સ્વાંસા હી મેં સાર પદ, પદ મેં સ્વાંસા સાર ।*
*દમ દેહી કા ખોજ કરો, આવાગમન નિવાર ॥*
*ગરીબ, સ્વાંસ સુરતિ કે મધ્ય હૈ, ન્યારા કદે નહીં હોય ।*

*સતગુરુ સાક્ષી ભૂત કૂં, રાખો સુરતિ સમોય ॥*
*ગરીબ, ચાર પદાર્થ ઉર મે જોવૈ, સુરતિ નિરતિ મન પવન સમોવૈ ।*
*સુરતિ નિરતિ મન પવન પદાર્થ (નામ), કરો ઈક્તર યાર ।*
*દ્વાદસ અન્દર સમોય લે, દિલ અંદર દીદાર ।*
*કબીર, કહતા હું કહિ જાત હૂં, કહૂં બજા કર ઢોલ ।*
*સ્વાંસ જો ખાલી જાત હૈ, તીન લોક કા મોલ ॥*
*કબીર, માલા સ્વાંસ ઉસ્વાંસ કી, ફેરેંગે નિજ દાસ ।*
*ચૌરાસી ભ્રમે નહીં, કટૈ કર્મ કી ફાંસ ॥*

**ગુરુ નાનકજીની વાણીમાં પ્રમાણ :-**

*ચહઊં કા સંગ, ચહઊં કા મીત, જામૈ ચારિ હટાવૈ નિત ।*
*મન પવન કો રાખૈ બંધ, લહે ત્રિકુટી ત્રિવેણી સંધ ॥*
*અખંડ મંડલ મે સુન્ન સમાના, મન પવન સચ્ચ ખંડ ટિકાના ॥*

**પૂર્ણ સતગુરુ તે છે જે ત્રણ વખતમાં નામ આપે અને શ્વાસની ક્રિયાની સાથે સુમરણની રીત બતાવે. ત્યારે જીવનો મોક્ષ સંભવ છે. જેમ પરમાત્મા સત્ય છે. ઠીક, તે જ પ્રમાણે પરમાત્માનો સાક્ષાત્કાર તથા મોક્ષ પ્રાપ્ત કરવાની રીત પણ આદિ-અનાદિ તથા સત્ય છે, જે ક્યારેય નથી બદલાતી. ગરીબદાસજી મહારાજ પોતાની વાણીમાં કહે છે :**

*"ભક્તિ બીજ પલટૈ નહીં, યુગ જાંહી અસંખ ।*
*સાંઈ સિર પર રાખીયો, ચૌરાસી નહી શંક ॥*
*"ધીસા આએ એકો દેશ સે, ઉતરે એકો ઘાટ ।*
*સમજોં કા માર્ગ એક હૈ, મૂર્ખ બારહ બાટ ॥*
*કબીર ભક્તિ બીજ પલટૈ નહીં, આન પડૈ બહુ ઝોલ ।*
*જૈ કંચન વિષ્ટા પરૈ, ઘટૈ ન તાકા મોલ ॥*

**ઘણા બધા મહાપુરુષ સાચા નામના વિષે નથી જાણતા, તેઓ મનમુખી નામ આપે છે. જેનાથી નથી સુખની પ્રાપ્તિ થતી કે નથી મુક્તિ થતી. કોઈ કહે છે તપ, હવન, યજ્ઞ વગેરે કરો તથા થોડા ઘણા મહાપુરુષ આંખ, કાન અને મુખ બંધ કરીને અંદર ધ્યાન લગાવાની વાત કરે છે જો કે એ તેમની મનમુખી સાધનાનું પ્રતીક છે. જ્યારે કબીર સાહેબ, સંત ગરીબદાસજી મહારાજ, ગુરુ નાનકદેવજી વગેરે પરમ સંતોએ આવી બધી ક્રિયાઓને કરવાની ના પાડીને માત્ર એક નામ જાપ કરવાનું જ કહ્યું છે.**

**એક નાસ્ટ્રાદમસ નામના ભવિષ્ય વક્તા હતા, જેની બધી ભવિષ્યવાણીઓ સત્ય થઈ રહી છે, જે લગભગ ૪૦૦ વર્ષ પહેલા લખી તથા બોલવામાં આવી હતી. તેણે કહ્યું છે કે સન ૨૦૦૬માં એક હિંદુ સંત પ્રકટ થશે એટલે કે સંસારમાં તેની ચર્ચા થશે. તે સંત ના તો મુસલમાન હશે, ન તે ઈસાઈ હશે તે માત્ર હિંદુ જ હશે. તેના દ્વારા બતાવેલ ભક્તિમાર્ગ બધાથી જુદો તથા તથ્યો પર આધારિત હશે. તેને જ્ઞાનમાં કોઈ પરાજિત નહીં કરી શકે.**

સન ૨૦૦૬માં તે સંતની આયુ ૫૦ અને ૬૦ વર્ષની વચ્ચે હશે. (સંત રામપાલજી મહારાજનો જન્મ ૮ સપ્ટેમ્બર સન ૧૯૫૧માં થયો, જુલાઈ સન ૨૦૦૬માં સંતજીની આયુ ઠીક ૫૫ વર્ષ બને છે જે ભવિષ્યવાણી અનુસાર સાચી છે.) તે હિંદુ સંત દ્વારા બતાવેલા જ્ઞાનને પૂરો સંસાર સ્વીકાર કરશે. તે હિંદુ સંતની અધ્યક્ષતામાં પૂરા સંસારમાં ભારતવર્ષનું શાસન હશે તથા તે સંતની આજ્ઞાથી સર્વ કાર્ય થશે. તેની મહિમા આસમાનોથી ઉપર હશે. નાસ્ટ્રાડેમસ દ્વારા બતાવેલ સાંકેતિક સંત રામપાલજી મહારાજ છે, જે સન ૨૦૦૬માં વિખ્યાત થયા છે. ભલે અજ્ઞાનીઓએ તેમને ખરાબ કહીને પ્રસિદ્ધ કર્યો છે પરંતુ સંતમાં કોઈ દોષ નથી.

ઉપર દર્શાવેલ તમામ લક્ષણો તત્ત્વદર્શી સંત રામપાલ મહારાજમાં વિદ્યમાન છે.

❑❑❑

# (૭) સંતને સતાવવાની સજા

આદરણીય ગરીબદાસ સાહેબજીનો જન્મ પાવન ગામ છુડાની જિલ્લા જજ્જરમાં શ્રી બલરામજી ધનખડ (જાટ)ના ઘરમાં થયો હતો. તેમને પણ, કાશીમાં ૧૨૦ વર્ષ સુધી રહેનાર અને સને ૧૫૧૮ માં સતલોક પ્રસ્થાન કરનાર તે જ પૂર્ણબ્રહ્મ કબીર પરમેશ્વર (કવિર્દેવ) પોતાના સતલોક (ઋતુધામ)થી સને ૧૭૨૭માં સહશરીર આવીને તેમને મળ્યા હતા. તથા તેમના જીવને સતલોક લઈ ગયા હતા. પાછળથી તેમને મૃત જાણીને ચિતા પર મૂકી દેવામાં આવ્યા હતા. તેજ સમયે જીવને શરીરમાં ફરી પાછો મૂકી દીધો હતો. ત્યારબાદ આદરણીય ગરીબદાસજી પણ પરમ પૂજ્ય કવિર્દેવ (કબીર પરમેશ્વર) નો મહિમા જન-જનને સંભળાવવા લાગ્યા. જે પણ દુઃખી પ્રાણી તેમનાથી ઉપદેશ પ્રાપ્ત કરતા, તેજ સુખી થઈ જતા. તેમની વધતી મહિમા તથા તત્ત્વજ્ઞાનની સામે બીજા ગુરુઓના અધૂરા જ્ઞાનની પોલ ખૂલવાથી આસપાસના બધા અધૂરા જ્ઞાનયુક્ત ગુરુઓ તેમનાથી અત્યાધિક ઈર્ષ્યા કરવા લાગ્યા. આસપાસના મુખ્ય મુખ્ય ચૌધરીઓને ઉલટી પટ્ટી (તે ખોટો છે, તે ખોટી ભક્તિ કરાવશે, તે ઢોંગી છે વગેરે) ભણાવી દીધી. જેનાથી આસપાસનાં ગામના વ્યક્તિ પ્રભુ કબીરના પ્યારા બાળક આદરણીય ગરીબદાસજીથી ઘૃણા કરવા લાગ્યા.

દિલ્હીના વાજીદપુર ગામમાં તેમના એક શિષ્ય હતા. તેમનાથી પણ આખું ગામ ઈર્ષ્યા કરતું હતું, તેની પ્રાર્થના પર ગરીબદાસજી થોડાક દિવસ વાજિદપુરમાં રોકાયા. તેજ સમયે ટીંડડી (તીડ) ના ઉપદ્રવથી આસપાસના ક્ષેત્રમાં બાજરીનો પાક નષ્ટ થઈ ગયો હતો, પરંતુ તેમના સેવકના પાકને કોઈ હાનિ થઇ નહિ. બધા ગામવાસીઓએ તેમની મહિમાથી બહુ પ્રભાવિત થઈને તેમના જ્ઞાનનો સ્વીકાર કરીને પોતાનું આત્મકલ્યાણ કરાવ્યું.

તેમના આદેશથી તેમના ભક્તએ તે બાજરાને પૂરા ગામમાં વહેંચી દીધો તથા ગરીબદાસજીના વારંવાર ના કરવા છતાં પણ કેટલોક બાજરો બળદગાડીમાં નાંખી દીધો તથા કહ્યું કે દરેક પૂર્ણિમાએ તમે ભંડારો કરો છો, કંઈક દાન તમારા દાસનું પણ થઈ જશે. ભક્તોની શ્રદ્ધાનું માન રાખતા તમે સ્વીકૃતિ પ્રદાન કરી. (આદરણીય ગરીબદાસજીના ચાર પુત્રો તથા બે કન્યાઓ સંતાનરૂપમાં હતી તથા લગભગ ૧૩૦૦ એકર જમીનના સ્વામી પણ હતા) તેજ બળદગાડામાં બેસીને તેઓ ગામ છુડાની ચાલી નીકળ્યા. રસ્તામાં ગામ કાણૌંદાની પાસે બળદગાડી પહોંચતાની પહેલા જ સુનિયોજિત સ્વાર્થી ગુરુઓ (આચાર્યો)એ સંત ગરીબદાસજીને ઘેરી લીધા. બધું અનાજ (બાજરી) લૂંટી લીધું તથા તે ગામના ચૌધરી છાજુરામ છિક્કારાને સૂચના કરી કે તે હિંદુ ધર્મના દ્રોહીને પકડી લીધો છે. ચૌધરી છાજુરામના આદેશથી ચોપાઠમાં બાંધી દીધા, ચૌધરી છાજુરામને સરકારના તરફથી થોડાક કાનૂની અધિકાર પ્રાપ્ત હતા. છ મહિનાની સજા, પાંચસો રૂપિયાનો દંડ તથા મહાદોષીને કાઠથી બંધ કરવો વગેરે શિક્ષાઓ હતી.

તે ધર્મના અજ્ઞાની ઠેકેદારો (ગુરુઓ-આચાર્યો) દ્વારા પહેલેથી ઊલ્ટી પટ્ટી ભણેલા ચૌધરી છાજુરામ છિક્કારાજીએ તે પરમ આદરણીય ગરીબદાસજી મહારાજને કાઠમાં બંધ કરી દીધા. (કાઠમાં બંધ કરવાની એક પ્રકારની કઠિન કારાગારની સજા હતી, બંને પગના ઘૂંટણોથી ઉપર બે મોટા વજનદાર ડંડા(મોટું ગોળ વજનદાર લાકડું) બાંધીને બંને હાથોને પાછળ બાંધવામાં આવતા હતા) બળદગાડીવાળો ખાલી ગાડી લઈને ગામ વાજિદપુર પહોંચ્યો, જે ગામ કણૌંદાથી લગભગ ૧૦ કિ.મી. દૂર આવેલું છે. બધી સૂચના પ્રાપ્ત થતા જ વાજિદપુર ગામના કેટલાક મુખ્ય વ્યક્તિ તરત જ કાણૌંદા પહોંચી ગયા તથા ચૌધરી છાજુરામજીને પ્રાર્થના કરી તથા બહુ સમજાવ્યા કે આ સાધારણ વ્યક્તિ નથી, આ પરમ શક્તિ સંપન્ન છે. તમે ક્ષમાયાચના કરી લ્યો. ચૌધરી છાજુરામજી બહુ જ નેક આત્મા તથા બહુ જ દયાળુ અને નમ્ર હૃદયના વ્યક્તિ હતા. પરંતુ તે સ્વાર્થી અને પ્રભુતાના ભૂખ્યા ગુરુઓએ તે પુણ્ય આત્મા શ્રી છાજુરામ છિક્કારાજીને ખોટી કહાની સંભળાવી પ્રભુના પ્યારા બાળક આદરણીય ગરીબદાસજીના પ્રતિ બહુ વધારે ગ્લાનિ પેદા કરી રાખી હતી. જે કારણવશ ચૌધરી છાજુરામજીએ કારણ જાણ્યા વગર જ સજા પ્રારંભ કરી દીધી. વાજિદપુરના ભક્તોની પ્રાર્થના માનીને આદરણીય ગરીબદાસજીને છોડી દીધા. આદરણીય ગરીબદાસજી સાહેબે કંઈ પણ કહ્યું નહિ તથા પોતાના ગામ છુડાની આવી ગયા.

થોડા સમય પછી ચૌધરી છાજુરામજી સવારમાં પ્રાતઃક્રિયા કરવા તળાવ પર ગયા. તો તેમના બંને હાથ બે ઘોડેસવારોએ ત્યાં આવીને કાપી નાખ્યા. તેજ સમયે તેમની સમક્ષ જ અદૃશ્ય થઈ ગયા. આ દૃશ્યને તળાવ પર હાજર કેટલીક વ્યક્તિઓએ પણ જોયું. ઘણો ઉપચાર કરાવ્યો, પરંતુ દુઃખાવો તથા લોહી બંધ ના થયું. કેટલાક દિવસ સુધી કણસતો રહ્યો. પછી એક વ્યક્તિએ કહ્યું, આદરણીય ગરીબદાસજીની પાસે જઈને ક્ષમાયાચના કરી લો, તેઓ દયાળુ છે. પરિવારજનો તે ચૌધરીને ઘોડા પર બેસાડીને છુડાની લઈ ગયા. શ્રી છાજુરામજી જતાં જ આદરણીય ગરીબદાસજીનાં ચરણોમાં પડી ગયા. ક્ષમાયાચના કરી. સંત ગરીબદાસજીએ આશીર્વાદ આપ્યા તથા નામ ઉપદેશ આપ્યો તથા આજીવન ભક્તિ કરવાનું કહ્યું. ચૌધરી છાજુરામજીએ કહ્યું, દાતા મને તમારા વિરુદ્ધ વધારે ભરમાવી રાખ્યો હતો.

મને ખબર ન હતી કે તમે પૂર્ણપરમાત્મા આવ્યા છો. આદરણીય ગરીબદાસજીએ કહ્યું હું પૂર્ણપરમાત્મા કબીર સાહેબ (કવિર્દેવ) જૂલાહાનો મોકલેલ દાસ છું. તેમની શક્તિથી જ તમે ઠીક થયા છો. મેં તમને કોઈ શ્રાપ નહોતો આપ્યો. તમારા કર્મનું ફળ તમને મળ્યું છે. અગર તમે અહીંયા નહિ આવતા તો તમારા પરિવાર પર ઘણો બીજો વધારે પાપનો પ્રભાવ હતો. હવે તે નહિ રહે, કારણ કે તમે ઉપદેશ પ્રાપ્ત કર્યો છે.

ચૌધરી છાજુરામજીએ પોતાના સમગ્ર પરિવારને ઉપદેશ અપાવ્યો. આજે પણ તેજ પુણ્ય આત્મા છાજુરામજીના વંશ આદરણીય ગરીબદાસજીની પરંપરાગત પૂજા કરે છે. લગભગ સેંકડો પરિવાર છે જેમને છાજુવાડા કહે છે.

કેમ કે :-

*તુમને ઉસ દરગાહ કા મહલ ના દેખ્યા ।*
*ધરમરાય કે તિલ તિલ કા લેખા ॥*
*રામ કહૈ મેરે સાધ કો, દુ:ખ ના દીજો કોય ।*
*સાધ દુ:ખાય મૈં દુ:ખી, મેરા આપા ભી દુ:ખી હોય ॥*
*હિરણ્યકશ્યપ ઉદર (પેટ) વિદારીયા, મૈં હી માર્યા કંસ ।*
*જો મેરે સાધુ કો સતાવૈ, વાકા ખો–દૂં વંશ ॥*
*સાધ સતાવન કોટિ પાપ હૈ, અનગિન હત્યા અપરાધં ।*
*દુર્વાસા કી કલ્પ કાલ સે, પ્રલય હો ગયે યાદવ ॥*

ઉપરોક્ત વાણીમાં સત્ગુરુ ગરીબદાસજી સાહેબ પ્રમાણ આપી રહ્યા છે કે પરમેશ્વર કહે છે કે મારા સંતને દુ:ખી ના કરશો. જે મારા સંતને દુ:ખી કરે છે, સમજો મને દુ:ખી કરે છે. જ્યારે મારા ભક્ત પ્રહલાદને દુ:ખી કર્યો, ત્યારે મેં હિરણ્યકશ્યપનું પેટ ફાડ્યું અને મેં જ કંસને માર્યો. અને જો મારા સાધુને જે કોઈ દુ:ખી કરશે તો હું તેના વંશનો નાશ કરી દઈશ. એટલા માટે સંતને સતાવવાના કરોડો પાપ લાગે છે. જેમ અગણિત (અનંત) હત્યાઓ કરી દીધી હોય અને પછી આ અજાણ (અજ્ઞાની) લોકો પરમાત્માના નિયમથી પરિચિત નથી, એટલા માટે ભયંકર ભૂલ કરે છે અને પછી દંડના ભાગીદાર બને છે. સાધુ સતાવવાનો નીચે પ્રમાણે દંડ મળે છે :

અગર એક મનુષ્ય બીજા મનુષ્યનું મૃત્યુ કરી દેશે તો તેના આગળના જન્મમાં હત્યા કરવાથી પૂરું થઈ જાય છે. પરંતુ સંતને સતાવવાનો બહુ મોટો દંડ છે. જે અનંત જન્મોમાં પણ પૂરો થતો નથી. સતગુરુ પોતાની વાણીમાં કહે છે :

*અર્ધમુખી ગર્ભવાસ મેં હર દમ બારમ્બાર,*
*જૂનિ ભૂત-પિશાચ કી, જબ લગ સૃષ્ટિ સંહાર ।*

પછી આવી ભૂલ કરાવવાવાળાને પરમેશ્વર વારંવાર માતાના ગર્ભમાં નાખે છે (ગર્ભની ભયંકર યાતનાઓ ભોગવે છે) અર્થાત તે જન્મ લેતા જ વારંવાર મૃત્યુને પ્રાપ્ત થઇ જાય છે અને જ્યાં સુધી સૃષ્ટિનો પ્રલય ના થાય ત્યાં સુધી ભૂત-પિશાચની યોનિ તથા માતાના ગર્ભમાં જ રાખે છે, જે ખૂબ જ દુ:ખદાયી હોય છે અને ત્યાં સુધી ક્ષમા નથી મળતી જ્યાં સુધી સતાયેલ સંત જ માફ નથી કરી દેતા.

એક વાર દુર્વાસા ઋષિએ અભિમાનવશ થઈને અમરીષ ઋષિને મારવા માટે પોતાની શક્તિથી એક સુદર્શન ચક્ર છોડ્યું. સુદર્શન ચક્ર અમરીષ ઋષિના ચરણનો સ્પર્શ કરીને પાછું દુર્વાસા ઋષિને મારવા માટે દુર્વાસાની

તરફ ચાલ્યું. દુર્વાસા ઋષિએ વિચાર્યું કે મેં બહુ જ મોટી ભૂલ કરી દીધી છે. પરંતુ વધારે સમય ન રહેતા દુર્વાસા ઋષિ સુદર્શન ચક્રની આગળ આગળ ભાગવા લાગ્યા. ભાગતા ભાગતા શ્રી બ્રહ્માજીની પાસે ગયા અને બોલ્યા કે હે ભગવાન ! કૃપા કરી તમે મને આ સુદર્શન ચક્રથી બચાવો. આથી બ્રહ્માજી બોલ્યા કે ઋષિજી આ મારા વશની વાત નથી. પોતાના માથેથી બલા ટાળતા કહ્યું કે તમે ભગવાન શંકરની પાસે જાઓ. તે જ તમને બચાવી શકે છે. આ સાંભળતા જ દુર્વાસા ઋષિ ભગવાન શંકરની પાસે ગયા અને બોલ્યા કે હે ભગવાન ! કૃપા કરીને તમે મને આ સુદર્શન ચક્રથી બચાવો. આથી ભગવાન શિવજીએ પણ બ્રહ્માજીની જેમ ટાળતા કહ્યું કે તમે શ્રી વિષ્ણુ ભગવાનની પાસે જાઓ. તે જ તમને બચાવી શકે છે. આ સાંભળતા જ ભગવાન વિષ્ણુજીની પાસે જઈને દુર્વાસા ઋષિએ કહ્યું કે હે ભગવાન ! તમે જ મને આ સુદર્શન ચક્રથી બચાવી શકો છો, નહિ તો આ મને કાપીને મારી નાખશે. આથી ભગવાન વિષ્ણુજીએ કહ્યું કે હે ઋષિજી ! આ સુદર્શન ચક્ર તમને કેમ મારવા માંગે છે ? આ બાજુથી દુર્વાસા ઋષિએ પૂરી વાત સંભળાવી. ત્યારે વિષ્ણુજીએ કહ્યું કે હે દુર્વાસા ઋષિ ! અગર તમે તે જ અંબરીષ ઋષિના ચરણ પકડીને માફી માંગો તો આ સુદર્શન ચક્ર તમારી જાન છોડી શકે છે. અન્યથા હું તો શું કોઇ પણ દેવ તમને નહિ બચાવી શકે. આનો બીજો કોઇ વિકલ્પ જ નથી. મરતો શું ના કરે ? ત્યારે દુર્વાસા ઋષિ પાછા જઈને અંબરીષ ઋષિના ચરણ પકડીને રડવા લાગ્યા અને હૃદયથી માફી માંગી. ત્યારે અંબરીષ ઋષિએ તે સુદર્શન ચક્ર પોતાના હાથમાં પકડીને દુર્વાસા ઋષિને આપતા કહ્યું કે સંતો/ઋષિઓની સાથે સતામણી ક્યારેય પણ નહિ કરવી જોઈએ. તેનું પરિણામ ખૂબ જ ખરાબ હોય છે.

*''શ્રી કૃષ્ણ ગુરૂ કસની હુઈ ઔર બચેગા કૌન''*

જયારે શ્રીકૃષ્ણજીના ગુરુ શ્રી દુર્વાસા જેવા ઋષિઓની આ હાલત છે તો પછી સામાન્ય મનુષ્ય કેવી રીતે બચી શકે છે ?

❑❑❑

# (૮) ભટકાયેલાઓને માર્ગદર્શન

*"ભક્ત સમાજ પ્રભુની વાસ્તવિક ભક્તિથી કોસો દૂર"*

**સતલોક આશ્રમ કરૌંથા, જિલ્લો રોહતક, હરિયાણામાં કવિર્દેવ (કબીર પરમેશ્વર)ના પ્રકટ દિવસના ઉપલક્ષ (સંદર્ભ)માં ચાલી રહ્યા પાંચ દિવસીય (૧૮ થી ૨૨ જૂન ૨૦૦૫ સુધી) સત્સંગ સમારોહમાં ભક્ત બસંતસિંહ સૈનીએ પોતાની વાર્તા સંભળાવી જે કૃપયા નીચે મુજબ વાંચશો (વાંચો).**

*"પ્રભુ પ્યાસા ભક્ત બસંતસિંહ સૈનીને માર્ગ મળ્યો"*

હું બસંતસિંહ સૈની, ગામ - ગાંધરા, જિ-રોહતક, હરિયાણાનો રહેવાસી છું તથા અગાઉ મકાન નંબર એસ ૧૬૧, પાન્ડવનગર, મધરડેરી પાસે, યમુનાપાર, દિલ્હી-૯૨ ખાતે રહેતો હતો. અમારા પરિવાર ઉપર જાણે દુઃખોના ડુંગરો તૂટી પડ્યા હતા. તેમ છતાં પરમાત્માને પામવાની ઈચ્છા તથા દુઃખોના નિવારણ અર્થે સંતો તેમજ મહંતોની પાસે આવતા જતા રહેતા હતા. પરંતુ ક્યાંય દુઃખોનું નિવારણ થયું નહીં. છેલ્લે એક જાણીતા સંત શ્રી આસારામ બાપુને મળ્યા. તે સમયે બાપુજીની સંગતમાં દિલ્લીમાં આશરે એક હજાર અનુયાયીઓ જોડાયા હતા. જેના કારણે ખૂબ જ નજદીક (નીકટ)થી મળવાનો અવસર મળ્યો. અમે પોતાના દુઃખ તથા પરમાત્માને પામવાની જિજ્ઞાસા તેમની સામે રજૂ કરી. તેમણે મને સાત મંત્ર (ઓમગુરુ, હરિ ઓમ, ઓમ એનમઃ, ઓમનમઃ શિવાય, ઓમ નમોઃ ભગવતે વાસુદેવાય, હ્રીં રામાય નમઃ તથા ગાયત્રી મંત્ર વગેરે) બતાવ્યા. જેમાંથી એક પસંદ કરવાનું કહેવામાં આવ્યું અને એક "સોહં" મંત્ર જે શ્વાસ દ્વારા સો અંદર હમ બહાર કાઢી જાપ કરવા કહેવામાં આવ્યું. એકાદશી તથા પૂર્ણિમાંના વ્રત, સોમવારના વ્રત, અષ્ટમીનું વ્રત કરવાનું કહ્યું. વધુમાં વધુ ત્રિબંધ પ્રણાયામ તથા સિધ્ધાસનમાં બેસી ધ્યાન લગાવવા તથા અનુષ્ઠાન કરવા બતાવવામાં આવ્યું. અમે મંત્ર લીધો તથા પોતાના દુઃખ એમની સામે વ્યક્ત કરતા કહ્યું કે અમારા તાઉજી (મોટા કાકા) ૪૦ વર્ષ અગાઉ મૃત્યુ પામ્યા હતા, તે મોટા પ્રેત બની ગયા હતા. તેમને અમારા બે ભાઈઓને મારી નાખ્યા. ૮-૧૦ ભેંસને મારી નાખી, પાંચ-છ ગાયો મારી નાખી, પશુઓના કોઈ પણ બચ્ચાં જીવિત નથી રહેતાં, ઘરના બધા સભ્યો બીમાર રહે છે. દુઃખના કારણે બેહાલ છીએ તથા કોઈ પણ કામધંધાને ચાલવા નથી દેતો, હવે કહી રહ્યો છે કે તમારા પિતાજીને લઈને જઈશ. અમે બાપુજી (આશારામજી)ને પ્રાર્થના કરી કે "અમને બચાવો" પરંતુ છ મહિના બાદ તે પ્રેત અમારા પિતાજીને પણ લઈ ગયો. બાપુજીએ કહ્યું કે જે થયું તે તો થવાનું જ હતું, પશુ વગેરે તેમજ ધનની હાનિ તથા શારીરિક બિમારી તો પાપનો ભોગ છે જે જીવના પ્રારબ્ધમાં લખાયેલું હોય છે, તે તો ભોગવવું જ પડે છે. તમે ભક્તિ કરો. અમે પરમાત્મા પ્રાપ્તિ માટે લાગ્યા રહ્યા. બાપુજીના સમજાવ્યા બાદ અમે પરમાત્મા પ્રાપ્તિ માટે પૂરી શ્રદ્ધાથી

લાગી ગયા તથા મેં (બસંતદાસ) સૌથી પહેલાં શ્રી આશારામબાપુ આશ્રમ દિલ્હીમાં ૪૦ દિવસનું અનુષ્ઠાન મહંત નરેન્દ્ર બ્રહ્મચારીની સલાહથી કર્યું. ત્યારબાદ ૪૦ દિવસના છ અનુષ્ઠાન આશારામ બાપુ આશ્રણ પંચેડ રતલામ, મધ્યપ્રદેશ મહંત કાકાજીની દેખરેખ હેઠળ કર્યા. ત્યારબાદ બે અનુષ્ઠાન આશારામ આશ્રમ સાબરમતી, અમદાવાદ, ગુજરાતના મૌન મંદિરમાં કર્યો. જ્યાં શ્રી આશારામ બાપુની સાથે સારી રીતે વાત કરવાનો મોકો મળ્યો. ત્યારે મેં બાપુજીને પૂછયું કે, બાપુજી જે પરમાત્માને પામવા માટે હું તથા આખો ભક્ત સમાજ લાગ્યો છે, તે પરમાત્મા કોણ છે ? કેવો છે ? તથા ક્યાં રહે છે ? જણાવવાની કૃપા કરો. આ સાંભળીને બાપુજીએ કહ્યું કે તમે લાગી રહો બધો ખ્યાલ આવી જશે અને બતાવ્યું કે ગીતાજીના એક અધ્યાયનો પાઠ દરરોજ કરવો અને ક્યારેય મારા દર્શનની ઈચ્છા થાય તો એક ક્રિયા બતાવું છું કે ત્રણ દિવસ સુધી એક રૂમમાં બંધ રહેવું અને રૂમમાં બંધ થતાં પહેલાં દિવસે ખાવાપીવાનું છોડી દેવું જેથી સાંજ સુધી સંડાસ-બાથરૂમથી નિવૃત્તિ થઈ જાય. તેના ત્રણ દિવસ સુધી કંઈ જ ખાવાપીવાનું નથી તથા બહાર નીકળવાનું નથી. રૂમમાં રહો, ત્રાટક કરો. ઘેર જઈને મેં આ ત્રણ વખત કર્યું, પરંતુ બાપુના દર્શન થયા નહીં. અનુષ્ઠાનના સમયે જીવન-મૃત્યુથી ઝઝુમીને બીમારીનો સામનો કરવો પડ્યો. પરંતુ તેમ છતાં પરમાત્મા મેળવવા માટે પ્રયત્નશીલ રહ્યો. સપ્ટેમ્બર ૨૦૦૦માં સંત રામપાલજી મહારાજનો સત્સંગ કાઠમંડી રોહતકમાં સાંભળ્યો. જેમને તત્ત્વજ્ઞાનના આધારે ગીતાજીને સમજાવી તેના પછી ગીતાજીનો પાઠ કરવાથી મનમાં થયું કે ગીતાજીમાં ભગવાન શું કહે છે? અને બાપુજી શું બતાવે છે? શું ખરેખર અમે ભગવાનના વિરુધ્ધ તો સાધના નથી કરી રહ્યા ને? સંત રામપાલજીએ જ્યારે ગીતાજીનો અનુવાદ સમજાવ્યો ત્યારે અંતરાત્મા રડી પડ્યો અને બાપુજીને મળીને આ બધી શંકાઓ પૂછવાની ઇચ્છા થઈ. હું બાપુજીની પાસે ગીતા લઇને ગયો તથા ગીતાજીને બતાવીને બધી શંકાઓ પૂછી, પરંતુ બાપુજીએ કોઈ પણ શંકાનું સમાધાન કર્યું નહીં. મે બાપુજીને કહ્યું કે બાપુજી જ્યારે તમને પરમાત્મા વિષે ખબર નથી તો તમે ભક્તસમાજને તમારી પાસે કેમ ઉલઝાવી (ફસાવી) ને રહ્યા છો, ત્યારે બાપુજીએ મારી સામે ગુસ્સાથી જોયું અને બોલ્યા તું શું જાણે છે ભક્તિ વિશે ? હું ઉઠીને રડતો-રડતો ઘરે આવી ગયો.

પરમાત્માની પ્રાપ્તિ ન થવાથી, મુશ્કેલીથી ભરેલું જીવન જોઈને અને હઠરૂપી અનુષ્ઠાન તથા વ્રતો કરીને શરીર ખાસું એવું નબળું પડી ગયું હતું અને મૃત્યુ નજીક દેખાવા લાગ્યું. પછી તો અન્ય સંતો (રાધાસ્વામી પંથ, ધન-ધન સત્ગુરુ, શ્રી સતપાલજી મહારાજ, શ્રી બાલયોગેશ્વરજી મહારાજ, દિવ્ય જ્યોતિ, બ્રહ્મકુમારી, નિરંકારી મિશન, જય ગુરુદેવ મથુરાવાળા વગેરે) પાસે ભટક્યો, પરંતુ જે સચોટ જ્ઞાન સંત રામપાલજી મહારાજે બતાવ્યું તે ઉપરોક્ત કોઈ પણ સંત તથા પંથની પાસે નથી. હું

પશ્ચાતાપ કરવા લાગ્યો કે આ સમયે ખરેખર પૃથ્વી પર કોઈ પણ સંત એવા નથી કે જેને પરમાત્માની પ્રાપ્તિ થઈ હોય અને જે એ બતાવી શકે કે તે પરમાત્મા કોણ છે ? કેવા છે ? અને ક્યાં રહે છે ? એવો વિચાર આવતાં હું ધ્રુસકે-ધ્રુસકે રડવા માંડ્યો, સંતો પરથી મારો વિશ્વાસ ઉઠી ગયો. મનમાં થયું કે જ્યારે શ્રી આસારામજી જેવા સુપ્રસિધ્ધ સંત જ શાસ્ત્રવિધિનો ત્યાગ કરીને મન મુજબની મનમુખી ભક્તિ કરે છે અને કરાવે છે તો ક્યા સંત પર વિશ્વાસ રાખી શકાય ? સંતરામપાલજી જ્ઞાન તો શ્રેષ્ઠ બતાવી રહ્યા છે પરંતુ તેમની પાસે જનસમુદાય તો છે જ નહીં. તો એ પૂર્ણ સંત કઈ રીતે હોઈ શકે છે ? આવી શંકા મારા મનમાં આવી. થોડા દિવસ પછી સંત રામપાલજી મહારાજનો એક શિષ્ય અમારા ગામનો મળ્યો તથા મારી વાત સાંભળી મને પરમાત્મા સ્વરૂપ પૂર્ણસંત રામપાલજી મહારાજના સત્સંગમાં ફરીથી લઈ જઇને બેસાડી દીધો. મેં એક કલાક સત્સંગ સાંભળ્યો અને સત્સંગ પછી રડતો રડતો હું મહારાજને મળ્યો. મહારાજજીએ મને છાતીએ ચાંપીને કહ્યું કે તમે જે સંત પાસે જાઓ છો તે શાસ્ત્રવિધિ ત્યાગીને મનમુજબનું આચરણ કરી અને કરાવી રહ્યા છે. જાણે કે પહેલાંથી જ બધું જાણતા હોય, કે મને શું જોઈએ છે? અને મારી શંકાઓનું સમાધાન સંત રામપાલજી મહારાજે પોતાના ચરણોમાં બેસાડીને આ પ્રમાણે કર્યું.

તત્ત્વદર્શી સંત રામપાલજી મહારાજે બતાવ્યું કે પવિત્ર ગીતાજી અધ્યાય ૯ મંત્ર ૨૫માં પિતૃપૂજા એટલે કે શ્રાદ્ધ કાઢવાનો નિષેધ છે. અન્ય દેવી-દેવતાઓની પૂજા કરવાવાળાને મંદબુદ્ધિના કહ્યા છે. (ગીતા અધ્યાય ૭ મંત્ર ૧૨ થી ૧૫ તથા ૨૦ થી ૨૩ સુધી) પરંતુ શ્રી આસારામજી “શ્રાધ્ધ મહિમા” નામના પુસ્તકમાં શ્રાધ્ધ નીકાળવા (કાઢવા)ની શ્રેષ્ઠ વિધિ બતાવે છે. સંતશ્રી આશારામજીએ સાબરમતી અમદાવાદ આશ્રમમાં પ્રકાશિત પત્રિકા ‘ઋષિ પ્રસાદ’ અંક ૧૩૫ માર્ચ ૨૦૦૪માં લખ્યું છે કે ભૂત પૂજવાવાળા, પિતૃઓ પૂજવાવાળા તથા અન્ય દેવી-દેવતાઓ પૂજવાવાળા શું બનશે? આાગલા અંકમાં વાંચો... આગલા અંક પત્રિકા ઋષિ પ્રસાદ અંક ૧૩૬ એપ્રિલ ૨૦૦૪ના પાના નં. ૧૯માં લખ્યું હતું કે ભૂત પૂજવાવાળા ભૂત લોકોને પ્રાપ્ત થશે, પિતૃ પૂજવાવાળા પિતૃ લોકોને પ્રાપ્ત થશે તથા શ્રી કૃષ્ણને પૂજવાવાળા શ્રી કૃષ્ણજીના “વૈકુંઠ” લોકને પ્રાપ્ત થશે.

વિચારો : શ્રી આશારામજી દ્વારા પ્રકાશિત “શ્રાધ્ધ મહિમા” નામના પુસ્તકમાં પિતૃપૂજનની સારી વિધિ પણ લખી છે.

કૃપા કરી વિચારો : કોઈ વ્યક્તિ આ પણ કહી રહી છે કે કૂવામાં પડવાથી મરી જવાય છે. પરંતુ ફરી પાછો કૂવામાં પડવા સમજાવે પણ છે અને પાછો કહે છે કે કૂવામાં પડવાની સારી વિધિ બતાવું છું કે બંને પગ ઉઠાવીને એકદમ છલાંગ લગાવો, આ કૂવામાં પડીને મરવાની શ્રેષ્ઠ વિધિ છે. જે આવું નથી કરતા તે પણ દોષી છે.

શું તે વ્યક્તિ પ્રમાણિક છે? આ ભૂમિકા શ્રી આશારામજી સંત કરી રહ્યા છે કે એક તરફ તો કહે છે કે પિતૃ તથા ભૂત પૂજવાવાળા ભૂત તથા પિતૃ બનીને ભૂતલોક તથા પિતૃલોકમાં જશે. જ્યાં તે ભૂખ્યા-તરસ્યા રહે છે. પછી તેમને શ્રાધ્ધો દ્વારા તૃપ્ત કરાય છે. બીજો એક વિચારવા જેવો વિષય છે કે જ્યારે આપણાં માતાપિતા જીવતાં હતાં ત્યારે દરરોજ ઓછામાં ઓછું બે વખત ભોજન કરતા હતા. હવે મૃત્યુ પછી તેઓ શ્રી ગીતાજી વિરુદ્ધ સાધના (ખોટી સાધના) કરીને દુઃખદાયી ભૂત તથા પિતૃયોની પ્રાપ્ત કરી ચુક્યા છે. હવે એક દિવસના શ્રાદ્ધથી તેઓ કઈ રીતે તૃપ્ત થઈ શકે છે ? ૩૬૪ દિવસ શું ખાશે? જેના માટે સંત તથા ગુરુજન દોષી છે, જે ભોળી-ભાળી (નિર્દોષ) આત્માઓને ગુમરાહ (ભટકાવ્યા) કરે છે. શાસ્ત્રજ્ઞાનથી અપરિચિત સંત જ અનેક જીવોને શાસ્ત્રવિધિ રહિત સાધના કરાવીને દુઃખદાયી યોનિઓમાં પહોંચાડે છે.

શ્રી આશારામજી શ્રી શિવજીની ઉપાસનાનો મંત્ર (ઓમ નમો શિવાય) તથા શ્રી વિષ્ણુજીનો મંત્ર (ઓમ નમો ભગવતે વાસુ દેવાય) બતાવે છે. એના સિવાયના હરિ ઓમ, ઓમ ગુરુ વગેરે નામોમાંથી કોઈ પણ મંત્ર પોતાની ઇચ્છા અનુસાર પસંદ કરવાનો કહે છે તથા સોહં ને બે ભાગ કરીને શ્વાસ દ્વારા સ્મરણ કરવાનો વગેરે મંત્ર આપે છે. જેનું કોઈ શાસ્ત્રમાં પણ પ્રમાણ નથી.

વિચારો : કોઈ પણ રોગી જેના પેટમાં દુઃખતું હોય, કોઈ વૈદ પાસે જઈ ઈલાજના માટે પ્રાર્થના કરે, વૈદ્ય તેની આગળ છ ગોળીઓ મૂકી દે અને કહે તારી ઈચ્છાથી આમાંથી એક ગોળી ઉઠાવી લે.

શું આ વૈદ્ય હોઈ શકે ?

પવિત્ર ગીતાજી અધ્યાય ૮ મંત્ર ૧૩માં કહ્યું છે કે :-

ॐ ઈતિ એકાક્ષરમ બ્રહ્મ, વ્યાહરન મામ્ અનુસ્મરણ,<br>
યઃ પ્રયાતિ ત્યજન દેહમ સઃ યાતિ પરમામ્ ગતિમ ॥ ૧૩ ॥

એનો શબ્દાર્થ છે કે ગીતા બોલવાવાળા બ્રહ્મ એટલે કે કાળ કહે છે કે (મામ્ બ્રહ્મ) મુજ બ્રહ્મનો તો (ઈતિ) આ એક (ઓમ એકાક્ષરમ) ઓમ એક અક્ષર છે (વ્યાહરન) ઉચ્ચારણ કરીને (અનુસ્મરણ) સ્મરણ કરવાનો (યઃ) જે સાધક (ત્યજન્ દેહમ) શરીરે ત્યાગે ત્યાં સુધી એટલે કે અંતિમ શ્વાંસ સુધી (પ્રયાતિ) સ્મરણ સાધના કરે છે (સઃ) તે સાધક જ મારાવાળી (પરમામ્ગતિમ્) પરમગતિને (યાતિ) પ્રાપ્ત થાય છે.

ભાવાર્થ એ છે કે શ્રી કૃષ્ણજીના શરીરમાં પ્રેતવત્ પ્રવેશીને બ્રહ્મ એટલે કે હજાર હાથવાળા જ્યોતિ નિરંજન કાળ કહે છે કે મુજ બ્રહ્મની સાધના કેવળ એક ઓમ (ॐ) નામની મૃત્યુ સુધી કરવાવાળા સાધકને મારાથી મળવાવાળા લાભ પ્રાપ્ત થાય છે. અન્ય કોઇ મંત્ર મારી ભક્તિનો નથી તથા પોતાની ગતિને ગીતા અધ્યાય ૭ ના મંત્ર ૧૮માં અનુતમામ્ એટલે કે અતિ

ખરાબ કહી છે. આનું જ પ્રમાણ ગીતા અધ્યાય ૯ના મંત્ર ૨૦ થી ૨૫ સુધીમાં કહ્યું છે કે જે ત્રણ વેદો (ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ)માં વર્ણવેલ વિધિ દ્વારા મારી સાધના કરે છે તથા અન્ય દેવતાઓની પૂજા કરે છે તેમનું જન્મ-મૃત્યુ તથા સ્વર્ગ-નરકમાં આવજા થયા કરે છે. તથા પિતૃ પૂજવાવાળા (શ્રાદ્ધ કરવાવાળા) પિતૃ બની પિતૃને પ્રાપ્ત થાય છે. ભૂતની પૂજા કરવાવાળા (તેરમું, સતરમું, વર્ષી અસ્થિઓ ઉઠાવી, ગંગામાં પધરાવવા, પિંડ ભરવું વગેરે ભૂતપૂજા છે.) ભૂત બનીને ભૂતલોકમાં ચાલ્યા જશે, પછી પૃથ્વી ઉપર ભટકતાં રહેશે. આ પૂજા અવિધિપૂર્વક અજ્ઞાનપૂર્વક મનમાન્યું આચરણ છે. એટલા માટે વ્યર્થ છે.

પ્રમાણ માટે જુઓ : ગીતા અધ્યાય ૧૬ મંત્ર ૨૩-૨૪

વિશેષ : અહી ચોથા અથર્વવેદનું વિવરણ એટલા માટે નથી કે એમાં પૂજાવિધિ ઓછી તથા સૃષ્ટિરચના વધારે છે. એટલા માટે ગીતા અધ્યાય ૧૮ મંત્ર ૬૨માં કહ્યું છે કે તે પરમાત્માની શરણમાં જા, જેનાથી તારી પૂર્ણમુક્તિ થશે તથા પરમ શાંતિ શાશ્વત સ્થાનને એટલે કે સત્યલોકને પ્રાપ્ત થઇશ તથા ગીતા અધ્યાય ૧૫ મંત્ર ૪માં કહ્યું છે કે તત્ત્વદર્શી સંત મળે પછી તેમના દ્વારા બતાવવામાં આવેલ એ શાસ્ત્રવિધિ અનુસાર સાધના કરવી જોઈએ. પછી તે પરમપદ પરમેશ્વરની શોધ કરવી જોઈએ, જ્યાં પહોંચી ગયા પછી સાધકનું ક્યારેય જન્મ-મૃત્યુ થતું નથી એટલે કે અનાદિ (હંમેશ માટે) મોક્ષ પ્રાપ્ત થાય છે (ગીતા બોલવાવાળા કાળ એટલે કે ક્ષરપુરુષ બ્રહ્મ કહી રહ્યા છે કે) હું પણ તે જ આદિ પુરુષ પરમેશ્વરની શરણમાં છું.

સંત રામપાલ મહારાજજીએ કહ્યું કે અન્ય સર્વ સંત કહે છે કે પાપનો ભોગતો પ્રારબ્ધમાં લખ્યો હોય છે તેથી જીવે ભોગવવો જ પડે છે. ભક્તિ કરતાં રહેવું જોઈએ, જેથી આવનાર બીજું જીવન સુખદાયક થઈ જશે.

કૃપા કરી વિચારો : કોઈના પગમાં કાંટો વાગ્યો હોય, જેના કારણે તેને ખૂબ પીડા થતી હોય. કાંટો કાઢવા માટે કોઈને પ્રાર્થના કરે તો જવાબ મળે કે કાંટો રહેવા દો, જૂતા (ચંપલ) પહેરી લ્યો. ભવિષ્યમાં કાંટો નહીં વાગે. શું આ વ્યક્તિ સાચી સલાહ આપી રહ્યો છે? કારણ કે પગમાં કાંટો વાગે તો જૂતા પહેરી જ નથી શકાતા. પહેલા કાંટો કાઢી લ્યો, પછી કાંટો ન વાગે તે માટે જૂતા પહેરો, જેથી બીજી વાર કાંટો વાગે નહીં. ઠીક આ જ પ્રમાણે પૂર્ણપરમાત્મારૂપી પૂર્ણસંતની શરણમાં જવાથી પાપરૂપી કાંટાનું કષ્ટ સમાપ્ત થઈ જાય છે. પછી સાધક પૂર્ણપ્રભુની શાસ્ત્રવિધિ અનુસાર સાધનારૂપી ચંપલ આ બીકથી પહેરશે કે ફરીથી પાપરૂપી કાંટો કષ્ટદાયક ન થઈ જાય.

બધા સંતોએ શ્રી પવિત્ર ગીતાના અનુવાદમાં અર્થોના અનર્થ કર્યા છે. ગીતા અધ્યાય ૭ના મંત્ર ૧૮ અને ૨૪માં 'અનુતમામ્'નો અર્થ "અતિ ઉત્તમ" કર્યો છે. તથા 'વ્રજ'નો અર્થ 'આવ' કર્યો છે. પરંતુ અનુતમનો અર્થ

અતિ નિમ્ન થાય છે તથા 'વ્રજ'નો અર્થ 'જાવ' થાય છે. તત્ત્વજ્ઞાનના અભાવથી તથા જ્ઞાનવગરના ગુરુઓના કારણથી જ સર્વ ભક્તસમાજ શાસ્ત્રવિધિ રહિત સાધના કરીને મનુષ્ય જીવનને વ્યર્થ કરી રહ્યા છે. (પવિત્ર ગીતા અધ્યાય ૧૬ મંત્ર ૨૩-૨૪) સર્વ પવિત્ર ધર્મોની પવિત્ર આત્માઓ તત્ત્વજ્ઞાનથી અપરિચિત છે. જેના કારણે નકલી ગુરુઓ, સંતો, મહંતો તથા ઋષિઓનો દાવ લાગ્યો રહ્યો છે. જે સમયે પવિત્ર ભક્તસમાજ આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનથી પરિચિત થઈ જશે, તે સમયે આ નકલી સંતો, ગુરુઓ તથા આચાર્યોને સંતાવવાનું સ્થાન નહિ મળે.

ઉપરના સત્યને જોઇને હું તથા અન્ય પરિવારના બધા સભ્યો સંત રામપાલજી મહારાજજીના ચરણોમાં લાગ્યા છીએ. હવે અમારા પૂરા કુટુંબમાં કોઈ બીમારી નથી, જે ભૂત ક્યારેક કુટુંબના કોઈ સભ્યને મારી નાખતાં હતાં, કોઈ ઢોરને મારી નાખતાં હતાં, કામધંધો નહતાં ચાલવા દેતાં, તે ઘરેથી જ નહિ પરંતુ ગામથી ભાગી પણ ગયાં છે તથા બીજા સગાઓના ઘેર ચાલી ગયાં છે, જે હજી પણ શ્રી આશારામજીના પૂજારી છે ત્યાં જઈને ભૂત કહે છે કે બસંત વગેરેના ઘરમાં તો પરમાત્માનો નિવાસ થઈ ગયો છે. એમને પરમાત્મા સ્વરૂપમાં પૂર્ણસંત મળી ગયા છે. અમે તેમની પાસે જઈ શકતાં નથી. સંત રામપાલજીના ઉપદેશ પછી અમે પૂરી રીતે સ્વસ્થ તથા સુખી જીવન જીવી રહ્યા છીએ. અમારા કુટુંબ અને કુટુંબીજનોમાંથી લગભગ ૨૦૦ સભ્યોએ સંત રામપાલજી મહારાજનો ઉપદેશ પ્રાપ્ત કર્યો છે. જે પહેલાં આશારામજી મહારાજના શિષ્ય હતા.

સંત રામપાલજીના દ્વારા બતાવેલા તત્ત્વજ્ઞાનને સમજીને લગભગ દસ હજાર (૧૦,૦૦૦) શ્રી આસારામજીના શિષ્ય શ્રી સત્‌ગુરુ રામપાલજી મહારાજની શરણમાં આવી ગયા છે. તે પણ મારી જેમ પશ્ચાતાપ કરી રહ્યા છે. મારી ભક્ત સમાજને પ્રાર્થના છે કે જેમને પણ પરમાત્મા મેળવવાની તડપ છે, શોધી રહ્યા છે, એમને પ્રાર્થના છે કે તે પરમાત્માસ્વરૂપ પૂર્ણસંત રામપાલજી મહારાજના ચરણોમાં આવીને પોતાના જીવનને સુખી બનાવે તથા પરમાત્માને પ્રાપ્ત કરે.

ભક્ત બસંતદાસ

●

## અદ્‌ભુત કરિશ્મા

પૂજનીય ગુરુદેવજી દંડવત્ પ્રણામ,

હું મારા પરિવારની ખુશી આદરપૂર્વક જણાવું છે કે જાન્યુઆરી ૨૦૦૦ના પ્રારંભમાં આપનું પ્રવચન/સત્સંગ તાજપુર ગામ દિલ્હીમાં શ્રી મુરારીભક્તના નિવાસસ્થાનમાં ચાલી રહ્યું હતું ત્યારે બીજા ભક્તની પુત્રીએ મારી પત્ની શ્રીમતિ બિમલાદેવી (છાવલા)ને કહ્યું કે કાકી પડોશના ગામમાં જે સત્સંગ ચાલી રહ્યો છે. જો આપ તે મહારાજનું નામ લઈ લો તો તમારો અસાધ્ય

રોગ (રીઢના હાડકાંની વચ્ચે એક ઈંચની જગ્યા) દૂર થઈ શકે છે તો મારી પત્નીએ એ છોકરીને કહ્યું કે ઓલ ઈન્ડિયા મેડિકલ ઈન્સ્ટિટ્યુટ ઓફ રિસર્ચ સેન્ટર ઓફ સાયન્સ, દિલ્હીમાં અઢી વર્ષનો ઈલાજ ચાલીને અસફળ રહ્યો હોય, એ નામમાં અથવા શબ્દમાં કઈ શક્તિ છે જે મારો અસાધ્યા રોગ ઠીક થઈ જશે? ઘણા વખત સુધી બંનેની ચર્ચા ચાલતી રહી, અંતમાં સત્સંગમાં જવાનો નિર્ણય કરવામાં આવ્યો. પરમ પૂજ્ય સંત રામપાલજી મહારાજના પ્રવચન/અમૃતવાણી સાંભળીને અધૂરી છૂટી ગયેલી ભક્તિના તાર ફરીથી બંદી છોડથી જોડાઈ ગયા અને અઢી વર્ષના ઈલાજથી જે ફાયદો ન થયો હતો, તે કેવળ નામસ્મરણથી પાંચ દિવસની અંદર અસાધ્ય રોગ ઠીક થઈ ગયો. એના પહેલાં ડૉકટરોએ એમને બેસવા તથા ઊઠવાની સખત મનાઈ કરી હતી. જે આજે પણ ટ્રીટમેન્ટ સ્લીપ પર લખ્યું છે તથા તે એક ઈંચની જગ્યાવાળો એક્સ રે હજી પણ છે. સૌથી વધુ સમસ્યા તો મારી પત્નીને એ હતી કે કુદરતી હાજતે જતી વખતે બેસવામાં અને હાથ ધોવામાં અસહ્ય પીડાને લીધે પંદર-વીસ મિનિટ રડવું પડતું હતું. પરંતુ પરમ પૂજ્યશ્રી સત્ગુરુ રામપાલજી મહારાજના આશીર્વાદથી ૫૦ કિલો વજન પોતાની જાતે ઉઠાવી શકે છે. અને પૂર્ણ સ્વસ્થ છે. મારી સર્વ પાઠકોથી પ્રાર્થના છે કે પરમેશ્વરતુલ્ય સંત રામપાલજી મહારાજ જે કવિર્દેવ (કબીર પરમેશ્વર)જીના પૂર્ણ કૃપા પાત્ર છે. તેમનાથી જલદીથી જલદી મફત નામ પ્રાપ્ત કરીને સહપરિવાર કલ્યાણ કરાવો તથા પૂર્ણમોક્ષ તથા સત્લોક (શાશ્વતમ્ સ્થાનમ્) પ્રાપ્ત કરો.

આપનો સેવક ભક્ત નથુરામ
ગામ-છાવલા, દિલ્હી ફોન : ૨૦૯૧૩૯૩૬

●

## "અનહોની કરી પરમેશ્વરે"

હું ભક્ત સુરેન્દ્રદાસ ગામ ગાંધરા તા. સાંપલા જિલ્લા-રોહતકનો નિવાસી છું. મારી ઉંમર ૩૧ વર્ષ છે. તથા બાળપણથી જ પરમાત્માની શોધમાં લાગ્યો હતો તથા મનમુખી પૂજા (મંદિરોમાં જવું, વ્રત કરવું, શ્રાદ્ધ કાઢવું) વગેરે પણ કરતો હતો. પરંતુ શારીરિક તથા માનસિક અશાંતિ જ રહેતી. પરંતુ પરમાત્મામાં શ્રધ્ધા તથા પરમાત્માને મેળવવાની ઈચ્છા તીવ્ર હતી. આ જ ઈચ્છા મને ૧૯૯૫માં સંત આસારામજી બાપુની પાસે લઈ ગઈ. મેં ઉપદેશ લીધો અને બાપુજીએ બતાવેલા ભક્તિમાર્ગમાં ખૂબ સાધના કરી પરંતુ ન તો શારીરિક કષ્ટ દૂર થયું, ન તો આધ્યાત્મિક ઉપલબ્ધિ પ્રાપ્ત થઈ. પરંતુ કષ્ટ વધતું ગયું. આસારામ બાપુએ બતાવેલા માર્ગ અનુસાર સાધના કરતો હતો. જેવું કે ૨૫૦ ગ્રામ દૂધ સવારે પીતો અને ૨૫૦ ગ્રામ દૂધ સાંજે પીતો હતો. અને મારા મંત્રમાં જેટલા અક્ષર હતા તેટલા લાખ મંત્ર જાપ કરતો અને સમાધિ લગાવતો. ચાલીસ દિવસની આ ક્રિયા હતી. જો કે તે અનુષ્ઠાન હોય છે. એવાં-એવાં મેં ચૌદ અનુષ્ઠાન કર્યા.

એકવાર મેં બાપુજીના સત્સંગમાં સાંભળ્યું કે સાત દિવસ સુધી નિરાહાર (અન્ન વિના) રહીને મંત્રજાપ કરીને સમાધિ લગાવી તથા પ્રાણાયામ કરીને ઈશ્વરની પ્રાપ્તિ કરી શકાય છે. પછી તો મેં આ વચનોને સત્ય માનીને એવું જ કર્યું. પરંતુ પરમાત્માની પ્રાપ્તિની જગ્યાએ ભૂખ્યા રહેવાથી મૃત્યુની નજીક પહોંચી ગયો તથા પ્રાણાયામ કરવાથી મગજનું સંતુલન બગડી ગયું તથા હું પાગલ જેવો થઈ ગયો.

આ સમયમાં જ મારા ઉપર સત્ગુરુ પૂર્ણસંત રામપાલજી મહારાજની કૃપાદૃષ્ટિ થઈ તથા મને સપ્ટેમ્બર ૨૦૦૨માં પૂજ્ય ગુરુદેવ સંત રામપાલજી મહારાજથી ઉપદેશ પ્રાપ્ત થયો, ઉપદેશ મેળવીને મને એવું લાગ્યું કે કોઈએ દિવામાં ઘી નાખી દીધું હોય તથા મારું જીવન શાંત વ્યવસ્થિત રહેવા લાગ્યું.

પૂર્ણસંત પાપકર્મોને સમાપ્ત કરી શકે છે તેની સાબિતી મારા જીવનમાં ત્યારે સ્પષ્ટરૂપે પ્રમાણિત થઈ, જ્યારે હું ૨૦૦૪ના મે મહિનામાં ઔરંગાબાદ મહારાષ્ટ્રમાં સંત રામપાલજી મહારાજના સત્સંગ માટે તંબુ (ટેંટ) બાંધવાની સેવા કરી રહ્યો હતો ત્યારે ૨૫ ફૂટ ઉપરથી પથરિલી જમીન પર પડ્યો. અહી કાળને કંઈક બીજું જ મંજૂર હતું. મારી રીઢ (કમર)નું હાડકું તૂટી ગયું. મારા શરીરનો નીચેનો ભાગ એકદમ શૂન્ય (લકવાગ્રસ્ત જેવો થઈ ગયો) ત્યારે મેં સત્ગુરુ દેવજી સંત રામપાલજી મહારાજને યાદ કર્યા. મારા ગુરુદેવની દયાથી તે જ સમયે મારા બંને પગ કામ કરવા લાગ્યા.

*ગરીબ, કાલ ડરૈ કરતાર સે જૈ જૈ જગદીશ.*

*જૌરા જૌરી ઝાડતી, પગ રજ ડારૈ શીશ.*

એના પછી મને ઔરંગાબાદના ખાનગી દવાખાને (પટવર્ધન હોસ્પિટલમાં લઈ ગયા. ત્યાં ડૉ. ડી. જી. પટવર્ધને મારા શરીરની તપાસ કરી તથા કમર (રીઢ)ના હાડકાંનો એક્સરે કર્યો. રિપોર્ટથી ખબર પડી કે કમરનું (રીઢ)નું હાડકું તૂટી ગયું છે. રિપોર્ટ જોઈને ડૉ. ખૂબ આશ્ચર્યથી કહેવા લાગ્યા કે તમારી રીઢનું (કમરનું) હાડકું તૂટી ગયું છે અને તેનો એક ટુકડો તૂટી અલગ થઈ ગયો છે. ડૉ. વારંવાર મારા પગને હાથ વડે તપાસીને કહેતા આપની ઉપર પરમાત્માની વિશેષ કૃપા છે. જેથી આપના પગ ઠીક કામ કરી રહ્યા છે. કારણ કે આ રિપોર્ટ અનુસાર તમારે અર્ધાંગ થવું જરૂરી હતું. તે હોસ્પિટલમાં હું ત્રણ દિવસ દાખલ રહ્યો. ત્યારબાદ હું રજા લઈને પાછો હરિયાણા આવી ગયો. ત્યાં રોહતકમાં મેં મારો ઈલાજ હાડકાઓના સુપ્રસિદ્ધ ડૉ. ચક્રા પાસે કરાવ્યો. ડૉ. ચક્રા મારો રિપોર્ટ જોઈને નવાઈ પામ્યા. તેમણે કહ્યું કે તમે ચાલી કેવી રીતે શકો છો ? આપના રિપોર્ટ અનુસાર અર્ધાંગ હોવા જોઈએ. ડૉ. ચક્રાએ ફરીથી રંગીન એક્સરે કરાવ્યો તથા કીધું કે આનો ઈલાજ સંભવ નથી તથા ઓપરેશનથી જે સ્થિતિમાં છે તેવી જ રીતે રાખી શકાય. જેથી આગળ હાડકાં વધારે ન તૂટે. તેમને હાડકાંઓને

તાકાત આપવા માટે ઈંજેક્શન આપવાનું શરૂ કર્યું અને ત્રણ મહિનામાં પૂરા ઈંજેક્શન લાગી ગયા. પછી તેમણે કહ્યું ઓપરેશન કરાવું પડશે. નહીં તો બાકી રહેલું હાડકું તૂટી જશે તથા કહ્યું કે ઓપરેશનો ખર્ચ બે લાખ રૂપિયા આવશે. પછી તેજ સમયે ડૉક્ટરે કહ્યું કે રિપોર્ટના અનુસાર ત્રણ મહિનાની અંદર તમારું મૃત્યુ થશે, આજે પણ તમે પરમાત્માની કૃપાથી જીવિત છો. ઓપરેશનનો ખર્ચ ૨ લાખ રૂપિયા ખર્ચવા હું અસમર્થ હોવાથી બીજા ડૉક્ટર પાસે ઈલાજ કરવા ગયો. તે પણ રિપોર્ટ જોઈને આશ્ચર્યમાં પડી ગયા અને કહ્યું કે જો ઓપરેશનનું મોડું થશે તો હાડકું વધારે તૂટી શકે છે. એમને મને કહ્યું કે રિપોર્ટ અનુસાર આપને અર્ધાંગ હોવું જોઈએ. આપ ચાલી કેવી રીતે શકો છો ?

છેવટે હારીને મેં સંતરામપાલજી મહારાજના ચરણોમાં જઈને પ્રાર્થના કરી. ત્યારે મારા પૂજ્ય ગુરુદેવે મારી ઉપર દયા કરી. અને માથા ઉપર હાથ રાખીને કહ્યું, ‘બેટા આપ બિલકુલ ઠીક થઈ જશો, અગર આજે પરમેશ્વર કબીર સાહેબજીના શરણમાં ન હોત તો કષ્ટ વેઠીને મરવાનું નક્કી હતું, આપનું આયુષ્ય શેષ બચ્યું ન હતું. તમે એકવાર ફરીથી ડૉક્ટરને બતાવી દો.’ મેં ગુરુજીના આદેશ અનુસાર ફરીથી ડૉક્ટરને બતાવ્યું. જેને મારો એક્સરે કાઢ્યો અને એક્સરે જોઈને ડૉક્ટર આશ્ચર્યચકિત થઈ ગયા અને બોલ્યા ‘જે હાડકું તૂટીને અલગ થઈ ગયું હતું, તે એની જાતે કેવી રીતે સંધાઈ ગયું ? આપનું હાડકુ કેવી રીતે ઉપર ચઢી સંધાઇ ગયું તે ડૉક્ટરી ઈતિહાસની બહારની વાત છે. આથી મને આભાસ થયો કે કોઈ એવી શક્તિ છે જે અસંભવને સંભવ કરી શકે છે. આ તો ઓપરેશથી પણ નથી થઈ શકતું. ઓપરેશનમાં તો કોઈ પદાર્થ જગ્યામાં ભરી શકાય છે. છતાં પણ તમે જ્યારે વજન ઉઠાવાનું કાર્ય કરો ત્યારે ફરીથી હાડકું તેની જગ્યાએથી ખસી જાય અને ખાટલા પર જીવનભર બેસી રહીને મરવું પડે. ડૉક્ટરની સમજમાં પણ આવતું ન હતું. મેં કહ્યું કે પૂર્ણબ્રહ્મ કબીર સાહેબના સ્વરૂપે મારા પૂજ્ય ગુરુદેવ સંત રામપાલજી મહારાજે મારા પાપકર્મ કાપીને તથા મારા મૃત્યુને ટાળીને મને નવી જિંદગી આપી છે. પરમેશ્વર કબીર સાહેબની વાણી છે.

*“જો મેરી ભક્તિ પીછોડી હોઈ, તો હમરા નામ ન લેવે કોઈ ।”*

હવે, હું બિલકુલ સ્વસ્થ છું. તથા સત્ગુરુના ચરણોમાં આત્મકલ્યાણ હેતુ નિઃસ્વાર્થ સેવા કરી રહ્યો છું. ૫૦ કિગ્રા વજન પોતાની જાતે જ ઉઠાવીને ચાલું છું, અમારા ગુરુદેવનો વાસ્તવિક ઉદ્દેશ તો ભક્તિ કરાવીને જીવને વિકાર રહિત બનાવીને પોતાના પરમધામ સતલોકમાં લઈ જવાનો છે, અહીંના તો નાનાં-મોટાં સુખ તો અમારા ગુરુદેવ તેમના ખજાનામાંથી આપી દે છે. જેથી જીવ ભક્તિ માર્ગમાં લાગી રહે. અંતઃ સર્વ સમાજને પ્રાર્થના છે કે અમારા ગુરુદેવનાં ચરણોમાં આવીને સત્યભક્તિ કરે તથા સાંસારિક સુખોની સાથે સાથે આત્મકલ્યાણમાર્ગ પણ પ્રાપ્ત કરે. સત્ સાહિબ !!!

વિશેષ : ઋગ્વેદ મંડલ ૧૦ સૂક્ત ૧૬૧ મંત્ર ૨ માં પૂર્ણપરમાત્મા કહે છે કે શાસ્ત્ર અનુસાર સાધના કરવાવાળા સાધક તું સંપૂર્ણ ભાવથી મારી શરણમાં આવી જા. અર્થાત શંકારહિત થઈને મારી ભક્તિ કર, હું તારા અસાધ્ય રોગોને પણ સમાપ્ત કરી દઈશ, અગર તારું આયુષ્ય વધુ નહિ હોય તો પણ તારા આયુષ્યના શ્વાસ વધારીને સો વર્ષ કરી દઈશ. ઉપરોક્ત કથા પ્રભુની સમર્થતા તથા સ્વયં સાધનાને પ્રમાણિત કરે છે. (પરમેશ્વર કર્વિદેવ શ્વાસ પણ વધારે છે અને જે ઇચ્છે તે કરે છે અને અશક્યને પણ શક્ય બનાવે છે)

ભક્ત સુરેન્દ્રદાસ

ફોન : ૯૮૧૨૧૫૧૦૮૮

●

''પ્રભુએ સાંભળ્યું ગરીબોનું''

હું કર્મવીર પુત્ર શ્રી ઘાસીરામ પુત્ર શ્રી છોટુરામ. ગામ ભરાણી, જિલ્લો-રોહતકનો સ્થાયી નિવાસી છું. સૌથી પહેલાં મેં તથા મારા પૂરા પરિવારે સન ૧૯૮૬માં નિરંકારી બાબા હરદેવસિંહજી મહારાજનું નામ લીધું હતું. તે સમયે હું બહેનોને બંગડીઓ પહેરાવવાનું કાર્ય કરતો હતો. આર્થિક સ્થિતિ સારી હતી. ધીરે ધીરે સ્થિતિ બગડતી ગઈ. ત્યારબાદ થોડા દિવસ પછી મારી પત્નીના શરીરમાં જુદી જુદી બીમારીઓ ઘર કરતી ગઈ – (હરસ-મસા અને પિતની થૈલીમાં પથરી વગેરે). ડૉકટરે ઓપરેશનના લગભગ વીસ હજાર રૂપિયા બતાવ્યા. મારા જેવા દાસ પાસે વીસ હજાર દાણા પણ ન હતા તથા મને શ્વાસ (દમ) ચઢતો હતો. મારી પત્ની અને હું અનેક કષ્ટોને યાદ કરી દુઃખી મનથી ચર્ચા કરતા એક રીક્ષામાં બેસીને બસસ્ટેશન તરફ જતા વાતો કરતા હતા કે, પૈસા તો નથી હવે ઓપરેશન કઈ રીતે થશે? આપણે તો મરી જઈશું. એ જ રિક્ષામાં એક બહેન બેઠા હતા. એમને અમારી બધી જ વાત પૂછી અને કહ્યું કે આપ કરૌંથા જાવ. ત્યાં એક મહારાજ છે જે બીમારીઓની દવા મફત આપે છે. મારી પત્ની ભક્તમતિ મેવાદેવી ૨૭-૭-૨૦૦૩માં સત્લોક આશ્રમ કરૌંથામાં ગઈ તથા બન્દીછોડ સત્ગુરુ રામપાલજી મહારાજને બધી બીમારી અને ઘરની હાલત બતાવી. સત્ગુરુ દેવે ખૂબ જ પ્રેમથી બધી જ વાત સાંભળી તથા કહ્યું કે બેટી, અહીં કોઈ દવા વગેરે નથી આપતા, પરંતુ આત્મકલ્યાણનો માર્ગ સમજાવાય છે તથા ભક્તિ કરવાની વિધિ પવિત્ર વેદો તથા પવિત્ર ગીતાજીના આધાર પર શાસ્ત્ર અનુસાર બતાવાય છે. પૂર્ણપરમાત્મા કબીર સાહેબજીની કૃપાથી કેવળ મંત્ર જાપ કરવાથી જ સર્વ કષ્ટ દૂર થઈ જાય છે તથા મૂળ લાભ તો જન્મ-મૃત્યુથી પૂર્ણરૂપથી જીવનો છૂટકારો કરવાનો છે. સમાજ સુધાર તથા અન્ય સુખો એમ જ (ભક્તિ કરવાથી ફ્રીમાં) સ્વયં થઇ જાય છે. રામનામની દવા આપીને પૂરા કુટુંબને કૃતાર્થ કર્યું. હવે અમે પ્રેમપૂર્વક જિંદગી જીવી રહ્યા છીએ. સર્વ બીમારી કેવળ નામના સ્મરણથી જ તથા ગુરુદેવના

આશીર્વાદ માત્રથી સમાપ્ત થઈ ગઈ. અમે બંદીછોડને પ્રાર્થના કરીએ છીએ કે દાતા, જેવું સુખી જીવન અમને આપ્યું તેવું જ બધાને આપે.

ભક્ત કર્મવીર દાસપુત્રશ્રી ધાસીરામ,
ગામ-ભરાણ, તા.-મહમ, જિ. રોહતક.

●

"ભગવાન હોય તો આવા"

હું ભક્ત મહાવીરસિંહ પુત્ર શ્રી કેહરસિંહ, ગામ ઢરાણા, જિલ્લો-ઝજ્જર (હરિયાણા)નો નિવાસી છું. પહેલા હું શિવ (ભગવાન)નો કટ્ટર ભક્ત હતો. મને લીવર અને કીડનીમાં પરું પડી ગયું હતું. મને મારો ભાઈ મહેન્દ્રસિંહ હોસ્પિટલમાં ઈલાજ કરવા લઈ ગયો. એના પહેલાં પણ ખૂબ પૈસા ખર્ચાઇ ગયા હતા. પરંતુ કોઈ આરામ થયો નહીં. હોસ્પિટલની અંદર અલ્ટ્રા સાઉન્ડ કરાવ્યા પછી ત્રણ ઓપરેશન કરવાનું કહી દીધું. હું ગભરાઈ ગયો. મેં ઓપરેશન કરાવવાની ના પાડી. ખાવાનું પણ ખાધું નહીં. વાત ખૂબ ગંભીર થઈ ગઈ હતી. મારા મોટાભાઈ મહેન્દ્રએ કહ્યું કે તમે સંત રામપાલજીથી ઉપદેશ લઈ લો, તે પૂર્ણપરમાત્માના અવતાર સમા છે. કબીર પરમેશ્વર પૂર્ણબ્રહ્મ છે. હું કહેતો હતો કે શિવજી ભગવાન સામે તારા કબીર જૂલાહા (ધાણકી વણકર)ની શી વિશાત છે? કબીર તો કવિ હતા. ભગવાન ના હોઈ શકે. મારા મોટાભાઈ મહેન્દ્રસિંહ પુત્ર શ્રી કેહરસિંહનો પરિવાર પણ બિલકુલ બરબાદ થઈ ગયો હતો, પરંતુ સંત રામપાલજી મહારાજના શરણમાં આવ્યા બાદ તેઓ પૂર્ણ સુખી છે. તેઓએ અગાઉ કરવામાં આવતી તમામ પૂજાઓનો ત્યાગ કરેલ છે છતાં સુખી છે. હું પણ માનતો હતો, પરંતુ હું ભગવાન શિવજીથી વધારે કોઈને પણ માનતો ન હતો. મારા મોટા ભાઈ મહેન્દ્ર મને કહેતાં હતા, મહાવીર આ ભૂલ તો બધાંથી થઈ છે. પૂર્ણબ્રહ્મ કવિર્દેવ (કબીર પરમેશ્વર) છે. એમની શક્તિ સામે બ્રહ્મા, વિષ્ણુ, શિવ બ્રહ્મ તથા પરબ્રહ્મ તો ખૂબ નજીવી શક્તિ છે. જેવી રીતે દેશમાં પ્રધાનમંત્રી તથા રાષ્ટ્રપતિ સામે રાજ્યના પ્રાન્તના મંત્રીની શક્તિ હોય છે. એટલું અંતર પરમેશ્વર કબીરજી (રાષ્ટ્રપતિ યા પ્રધાનમંત્રી જાણો) તથા શિવજી (એક રાજ્યના વિભાગીય મંત્રી જાણો)ની શક્તિમાં છે. હવે તમે પોતે વિચાર કરો કે ક્યાં ઠાઠા (કવિર્દેવ/કબીર પરમેશ્વર) ક્યાં મ્યાંમ્યાં (ભગવાન શિવજી) એટલે કે સિંહની તુલનામાં બકરાની શું વિસાત ? સંત રામપાલજી મહારાજે સર્વ સદ્ગ્રંથોનું અધ્યયન કર્યું છે તથા ભક્તિ શક્તિથી તથા સ્વઅનુભવથી સત્ય મેળવ્યું છે. ત્યારે તેઓ જુનિયર એન્જિનિયરની નોકરી છોડીને ભક્તિના માર્ગ ઉપર આવ્યા છે. આજે સર્વ સંતો, મહંતો તથા આચાર્યોને પાછળ છોડી દીધા છે. સર્વ પંથો તથા મહર્ષિ દયાનંદ જેવા આચાર્યોને પણ પાછળ છોડી દીધા છે. સમાચારપત્રોમાં પણ ખુલ્લેઆમ સૌને લલકાર્યા છે. કોઈ નથી બોલતું આર્યસમાજના કોઈક નાદાનોએ વિરોધ કર્યો હતો. તેમને પણ ચૂપ થવું પડ્યું. કારણ કે મહારાજ

રામપાલજી સાબિતીથી (સદ્ગ્રંથોના આધારે પ્રમાણિત) જ વાત કરે છે. અન્ય બધા તો આધાર વિનાની દંતકથાઓને લઈને માર્ગદર્શન કરી રહ્યા છે. સત્યની સામે અસત્ય નથી ટકી શકતું.

મોટા ભાઈ મહેન્દ્રની વાત સાંભળીને લડવાનું મન થઈ જતું. પરંતુ તે મોટા હતા તેથી હું કશું ન બોલતો. જો કોઈ બીજો આવું કહે કે ક્યાં ઠાઠા (કબીર પરમેશ્વર) અને ક્યાં મ્યાં મ્યાં (ભગવાન શિવજી) તો હું (મહાવીર) અવશ્ય તેની સાથે ઝઘડો કરતો. પરંતુ હવે ખબર પડી કે સાચ્ચે જ કબીરજી પૂર્ણપરમેશ્વર છે. મરતો શું નથી કરતો? તે જ દિવસે મેં મારા ભાઈ મહેન્દ્રને કહ્યું કે મારી જાન બચાવી લો. મારા ભાઈ મહેન્દ્રએ કહ્યું કે કરૌથાં આશ્રમ ચાલ. તારી જાન બચી જશે. મને ઓપરેશન થિયેટરની ટ્રોલીમાં સુવડાવી દીધો હતો તથા ઓપરેશનના કપડાં પહેરાવી દીધા હતા. હું ઊઠીને મારા કપડા બદલીને ચાલવા માંડયો. મારા મોટા ભાઈને કહ્યું કે હું (રામપાલ) થી નામ લઈશ. અમે ગાડીમાં રોહતક સીધા બંદી છોડ સત્ગુરુ રામપાલજી મહારાજની શરણમાં આવ્યા. ઉપદેશ લીધો. એ સમયે આશ્રમમાં મેં ભોજન લીધું. હું પછી હોસ્પિટલ ગયો અને શરીર તપાસ કરાવતા ડૉક્ટર નવાઈ પામ્યા. મને કોઈ તકલીફ ન હતી. હું બિલકુલ સ્વસ્થ થઇ ગયો. મારો આશ્રમમાં કોઈ ખર્ચ થયો નહિ. નામ તથા મંત્રજાપની પુસ્તિકા મફત મળી. મારા કુટુંબીજનો અન્ય દેવી-દેવતાઓની પૂજા કરતા હતા, પરંતુ ઉપદેશ લીધા પછી સર્વનો ત્યાગ કર્યા અને પહેલાથી વધારે સુખી અને સ્વસ્થ થઈ ગયા. બંદીછોડ પૂર્ણપરમાત્મા સત્ગુરુ રામપાલજી મહારાજના દિવસ-રાત ગુણગાન કરીએ છીએ.

સંત રામપાલજી મહારાજનો મુખ્ય ઉદ્દેશ તો નામ આપીને ભક્તિ કરાવીને કાળની જાળમાંથી મુક્ત કરવાનો છે. સમાજસુધાર તથા અન્ય સુખ તો સ્વયં થઈ જાય છે. "સત સાહેબ"

ભક્ત મહાવીર

●

''લૂંટાયેલા, મરાયેલાઓને સહારો''

હું ભક્ત જીયારામ (રાજૂ) પુત્ર શ્રી ગણેશીરામ, ગામ-ઢરાણાનો નિવાસી છું. મને તથા મારી પત્નીને અસાધ્ય રોગ હતો.

નિદાન કરતાં ડૉક્ટરોએ ટી.બી. હોવાનું જણાવ્યું. અમે ડૉક્ટર પાસે ઈલાજ કરાવ્યો અને દેવી-દેવતાઓની ખૂબ જ પૂજા કરી અને યુ.પી., હરિયાણા, રાજસ્થાનમાં બાલાજી વગેરેમાં ઈલાજ કરાવવા ગયા, ખૂબ પૈસા ખર્ચ થયા. દસ-બાર વર્ષ સુધી એવી જ રીતે ભટકતા રહ્યા. અમે ઓછામાં ઓછા બે લાખ રૂપિયા ખર્ચ કર્યો. પરંતુ આરામ થયો નહીં. અમે ખૂબ કંટાળી ગયા. હું ખૂબ નિર્ધન હતો. ૫૦ રૂપિયા કમાતો અને ૧૦૦ રૂપિયા ખર્ચ થઈ જતા. કોઈ વખત આત્મહત્યાનું વિચાર્યું. હવન કરાવ્યો. હવન કરતી વખતે પંડિત પણ ડરી ગયો અને પંડિતે કહ્યું કે આની અંદર જિન્દ

(જિન-પ્રેત) છે. ફરીથી હવન કરીશ અને ફરી બતાવીશ. ભક્ત મહેન્દ્ર પુત્ર શ્રી કેહરસિંહ (જે મારા ગામના છે) તેણે રામપાલજી મહારાજથી નામ લઈ રાખ્યું છે. તે મને ઘણીવાર કહેતો કે જિયારામ ગમે ત્યાં ફરી લે અને ઠગો પાસે જઇ લૂંટાઇ જા, પણ સંત રામપાલજી મહારાજ વિના કષ્ટ નિવારણ શક્ય નથી, ભક્ત મહેન્દ્ર કહેતા કે હું બધી જગ્યાએ ભટકીને તથા લૂંટાઈને સંત રામપાલજી મહારાજના આશીર્વાદથી એમના દ્વારા નામ લઈને ઠરીઠામ થયો છું. હું ભક્ત મહેન્દ્રને કહેતો હતો કે કરૌથાવાળો આશ્રમ તો હમણા બન્યો છે. હું તો ખૂબ મોટા-મોટા મંદિરોમાં જઈને આવ્યો છું. પરંતુ કંટાળીને ભક્ત મહેન્દ્રને મળ્યો. મેં ભક્ત મહેન્દ્ર સાથે બીજા જ દિવસે સત્ગુરુ રામપાલજી મહારાજ પાસેથી મફતમાં ઉપદેશ લીધો અને ઉપદેશ લીધા પછી અમે બિલકુલ સ્વસ્થ થઈ ગયા. અમે ૨૦૦૫ માં ઉપદેશ લીધો. હવે અમારો પૂરો પરિવાર સ્વસ્થ છે. અમે રાત-દિવસ પૂર્ણ પરમાત્મા બંદીછોડ સત્ગુરુ રામપાલજી મહારાજના ગુણગાન ગાઈએ છીએ.

સંત રામપાલજી મહારાજનો મુખ્ય ઉદ્દેશ તો ઉપદેશ આપીને ભક્તિ કરાવવાનોને કાળની જાળમાંથી મુક્ત કરવાનો છે. સમાજસુધાર તથા અન્ય સુખ તો સ્વયં થઈ જાય છે. “સત સાહેબ”.

ભક્ત જિયારામ

●

“સંત હોય તો આવા”

હું શશીપ્રભા આચાર્ય (પ્રિન્સિપાલ) રાજકીય વરિષ્ઠ માધ્યમિક વિદ્યાલય ડિગાના જિલ્લો-જીન્દમાં કાર્યરત છું. હું ઘરમાં લડાઈ-ઝઘડાં, માનસિક તનાવને કારણે લગભગ ૩૫ વર્ષથી પરેશાન હતી, મારો પતિ મને મારતો હતો. મારો બધો જ પગાર લઈ લેતો હતો તથા જેટલું હેરાન કરાય તેટલું કરતો હતો. ૩૨ કિલ્લા (એકર) જમીનનો માલિક હોવા છતાં મને કૂતરાની જેમ રોટલી આપતો હતો. મેં મારા પરિવારજનોથી મદદ માંગી. કોઈએ કશું કર્યું નહીં. સંત બગડેલા કાર્યોને સારા કરી દે છે. આ વિચારથી મેં આનંદપુર (બીના) મધ્યપ્રદેશવાળા ગુરુને ગુરુ બનાવ્યા. પરંતુ ઘરમાં કલેશ-કંકાસ જેમના તેમ બની રહ્યા હતા. છોકરીઓને પરમાત્માની દયાથી મેં ભણાવી. પરંતુ લગ્ન થતા ન હતા. પિતાએ મૂરતિયો શોધવાનું બંધ કરી દીધું. બગડ (રાજસ્થાન), ધૌલી ધાર હિમાચલ પ્રદેશમાં ગઈ, પીર હકીમ, ગુરુદ્વારાનો સહારો લીધો, ઘરમાં જ્યારે એકલી હોઉં ત્યારે રડતી રહેતી કે ધરતી પર ભગવાન જ નથી. જુલ્મ સહન કરતા કરતા મારી હાલત પાગલ જેવી થઈ ગઈ.

પછી એક દિવસ આ દુ:ખી આત્મા એ પરમાત્માના દરબાર સુધી પહોંચી, જે દુ:ખનું નિવારણ કરે છે. મારા પડોશીના ઘરે પાઠ થયો. મારી પડોશન મને પ્રસાદ લેવા ઘરે બોલાવવા આવી. જ્યારે હું ત્યાં ગઈ ત્યારે વાતચીત થઇ. તેમને પાઠના વિષયમાં કહ્યું કે આ પાઠ પરમાત્માની સાચી વાણી છે,

જેનાથી દુઃખ ઓછું થાય છે. પરંતુ આ પાઠ કેવળ સંત રામપાલજીની આજ્ઞા અનુસાર કરવાથી લાભ થાય છે. અન્ય કોઈથી પાઠ કરવાથી લાભ થતો નથી. જેવી રીતે રાજા પરિક્ષીતને કથા સંભળાવવાની હિંમત એ સમયે કોઈ પણ ઋષિની ન હતી. કારણ કે તે અનઅધિકારી હતા તથા સાતમા દિવસે જ પરિણામ મળવાનું હતું. એટલા માટે સ્વર્ગથી ઋષિ શુકદેવ આવ્યા, એમને રાજા પરિક્ષીતને શિષ્ય બનાવીને સાત દિવસનો પાઠ કર્યો. ત્યારે રાજા પરિક્ષીતને રાહત મળી. વર્તમાનમાં કોઈપણ વાસ્તવિક જ્ઞાનથી તથા સત્યથી પરિચિત નથી. એટલા માટે કોઈ પણ પાઠ કરી દે છે. જેથી સાધકને કોઈ લાભ થતો નથી. જે બહેન સાથે ચર્ચા થઈ તે સંત રામપાલજી મહારાજના વિચાર સાંભળતી હતી. અશિક્ષિત હોવા છતાં શાસ્ત્રોના ગૂઢ રહસ્ય સંતજીથી સાંભળ્યા મુજબ મને સંભળાવ્યા. હું મુખ્ય આચાર્ય (પ્રિન્સિપાલ) થઈને પણ આશ્ચર્યમાં હતી. એવું લાગ્યું કે પરમાત્મા મારો હાથ પકડવાના છે. બહેને બતાવ્યું કે ગુરુજી દુઃખોનું નિવારણ કરે છે. મેં તેમને આજીજી કરી કહ્યું મને તમે ગુરુજીના દર્શન કરાવી શકો છો. માલિકની દયાથી બીજા દિવસે હું ગુરુ રામપાલ મહારાજને સાધારણ ખુરશી પર બેઠેલા જોયા, હું નહોતી જાણતી કે સંત શું હોય છે ? એમનો મહિમા શું હોય છે ? જે જેટલા ઉંચા વિચારોના હોય છે તે એટલા જ સાધારણ હોય છે. અમારું સ્થાન તો ધરતીથી પણ નીચે છે. આપણે પરમાત્માનો મહિમા શું સમજીએ. મારા ગુરુજીએ મારું દુઃખ સાંભળ્યું તથા કહ્યું કે તમે ઉપદેશ લઈ લો. બધુ ઠીક થઈ જશે. બીજા દિવસે મને ઉપદેશ આપ્યો. એક મહિનાની અંદર-અંદર છોકરીના માટે સારું માંગુ આવ્યું અને પછી લગ્ન થયા. મને એવું લાગ્યું કે કંઇક અનહોની જેવું થઇ રહ્યું છે અને લગ્ન થયું. જે પતિ લગ્ન માટે તો શું સંબંધ (સગાઇ) માટે પણ તૈયાર નહતા, તે આજે લગ્ન કરાવી રહ્યા હતા. પછી થોડા સમય પછી મારી મોટી બેબી (છોકરી) ના પેટમાં ગાંઠ થઈ ગઈ. પેટમાં બાળક હતું નહિ પરંતુ ચિંતા થવા માંડી. મેં મારી છોકરીને કહ્યું કે તે દેખ્યું કે જ્યારે આપણે સિનેમા (ફિલ્મ) જોઈએ છીએ ત્યારે સિનેમાના કોઈ પાત્રના ઓપરેશનનો પ્રસંગ આવે તો તે સમયે અન્ય પાત્રો એક તરફ પ્રાર્થના કરતા બતાવે છે અને બીજી તરફ વ્યક્તિનું ઓપરેશન ચાલે છે જે ઓપરેશન અંતે સફળ થઈ જાય છે. તે મારી વાત સાથે સહમત થઈ ગઈ. તથા હું તાજપુર (દિલ્હી) સત્‌ગુરુના સત્સંગમાં સેવા કરવા જતી રહી. ત્યાંથી હું છોકરી પાસે હોસ્પિટલ ગઈ ઓપરેશન ઠીક થયું. જે શંકા કેન્સરની હતી તે પણ ઠીક થઈ. પછી છોકરી ગર્ભવતી થઈ. એટલામાં જ જમાઈની સાથે એક ટ્રેક્ટર મોટર સાયકલની દુર્ઘટનાના સમાચાર મળ્યા. મને તો મારા પૂજ્ય ગુરુદેવજી સિવાય કશો વિચાર ન આવ્યો, માલિકના જેટલા ગુણ ગાવું તેટલા થોડા છે. આ જીભથી ગુરુજીનો મહિમા લોકોને સંભળાવું તેટલું ઓછું છે? દોઢ મહિનાની અંદર જમાઈ ઠીક થઈને ઘરે આવી ગયા. દુનિયા શું સમજે કે મારી પ્રાર્થના પરમાત્મા સાંભળે છે.

જે દિવસથી મેં આ ઉપદેશ લીધો મેં નકલી સંતોના ફોટા આંગણમાં નાખીને રાખ કરી દીધા. તે જ દિવસથી મારા જીવનની ગાડી સાચી દિશામાં ચાલી. ૨૩ સપ્ટેમ્બર ૨૦૦૩ના રોજ મેં જાગતી આંખે ૪-૫ વાગે એક ભયંકર આકૃતિ જોઈ. એટલે ભયંકર આકૃતિવાળી વ્યક્તિ હતી. જો નામ-ઉપદેશ ન લીધો હોત તો મારું દિલ ફાટી જાત. પરંતુ મને તે સમયે ભય ન લાગ્યો. પરંતુ એ વાતનો આભાસ થયો કે આ યમદૂત છે. બીજા દિવસે મેં ગુરુજીને કહ્યું. તેમણે સ્પષ્ટ કર્યું કે તે દિવસે મારા શ્વાસની અંતિમ ક્ષણ હતી. હવે હું પરમાત્માસ્વરૂપ ગુરુજીની દયાથી જીવી રહી છું. એમની કૃપાથી નાની છોકરીના લગ્ન એક એન્જિનિયર છોકરા સાથે થયા. બે-ત્રણ વાર મારી નોકરી છૂટવાની આશંકા થઈ. પરંતુ મારા પરમાત્માએ મને સંભાળી, મને બે પદની બઢતી આપી. સંત રામપાલજી મહારાજ કહે છે રાજા પણ પ્રભુના બાળક છે. એમાં પણ પ્રભુની શક્તિ કામ કરે છે. પરમેશ્વર પોતાના સાધકના માટે રાજાને પ્રેરણા કરી સર્વ ફેરબદલી કરે છે. પરંતુ આ બધુ પરમાત્મા કરાવે છે. કોઈ મારા ગુરુ રામપાલ મહારાજજીનો આશરો લઈને જુઓ, લેવાવાળાઓના એવી જ રીતે દુઃખ ઓછા થશે જેવા મારા થયા. પરમાત્મા સાચે જ બેસહારાને સહારો આપે છે. આત્માનો પોકાર સાંભળે છે. મારી સાથે આ થોડાં વર્ષોમાં જે થયું તે કેવળ પરમાત્મા જ કરી શકે છે, મારા ગુરુજીની મહિમાના વર્ણન કરવા માટે મારી પાસે શબ્દ નથી. આ સ્વયં જ કબીર સાહેબના અવતાર છે. જે પરમાત્મા સાક્ષાત્ જોવા માગે છે તે કરૌંથા આવવાનું ન ભૂલે. મારા જેવા તુચ્છ (નાના) જીવને તમે ઉગાર્યો? હું આપની કૃતજ્ઞ છું. ક્યા શબ્દોમાં તમારો મહિમા ગાઉ? આ શબ્દોને વાંચક પોતાના હૃદયમાં ઉતારે અને લાભ ઉઠાવે.

ખૂબ તુચ્છ પ્રાણી
ભક્તમતિ શશી

●

"પોતાના ભક્તને ધર્મરાજના દરબારમાંથી છોડાવ્યો"

હું ભક્ત ઓમપ્રકાશ સુપુત્ર શ્રી માતાદીન, નજફગઢ દિલ્હીનો નિવાસી છું. મને પરમપૂજ્ય સંત રામપાલજી મહારાજનું નામ લીધે દોઢ વર્ષ થયું. મારી નજફગઢમાં મીઠાઈની દુકાન છે. ૧૯ મે ૨૦૦૫માં રાત્રે ૯.૩૦ વાગે મને દુકાનમાં પેટમાં દર્દ થયું. દર્દને કારણે મારી હાલત બિલકુલ ખરાબ થઈ ગઈ. હું ગુરુજીનું નામ જપતો જપતો ઘેર પહોંચ્યો. ઘરમાં ઘૂસીને ગુરુજીની તસ્વીર સામે દંડવત્ પ્રણામ કરીને ઉભો થઈને ખાટલા પર આડો પડ્યો. ખાટલામાં પડતાં જ બેભાન થઈ ગયો. મારી ચારે તરફ યમના દૂત ચક્કર લગાવા માંડ્યા. મને ડરાવવા લાગ્યા. હું ડરનો માર્યો બેભાન થઈ ગયો. ત્યારે યમદૂતોએ મારી ઉપર સફેદ ચાદર નાખી અને મને ઉઠાવીને યમરાજના દરબારમાં લઈ ગયા. યમરાજના દરબારમાં દેખ્યું તો ત્યાં લાઈન લાગી હતી. જ્યારે મારો નંબર આવ્યો. ત્યારે યમરાજે કહ્યું કે આને

તળાવમાં ફેંકી દો. મેં તળાવમાં જોયું તો મગરમચ્છો હતાં. મગરમચ્છોંને દેખીને હું ડરી ગયો. ત્યારે મેં પરમ પૂજ્ય રામપાલજી મહારાજને યાદ કર્યા. તે સમયે ધર્મરાજના દૂત મને ફેંકવા તૈયાર થયા હતા. મેં ગુરુજીને અવાજ લગાવી "હે ગુરુજી બચાવો" ત્યારે મેં દેખ્યું કે મારા ગુરુજી કબીર સાહેબના રૂપમાં આવ્યા અને મને તળાવમાં પડતો બચાવી લીધો. યમરાજે કબીર સાહેબજીનાં ચરણોમાં પડીને દંડવત્ પ્રણામ કર્યા. પછી ગુરુજી પોતાના અસલ સ્વરૂપમાં આવી ગયા અને મને કહેવા લાગ્યા હવે તું શા માટે ડરે છે, હવે હું તારી સાથે છું. ત્યારે મારો ડર દૂર થઈ ગયો. ધર્મરાજે ગુરુજીથી ચર્ચા કરી કે તમે આ જીવને વારંવાર કેમ બચાવો છો? આ તો મારું ભોજન છે. તમે પહેલા બે વખત આને મરતો બચાવ્યો છે. પહેલી વખત સ્કૂટર અને જીપની આમને-સામને ટક્કર થઈ ગઈ ત્યારે મને આંચ પણ આવી ન હતી. બીજી વાર મોટર સાઈકલ સ્લીપ થઈ હતી અને ચાલતી ટ્રકની નીચે આવી ગઈ હતી. ગુરુદેવજીએ મને એ ટ્રકની નીચેથી બચાવ્યો હતો.

ત્યારે ગુરુદેવે ધર્મરાજને કહ્યું કે આને પાછલા જન્મમાં મારી ભક્તિ કરી હતી, એટલા માટે મેં એને બચાવ્યો. પછી ધર્મરાજે કહ્યું આ વખતે તમે આને કેમ બચાવ્યો? જ્યારે કે મેં આનું નામ તોડાવી રાખ્યું હતું. ત્યારે ગુરુજીએ કહ્યું કે એનું નામ તમે તોડાવી દીધું છે, એણે પોતાની જાતે નથી તોડ્યું. એટલા માટે મેં બચાવ્યો, આ મારી ભક્તિ કરે છે. ત્યારે કાળે કહ્યું કે હું જોઉં છું તમે આને ક્યાં સુધી બચાવો છો. પછી ગુરુજીએ કહ્યું કે હું પળ-પળ એની સાથે છું, તમે આનું કંઈ નહીં બગાડી શકો.

પછી સત ગુરુદેવજીએ ધર્મરાજને કહ્યું કે હવે પછી આને કોઈ પ્રકારનું કષ્ટ પહોંચાડ્યું તો જેવી રીતે તું લોગોને સતાવે છે, તેથી વધારે ખરાબ હાલત તારી કરીશ.

ત્યાર બાદ સત્ ગુરુદેવજી મને ધર્મરાજના દરબારથી નીચે લઈને આવ્યા. અને મને કહ્યું કે તું જલદીથી જલદી તારા ઘરવાળાઓને બતાવી દે કે તું બિલકુલ ઠીક છે, અને મને ઘરે લઇ ચાલો . બે ડૉકટર તો ના કહી ચુક્યા છે કે આ અમારા હાથની વાત નથી. મારા ઘરવાળા મને હોસ્પિટલ લઈને જઈ રહ્યા હતા. મે ઘરવાળાને કહ્યું મને જલદી જલદી ઘરે લઈ જાવ, હું બિલકુલ ઠીક છું. જે મારા સાથે હતા, તે એકદમ આશ્ચર્યમાં પડી ગયા કે આ તો મરી ગયો હતો. આને હોંશ કેવી રીતે આવી ગયા ? આ કેવી રીતે સંભવ છે. આવી વાતો કેવી રીતે તે કરી રહ્યો છે ? પછી મારા ઘરવાળા રસ્તામાંથી જ ઘર તરફ આવવા લાગ્યા તો મને સત્ગુરુદેવ કમળના ફૂલ ઉપર બેઠેલા દેખાયા. કોઈવાર ગુરુજીના રૂપમાં તો કોઈવાર કબીર સાહેબના રૂપમાં દેખાઇ રહ્યા છે અને મારી તરફ હાથ હલાવતાં હલાવતાં જતા દેખાયા. હું જોર-જોરથી રડવા લાગ્યો કે મારા ગુરુજી ગયા, મારા ગુરુજી ગયા. મારા ઘરવાળા ગભરાઈ ગયા કે આ આવું કેમ કરે છે. ફરી હોસ્પિટલ તરફ જવા લાગ્યા. ત્યારે ગુરુજીએ હાંક પાડી કે ભક્ત તું આ

શું કરી રહ્યો છે, મેં તને કહ્યું કે ઘરે જલ્દીથી જલ્દી જા. પછી મેં ઘરવાળાઓને કહ્યું કે હું બિલકુલ ઠીક છું, મને મારા ગુરુજી દેખાયા હતા. ત્યારે અમારા ઘરવાળા મને ઘરે લઈ ગયા અને ઘરવાળાઓ એકદમ આશ્ચર્યમાં પડી ગયા કે આ તો મરી ગયો હતો, આ જીવતો કેવી રીતે થઈ ગયો ? મેં મારા ઘરવાળાઓને મારી સાથે બનેલી ઘટના વિગતવાર સંભળાવી કે મારી સાથે આવું-આવું થયું અને મારા સત્‌ગુરુદેવજી મને ઘરે છોડીને જતા રહ્યા.

ભક્ત ઓમપ્રકાશદાસ RZ-15, B Block,
ગલી નં.૨, મકસૂદા બાદ કોલોની, નજફગઢ, નવી દિલ્હી.

●

“પૂર્ણ પરમાત્મા સાધકને ભયંકર રોગમાંથી
મુક્ત કરીને આયુ વધારી દે છે”

ભક્ત ડૉ. ઓમપ્રકાશ હુડ્ડા (C.M.O.) નું પ્રમાણ

પ્રમાણ ઋગ્વેદ મંડળ ૧૦ સુક્ત ૧૬૧ મંત્ર ૧, ૨ તથા ૫માં જેમાં પરમેશ્વર કહે છે કે જો કોઈને પ્રત્યક્ષ અથવા ગુપ્ત ક્ષાય રોગ, (તપેદિક) થયો હોય તેને પણ ઠીક કરે છે તથા જો કોઈ રોગી વ્યક્તિની પ્રાણશક્તિ ક્ષીણ થઈ હોય, જેનું આયુષ્ય શેષ ન રહ્યું હોય તો પણ તારા પ્રાણની રક્ષા કરું તથા તને સો વર્ષનું જીવન પ્રદાન કરું, સર્વ સુખ પ્રદાન કરું. મંત્ર ૫માં કહ્યું છે કે હે પુનર્જીવન પ્રાપ્ત પ્રાણી ! તું સર્વ ભાવથી મારી શરણ ગ્રહણ કર. જો પાપકર્મ દંડથી તારી આંખો સમાપ્ત થવાની હોય તો હું તને પુનઃ આજીવન આંખો દાન કરી દઉં. તને રોગ મુક્ત કરીને સર્વ અંગ પ્રદાન કરું તથા તને પ્રાપ્ત થઉં એટલે કે મળું.

*જમ જૌરા જાસે ડરૈં, મિટૈં કર્મ કે લેખ ।*
*અદલી અદલ કબીર હૈં કુલ કે સત્‌ગુરુ એક ॥*

ઉપરોક્ત પંક્તિઓ મારા જીવનમાં પૂર્ણ રૂપથી સત્ય સાબિત થઈ છે.

હું ભક્ત ડૉ. ઓમપ્રકાશ (C.M.O., M.B.B.S., MS - Eye Specalist) 18A સરકુલર રોડ, રોહતકમાં રહું છું. મારો મોબાઈલ નં. : ૯૮૧૩૦૪૫૦૫૦ છે. મારો જન્મ ૧૨ એપ્રિલે ૧૯૫૩માં ગામ કિલોઈ જિલ્લા-રોહતકમાં થયો. મેં પાંચથી બારમા ધોરણ સુધીનું ભણતર D.A.V. કોલેજ અમૃતસરમાં કર્યું. અમૃતસરમાં મારા મોટા ભાઈ (પુસ્તકાલયમાં લાઇબ્રેરિયન તરીકે કાર્ય કરતા હતા). D.A.V. સ્કૂલમાં કાર્યરત હતા. ત્યાંના જાણકાર લોકો તેમને માસ્ટરજી તથા પ્યારથી મને છોટા માસ્ટરજી કહેતા હતા. જ્યારે હું છઠ્ઠા ધોરણમાં ભણતો હતો ત્યારે મને એક મહાત્માએ જે દુર્ગાના મંદિર અમૃતસરના સેવક હતા તેમને મારી હસ્તરેખા દેખીને કહ્યું કે છોટે માસ્તર તમે ડૉકટર બનશો તથા તમારું આયુષ્ય કેવળ પચાસ વર્ષ છે. પછી તેમને બીક લાગી કે નાના બાળકને સચ્ચાઈ કહીને ભૂલ કરી. પરંતુ મેં મહાત્માની વાતોને એક બાળકની જેમ સાંભળી - નસાંભળી કરી. હું મોટો થઈને

ડૉકટર બન્યો તથા મે M.B.B.S. તથા MS (Eye speclist) પણ P.E.I MS રોહતકમાં કરી.

ઠીક, પચાસ વર્ષ પૂરાં થવાના હતા. ૧૦-૧૧ એપ્રિલ ૨૦૦૩ની રાતે ૧૨ વાગે સહપરિવાર રોહતકમાં જ હતો અને બંને હાથોમાં દર્દ તથા છાતીમાં ભારેપણું શરૂ થયું અને અમે ઉપચારના માટે PG. I. M.S. માં ગયા. આની પહેલા ન તો મને બ્લડપ્રેશર, ન તો મને ડાયાબિટીસ હતો. હું નામ લીધા પહેલા પચ્ચીસ વર્ષથી ધૂમ્રપાન કરતો હતો.

ત્યાં નોકરીમાં હાજર રહેલા ડૉકટરને મેં મારો પરિચય આપ્યો કે H.C.M.S.I. (Group A) શ્રેણીમાં. હું S.M.O. ના પદ પર છું. પરિચય આપ્યા બાદ ડૉકટરે તુરંત જ બોડી ચેકઅપ કરીને પછી ઈલાજ શરૂ કર્યો તથા Intensive Care Unit માં મોકલી આપ્યા પહેલાં મને બધી ગતિવિધિ કર્યાની ખબર હતી. પરંતુ I.C.U. મોકલી આપ્યા પછી મને ખબર નથી કે આગળ શું થયું ? લગભગ દોઢ બે કલાક પછી મને લાગ્યું કે મને કાળના દૂત ચારે તરફથી ઘેરીને ઉભા થઈ ગયા. મને કહી રહ્યા હતા કે ચાલો, તમારો સમય પૂરો થઈ ગયો છે. અમે તમને લેવા આવ્યા છીએ. હું તેમને કશું જ કહી શક્યો નહીં. ત્યારે જ પૂર્ણપરમેશ્વર કબીર સાહેબ મારા સત્ગુરુ તત્ત્વદર્શી સંત રામપાલજી મહારાજના રૂપમાં પલંગ પાસે પ્રકટ થયા. અને કાળના દૂતો જેમનો ચહેરો ડરાવનો હતો. મહારાજજીને દેખીને અદૃશ્ય થઈ ગયા. મારા સત્ગુરુદેવે મને આશીર્વાદ આપ્યા તથા કહ્યું કે કબીર પરમેશ્વરે તમારું આયુષ્ય પોતાની શક્તિથી વધારી આપ્યું છે. જેથી તમે તમારી ભક્તિ પૂરી કરી શકો અને સત્લોક જઈ શકો. મેં રડીને કહ્યું કે માલિક આપ સ્વયં પરમેશ્વર છો, તમે આ શરીરમાં ખુદને છુપાવી રાખ્યા છે. પરમેશ્વરની ભક્તિ તમે જ કરાવો છો. હું ભક્તિ કરવાવાળો કોણ છું? આ કહીને મારી આંખો ખૂલી ગઈ તથા મારી આંખોમાં આંસુઓ સિવાય કશું નહતું. ત્રણ દિવસ પછી જ્યારે આઈ.સી.યુ.માંથી મને મારા વોર્ડમાં લાવી રહ્યા હતા ત્યારે હું ઊઠીને ચાલતો હતો. ત્યારે એક ડૉકટરે મારી પાસે દોડીને આવ્યા મને પકડી લીધો અને કહ્યું કે આ શું કરો છો? તમારે ચાલવાનું નથી, તમને હાર્ટએટેક આવ્યો છે.

સ્પેશ્યલ વોર્ડમાં લઈ ગયા પછી ડૉકટરે મને કહ્યું કે અમને નવાઈ લાગે છે. કે ૧૦-૧૧ તારીખની રાતે આપની E.C.G./B.P. વગેરે રિપોર્ટ બતાવી રહ્યા હતા કે આપ બચવાના નથી, પરંતુ સવારે તમારી E.C.G.વગેરે ફરીથી સામાન્ય શરૂ થઈ ગઈ.

મેં ૨૫-૧૨-૧૯૯૯માં તત્ત્વદર્શી સંત રામપાલજી મહારાજથી નામદાન લીધું હતું. આની પહેલા હું બ્રહ્માકુમારી, જૈની, રાધાસ્વામીનો શિષ્ય હતો તથા D.A.V. નિશાળનો છાત્ર (વિદ્યાર્થી) હોવાથી આર્યસમાજની ઊંડી છાપ હતી. ગાયત્રી મંત્રનો જાપ લાખો વાર કર્યો હતો. ઘરમાં સેંકડો ફોટાઓ દેવી-દેવતાઓના હતા. નામદાન પછી બધા દેવી-દેવતાઓના ફોટા જળપ્રવાહમાં

નાખી દીધા તથા બધા પ્રકારની ઉપાસના બંધ કરી દીધી. તથા સત્ગુરુ રામપાલજી મહારાજના આદેશ અનુસાર પૂર્ણપરમાત્મા કબીર પરમેશ્વર (કવિર્દેવ)ની ભક્તિ શરૂ કરી દીધી. કારણ કે સત્ગુરુએ કહ્યું છે કે

*"એકૈ સાધૈ સબ સધૈ, સબ સાધૈ સબ જાય ।*
*માલી સીંચૈ મૂલ કો, ફૂલે-ફલે અઘાય ।।"*

એક કબીર પરમેશ્વરની ભક્તિમાં મગ્ન હોવાથી તે પણ કેવળ તત્ત્વદર્શી સંતથી નામ લીધા પછી લાભ એ થયો કે સંત રામપાલજી મહારાજે પોતાની શક્તિથી મારી ઉંમર વધારી દીધી. આ વાત મેં તથા મારા પરિવારના સભ્યોએ P.G.I.M.S. ના કાર્યરત ડૉકટર તથા બીજા સ્ટાફને બતાવી, પરંતુ તેમની સમજમાં ન આવ્યું કારણ કે આ વાતો તેને જ સમજમાં આવે છે જેની ચેનલ પરમેશ્વર ઓન કરે. અન્યથા બીજા કોઈને જ્ઞાન સમજ આવે તે સંભવ નથી.

મેં ૨૫-૧૨-૧૯૯૯માં તત્ત્વદર્શી સંત રામપાલજી મહારાજથી નામદાન લીધું ત્યારે મને ખબર ન હતી કે આ પૂર્ણબ્રહ્મ કબીર સાહેબના જેમ ના તેમ અવતાર છે. પરંતુ આ ઉપરોક્ત ઘટના થઈ હતી ત્યારથી જ મને આ વિશ્વાસ થઈ ગયો કે

*માઁસા ઘટે ન તિલ બઢે, વિધના લિખે જો લેખ ।*
*સાચા સત્ગુરુ મેટ કર ઉપર મારેં મેખ ।*

કબીર પરમેશ્વર સહશરીર સંત રામપાલજી મહારાજના રૂપમાં આવ્યા છે. જે સાચા સત્ગુરુ છે. અને વિધિ (ભાગ્ય)ના પાપકર્મો રૂપી લેખને ભૂસીને પોતાની શક્તિથી નવા લેખ લખી દે છે.

●

### "ભક્તમતિ સુશીલાની આંખ ઠીક કરી"

આ જ પ્રમાણે મારી ધર્મપત્ની શ્રીમતી સુશીલા હુડ્ડાને ૬-૧૨-૨૦૦૪માં જમણી આંખે બે-બે વસ્તુઓ નજર આવવાની શરૂ થઈ હતી. P.G.I.M.S. રોહતકમં બધા જ ટેસ્ટ MRI તથા MRI Angiography વગેરે કરાવ્યા તથા બધા જ મોટા ડૉકટરોને બતાવ્યું તથા ઈલાજ કરાવ્યો. પરંતુ કોઈ લાભ થયો નહીં. પ્રાઈવેટ ડૉકટર ઈશ્વરસિંહ વગેરેને બતાવ્યું પરંતુ કોઈ લાભ થયો નહીં. આ બધું અમે સત્ગુરુની આજ્ઞા લીધા પછી કર્યું હતું. પરંતુ જ્યારે દવાઓથી કોઈ લાભ થયો નહીં. અમે સત્ગુરુને પ્રાર્થના કરી કે પરમેશ્વર તમે આયુષ્ય સુધી વધારી આપો છો તો આપના માટે શું મુશ્કેલ છે? કૃપા કરીને આપ આપનાં બાળકો પર કૃપા કરો. સત્ગુરુદેવે કૃપા કરી અને માથા ઉપર હાથ રાખ્યો કે જમણી આંખ બિલકુલ સીધી થઈ ગઈ અને બે-બે વસ્તુ નજર આવવાની બંધ થઈ ગઈ. જેવી પહેલા હતી તેવી બિલકુલ થઈ ગઈ. હવે, તેમને પૂર્ણપરમાત્મા પાપકર્મોને બાળીને નાશ કરવાવાળા ભગવાન નહિ કહીએ તો બીજું શું કહેશું? કૃપા કરીને વાંચવાવાળા સ્વયં વાંચીને વિચાર કરી નિર્ણય લે તથા જલદીથી પોતે પણ

માન-બડાઈ અને શાસ્ત્રવિધિ રહિત સાધનાનો ત્યાગ કરીને સત્‌લોક આશ્રમ કરૌંથામાં આવીને પરમ પૂજ્ય સત્‌ગુરુ રામપાલજી મહારાજથી નામ-ઉપદેશ લઈને આપનું તથા પોતાના પરિવારનું કલ્યાણ કરાવો. "સત સાહેબ".

પ્રાર્થી ભક્ત ડૉ. ઓમપ્રકાશ હુડ્ડા

●

**"ત્રણેય તાપને પૂર્ણપરમાત્મા જ સમાપ્ત કરી શકે છે"**

**ભક્ત રાજકુમાર ઢાકા (Ex. Headmaster M.A., B.Ed.) નું પ્રમાણ**

હું રાજકુમાર ઢાકા રિટાર્યડ હેડ માસ્ટર દિલ્હી (M.A. Bed), ગામ સુંડાના જિલ્લા-રોહતક વર્તમાન સરનામું - આઝાદનગર, રોહતક (ફોન : ૦૧૨૬૨-૨૯૭૫૮૪)માં રહું છું. સન ૧૯૯૬માં મારી પત્ની અને બંને છોકરાઓને ભયંકર બીમારી હતી. આ બીમારીથી એટલા બધા કંટાળી ગયા કે બંને છોકરા કહેવા લાગ્યા કે નોકરી થતી નથી. કારણ કે આ બીમારીમાં ગળુ રુંધાવાથી શ્વાસ લેવાનું બંધ થઈ જતું હતું, ત્યારે ડૉક્ટર આવતાં અને ઊંઘનું ઈંજેક્શન લગાવી દેતાં.

પરંતુ રાતની નોકરી હોય તો ક્યાં લઈ જઈએ, ખૂબ હેરાન થઈ જતાં ઓફિસર મને બોલાવી દેતા હું એમને બીમારી અંગે કહેતો ત્યારે કહેતા ઈલાજ કરાવડાવો, જ્યારે ઘરમાં હોય ત્યારે ડૉક્ટરને રાતમાં બે-બે વાર બોલાવવા પડતાં કારણ કે કોઈવાર ઘરના કોઈ સભ્યને તો વળી ક્યારેક કોઈને. અગર કોઈને પણ શક હોય તો ડબલ ફાટક પર ડૉ. સચદેવાની દુકાન છે. સચદેવા સાહેબને પૂછી લો કે માસ્તરજીના ઘરની શું હાલત થઈ રહી હતી ?

જેને પણ જ્યાં બતાવ્યું ઈલાજ માટે હું ત્યાં ગયો. ઉત્તરપ્રદેશમાં કરાના શામળીની પાસે, ઉત્તરપ્રદેશમાં ખેખડા, રાજસ્થાનમાં બાલાજી, કોઈ વાર ખાટૂશ્યામજી અને જંત્ર-મંત્રવાળા પાસે, હરિયાણામાં પણ કોઈ જગ્યા છોડી નહી, પરંતુ કોઈ ફર્ક પડ્યો નહિ, કરેલાની પાસે ખેડા કંચની, બોહતાવાલા, ગોહાનામાં પાસનગર, સમચાના, સિકન્દરપુર, ખિડવાલી વગેરે અનેક જગ્યાએ ગયો અને લગભગ ૩ લાખ રૂપિયા બીમારીની પાછળ લાગી ગયા.

હું થાકી ગયો અને મારો પરિવાર બર્બાદ થઈ ગયો. મારી પત્નીએ મને કહ્યું કે મારું જીવન સમાપ્ત થવા આવ્યું છે. તથા ભક્ત સુભાષ પુત્ર મહેન્દ્ર પુલિસવાળો જે સંતરામપાલજીની મહિમા સંભળાવે છે તે જ સંતથી મને નામ લેવડાવી દો. પહેલાં હું કોઈ વાતમાં વિશ્વાસ કરતો નહિ તથા ગુરુ બનાવવાનું ખરાબ સમજતો હતો અને કહેતો, તારો ગુરુ હું જ છું. હું એમ.એ., બી.એડ. મારાથી વધારે કોન સારો ગુરુ હશે ? પરંતુ પરિસ્થિતિઓએ મને વિવશ કર્યો તથા મેં એ સ્વીકૃતિ પત્નીને આપી દીધી કે તમે નામ લઈ લો. હવે તમારી પાસે શેષ જીવન નથી કારણ કે આ સમયે મારી પત્નીનું વજન ૫૦ કિગ્રા થઈ ગયું હતું, જે પહેલા ૮૦ કિગ્રા વજન હતું. ચાલવાનું તો દૂરની વાત, બેસતાં-ઉઠતાં તકલીફ થઈ રહી હતી.

મેં તેને કહ્યું તું મરી તો રહી છે. નામ લઈ લે, નામ લઈને જોઈ લે, પોતાના મનનું એક આ પણ કરીને જોઇ લે, હવે હું તને નહીં રોકું, નામ લઇ લે, બરાબર છે. કારણ કે સંત રામપાલજીથી નામ લઈને મારો ભત્રીજો ઘણી વખત કહેતો હતો કે તાઈ (દાદી) નામ લઈ લ્યો નહિ તો મરી જશો. હું કહેતો હતો કે મે એક પણ ડૉકટર છોડયા નથી. અમે બાલાજી વગેરે તાંત્રિકો પાસે જઈને થાકી ગયા. તો તમારા સંત શું લઈ રહ્યા છે ? (શું આપ છે ?)

પરંતુ તંગ આવીને ક્યાંય વાત ના બની ત્યારે નામ લેવા મોકલી આપી. કારણ કે હું પણ આશ્રમ જવાનો સખ્ત વિરોધ હતો. ૧૬ જાન્યુઆરી ૨૦૦૩એ પત્નીએ નામ લીધું અને “ગહરી નજર ગીતામેં” નામનું પુસ્તક સાથે લઈને આવી. એક મહિનામાં જેમ દીપકમાં તેલ નાખવાથી અજવાળુ થાય છે તેમ દર મહિને ત્રણ કિલો વજન વધવા લાગ્યું.

માએ નામ લીધા પછી મારા મોટા છોકરાને વગર નામ લીધે સારી ઊંઘ આવવા લાગી. ત્યારે તેને પોતાની પત્નીને પણ નામ અપાવ્યું. પછી મેં “ગહરી નજર ગીતા મેં” નામનું પુસ્તક વાંચ્યું ત્યારે હું પણ ગહેરાઇમાં ગયો તો જોયું કે આવું જ્ઞાન ક્યાંય વાંચ્યું કે સાંભળ્યું નથી અને મેં એપ્રિલ ૨૦૦૩માં નામ લીધું. આજે મારા ઘરમાં નાનાથી મોટા સૌએ નામ લીધું છે.

જયારે બીમારી થતી હતી ત્યારે આખું ઘર દુઃખી થઈ જતું હતું. લડાઈ-ઝઘડા, નોકરીમાં વિવાદ, ડૉ.ની અવર-જવર, હોસ્પિટલમાં ઈમરજન્સીમાં પહોંચી જતા હતા. આજે અમારું ઘર સ્વર્ગ સમાન છે. સતલોક જવાની ઈચ્છા છે.

એક મહિના પહેલા સ્વપ્નમાં પરમેશ્વર કબીર સાહેબજી ગુડગાંવ સેક્ટર ૫૭માં પ્લોટ બુક કરાવી ગયા, જયારે ડ્રો નીકળ્યો ત્યારે તે જ નંબર મળ્યો. જે સ્વપ્નમાં કબીર સાહેબે બતાવ્યો હતો. સવારે સમાચાર પત્ર વાંચ્યા ત્યારે તે પ્લોટ નંબર અમારા નામે એલોટ થયો હતો.

અમારા ત્યાં એવી બીમારી હતી કે કોઈ પણ એટલા દુઃખી નહિ હોય જેટલા અમે હતાં. હવે સંત રામપાલજી મહારાજનો ઉપદેશ લીધા પછી ખૂબ થોડા દિવસોમાં અમે ઘણા સુખી છીએ.

મારા ઘરે જિન્ન (ભૂત) પ્રકટ થયો હતો, તે કહેતો હતો કે હું તમારા આશ્રમમાં જઉં છું, બધું જ દેખીને આવું છું, પરંતુ કાચની અંદર નથી જતો જયાં સંતજી બેસીને સત્સંગ કરે છે. કારણ કે મને બધી જ વાતની ખબર છે. અગર હું ત્યાં જઈશ તો માર પડશે. એટલા માટે હું પાછો બહાર આવી જાઉં છું અને તમે તાંત્રિકો પાસે ગયા, કે બાલાજી ગયા હું અંદર જતો નહી બહાર રહી જતો, મને કોઈ બાંધવાવાળો નથી, મારા સાથી ડરપોક હતા કે ભાગી ગયા, હું નથી જવાનો, મને તો તારું ઘર અને છોકરીના ઘરને બર્બાદ કરવા મોકલ્યો છે, એક પછી એક સર્વનો વિનાશમાં નંબર લાગશે, ચાહે કોઈ પણ જગ્યાએ ભાગીને જાવ.

થોડા દિવસ પછી તે જ પ્રેત ફરીથી ઘરમાં પ્રકટ થયું અને જોર-જોરથી બોલવા લાગ્યું કે ક્યાં છે તારા ગુરુ રામપાલજી ? ક્યાં છે તારા માલિક કવિર્દેવ (કબીર પરમેશ્વર) ? જ્યારે પણ તે ભૂત પ્રકટ થાય છે ત્યારે મનુષ્યની જેમ વાતો કરતું હતું. ત્યારે મારી પત્ની ઘરમાં બનેલા પૂજાસ્થળ પર ગઈ અને દંડવત્ પ્રણામ કર્યા, ત્યારે પ્રેત (જિન્ન)ને માર પડવાનું ચાલુ થઈ ગયું અને કહેવા લાગ્યું કે કેમ મારો છે ? આ દિવાલોને હવે પાડી નાખીશ, જ્યારે તેને ખૂબ જ માર પડ્યો ત્યારે કહેવા લાગ્યો કે હાય, આ તો દીવાલો નથી લોખંડની જાળ છે. સળિયા છે. આ માલિક, રામપાલજી મહારાજ ક્યાંથી આવી ગયા ? એ તો બરવાળા સત્સંગ કરવા ગયા હતા. (એ દિવસોમાં સંત રામપાલજી મહારાજ બરવાળામાં જિ. હસારમાં સત્સંગ કરી રહ્યા હતા.) હું તો એટલા માટે આવ્યો હતો કે માલિક અહીં છે જ નહિ.

જિન્ને (પ્રેતે) કહ્યું કે હું તમને મારવા આવ્યો હતો પણ આ તો મારે જ માર ખાવો પડ્યો. હવે મને નરકમાં નાખશે. હું જતો રહીશ. મને છોડાવી દો. કરૌંથાના આશ્રમમાં સંત રામપાલજી મહારાજ બેઠા છે. તેમને માણસ ના સમજો તે તો પૂર્ણ પરમાત્મા છે. તેમને છોડી ન દેતાં નહીં તો ખૂબ મુશ્કેલીમાં મૂકાશો. એમ જ તે ખેડા કંચનીવાલા પંડિતજી પણ ઈલાજ કરતાં હતાં.

જ્યારે હું ખેડા કંચનીમાં ગયો તો એ પંડિતજીએ કહ્યું કે આપનો પરિવાર એક પછી એક ખતમ થઈ જશે, મેં માન્યું નહિ. પરંતુ શાહપુરમાં ભાઈની છોકરીઓના લગ્ન થયા હતા તથા પંડિતજી પણ શાહપુરના હતા પછી પંડિતજીએ અમારા ચૌધરીને બતાવ્યું કે રોહતકવાળા ચૌધરી રાજકુમારને ખૂબ ભયંકર બીમારી છે. આખો પરિવાર નષ્ટ થઈ જશે. એમને બોલાવી લાવો. મને લઈને તેઓ ગયા. પરંતુ ઈલાજ ખૂબ મુશ્કેલ થઈ ગયો. તેમના કાબૂમાં આવ્યો નહિ. મંગળ તથા શનિવારની રાતમાં પાંચ-પાંચ ચૌકિયાં આવતી હતી. તેમને ઉતારી તથા તળાવમાં ફેંકી દેવાનો આ કાર્યક્રમ ચાર વરસ ચાલતો રહ્યો પરંતુ કોઈ ઉપાય થયો નહીં.

હું બોહતાવાલા (જિલ્લો - જીન્દ) એ સ્થાને પહોંચ્યો, ત્યાં એક ભુવો રહેતો હતો. તેમણે કહ્યું તારી બીમારી દૂર કરી દઈશ. ભૂવાએ કહ્યું કે તમારી બીમારી મને ખબર છે. તે અમને ઘણી વખત બાલાજી લઈ ગયો. ન તો તેનાથી બીમારી કાબૂમાં આવી કે ન તેના મંદિરના કાબૂમાં પણ આવી. જ્યારે મંગળ તથા શનિવારે ચૌકિયોં આવવાથી તે એટલો બધો હેરાન થઈ ગયો કે એણે પણ આ કામ છોડી દીધું. કારણ કે જ્યારે ચૌંકિયો આવતી હતી ત્યારે મારી પાસે સંદેશો આવતો કે રાતના ૯ થી ૨ વાગ્યા સુધી આગ જલાવીને, પાણીનો લોટો લઈને અને લાઠી લઈને જાગવાનું છે. આ કાર્યક્રમ સન ૧૯૯૬ થી ૨૦૦૨ સુધી ચાલ્યો. બોતાવાલાની પાસે ચૌંકી

આવી ત્યારે તેને પરચી (ચિઠ્ઠી) મળી હતી. બોહતાવાળા સ્યાના (ભુવા)ને કહ્યું હતું કે તું વચ્ચેથી ખસી જા પચાસ હજાર રૂપિયા મળશે, નહીં તો તારી ખેર નથી, તેણે ડરના બીકે ના પાડી દીધી. હું એ દિવસોમાં દિલ્હીમાં નોકરી કરતો હતો અને રાત્રે પહેરો દેતો હતો. હું કામ તથા પરિવારની બીમારીથી ખૂબ દુઃખી હતો. કોઈને કહીએ તો તે મજાક કરતા હતા, મારા ખૂબ જ પૈસા (લગભગ ૩ લાખ) ખર્ચ થઈ ગયા.

મારી પત્ની ચાંદ કૌરને થાઈરોઈડ થઇ ગયો હતો. જાન્યુઆરી ૨૦૦૩માં ડૉ. ઓ.પી. ગુપ્તાએ થાઈરોઈડ માટે તિમારપુર, દિલ્હી હોસ્પિટલમાં ભરતી કરાવવાનું કહ્યું પરંતુ ત્યાં ન જઈને મેડિકલમાં ડૉ. ચુગ જે તેના સ્પેશિયાલીસ્ટ છે, તેનાથી ઈલાજ કરાવ્યો. તેમને કહ્યું, પૂરી ઉંમર દવા ખાવી પડશે. પરંતુ ૨૦૦૩માં નામ લેવાથી દવા બિલકુલ સમાપ્ત થઈ ગઈ. મેં જ્યારે ડૉ. ચુગથી ચેક કરાવ્યું તો તેને નવાઈ લાગી કે આ કેવી રીતે થઈ ગયું ? મેં બધી જ વાત કહી.

હવે મારા છોકરાને તથા પત્નીને બધી જ બીમારીથી (રામપાલ) બંદી છોડે ઠીક કર્યા છે. મારા મોટા છોકરાનું નામ સુરેન્દ્રકુમાર તથા નાના છોકરાનું નામ મનોજકુમાર છે. બંને હરિયાણા પોલીસમાં નોકરી કરે છે. જ્યારે બંને પ્રેતથી ગ્રસ્ત હતાં ત્યારે ખૂબ જ દુઃખી હતા. પરંતુ ઉપદેશ લીધો એટલે પરમાત્મા કબીર સાહેબે બચાવી લીધા.

તત્ત્વદર્શી જગતગુરુ સંત રામપાલજી મહારાજનું અવતરણ અમારે માટે જ થયું છે. કારણ કે જેના પરિવારમાં બે છોકરામાં પ્રેત હોય તો ઘરમાં શું થાય? જે સ્ત્રીના બંને છોકરા તથા તેનામાં પણ (ખુદ) પ્રેત હોય તો તેની શું જિંદગી હોય? જે લોકો કરૌંથા આશ્રમ વિશે જાણતા નથી તે લોકો અંધારામાં છે. કારણ કે વાંચવા માટે મગજ આપ્યું છે. વાંચો અને વિચારો વાસ્તવિકતા શું છે ?

અમારો પરિવાર બરબાદ થઈ ગયો હતો. મારાં બાળકો તથા પત્ની જ્યારે ઠીક થઈ ગયાં ત્યારે મેં પોતાની જાતને સત્‌ગુરુ રામપાલજીના ચરણોમાં સમર્પણ કર્યું. મારું કશું જ નથી. આ તન-મન-ધન બધું જ ગુરુજીનાં ચરણોમાં સમર્પણ છે.

મારી છોકરી અને જમાઈએ પણ નામ લીધું છે. આજે મારી પુત્રીના ઘરમાં પણ સ્વર્ગ જેવું વાતાવરણ છે. મારો જમાઈ દારૂ પીતો હતો તેણે તેનો ત્યાગ કર્યો છે. મારી છોકરીનું પ્રમોશન, પ્લોટ, મકાન વગેરે થોડા દિવસમાં જ પ્રાપ્ત કર્યું છે. બધા મોજ (આનંદ)માં છે.

સન ૨૦૦૩માં બંદી છોડ ગુરુ રામપાલજી મહારાજે અમારાં પાપ કર્મોરૂપી સૂકા ઘાસને સત્‌નામરૂપી અગ્નિથી સળગાવીને નષ્ટ કરી દીધું. ન કોઈ જાદુગરી, ન દોરો, ન ધાગો, ન રાખ, ન તાવિજ વગેરે કશું જ નથી, બસ કેવળ બંદી છોડના મંત્ર (નામ ઉપદેશ) માત્રથી સર્વ રોગ નષ્ટ થઈ ગયા.

મંત્ર તો મોક્ષપ્રાપ્તિ માટે બધાં જ બંધનોથી છૂટકારો પામીને સતલોક જવાનો છે. આ બધી બીમારીઓ તો શરીરમાં કર્વિદેવની (કબીર પરમેશ્વર)ની કૃપાથી દૂર થઈ ગઈ. જો આવું ન હોય તો ભક્તિથી વિશ્વાસ ઊઠી જાય છે. હવે અમે ખૂબ જ સુખી છીએ. હવે ચાહે કોઈ કંઈ પણ કરે અમારા ઘર પર કંઈ (ખોટું) થઈ શકતું નથી. કારણ કે અમે બંદી છોડ કબીર સાહેબના હંસ છીએ. તેમના ચરણોમાં છીએ. હું પણ નતો માનતો, આ વાતોને પાખંડ (નાટક) માનતો હતો. પરંતુ જ્યારે એક પછી એકને ડૉક્ટર પાસે લઈ જતો હતો - બીમારીમાં પૈસા પણ ખર્ચ થયા, હેરાન પણ થયો ત્યારે આંખ ઉઘડી કે ખરેખર કાળ જાળમાં ફસાવી રાખ્યા છે. એટલા માટે ખાસ પોતાના આ ભ્રમને ભૂલાવી દેજો કે ભૂત, પ્રેત જેવું કંઈ નથી. હું કહું છું કે આ વાતો બકવાસ નથી. આ વાતો વાસ્તવિક છે. કારણ કે જીદમાં મૈં પોતાના ઘરને બરબાદ કરી નાખ્યું હોત. એટલા માટે તમામ વાચક મિત્રોને પ્રાર્થના કરું છું કે આપ પણ વાસ્તવમાં દુઃખોથી છુટકારો મેળવવા તથા સત્યભક્તિ કરવા માટે સતલોક આશ્રમ કરૌંથામાં પરમ પૂજ્ય સંત રામપાલજી મહારાજથી મફ્ત ઉપદેશ પ્રાપ્ત કરી પોતાના મનુષ્ય જન્મને સફળ બનાવો.

પ્રાર્થી

હૈડમાસ્ટર રામકુમાર (એમ.એ., બી.એડ.)

●

ઉપરોક્ત અમુક ભક્ત આત્માઓની આત્મકથાઓ આપે વાંચી, આવા ભક્ત હજારો - લાખો છે જે પોતાની આત્મકથા પુસ્તકોમાં લખાવવા માંગે છે. પરંતુ અહીં સ્થાનના અભાવે અમે થોડાક જ (અમુક જ) ભક્તોની આત્મકથા આપી શક્યા છીએ. જો બધા ભક્તોની આત્મકથા અમે લખવા બેસીએ તો કદાચ ઘણા બધા પુસ્તકો છપાઈ જશે. માટે સમજદાર વ્યક્તિને ઈશારો કાફી હોય છે.

ભક્તિમાં ભેદ (અંતર) : ભક્તિ ભક્તિમાં ખૂબ અંતર હોય છે. તમે ચાહો કોઈ દેવી-દેવતાઓની ભક્તિ કરો તેનું ફળ અવશ્ય મળશે. જે નાશવાન હશે, પરંતુ મુક્તિ નહીં અપાવે - મુક્તિ નહીં થઈ શકે અને પાપ કર્મ પણ સમાપ્ત નહીં થાય. જે ભોગવવા આપે વારંવાર જન્મ લેવા પડશે. મુક્તિ તો ફક્ત પૂર્ણ સંતની શરણમાં જવાથી એટલે કે તેમનાથી નામ ઉપદેશ લઈ પૂર્ણપરમાત્માની ભક્તિ કરવાથી જ થઈ શકશે. અન્યથા નહીં.

*યે સંસાર સમજદા નાંહી, કહંદા શ્યામ દુપહરે નૂં ।*
*ગરીબદાસ યે વક્ત જાત હે, રોવોગે ઈસ પહરે નૂં ॥*

❑❑❑

## (૯) કબીર સાહેબની કાળ સાથે વાર્તા

જ્યારે પરમેશ્વરે બધા બ્રહ્માંડોની રચના કરી અને પોતાના લોકમાં વિશ્રામ કરવા લાગ્યા. ત્યાર પછી આપણે બધા કાળના બ્રહ્માંડમાં રહીને પોતાના કરેલા કર્મદંડ ભોગવવા લાગ્યા અને બહુ દુઃખી રહેવા લાગ્યા. સુખ તથા શાંતિની શોધમાં ભટકવા લાગ્યા અને આપણને પોતાના નીજ ઘર સતલોકની યાદ સતાવવા લાગી તથા ત્યાં જવાને માટે ભક્તિ પ્રારંભ કરી. કોઈએ ચાર વેદોને કંઠસ્થ કર્યો, તો કોઈ ઉગ્ર તપ કરવા લાગ્યા અને **હવન, યજ્ઞ, ધ્યાન, સમાધિ વગેરે ક્રિયાઓ પ્રારંભ કરી.** પરંતુ આપણા નિજ ઘર સતલોકમાં નહીં જઈ શક્યા. કારણ કે **ઉપરની ક્રિયાઓ કરવાથી આગલા જન્મોમાં સારા સમૃદ્ધ જીવનને પ્રાપ્ત થઈને (જેમકે રાજા-મહારાજા, મોટા વ્યાપારી, અધિકારી, દેવ-મહાદેવ, સ્વર્ગ-મહાસ્વર્ગ વિગેરે) પાછા લખ ચૌરાસી ભોગવા લાગ્યા.** બહુ પરેશાન રહેવા લાગ્યા અને પરમ પિતા પરમેશ્વરને પ્રાર્થના કરવા લાગ્યા હે દયાળુ, અમને નિજઘરનો રસ્તો બતાવો. અમે હૃદયથી તમારી ભક્તિ કરીએ છીએ. તમે અમને દર્શન કેમ નથી આપતા ?

આ વિષય કબીર સાહેબે ધર્મદાસજીને બતાવતા કહ્યું કે ધર્મદાસ આ જીવોની પોકાર સાંભળીને હું મારા સતલોકથી સહજદાસનું રૂપ બનાવીને કાળલોકમાં આવ્યો ત્યારે એકવીસમાં બ્રહ્માંડમાં જ્યાં કાળનું નિજ ઘર છે ત્યાં આગળ તપ્તશિલા પર જીવોને શેકીને સૂક્ષ્મ શરીરથી ગંધ કાઢવામાં આવી રહી હતી. મારા પહોંચ્યા પછી તે જીવોની જલન સમાપ્ત થઈ ગઈ. તેમણે મને જોઈને કહ્યું કે હે પુરુષ ! તમે કોણ છો? તમારા દર્શન માત્રથી જ અમને વધારે સુખ તથા શાંતિનો અહેસાસ થઈ રહ્યો છે. પછી મેં કહ્યું કે **હું પારબ્રહ્મ પરમેશ્વર કબીર છું. તમે બધા જીવ મારા લોકથી આવીને કાળબ્રહ્મના લોકમાં ફસાઇ ગયા છો. આ કાળ દરરોજ એક લાખ માનવના સૂક્ષ્મ શરીરથી ગંધ કાઢીને ખાય છે અને ત્યારબાદ નાના (જુદા-જુદા) પ્રકારની યોનિમાં દંડ ભોગવવાને માટે છોડી દે છે. ત્યારે તે જીવાત્માઓ કહેવા લાગી કે હે** દયાળુ પરમેશ્વર ! અમને આ કાળની જેલમાંથી છોડાવો, **મેં કહ્યું કે આ બ્રહ્માંડ, કાળે ત્રણ વાર ભક્તિ કરીને મારાથી પ્રાપ્ત કરેલ છે જે તમે અહીં બધી વસ્તુઓનો ઉપયોગ કરી રહ્યા છો તે બધી કાળની છે અને તમે બધા તમારી ઈચ્છાથી ફરવાને માટે આવ્યા છો. એટલા માટે હવે તમારી ઉપર કાળબ્રહ્મનું બહુ વધારે ઋણ થઈ ગયું છે અને તે ઋણ મારા સાચા નામના જાપ વગર નહીં ઊતરી શકે.**

**જ્યાં સુધી તમે ઋણમુક્ત નહીં થઈ જાવ ત્યાં સુધી તમે કાળબ્રહ્મની જેલમાંથી બહાર નહીં જઈ શકો. તે માટે તમારે મારાથી નામ ઉપદેશ લઈને ભક્તિ કરવી પડશે. ત્યારે હું તમને છોડાવીને લઈ જઈશ.** અમે આ વાર્તાલાપ કરી જ રહ્યા હતા એટલામાં ત્યાં કાળબ્રહ્મ પ્રકટ થઈ ગયો અને તેણે બહુ ક્રોધિત થઈને મારી ઉપર હુમલો કર્યો. મેં મારી શબ્દશક્તિથી તેને બેભાન કરી દીધો. થોડા સમય પછી તે ભાનમાં આવ્યો.

મારા ચરણમાં પડીને ક્ષમાયાચના કરવા લાગ્યો અને બોલ્યો કે તમે મારાથી મોટા છો, મારી પર કંઈક દયા કરો અને આપ બતાવો કે તમે મારા લોકમાં કેમ આવ્યા છો? ત્યારે મેં કાળ પુરુષને કહ્યું કે કેટલાક જીવાત્માઓ ભક્તિ કરીને પોતાના નિજ ઘર સતલોકમાં પાછા જવા માંગે છે. તેમને સતભક્તિ માર્ગ નથી મળી રહ્યો. એટલા માટે તે ભક્તિ કરતા હોવા છતાં પણ આ લોકમાં રહી જાય છે. હું તેમને સતભક્તિ માર્ગ બતાવવાને માટે અને તારો ભેદ જણાવવાના માટે આવ્યો છું કે તું કાળ છે, એક લાખ જીવોનો આહાર કરે છે અને સવાલાખ જીવોને ઉત્પન્ન કરે છે તથા ભગવાન બનીને બેઠો છે. હું તેમને કહીશ કે તમે જેની ભક્તિ કરો છો તે ભગવાન નથી, કાળ છે. આટલું સાંભળતા જ  કાળ બોલ્યો કે અગર બધા જીવ પાછા (સતલોક) ચાલ્યા જશે તો મારા ભોજનનું શું થશે ? હું તો ભૂખ્યો મરી જઈશ. તમને મારી પ્રાર્થના છે કે ત્રણ યુગોમાં જીવો ઓછી સંખ્યામાં લઈ જજો અને બધાને મારો ભેદ ના કહેશો કે હું કાળ છું, બધાને ખાઉં છું. **જ્યારે કળિયુગ આવે ત્યારે જેટલા જીવ લઈ જવા હોય તેટલા લઈ જજો.** આ વચન કાળે મારાથી પ્રાપ્ત કરી લીધું. કબીર સાહેબે ધર્મદાસને આગળ બતાવતા કહ્યું કે સતયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગમાં પણ હું આવ્યો હતો અને બહુ જીવોને સતલોક લઈ ગયો, પરંતુ આનો (કાળનો) ભેદ કહ્યો ન હતો. હવે હું કળિયુગમાં આવ્યો છું અને કાળ સાથે મારે વાર્તા થઈ છે. કાળબ્રહ્મએ મને કહ્યું કે હવે તમે જેટલી તાકાત લગાવવી હોય તેટલી લગાવી લેજો, તમારી વાત કોઈ નહીં સાંભળે. પ્રથમ તો **મેં જીવોને ભક્તિને લાયક જ નથી રાખ્યા. તેમનામાં બીડી, સિગારેટ, દારૂ, માંસ વગેરે દુર્વ્યસનની આદત નાખીને તેમની વૃત્તિને બગાડી નાખી છે. જુદા-જુદા પ્રકારની પાખંડ પૂજામાં જીવાત્માઓને લગાડી દીધા છે. બીજી વાત એવી છે કે જ્યારે તમે પોતાનું જ્ઞાન આપીને પાછા તમારા લોકમાં ચાલ્યા જશો ત્યારે હું (કાળ) પોતાના દૂત મોકલીને તમારા પંથથી મળતા-જુલતા ૧૨ પંથ ચલાવીને જીવોને ભ્રમિત કરી દઈશ. મહિમા સતલોકની બતાવશે. તમારું જ્ઞાન કહેશે, પરંતુ નામ-જાપ મારું જ કરશે, જેના પરિણામ સ્વરૂપ મારું જ ભોજન બનશે.** આ વાત સાંભળીને કબીર સાહેબે કહ્યું કે તમે તમારી કોશિશ કરજો, હું **સતમાર્ગ બતાવીને જ પાછો જઈશ અને જે મારું જ્ઞાન સાંભળી લેશે તે તારા બહેકાવવામાં ક્યારેય પણ નહીં આવે.**

સતગુરુ કબીર સાહેબે કહ્યું કે હે નિરંજન! જો હું ચાહું તો તારા બધા ખેલને ક્ષણ ભરમાં સમાપ્ત કરી શકું છું. પરંતુ આવું કરવાથી મારું વચનભંગ થાય છે. આ વિચારીને હું **મારા પ્યારા હંસોને યથાર્થ જ્ઞાન આપીને શબ્દનું બળ પ્રદાન કરીને સતલોક લઈ જઈશ અને કહ્યું કે**

*સુનો ધર્મરાયા, હમ સંખો હંસા પદ પરસાયા ।*
*જિન લીન્હા હમરા પ્રવાના, સો હંસા હમ કિએ અમાના ॥*

**(પવિત્ર કબીર સાગરમાં જીવોને ભૂલ-ભૂલૈયામાં નાખવા માટે તથા પોતાની ભૂખને મિટાવવા માટે જુદી જુદી રીતોનું વર્ણન)**

*દ્વાદસ પંથ કરું મૈં સાજા, નામ તુમ્હારા લે કરું અવાજા ।*
*દ્વાદસ યમ સંસાર પઠહો, નામ તુમ્હારે પંથ ચલૈહો ॥*
*પ્રથમ દૂત મમ પ્રગટે જાઈ, પીછે અંશ તુમ્હારા આઈ ॥*
*યહી વિધિ જીવન કો ભ્રમાઉં, પુરુષ નામ જીવન સમજાઉં ॥*
*દ્વાદસ પંથ નામ જો લૈહે, સો હમારે મુખ આન સમૈ હૈ ॥*
*કહા તુમ્હારા જીવ નહીં માને, હમારી ઓર હોય બાદ બખાનૈ ॥*
*મૈં દૃઢ ફંદા રચી બનાઈ, જામેં જીવ રહે ઉરજાઈ ॥*
*દેવલ દેવ પાષાન પૂજાઈ, તીર્થ વ્રત જપ-તપ મન લાઈ ॥*
*યજ્ઞ હોમ અરુ નેમ અચારા, ઔર અનેક ફંદ મેં ડારા ॥*
*જો જ્ઞાની જાઓ સંસારા, જીવ ન માનૈ કહા તુમ્હારા ॥*

**(સતગુરુ વચન)**

*જ્ઞાની કહે સુનો અન્યાઈ, કાટો ફંદ જીવ લે જાઈ ॥*
*જેતિક ફંદ તુમ રચે વિચારી, સત્ય શબ્દ તે સબૈ બિંડારી ॥*
*જૌન જીવ હમ શબ્દ દઢાવૈ, ફંદ તુમ્હારા સકલ મુકાવૈ ॥*
*ચૌકા કર પ્રવાના પાઈ, પુરુષ નામ તિહિ દેઉં ચિન્હાઈ ॥*
*તાકે નિકટ કાલ નહીં આવૈ, સંધિ દેખી તાકહં સિર નાવૈ ॥*

**ઉપરના વિવરણથી સિધ્ધ થાય છે કે જે અનેક પંથ ચાલ્યા છે. જેની પાસે કબીર સાહેબ દ્વારા બતાવેલ સતભક્તિ માર્ગ નથી, તે બધા કાળપ્રેરિત છે. એટલે બુદ્ધિમાને તો ખાસ ધ્યાન રાખવું જોઈએ કે જે સમજી-વિચારીને ભક્તિમાર્ગ અપનાવે, કારણ કે મનુષ્યજન્મ અનમોલ છે, તે વારંવાર નથી મળતો. કબીર સાહેબ કહે છે કે :-**

*કબીર માનુષ જન્મ દુર્લભ હૈ, મિલે ન બારમ્બાર ।*
*તરુવર સે પત્તા ટૂટ ગિરે, બહુર ન લગતા ડારિ ॥*

❑❑❑

# ''વિશ્વ વિજેતા સંત''

## (૧૦) સંત રામપાલજી મહારાજની અધ્યક્ષતામાં હિન્દુસ્તાનનું પૂરા વિશ્વમાં શાસન હશે

'સંત રામપાલજીના વિષયમાં 'નાસ્ત્રેદમસ'ની ભવિષ્યવાણી' – ફ્રાન્સ દેશના પ્રસિદ્ધ ભવિષ્યવક્તા નાસ્ત્રેદમસે ઇ.સ. ૧૫૫૫ માં એક હજાર શ્લોકોમાં ભવિષ્યની સાંકેતિક સત્ય ભવિષ્યવાણીઓ લખી છે. સો-સો શ્લોકોના દસ શતક બનાવ્યા છે. જેમાંથી અત્યાર સુધીમાં બધી જ સિધ્ધ થઈ ગઈ છે. હિન્દુસ્તાન (ભારત)માં સત્ય થઈ ગયેલી ભવિષ્ય વાણીઓમાંથી :-

(૧) ભારતની પહેલી મહિલા પ્રધાનમંત્રી સ્વ. શ્રીમતી ઇન્દિરા ગાંધીનું મૃત્યુ એમના નજીકના રક્ષક દ્વારા થશે. લખ્યું હતું તે સાચું પડ્યું.

(૨) તે પછી એમના જ પુત્ર એમની ગાદી પર બેસશે અને તેઓ થોડા સમય સુધી રાજ્ય કરશે અને આકસ્મિક મૃત્યુને પ્રાપ્ત થશે, જે સાચી સિધ્ધ થઈ. (પૂર્વ પ્રધાનમંત્રી સ્વ. શ્રી રાજીવ ગાંધીના વિષયમાં)

(૩) સંત રામપાલજી મહારાજના વિષયમાં ભવિષ્યવાણી નાસ્ત્રેદમસની છે તે વિસ્તારપૂર્વક લખી છે.

(ક) પોતાની ભવિષ્યવાણીમાં પાંચમી સદીના છેલ્લે અને સદી છઠ્ઠી સદીના પ્રારંભમાં નાસ્ત્રેદમસજીએ લખ્યું છે કે આજ ઇ.સ. ૧૫૫૫ થી ઠીક ૪૫૦ વર્ષ પછી એટલે કે સન ૨૦૦૬ માં એક હિન્દુ સંત (શાયરન) પ્રકટ થશે એટલે કે પૂરા જગતમાં એની ચર્ચા થશે. તે સમયે તે હિન્દુ ધાર્મિક સંત (શાયરન)ની ઉંમર ૫૦ થી ૬૦ વર્ષની વચ્ચે હશે. પરમેશ્વરે નાસ્ત્રેદમસને સંત રામપાલજી મહારાજના આધેડ ઉંમરવાળા શરીરનું સાક્ષાત્કાર કરાવીને ચલચિત્રની જેમ બધી ઘટનાઓને બતાવી અને સમજાવી. શ્રી નાસ્ત્રદમસજીનો જન્મ ૧૫મી સદીમાં થયો હતો. તેમને ભવષ્યિમાં બનવાની ઘટનાઓને પોતાના જન્મના સમયથી ભવિષ્યની સદી બનાવીને બતાવી છે જેમ કે ઇ.સ. ૧૫૦૦ પહેલી શતક અને આ પ્રકારે ૧૯મી સદીને ૫મી સદી કહી છે. એ જ પ્રકારે ૨૦મી સદીને છઠ્ઠી સદી કહી છે. નાત્રેદમસજીએ કહ્યું છે કે ધાર્મિક હિન્દુ નેતા એટલે કે સંત (શાયરન) પાંચમી સદીના છેલ્લે એટલે કે ઇ.સ. ૧૯૯૯ માં ઘરે-ઘરે સત્સંગ કરવાનું ત્યાગીને આગળ વધશે. પોતાના અનુયાયીઓને શાસ્ત્ર વિધિ અનુસાર ભક્તિમાર્ગ બતાવશે. તે મહાન સંતના બતાવ્યા (કહ્યા) અનુસાર ભક્તિમાર્ગથી અનુયાયીઓને અદ્ભૂત આધ્યાત્મિક અને ભૌતિક લાભ થશે. તે તત્ત્વદર્શી હિંદુ સંતના દ્વારા કહ્યા પ્રમાણે શાસ્ત્ર પ્રમાણિત તત્ત્વજ્ઞાનને સમજીને પરમાત્માને ચાહવાવાળા શ્રદ્ધાળુ એ રીતે અચંબિત થશે કે જાણે કોઈ ગાઢ નિદ્રામાંથી જાગ્યા હોય. તે તત્ત્વદર્શી હિંદુ સંત દ્વારા

સન ૧૯૯૯ માં ચલાવેલી આધ્યાત્મિક ક્રાંતિ ઇ.સ. ૨૦૦૬ સુધી ચાલશે. ત્યાં સુધીમાં ઘણી સંખ્યામાં પરમાત્માને ચાહવાવાળા ભક્ત તત્ત્વજ્ઞાન સમજીને અનુયાયી બનીને સુખી થઈ ગયા હશે. તે પછી તે સ્થાનની ચોખટથી બહાર આવશે. તે પછી સન ૨૦૦૬ થી સુવર્ણયુગની શરૂઆત થશે.

**નોંધઃ** પ્રિય પાઠયજન કૃપા કરીને વાંચો નીચે પ્રમાણે ભવિષ્યવાણી જે ફ્રાંસ દેશના ભવિષ્યવેત્તા શ્રી નાસ્ત્રદેમસે સન ૧૫૫૫માં લખ્યું છે કે સન ૧૯૯૮ માં મહારાષ્ટ્રમાં એક જયોતિષશાસ્ત્રી નાસ્ત્રેદેમસની ભવિષ્યવાણીમાં અંકિત કરેલી સાંકેતિક ભાષાનું સ્પષ્ટીકરણ કરી તેમાં લખેલી ભવિષ્ય ઘટનાઓનો અર્થ આપીને પોતાનો ભવિષ્ય ગ્રંથ પ્રકાશિત કરશે. તેજ જયોતિષશાસ્ત્રી દ્વારા અનુવાદ કરેલ પુસ્તકમાંથી અનુવાદકર્તાના શબ્દોમાં વાંચો.

(૧) (પાના નં. ૩૨, ૩૩ પરથી) સુવર્ણયુગ (રામરાજ્ય) આવી રહ્યો છે. એક આધેડ ઉંમરના ઉદાર અજોડ મહાસત્તાધિકારી ભારત જ નહિ પૂરી પૃથ્વી પર સુવર્ણયુગ લાવશે અને આપણા સનાતન ધર્મનું ફરી ઉત્થાન કરીને યથાર્થ ભક્તિમાર્ગ બતાવીને સર્વશ્રેષ્ઠ હિંદુ રાષ્ટ્ર બનાવશે. ત્યાર પછી પાકિસ્તાન, બાંગ્લાદેશ, શ્રીલંકા, નેપાળ, તિબ્બટ, અફઘાનિસ્તાન, મલાયા વગેરે દેશોમાં તે જ સાર્વભૌમ ધાર્મિક નેતા હશે. સત્તાધારી ચંડાલ ચોકડીઓ પર તેમની સત્તા હશે, તે નેતા અંગે (શાયરન અંગે) દુનિયાને અચાનક જ જાણ થશે, બસ જોતા રહો.

(૨) (પાના નં. ૪૦ પર ફરી લખ્યું છે) થોભો રામરાજ્ય (સુવર્ણયુગ) આવી રહ્યું છે.

જૂન ઇ.સ. ૧૯૯૯ થી ઇ.સ. ૨૦૦૬ સુધી ચાલવાવાળી ઉત્ક્રાંતિમાં સુવર્ણયુગનો પ્રારંભ થશે. હિંદુસ્તાનમાં ઉદય થવાવાળો તારણહાર શાયરન દુનિયામાં સુખ, સમૃદ્ધિ તથા શાંતિ પ્રદાન કરશે. નાસ્ત્રદેમસજીએ નિઃશંકપણે કહ્યું છે કે પ્રગટ થવાવાળો શાયરન કોણ હશે તે હજુ સુધી ખબર નથી, પરંતુ તે ક્રિશ્ચયન કે મુસલમાન તો નહિ જ હોય. તે હિંદુ જ હશે અને હું નાસ્ત્રેદમસ અત્યારે છાતી ઠોકીને એનો ગર્વ કરું છું કારણ કે તે દિવ્ય સ્વતંત્ર સૂર્ય શાયરનના ઉદયથી બધા જ પહેલાવાળા વિદ્વાન કહેવાતા મહાન નેતાઓને નિષ્પ્રભ થઈને તેમની સામે નમ્ર બનવું પડશે. તે હિંદુસ્તાનના મહાન તત્ત્વદર્શી સંત બધાને અભૂતપૂર્વ રાજ્ય પ્રદાન કરશે. તે સમાન કાયદા, સમાન નિયમ બનાવશે. સ્ત્રી-પુરુષમાં, અમીર-ગરીબમાં, જાતિ અને ધર્મમાં કોઈ ભેદભાવ નહિ રાખે, કોઈના ઉપર અન્યાય નહિ થવા દે. તે તત્ત્વદર્શી સંતનું તમામ જનતા ખૂબ જ સન્માન કરશે. માતા-પિતા તો આદરણીય હોય જ છે પરંતુ પવિત્રતાના આધાર પર

તે શાયરન (તત્ત્વદર્શી સંત) નું માતા-પિતાથી પણ અલગ શ્રદ્ધા સ્થાન હશે. નાસ્ત્રેદેમસ સ્વયં જ્યુ વંશના હતા તથા ફ્રાંસ દેશના નાગરિક હતા. એમણે ક્રિશ્ચયન ધર્મ સ્વીકાર કરેલો હતો, છતાં પણ નાસ્ત્રેડેમસે નિઃશંકપણે કહ્યું છે કે પ્રગટ થવાવાળા શાયરન ફક્ત હિંદુ જ હશે.

(૩) (પાન નં. ૪૧ ૫૨) બધાને એક સમાન કાયદા, નિયમ, અનુશાસનનું પાલન કરાવીને સાચા રસ્તા પર લાવશે. હું (નાસ્ટ્રાડેમસ) એક વાત નિર્વિવાદ સિધ્ધ કરું છું કે તે શાયરન (ધાર્મિક નેતા) નવા જ્ઞાનનો આવિષ્કાર કરશે. તે સત્ય માર્ગ દર્શન કરવાવાળા તારણહાર એશિયા ખંડમાં જે દેશનું નામ હિંદ મહાસાગર છે. તે જ દેશમાં જન્મ લેશે. તે ના ક્રિશ્ચયન, ના મુસલમાન કે ના જ્યુ હશે, તે નિઃસંદેહ હિંદુ હશે. બીજા ભૂતપૂર્વ ધાર્મિક નેતાઓથી અતિ વધારે બુદ્ધિમાન હશે અને જ્ઞાનમાં તેમને કોઇ હરાવી નહીં શકે. (નાસ્ટ્રેડેમસ ભવિષ્યવાણીના શતક ૬ શ્લોક ૭૦ માં મહત્ત્વપૂર્ણ સંકેત બતાવી રહ્યા છે) તેને જ બધા પ્રેમ કરશે તેની બોલબાલા હશે. તેનો ડર પણ રહેશે. કોઈપણ અપકૃત્ય (ખરાબ કાર્ય) કરવાનું નહિ વિચારે. તેનું નામ તથા કીર્તિ ત્રણે ખંડમાં ગૂંજશે. અત્યાર સુધી અજ્ઞાનની નિંદ્રામાં ગાઢ રીતે સૂતેલા સમાજને તત્ત્વજ્ઞાનની રોશનીથી જગાડશે. સર્વ માનવસમાજ હડબડાઇને જાગી જશે. તેના તત્ત્વજ્ઞાનના આધારથી ભક્તિ સાધના કરશે, બધા સમાજને સત્ય સાધના કરાવશે. જેના કારણથી બધા સાધકોને પોતાના આદિ-અનાદિ સ્થાન (સત્યલોક) માં પોતાના પૂર્વજોની પાસે લઈ જઈને ત્યાં સ્થાયી સ્થાન પ્રાપ્ત કરાવશે. (વારિસ બનાવશે) આ ક્રૂર (ભયંકર-ખરાબ) પાપી ધરતી (કાળલોક) પરથી મુક્તિ અપાવશે, આવા શબ્દો બોલી ઊઠશે.

(૪) (પાના નં. ૪૨, ૪૩) આ હિંસક ક્રૂરચંદ્ર (મહાકાળ) કોણ છે, ક્યાં છે ? આ વાત શાયરન તત્ત્વદર્શી સંત જ બતાવશે. તે ક્રૂર ચંદ્રથી (મહાકાળથી) તે શાયરન જ મુક્ત કરાવશે. શાયરન (તત્ત્વદર્શી સંત)ની કારકિર્દીમાં આ ધરતીની પવિત્ર ભૂમિ હિંદુસ્તાન પર સુવર્ણયુગનું અવતરણ થશે, પછી તે પૂરા વિશ્વમાં ફેલાશે. તે વિશ્વનેતા અને તેના સદ્ગુણોની, તેના પછી પણ મહિમા ગવાતી રહેશે. તેના મનની શાલીનતા, વિનમ્રતા, ઉદારતાની એટલી બધી ચોતરફ બોલબાલા હશે કે આના પહેલા નમૂદ કરેલા શતક ૬ શ્લોક ૭૦ ની છેલ્લી પંક્તિમાં ઉલ્લેખ છે કે પોતાનો શબ્દ પોતે જ બોલી ઊઠે છે અને શાયરનની જ વાણી બોલી રહી છે કે ''શાયરન પોતાના વિશે માત્ર ત્રણ જ શબ્દ બોલે છે.'' એક વિજયી જ્ઞાતા''. આની સાથે કોઈ બીજા વિશેષણ ના જોડતા મને મંજૂર નહિ થાય (આ

પાના નં. ૪૨ વાળો ૪ ઉલ્લેખવાણી શતક ૬ શ્લોક ૭૧ છે) હિંદુ સાયરન પોતાના જ્ઞાન દ્વારા તેજસ્વી ઊંચા સ્વરૂપનું તત્ત્વજ્ઞાન ફરીથી વગર શર્તે ઉજાગર કરાવશે. (Chyren will be chief of the world, loved, feared and unchallanged) અને માનવીય સંસ્કૃતિ નિર્ધોક સંવારશે, એમાં શંકા નથી. અત્યારે કોઈને ખબર નથી, પરંતુ પોતાના સમયે જ જેમ નરસિંહ અચાનક પ્રગટ થયા હતા એવી જ રીતે તે વિશ્વ મહાન નેતા (Great Chyren) પોતાના તર્કશુદ્ધ, અચૂકજ્ઞાન અને ભક્તિતેજથી પ્રખ્યાત થશે. હું (નાસ્ટ્રેડેમસ) અચંબિત છું. હું ના એના દેશ (જ્યાંથી અવતરિત થશે અર્થાત સતલોક દેશથી)ને તથા નથી તેને જાણતો, હું તેને સામે જોઈ પણ રહ્યો છું, હું તેમની મહિમાના વખાણ શબ્દોથી કરવા અસમર્થ છું. બસ તેને Great Chyren (મહાન ધાર્મિક નેતા) કહું છું પોતાના ધર્મબંધુઓની સતત યુગોની સમસ્યાથી દયનીય અવસ્થાથી બેચેન થતા, સ્વતંત્ર જ્ઞાન સૂર્યનો ઉદય કરીને પોતાના ભક્તિ તેજથી જગતના તારણહાર ૫ માં શતક (૧૯મી સદીના છેલ્લા વર્ષમાં) ના અંતમાં ઇ.સ. ૧૯૯૯ માં આધેડ ઉંમરના વિશ્વના મહાન નેતા – જેમ કે તેજસ્વી સિંહ માનવ (Great Chyren) પ્રગટ થતા મારા (નાસ્ટ્રેડેમસના) મનનો ભેદ લઈ રહ્યા છે અને હું તેમનું સ્વાગત કરતાં આશ્ચર્યચકિત થઈ રહ્યો છું, ઉદાસ પણ થઈ રહ્યો છું કારણ કે તેમનું દુનિયાને જ્ઞાન ન હોવાથી મારો શાયરન (તત્ત્વદર્શી સંત) ઉપેક્ષાને પાત્ર બની રહ્યો છે.

મારી (નાસ્ટ્રેડેમસની) ચિત્ત ભેદક ભવિષ્યવાણીની અને તે વૈશ્વિક સિંહમાનવની ઉપેક્ષા ના કરો. તેના પ્રકટ થવાથી તેમના તેજસ્વી તત્ત્વજ્ઞાનરૂપી સૂર્ય ઉદય થવાથી આદર્શવાદી શ્રેષ્ઠ વ્યક્તિઓનું પુનઃ ઉત્થાન તેમજ સુવર્ણયુગનું પ્રભાત શતક-૬ (છ) માં આજ ઇ.સ. ૧૫૫૫ થી ૪૫૦ વર્ષ પછી એટલ કે સને ૨૦૦૬ માં (૧૫૫૫ + ૪૫૦ = ૨૦૦૫ ના પછી એટલે કે ૨૦૦૬ માં) શરૂઆત થશે. આ કૃતાર્થ શરૂઆતનો હું (નાસ્ટ્રેડેમસ) દૃષ્ટા થઈ રહ્યો છું.

(૫) (પાના નં. ૪૪, ૪૫, ૪૬) (નાસ્ટ્રેડેમસ ફરીથી પ્રમાણિત કરી રહ્યા છે.) ત્રણ બાજુથી સાગરથી ઘેરાયેલા દ્વિપમાં તે મહાન સંતનો જન્મ થશે તે સમયે તત્ત્વજ્ઞાનના અભાવથી અજ્ઞાનનો અંધકાર હશે. નૈતિકતાનું પતન થઈને હાહાકાર મચી રહ્યો હશે. તે શાયરન (ધાર્મિક નેતા) ગુરુવર એટલે કે ગુરુજીને વર (શ્રેષ્ઠ) માનીને સાધના કરશે અને કરાવશે.

(**નોંધ** : નાસ્ટ્રેડેમસની ભવિષ્યવાણી ફ્રાંસ દેશની ભાષામાં લખાઈ હતી પછી એક પાલ બ્રન્ટન નામના અંગ્રેજે આ નાસ્ટ્રાડેમસની

ભવિષ્યવાણી 'સેંચુરી ગ્રંથ'ને ફ્રાંસમાં થોડા વર્ષ રહીને સમજ્યો. પછી અંગ્રેજી ભાષામાં લખી. તેને ગુરુવર શબ્દને ગુરુવાર એટલે કે થ્રસ્ટ ડે સમજીને લખી દીધું કે તે પોતાની પૂજાનો આધાર બૃહસ્પતિવાર (ગુરુવાર)ને બનાવશે. વાસ્તવમાં ગુરુવર શબ્દ છે જેનો અર્થ છે બધા ગુરૂઓમાં જે એક તત્ત્વજ્ઞાની શ્રેષ્ઠ છે તથા ગુરુને મુખ્ય માનીને સાધના કરવાની હોય છે. વેદ ભાષામાં બૃહસ્પતિનો ભાવાર્થ સર્વોચ્ચ સ્વામી એટલે કે પરમેશ્વર, બીજો અર્થ બૃહસ્પતિનો જગતગુરુ પણ થાય છે. જગતગુરૂ તથા પરમેશ્વર પણ બૃહસ્પતિનો બોધ છે.) ગુરુવારનો બીજો અર્થ આ પણ થાય છે કે ગુરુ એટલે ભારે વાર એટલે આક્રમણ. એટલે ગુરુવારનો અર્થ ભારે આક્રમણ થાય છે. ભાવાર્થ એ છે કે તત્ત્વદર્શી સંત તત્ત્વજ્ઞાનની સચ્ચાઈ બતાવીને ખરા શબ્દોમાં પ્રહાર કરશે. જે સાચા જ્ઞાનનો પ્રહાર ભારે એટલે કે વજનદાર હશે કે જેની સામે કોઈ સંત ટકી નહિ શકે. ગુરુ (ભારે) વાર પ્રહારીનો પૂજાનો આધાર એટલા માટે કહેવામાં આવે છે.

તે આધેડ ઉંમરમાં તત્ત્વજ્ઞાનના જ્ઞાતા તથા જ્ઞેય (જાણવા યોગ્ય જ્ઞાનના જ્ઞાનદાતા અર્થાત સત્સંગ કરવા લાગશે) હોવાના કારણે ત્રણ ખંડમાં કીર્તિમાન થશે. મને (નાસ્ટ્રેડેમસ) તેમનો નવો ઉપાય સાધનામંત્ર એવો જાલીમ (મહાન-જબદજસ્ત-અદ્‌ભૂત) હશે એવી ખબર પડી રહી છે, જેમ સાપને વશ કરવાવાળો મદારી ગારડુ મંત્રથી ભયંકર વિષવાળા સાપને વશ કરી લેતો હોય છે. તે નવા ઉપાય, નવા કાયદા બનાવવાવાળો તત્ત્વવેતા દુનિયાની સામે ઉજાગર થશે તેને જ હું (નાસ્ટ્રેડેમસ) અચંબિત થઈને ''ગ્રેટ શાયરન'' કહી રહ્યો છું. તેના જ્ઞાનના દિવ્ય તેજના પ્રભાવથી તે દ્વીપકલ્પ (ભારતભર)માં આક્રમક તોફાન, ખલબલી મચી જશે એટલે કે અજ્ઞાની સંતો દ્વારા (જુઠ્ઠા ગુરુઓ દ્વારા) વિદ્રોહ કરવામાં આવશે. તેને શાંત કરવાનો ઉપાય પણ તેને જ ખબર હશે. જેમ ભયંકર સાપને વશ કરવામાં આવે છે. તે સિંહની સમાન શક્તિશાળી તથા તેજપૂંજ વ્યક્તિત્વના હશે. આ હું નાસ્ટ્રેડેમસ સ્પષ્ટ શબ્દોમાં કહી રહ્યો છું કે તે કુન્ડલીની શક્તિ ધારણ કરેલ છે. આગળ સ્પષ્ટ શબ્દમાં કહુ છે કે જે સમયે તે શાયરન, જે મહાસાગરમાં દ્વિપકલ્પ છે તેજ દેશના નામ ઉપર મહાસાગરનું પણ નામ છે (હિંદ મહાસાગર). વિશેષતા એ હશે કે તે દેશની ભુજંગ સર્પીની શક્તિ (કુન્ડલીની શક્તિ)થી પૂર્ણ પરિચિત True Master હશે. તે મહાન ધાર્મિક નેતા (Chyren) ઉદારમતવાળા, કૃપાળુ, દયાળુ, તેજોમય, સનાતન સામ્રાજ્ય અધિકારી, આદિ પુરુષ (સત્ય પુરુષ)ના અનુયાયી હશે.

તેમની સત્તા સાર્વભૌમમાં હશે તેની મહિમા, ઉપાય ગુરુ શ્રદ્ધા, ગુરુ ભક્તિ એટલે કે ગુરુ વિના કોઈ સાધના સફળ થતી નથી, તે સિદ્ધાંતને દૃઢ કરશે. તત્ત્વજ્ઞાનનો સત્સંગ કરીને અજ્ઞાન નિંદ્રામાં સૂતેલા ધર્મબંધુઓ (હિંદુઓ)ને જાગૃત કરીને અંધવિશ્વાસના આધાર પર કરી રહેલા શાસ્ત્રવિધિ રહિત સાધના ઉપરથી પડદો ઉઠાવી (જૂઠી સાધનાની પોલ ખોલી નાખશે) અને પોતાના ગૂઢ રહસ્ય જ્ઞાન (તત્ત્વજ્ઞાન)નો પ્રકાશ કરશે. સનાતન ધર્મનું પાલન કરાવીને સમૃદ્ધ શાંતિના અધિકારી બનાવશે. તેમના (મહાન તત્ત્વદર્શી સંતના) જ્ઞાનની કોઈપણ બરાબરી નહિ કરી શકે એટલે કે તેમની બરાબરીનો કોઇ નહીં હોય. તેમના ગૂઢ જ્ઞાન (તત્ત્વજ્ઞાન)ની સામે સૂર્યનું તેજ પણ ઓછું પડશે. એટલા માટે તે વૈશ્વિક સિંહ મહામાનવ એટલો મહાન હશે કે હું (નાસ્ટ્રેડેમસ) તેની મહિમાને શબ્દોમાં વર્ણિત નહિ કરી શકું હું (નાસ્ટ્રેડેમસ) તે ગ્રેટ શાયરનને જોઈ રહ્યો છું.

ઉપરના વિવરણનો ભાવાર્થ છે કે ''તે વિશ્વ નેતાને ૫૦ વર્ષની ઉંમરે તત્ત્વજ્ઞાન શાસ્ત્રોમાં પ્રમાણિત થશે એટલે કે તે ૫૦ વર્ષની ઉંમરમાં સન ૨૦૦૧ માં બધા ધર્મોના શાસ્ત્રોને વાંચીને તેમના જ્ઞાતા (તત્ત્વજ્ઞાની) થશે તથા ત્યાર પછી તે તત્ત્વજ્ઞાનનું જ્ઞાન બીજાને પ્રદાન કરવાવાળા હશે તથા તેમનો આધ્યાત્મિક જન્મ અમાસનો હશે. તે સમયે (સન-૨૦૦૬)માં તેમની ઉંમર તરુણ એટલે કે ૧૬, ૨૦, ૨૫ વર્ષની હશે. તે પ્રૌઢ હશે અને જ્યારે તે પ્રસિદ્ધ થશે ત્યાં સુધી તેમની શરીર જન્મની ઉંમર ૫૦ થી ૬૦ ની મધ્યમાં હશે. (સંત રામપાલજીની આધ્યાત્મિક આયુ (ઉંમર) ૨૦૦૬ માં ૧૮ વર્ષ બને છે કારણ કે ૧૭-૨-૧૯૮૮ માં ગુરુદીક્ષા પ્રાપ્ત કરી હતી.)''

(૬) (પાના નં. ૪૬, ૪૭) નોસ્ટ્રેદેમસ કહે છે કે નિઃશંકપણે વિશ્વમાં શ્રેષ્ઠ તત્ત્વજ્ઞાની (ગ્રેટ શાયરન) ના વિષયમાં મારી ભવિષ્યવાણીના શબ્દે શબ્દોથી જો કોઈ નેતાઓ પર જોડીને તર્ક-વિતર્ક કરીને જોશે તો કોઈપણ ખરો નહિ ઉતરે. હું (નોસ્ટ્રેદેમસ) છાતી ઠોકીને શબ્દે શબ્દમાં કહી રહ્યો છું કે મારા શાયરનનું કર્તૃત્વ અને તેમનું ગૂઢ-ઊંડુ જ્ઞાન (તત્ત્વજ્ઞાન) જ બધાની ખાલ ઉતારશે, બસ ૨૦૦૬ નું વર્ષ આવવા દો, આ વાક્યોનું (વિધાનનું) એક-એક શબ્દનું સાચે સાચું સમર્થન શાયરન જ આપશે.

(૭) (પાન નં. ૫૨) નાસ્ટ્રેદેમસ પોતાની ભવિષ્યવાણીમાં કહે છે કે ૨૧મી સદીના પ્રારંભમાં દુનિયાની ક્ષિતિજ પર 'શાયરન'નો ઉદય થશે. જે પણ પરિવર્તન આવશે તે મારી (નાસ્ટ્રેડેમસની) ઇચ્છાથી નહિ પરંતુ શાયરનની આજ્ઞાથી નિયતિની ઇચ્છાથી બધો જ બદલાવ આવશે જ આવશે. તેનાથી નવો બદલાવ મતલબ હિંદુસ્તાન સર્વશ્રેષ્ઠ રાષ્ટ્ર

થશે. કેટલીયે સદીઓથી ના જોવામાં આવ્યું હોય એવું હિંદુઓનું સુખ સામ્રાજ્ય દૃષ્ટિગોચર થશે. તે દેશમાં જન્મેલા ધાર્મિક સંત જ તત્ત્વદૃષ્ટા તથા જગતના તારણહાર, જગતજ્ઞાની હશે. એશિયા ખંડમાં રામાયણ, મહાભારત વગેરેનું જ્ઞાન જે હિંદુઓમાં પ્રચલિત છે તેનાથી પણ જુદું જ આગળનું જ્ઞાન તે તત્ત્વદર્શી સંતનું હશે. તે સતપુરુષનો અનુયાયી હશે. તે એક અદ્વિતીય સંત હશે.

(૮) (પાના નં. ૭૪) બહુ બધા સંત નેતા આવશે અને જશે, બધા પરમાત્માના દ્રોહી (શાસ્ત્ર વિરુદ્ધ ભક્તિપૂજા કરાવવાવાળા ગુરુઓ પરમેશ્વરના દુશ્મન હોય છે - કાળના દૂતો કહેવાય છે) તથા અભિમાની હશે. મને (નાસ્ટ્રેદેમસને) આંતરિક સાક્ષાત્કાર તે શાયરનનો થયો છે.

હિંદુસ્તાનનો હિંદુ સંત આવનાર અંધકારી (ભક્તિભાવના અભાવથી આંધળા), પ્રલયકારી (સ્વાર્થવશ ભાઈ-ભાઈને મારે છે. પુત્ર-પિતાથી વિમુખ છે. હિંદુ-હિંદુ શત્રુ છે. મુસલમાન-મુસલમાનનો દુશ્મન બન્યો છે.) ઘુંઘુકારી (માયાની દોડમાં આતુર સમાજ) જગતને નવો પ્રકાશ આપનાર સર્વશ્રેષ્ઠ જગતદાતા, ધાર્મિક વિશ્વનેતાની પોતાની ઉદાસીનતાના સિવાય કોઈ અભિલાષા નહિ હોય એટલે કે માનવ ઉદ્ધાર માટે ચિંતાથી વધારે કંઈપણ સ્વાર્થ નહિ હોય — નિરાભિમાની હશે, આ મારી ભવિષ્યવાણીની ગૌરવની વાત હશે કે વાસ્તવમાં તે તત્ત્વદર્શી સંત સંસારમાં અવશ્ય પ્રસિદ્ધ થશે. તેના દ્વારા બતાવેલું જ્ઞાન સદીઓ સુધી છવાયેલું રહેશે. તે સંત આધુનિક વૈજ્ઞાનિકોની આંખોમાં અચરજ કરશે, એવા આધ્યાત્મિક ચમત્કાર કરશે. તેનું બધું જ જ્ઞાન, શાસ્ત્રથી પ્રમાણિત હશે. હું (નાસ્ટ્રેડેમસ) કહું છું કે બુદ્ધિવાદી વ્યક્તિ તેની ઉપેક્ષા ના કરે. તેને નાનો જ્ઞાનદીપક ના સમજે, તે તત્ત્વવેતા મહામાનવ (શાયરન)ને સિંહાસન પર (આસન પર બેસાડીને) સ્થાન આપી તેમને આરાધ્યદેવ માનીને પૂજા કરશો. તે આદિપુરુષ (સતપુરુષ) નો અનુયાયી દુનિયાનો તારણહાર હશે.

### ''સંત રામપાલજી મહારાજનો સંક્ષિપ્તમાં પરિચય''

સંત રામપાલજીનો જન્મ ૮મી સપ્ટેમ્બર, ૧૯૫૧ માં હરિયાણાના સોનિપત જિલ્લાના ધનાના ગામમાં એક ખેડૂત પરિવારમાં થયો. અભ્યાસ પૂરો કરીને હરિયાણા પ્રાંતમાં સિંચાઈ વિભાગમાં જુનિયર ઇજનેરની પોસ્ટ પર ૧૮ વર્ષ સુધી કાર્યરત રહ્યા. સને ૧૯૮૮ માં પરમસંત રામદેવાનંદજીની પાસેથી દીક્ષા લીધી તથા તન-મનથી સક્રિય થઈને સ્વામી રામદેવાનંદજી દ્વારા બતાવેલા ભક્તિમાર્ગથી સાધના કરી અને પરમાત્માનો સાક્ષાત્કાર કર્યો.

સંત રામપાલજીને નામ દીક્ષા ૧૭મી ફેબ્રુઆરી, ૧૯૮૮ માં ફાગણ મહિનાની અમાવસની રાત્રિમાં પ્રાપ્ત થઇ. સન-૨૦૦૬ માં સંત રામપાલજી મહારાજની આધ્યાત્મિક ઉંમર ૧૮ વર્ષની હતી. તથા શરીરની ઉંમર ૫૫ વર્ષ (૫૦ થી ૬૦ વર્ષની મધ્યમાં) બને છે. ઉપદેશ દિવસ (દીક્ષાનો દિવસ) સંતમતમાં ઉપદેશી ભક્તનો આધ્યાત્મિક જન્મદિવસ માનવામાં આવે છે.

ઉપરનું વિવરણ ભવિષ્યવેત્તા નાસ્ટ્રેડેમસની ભવિષ્યવાણીની સાથે મેળ ધરાવે છે. જે પાના નં. ૪૪, ૪૫ પર લખેલી છે. જે સમય તે તત્ત્વદૃષ્ટા શાયરનનો આધ્યાત્મિક જન્મ થશે તે દિવસ અંધારી અમાવસ હશે. તે સમય (સન-૨૦૦૬માં) તે વિશ્વ નેતાની આધ્યાત્મિક ઉંમર ૧૬, ૨૦, ૨૫ વર્ષની આસપાસ હશે. આધ્યાત્મિક દૃષ્ટિકોણથી તે તરુણ હશે અને શરીર જન્મની ઉંમર ૫૦ થી ૬૦ વર્ષની મધ્યમાં હશે. એટલે કે તે પ્રૌઢ હશે અને તે ૫૦ થી ૬૦ વર્ષની વચ્ચેની ઉંમરમાં સંસારમાં પ્રસિદ્ધ થશે તે સન ૨૦૦૬ હશે.

સન ૧૯૯૩ માં સ્વામી રામદેવાનંદજી મહારાજે તેમને સત્સંગ કરવાની આજ્ઞા આપી તથા સન ૧૯૯૪ માં નામદાન કરવાની આજ્ઞા પ્રદાન કરી. ભક્તિમાર્ગમાં લીન થવાના કારણે જુનિયર એન્જિનિયરની પોસ્ટ પરથી રાજીનામું આપી દીધું. જે હરિયાણા સરકારે તા. ૧૬-૫-૨૦૦૦ ના પત્રક્રમાંક : ૩૪૯૨-૩૫૦૦ થી સ્વીકારેલ છે. સન ૧૯૯૪ થી ૧૯૯૮ સુધી સંત રામપાલજી મહારાજે ઘેર ઘેર, ગામ-ગામ, નગર-નગરમાં જઈ સત્સંગ કર્યો. વધારે સંખ્યામાં અનુયાયી થયા. સાથે-સાથે જ્ઞાનહીન સંતોનો વિરોધ પણ વધતો ગયો. સન ૧૯૯૯ માં ગામ કરૌંથા, જિ. રોહતક (હરિયાણા) માં સતલોક આશ્રમની સ્થાપના કરી અને ૧લી જૂન, ૧૯૯૯ થી ૭મી જૂન, ૧૯૯૯ સુધી પરમેશ્વર કબીરજીના પ્રકટદિવસ પર સાત દિવસ વિશાળ સત્સંગનું આયોજન કરીને આશ્રમનું ઉદ્‌ઘાટન કરેલ અને મહિનાની પ્રત્યેક પૂર્ણિમાએ ત્રણ દિવસનો સત્સંગ પ્રારંભ કર્યો. દૂર-દૂરથી શ્રદ્ધાળુ સત્સંગ સાંભળવા આવવા લાગ્યા તથા તત્ત્વજ્ઞાનને સમજીને વધારે સંખ્યામાં અનુયાયી બનવા લાગ્યા. થોડા સમયમાં જ સંત રામપાલજી મહારાજના અનુયાયીઓની સંખ્યા લાખો સુધી પહોંચી ગઈ. જે જ્ઞાન વગરના સંતો અને ઋષિઓના અનુયાયી સંત રામપાલજીની પાસે આવવા લાગ્યા તથા અનુયાયી બનવા લાગ્યા ત્યાર પછી તે અજ્ઞાની ગુરુઓ, સંતો અને આચાર્યોને પ્રશ્ન કરવા લાગ્યા કે તમે બધું જ્ઞાન આપણા સદગ્રંથોથી વિપરીત બતાવી રહ્યા છો.

યજુર્વેદ અધ્યાય ૮ મંત્ર ૧૩માં લખ્યું છે કે પૂર્ણ પરમાત્મા પોતાના ભક્તના બધા અપરાધ (પાપ) નાશ (ક્ષમા) કરી દે છે. જ્યારે તમારા પુસ્તક (અજ્ઞાની ગુરુઓના) જે અમે ખરીદ કર્યા છે તેમાં લખ્યું છે કે ''પરમાત્મા પોતાના ભક્તના પાપ ક્ષમા નથી કરતા. તમારા પુસ્તકમાં લખેલ છે કે સૂર્ય પર પૃથ્વીની જેમ મનુષ્ય અને બીજા પ્રાણી વસવાટ કરે છે. આ જ રીતે પૃથ્વીની જેમ સર્વ પદાર્થ છે. બાગ, બગીચા, નદી, ઝરણા વગેરે, શું આ સંભવ છે ? પવિત્ર યજુર્વેદ અધ્યાય-૫, મંત્ર ૧માં લખ્યું છે કે પરમાત્મા સહશરીર છે. ''અગ્ને તનુઃ અસિ. વિષ્ણવૈ ત્વાં સોમસ્યઃ તનુર અસિ.'' આ મંત્રમાં બે વાર સાબિતી આપી છે કે પરમેશ્વર સહશરીર છે. તે અમર પુરુષ પરમાત્માનું બધાનું પાલન કરવા માટે શરીર છે એટલે કે પરમાત્મા જ્યારે પોતાના ભક્તોને તત્ત્વજ્ઞાન સમજાવવા માટે થોડો સમય અતિથિ રૂપમાં આ સંસારમાં આવે છે તો તે પોતાના વાસ્તવિક તેજોમય શરીર પર તેજપુંજનું શરીર ઓઢીને આવે છે. એટલા માટે ઉપરના મંત્રમાં બેવાર પ્રમાણ આપેલ છે. આ પ્રકારના તર્કથી નિરૂત્તર થઈને પોતાના અજ્ઞાનનો પડદો ખુલી જશે તેવા ભયથી અજ્ઞાની સંતો, મહંતો અને આચાર્યોએ સતલોક આશ્રમ કરૌંથાની આસપાસના ગામમાં સંત રામપાલજી મહારાજને બદનામ કરવા માટે ખરાબ પ્રચાર-પ્રસાર કરવાનું શરૂ કરી દીધું

અને તા. ૧૨-૭-૨૦૦૬ માં સંત રામપાલજીને જાનથી મારવા અને આશ્રમનો નાશ કરવા માટે વિરોધી ગુરુઓ નકલી બની બેઠેલા મંડલેશ્વરો, મહંતો, સંતો, વગેરે તેમ જ ભોળી પ્રજાના રૂપિયા અને તેના ભોળપણનો લાભ ઉઠાવતા દરેક ઠગો અને તેમની સાથે બની બેઠેલા નેતાઓ સામેલ થઈને ભોળી પ્રજાને સંત રામપાલ વિરુદ્ધ ઉશ્કેરીને આશ્રમ ઉપર હલ્લો કરાવેલો. પોલીસે રોકવાની કોશિષ કરી તે કારણથી કેટલાક ઉપદ્રવવાદીઓ ઘાયલ થયા. સરકારે સતલોક આશ્રમને પોતાના આધીન કરી લીધો અને સંત રામપાલજી મહારાજ તથા કેટલાક અનુયાયીઓ પર ખોટા કેસ બનાવીને જેલમાં લઈ ગયા. આ પ્રકારે સને ૨૦૦૬ માં સંત રામપાલજી મહારાજ વિખ્યાત થયા. ભલે જ ઉપદ્રવી લોગોએ ખોટા આરોપો લગાડીને સંતને પ્રસિદ્ધ કર્યા, પરંતુ સંત નિર્દોષ છે. પ્રિય પાઠકજન, નાસ્ટ્રેડેમની ભવિષ્યવાણીને વાંચીને વિચારશું કે સંત રામપાલ તો જેલમાં પડ્યા છે, *(નોંધ : એટલે કે આ પુસ્તકની હિંદી આવૃતિ લખાઈ ત્યારની વાત છે.)* ના કોઈ આશ્રમ છે, કેવી રીતે સંભવ છે કે વિશ્વમાં જ્ઞાનપ્રચાર કરશે તેમને પૂર્વપ્રાર્થના છે કે પરમાત્મા એક પળમાં પરિસ્થિતિ બદલી શકે છે.

*કબીર, સાહેબ સે સબ હોત હૈ, બંદે સે કુછ નાંહિ ।*
*રાઈ સે પર્વત કરે, પર્વત સે ફિર રાઈ ।।*

પરમેશ્વર કબીરજી સંત રામપાલજી દ્વારા પોતાનાં બાળકોના ઉદ્ધાર માટે ઝડપથી સમાજને તત્ત્વજ્ઞાન, વાસ્તવિકતાથી પરિચિત કરાવશે. પછી પુરુ વિશ્વ સંત રામપાલજી મહારાજના જ્ઞાનને સ્વીકારશે.

સંત રામપાલજી મહારાજ સન ૨૦03 થી સમાચાર-પત્રો અને ટી.વી. ચેનલોના માધ્યમથી સત્યજ્ઞાનનો પ્રચાર કરી રહ્યા છે અને બધા સંતોને (બની બેઠેલા ગુરુઓ-મહંતોને) કહી રહ્યા છે કે તમારું જ્ઞાન શાસ્ત્રવિરુદ્ધ છે, તમે ભક્તસમાજને શાસ્ત્રવિરુદ્ધ પૂજા કરાવી રહ્યા છો અને દોષી બનાવી રહ્યા છો. જો હું ખોટું કહી રહ્યો છું તો આનો જવાબ આપો, આજદિન સુધી કોઈપણ સંતે (ગુરુ લોગોએ) જવાબ આપવાની હિંમત નથી કરી.

સંત રામપાલજી મહારાજને ઇ.સ. ૨૦૦૧ માં ઓક્ટોબર મહિનાના પહેલા બૃહસ્પતિ વારે અચાનક પ્રેરણા થઈ કે ''બધા ધર્મોના સદગ્રંથોનો ઊંડાણથી અભ્યાસ કર.'' આ આધાર પર સર્વપ્રથમ પવિત્ર શ્રીમદ ભગવત ગીતાજીનો અભ્યાસ કર્યો અને પુસ્તક 'ગહરી નજર ગીતા મેં'ની રચના કરી અને તેના આધાર પર સર્વપ્રથમ રાજસ્થાન પ્રાંતના જોધપુર શહેરમાં માર્ચ-૨૦૦૨ માં સત્સંગ પ્રારંભ કર્યો. એટલા માટે નાસ્ટ્રેડેમસજીએ કહ્યું છે કે વિશ્વ ધાર્મિક હિંદુ સંત (શાયરન) ૫૦ વર્ષની ઉંમરમાં એટલે કે ૨૦૦૧ માં તત્ત્વજ્ઞાની થઈને તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરશે. સંત રામપાલજી મહારાજનો જન્મ પવિત્ર હિંદુ ધર્મમાં સન ૧૯૫૧ માં ૮ સપ્ટેમ્બરના રોજ હરિયાણાના સોનિપત જિલ્લાના ધનાના ગામમાં એક ખેડૂત પરિવારમાં

થયો. તે પ્રમાણે સન ૨૦૦૧ માં સંત રામપાલજી મહારાજની ઉંમર પચાસ વર્ષની બને છે, જે નાસ્ટ્રેડેમસના કહેવાનુસાર સાચી છે. એટલા માટે તે વિશ્વધાર્મિક નેતા સંત રામપાલજી મહારાજ જ છે જેમની અધ્યક્ષતામાં ભારતવર્ષ પૂરા વિશ્વ પર રાજ્ય કરશે. પૂરા વિશ્વમાં એક જ જ્ઞાન (ભક્તિમાર્ગ) ચાલશે. એક જ કાનૂન હશે, કોઈ દુઃખી નહિ રહે, વિશ્વમાં પૂર્ણ શાંતિ હશે. જે વિરોધ કરશે તે જ છેલ્લે પશ્ચાતાપ કરશે અને તત્ત્વજ્ઞાનનો સ્વીકાર કરવા વિવશ થશે અને સર્વ માનવસમાજ માનવધર્મનું પાલન કરશે અને જો આજીવન નિયમોનું પાલન કરતાં ભક્તિ કરશે તે પૂર્ણમોક્ષ પ્રાપ્ત કરીને સતલોક જશે.

જે તત્ત્વજ્ઞાનના વિષયમાં નાસ્ટ્રેડેમસજીએ પોતાની ભવિષ્યવાણીમાં ઉલ્લેખ કર્યો છે કે વિશ્વવિજેતા સંતના કહ્યા અનુસાર શાસ્ત્ર પ્રમાણિત તત્ત્વજ્ઞાનની સામે પહેલાના બધા સંત અસફળ થઈ જશે અને બધાએ નમ્ર થઈને ઝૂકવું પડશે. તેના જ વિષયમાં પરમેશ્વર કબીર બંદી છોડજીએ પોતાની અમૃતવાણીમાં પવિત્ર 'કબીર સાગર' ગ્રંથમાં (જે સંત ધર્મદાસજી દ્વારા લગભગ ૫૫૦ વર્ષ પહેલાં લિપિબદ્ધ કરવામાં આવેલ છે) કહ્યું છે કે એક સમય આવશે જ્યારે આખા વિશ્વમાં મારું જ જ્ઞાન ચાલશે, આખુ વિશ્વ શાંતિપૂર્વક ભક્તિ કરશે. એકબીજાને વધારે પ્રેમ કરશે, સતયુગ જેવો સમય (સુવર્ણયુગ) હશે, પરમેશ્વર કબીર બંદી છોડ દ્વારા બતાવેલ જ્ઞાનને સંત રામપાલજી મહારાજ સમજ્યા છે. આ જ જ્ઞાનના સંદર્ભમાં કબીર સાહેબજીએ પોતાની વાણીમાં કહ્યું છે કે,

*કબીર, ઔર જ્ઞાન સબ જ્ઞાનડી, કબીર જ્ઞાન સો જ્ઞાન ।*
*જૈસે ગોલા તોપ કા, કરતા ચલે મૈદાન ॥*

***ભાવાર્થ :*** *આ તત્ત્વજ્ઞાન એટલું બધું પ્રબળ છે કે આની સામે બીજા સંતો અને ઋષિઓનું જ્ઞાન ટકી નહિ શકે. જેવી રીતે તોપનો ગોળો જ્યાં પડે છે ત્યાં ઉભા મહેલરૂપી કિલ્લાઓને પણ પાડી દઇ - નેસ્તનાબૂદ કરી બધી જમીનને મેદાનની જેમ સાફ કરી દે છે.*

આ જ પ્રમાણ સંત ગરીબદાસજી (છુડાની જિલ્લો-ઝજ્જર, હરિયાણાવાળા) એ આપ્યું છે કે સતગુરુ (તત્ત્વદર્શી સંત પરમેશ્વર કબીર બંદી છોડે મોકલેલ) દિલ્લી મંડલમાં આવશે.

*''ગરીબ, સતગુરૂ દિલ્લી મંડલ આયસી સૂતી ધરણી સૂમ જગાયસી''*

પરમાત્માની ભક્તિ વગર કંજૂસ થઈ ગયેલા વ્યક્તિઓને જગાડશે. ગામ ધનાના, જિલ્લો-સોનિપત પહેલા દિલ્લી શાસિત ક્ષેત્રમાં પડતું હતું. એટલા માટે ગરીબદાસજી મહારાજે કહ્યું છે કે સતગુરુ (વાસ્તવિક જ્ઞાનને જાણવાવાળો સંત એટલે તત્ત્વદૃષ્ટા સંત) દિલ્લી મંડલમાં આવશે અને પછી કહ્યું છે કે —

*''સાહિબ કબીર તખ્ત ખવાસા દિલ્લી મંડલ લીજે વાસા.''*

**ભાવાર્થ :** પરમેશ્વર કબીર બંદી છોડના તખ્ત (દરબાર)ના ખવાસ (નોકર) એટલે કે પરમેશ્વરના પ્રતિનિધિ દિલ્લી મંડલમાં વાસ કરશે એટલે કે ત્યાં જન્મ

લેશે. ઉપરની વાણી (સંત ગરીબદાસ અને પરમેશ્વર કબીરજીની વાણી) પણ નાસ્ટ્રેડેમસની ભવિષ્યવાણીને પણ સમર્થન આપે છે. નાસ્ટ્રેડેમસે કહ્યું છે કે આ સાયરન પ્રથમ પોતાના હિંદુ બંધુઓને આ તત્ત્વજ્ઞાનથી પરિચિત કરાવશે, બુદ્ધિમાન હિંદુ એવા જાગશે જેમ કોઈ ઝબકીને એકદમ જાગે છે. એટલે કે તે સંતના દ્વારા બતાવેલ તત્ત્વજ્ઞાનને સમજીને તુર્ત જ અવિલંબ તેમની શરણ ગ્રહણ કરશે. પછી આખું વિશ્વ તે તત્ત્વદર્શી હિંદુ સંતના જ્ઞાનનો સ્વીકાર કરશે. નાસ્ટ્રાડેમસે એમ પણ લખ્યું છે કે મને દુઃખ એ વાતનું છે કે તેનાથી પરિચિત ન થવાને કારણે મારો શાયરન (તત્ત્વદૃષ્ટા સંત) ઉપેક્ષાને પાત્ર બનેલ છે. હે બુદ્ધિમાન માનવ ! તેની ઉપેક્ષા ના કરો. તે તો સિંહાસનસ્થ કરીને (આસન પર બેસાડીને) આરાધ્યદેવ (ઇષ્ટદેવ)ના રૂપમાં સન્માન કરવા યોગ્ય છે. તે હિંદુ ધાર્મિક સંત આદિપુરુષ (પૂર્ણપરમાત્મા) નો અનુયાયી જગતનો તારણહાર છે.

મહાન ભવિષ્યવેત્તા નાસ્ટ્રેડેમસે પુસ્તક પાના નં. ૪૧-૪૨માં ત્રણ શબ્દનો ઉલ્લેખ કરેલ છે. કહ્યું છે કે તે વિશ્વવિજેતા તત્ત્વદૃષ્ટા સંત ક્રૂરચંદ્ર એટલે કે કાળની દુઃખદાયી ધરતીથી (કાળલોક - બ્રહ્મલોકથી) છોડાવીને પોતાના આદિ-અનાદિ પૂર્વજોની સાથે વારસદાર બનાવશે તથા મુક્તિ અપાવશે. અહિંયા ઉપદેશ મંત્રની તરફ સંકેત છે કે તે શાયરન માત્ર ત્રણ શબ્દ (ઓમ-તત-સત) જ મંત્ર જાપ આપશે. આ ત્રણ શબ્દોની સાથે મુક્તિના કોઈ બીજા શબ્દો નહિ જોડે. આ જ પ્રમાણ પવિત્ર ઋગ્વેદ મંડલ ૧૦ સૂક્ત ૯૦ મંત્ર ૧૬ માં, સામવેદ શ્લોક સંખ્યા ૮૨૨ તથા શ્રીમદ ભગવત ગીતા અધ્યાય ૧૭ શ્લોક ૨૩ માં છે કે પૂર્ણ સંત (તત્ત્વદર્શી સંત) ત્રણ મંત્ર (ઓમ-તત-સત જેમાં તત અને સત સાંકેતિક છે) આપીને પૂર્ણપરમાત્મા (આદિપુરુષ) ની ભક્તિ કરાવીને જીવને કાળ-જાળથી મુક્ત કરાવે છે. પછી તે સાધક ભક્તિની કમાઇના બળથી ત્યાં ચાલ્યો જાય છે, જ્યાં આદિ સૃષ્ટિનાં સારાં પ્રાણી રહે છે. જ્યાંથી આ જીવ પોતાના પૂર્વજોને છોડીને ક્રૂરચંદ્ર (કાળપ્રભુ) ની સાથે આવીને આ દુઃખદાયી લોકમાં ફસાઈને કષ્ટ ઉપર કષ્ટ ઉઠાવી રહ્યો છે. નાસ્ટ્રેડેમસે આ પણ સ્પષ્ટ કર્યું છે કે મધ્યકાળ એટલે કે વચ્ચેની (વચલી) પેઢી હિંદુ ધર્મનું આદર્શ જીવન જીવશે. તત્ત્વદૃષ્ટા સંત (શાયરન) પોતાના જ્ઞાનથી ઉત્તમ ઊંચા સ્વરૂપનું એટલે સર્વશ્રેષ્ઠ શાસ્ત્રો અનુસાર ભક્તિ વિધાન ફરીથી વગર શર્ત ઉજાગર કરાવશે અને માનવ સંસ્કૃતિ એટલે કે માનવધર્મના લક્ષણ નિર્ધોક (નિષ્કપટ ભાવથી) સંવારશે. (મધલ્યા કાલાત હિંદુ ધર્માચે વ હિન્દુચ્યા આદર્શ ઝાલેલ) આ મરાઠી ભાષામાં પૃષ્ઠ-૪૨ પર લખ્યું છે. વચ્ચેની (વચલી) પેઢીનો ઉદ્ધાર શાયરન કરશે. આ જ પ્રમાણ સ્વયં પૂર્ણપરમાત્મા કબીરજીએ કહ્યું છે કે :

*''ધર્મદાસ તોહે લાખ દુહાઈ, સારજ્ઞાન વ સારશબ્દ કહીં બાહર ન જાઈ ।*
*સારનામ બાહર જો પરહી, બિચલી પીઢી હંસ નહીં તરહી ॥*
*સારજ્ઞાન તબતક છુપાઈ, જબ તક દ્વાદશ પંથ ન મિટ જાઈ ।*

જેમ ઇ.સ. ૧૯૪૭ માં ભારત વર્ષ અંગ્રેજોથી મુક્ત થયો. તેના પહેલા હિંદુસ્તાનમાં શિક્ષા ન હતી (અશિક્ષિત હતા). સન ૧૯૫૧ માં સંત રામપાલજી

મહારાજને પરમેશ્વરજીએ પૃથ્વી પર મોકલ્યા. સન ૧૯૪૭ થી પહેલા કળિયુગની પ્રથમ પેઢી જાણો અને ૧૯૪૭ થી વચ્ચેની પેઢીની શરૂઆત થઈ છે. આ વચ્ચેની પેઢી એક હજાર વર્ષ સુધી સત્યભક્તિ કરશે. આ દરમ્યાન જે પૂર્ણ નિશ્ચયની સાથે ભક્તિ કરશે તે સતલોક ચાલ્યો જશે. જે સતલોક નહિ જઈ શકે તે તથા ક્યારેક ભક્તિ કરી, ક્યારેક છોડી દીધી પરંતુ ગુરૂદ્રોહી નહિ થાય તે ફરીથી હજારો મનુષ્ય જન્મ આ કળિયુગમાં જ પ્રાપ્ત કરશે. કારણ કે આ તેમની શાસ્ત્રવિધિ અનુસાર સાધનાનું પરિણામ હશે. આ પ્રમાણે હજારો વર્ષ સુધી કળિયુગનો સમય વર્તમાનથી પણ સારો ચાલશે. પછી છેલ્લી પેઢી ભક્તિરહિત ઉત્પન્ન થશે, કારણ કે સારી કમાઇ (ભક્તિની કમાણી) જે ભક્તિયુગમાં કરેલી છે તે વારંવાર જન્મપ્રાપ્ત કરીને ખર્ચ (સમાપ્ત) કરી નાખી હશે, આ પ્રમાણે કળિયુગની છેલ્લી પેઢી કૃતઘ્ની હશે. તે ભક્તિ નહિ કરી શકે. એટલા માટે કહ્યું છે કે હવે (૧૯૪૭ થી) કળિયુગની વચ્ચેની (વચલી) પેઢી ચાલી રહી છે. સન ૨૦૦૬ થી તે શાયરન બધાની સમક્ષ પ્રગટ થઈ ચૂક્યા છે, તે સંત રામપાલજી મહારાજ છે.

ઉપરોક્ત જ્ઞાન જે વચ્ચેની પેઢી અને પ્રથમ તથા અંતિમ પેઢીવાળું સંત રામપાલજી મહારાજ પોતાનાં પ્રવચનોમાં વર્ષોથી બતાવતા આવી રહ્યા છે, જે હવે મહાન ભવિષ્યવેતા નાસ્ટ્રેડેમસજીની ભવિષ્યવાણી એ પણ સ્પષ્ટ કરી દીધું એટલા માટે સંત ગરીબદાસજી મહારાજે કહ્યું છે કે - કબીર પરમેશ્વરની ભક્તિ પૂર્ણસંતથી ઉપદેશ લઈને કરો નહિ તો આ અવસર ફરી હાથ નહીં આવે.

*''ગરીબ, સમજા હૈ તો સિર ધર પાંવ, બહુર નહીં રે એસા દાવ.''*

**ભાવાર્થ** : અગર આપ તત્ત્વજ્ઞાનને સમજી ગયા છો તો માથા પર પગ રાખ એટલે કે અતિશીઘ્રતાથી તત્ત્વદર્શી સંત રામપાલજી મહારાજથી ઉપદેશ લઈને પોતાનું કલ્યાણ કરાવો. આ સુઅવસર ફરી પ્રાપ્ત નહિ થાય. જેમ આ વચ્ચેની પેઢી (મધ્યકાળ) વાળો સમય અને આપણું માનવશરીર તથા તત્ત્વદૃષ્ટા સંત (સમયના ગુરુ) પ્રગટ છે અગર હજુ પણ ભક્તિમાર્ગ પર નહિ ચાલો તો તેના વિષયમાં કહ્યું છે કે —

*યહ સંસાર સમજદા નાંહી, કહદા શામ દુપહરે નૂં ।*
*ગરીબદાસ યહ વક્ત જાત હૈ, રોવોગે ઇસ પહરે નૂં ॥*

**ભાવાર્થ** : સંત ગરીબદાસજી મહારાજ કહી રહ્યા છે કે આ ભોળો સંસાર શાસ્ત્રવિધિ રહિત સાધના કરી રહ્યો છે જે અતિ દુઃખદાયી છે, આને જ સુખદાયી સમજી રહ્યો છે. જેમ જૂન મહિનાના ભર બપોરમાં તડકામાં ઊભો-ઊભો શેકાઈ રહ્યો છે તેને જ છાંયડો કહી રહ્યો છે. જેવી રીતે કોઈ શરાબી વ્યક્તિ શરાબ પીને રસ્તા પર પડ્યો છે અને તેને કોઈ કહે કે ભાઈ, તું બપોરના તડકામાં કેમ શેકાઈ રહ્યો છે, છાંયડામાં ચાલ. તે શરાબના નશામાં કહે છે કે નહિ આ તો છાંયડો છે, કોણ કહે છે કે તડકો છે ?

આ જ પ્રમાણે સાધક શાસ્ત્રવિધિ ત્યાગીને મનમાન્યું (મનમરજીનું) આચરણ કરી રહ્યો છે. તે પોતાનું જીવન નષ્ટ કરી રહ્યો છે. તેને છોડવા નથી માંગતો, પરંતુ તેને જ સર્વશ્રેષ્ઠ માનીને કાળના લોકમાં દુઃખની

આગમાં શેકાઈ રહ્યો છે. સંત ગરીબદાસજી મહારાજ કહી રહ્યા છે કે આટલા પ્રમાણ મળવા છતાં પણ સતસાધના પૂર્ણસંતના બતાવ્યા અનુસાર નહિ કરો તો આ અણમોલ માનવશરીર અને વચ્ચેની પેઢીનો (વચલી પેઢીવાળો) ભક્તિયુગ હાથથી છૂટી જશે. પછી ફરી આ સમયને યાદ કરીને રડશો, બહુ પશ્ચાતાપ કરશો. પછી કંઈ જ નહિ થઈ શકે. પરમેશ્વર કબીરજી બંદી છોડે કહ્યું છે કે :

*આચ્છે દિન પાછૈ ગયે, સત ગુરૂસે કિયાના હેત ।*
*અબ પછતાવા ક્યા કરે, જબ ચિડિયા ચુગ ગઈ ખેત ।।*

સર્વ માનવસમાજને પ્રાર્થના છે કે પૂર્ણસંત રામપાલજી મહારાજને ઓળખો તથા પોતાનું તથા પોતાના પરિવારનું કલ્યાણ કરાવો. પોતાના સંબંધીઓ તથા મિત્રોને પણ સમજાવો તથા પૂર્ણમોક્ષ પ્રાપ્ત કરો. સુવર્ણ યુગ પ્રારંભ થઈ ચૂક્યો છે. લાખો પુણ્ય આત્માઓ સંત રામપાલજી તત્ત્વદર્શી સંતને ઓળખીને સત્ય ભક્તિ કરી રહ્યા છે, તે અતિ સુખી થઈ ગયા છે. બધા વિકાર છોડીને નિર્મળ જીવન જીવી રહ્યા છે.

જુઓ પ્રથમ મુસ્લિમ સમાજ ભારત પર આક્રમણ કરીને તહસ-નહ કરી નાખશે. તે પછી ભારતમાં ઘૂસીને સત્તા પર કબજો કરશે. અંધશ્રદ્ધાળુ અને દુર્બળ ભારતીય જનતાને સતાવશે અને તેમને મુસ્લિમ ધર્મની દીક્ષા આપશે. તેના કારણે મહાન ભારતમાતા મુસ્લિમોની દાસી બનશે, ભારતીય પ્રદેશ અને સમાજ ભ્રષ્ટ થશે. આ કામ ઇ.સ. ૧૨૯૧ થી ૧૯૯૯ સુધી ચાલશે.

આજ કાળમાં ભારત માતાના બંધુ ગુરુ પીંગલસમ શત્રુત્વ ભાવ ધારણ કરીને પશ્ચિમ યુરોપના ક્રિશ્ચયનોને વ્યાપારી તથા નાવિક બનાવીને ભારતની તરફ મોકલી દેશે તે પહેલા વ્યાપારી બનીને ભારતને લૂંટશે, તે પછી એક-એક પ્રદેશ હાથમાં લઈ અને ત્યાંની જનતાને ભ્રષ્ટ ક્રિશ્ચયન બનાવીને તેમના ઉપર શાસન કરશે, ધીરે-ધીરે પોતાનો પ્રભાવ વધારીને સંપૂર્ણ ભારતમાતાને પોતાના વશમાં કરી લેશે, તેજ સમયે ભારતીય ગુલામ દુર્બલ પ્રજા મોક્ષપ્રાપ્તિને માટે મંદિર બાંધીને દેવી-દેવતાના ભજન-કીર્તન કરતી રહેશે.

આજ કાળમાં દગાબાજ ક્રિશ્ચયન ગુરુના ભ્રષ્ટાચારી રૂપ લઈને આવશે, અહીંના પ્રાચીન જ્યોતિષશાસ્ત્રોનું અધ્યયન કરી કિરો જેવા યુરોપીયન વિશ્વ પ્રસિદ્ધ જ્યોતિષ થશે, પરંતુ ભારતીય અંધ અને જૂઠા જ્યાતિષીઓને પોતાના જ્યોતિષ ગ્રંથોનો અર્થ નહિ સમજાય. તે ગુલામ હશે. તેમને પોતાની માનસિકતા અને પ્રવૃત્તિના કારણે અંગ્રેજી ભાષામાં રહેલું જ્ઞાન જ સત્ય લાગશે. પરંતુ કિરોસીમ ભારતીય જ્યોતિષ શાસ્ત્રનો અભ્યાસ કરીને મહાન વિદ્વાનો દ્વારા લખેલા અંગ્રેજી પુસ્તકના આધાર પર જ્યોતિષશાસ્ત્ર નહિ સમજે અને છેલ્લે તે શાપિત થશે અને તેના કારણે તેનામાં મૂર્ખતા અને ક્રૂરતા આવી જશે.

[તેના કારણે મહાપરિવર્તન કાળનો પ્રારંભ થશે તે કાળ હશે ઇ.સ. ૧૯૦૫ થી ૨૦૨૮ સુધી. સૌથી પહેલા ભારતને સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે કૉંગ્રેસની સ્થાપના થશે. ભારતીય પ્રજા મહારાક્ષસ કુંભકર્ણની જેમ નીંદરમાંથી જાગૃત થવા લાગશે. જૂઠા જ્યોતિષશાસ્ત્રને નષ્ટ કરીને અચૂક ભવિષ્યજ્ઞાન આપવા માટે મદ્રાસમાં કે. એસ. કૃષ્ણમૂર્તિનો જન્મ થઈને ભારતીય પ્રજાને કૃષ્ણમૂર્તિ પદ્ધતિસરનું જ્ઞાન આપશે. ઇ.સ. ૧૯૯૮ માં મહારાષ્ટ્રમાં એક જ્યોતિષશાસ્ત્રી નોસ્ટ્રેદેમસની ભવિષ્યવાણીમાં અંકિત સાંકેતિક ભાષાનું સ્પષ્ટીકરણ કરી તેમાં લખેલી ભવિષ્યની ઘટનાઓના અર્થ આપી ''આપણું ભવિષ્યગ્રંથ'' પ્રકાશિત કરશે. તે સમયે ભારતમાં અજ્ઞાત જ્યોતિષથી કળિયુગના વિષયમાં આપેલા એક મહાન સાંકેતિક ભાષામાં અર્થને સમજાવીને એમાં લખેલ મહાન ભવિષ્યવાણીના અર્થ સ્પષ્ટ કરશે. તો પણ ભારતીય જનતા પર અને સત્તાધારીઓ પર જૂઠા જ્યોતિષીઓનું પ્રચંડ પ્રભુત્વ રહેશે. તે આ નવા મહાન જ્ઞાની જ્યોતિષીઓને પ્રકાશમાં નહિ આવવા દે, પરંતુ તેના પર સ્વાર્થના અંધકારથી જૂઠા ધર્મના જાતિના ભૂત સવાર થયેલ હશે. હજુ પણ તે ખરાબ કાર્યમાં મગ્ન થઈ સત્યના - માનવતાના ધર્મના જ્યોતિષ જ્ઞાનને મારતો રહેશે.]

<u>**બીજી શક્તિ છે, જે આપણને યંત્રની જેમ નચાવતી રહે છે, મને કંઈ ખબર નથી કે હું ગીતામાં શું બોલ્યો હતો. પરંતુ હવે હું જે કહી રહ્યો છું તે તમારા હિતમાં છે. શ્રીકૃષ્ણજી આ વચન અશ્રુયુક્ત આંખોથી કહીને પ્રાણ ત્યાગી ગયા**</u>. ઉપરના વિવરણથી સિદ્ધ થયું કે પવિત્ર ગીતાજીનું જ્ઞાન શ્રીકૃષ્ણજીએ નથી કહ્યું. આ તો બ્રહ્મ (જ્યોતિ-નિરંજન કાળ) બોલ્યો છે, જે એકવીસ બ્રહ્માંડનો સ્વામી છે. કાળ (બ્રહ્મ) કોણ છે ? *આ જાણવા માટે કૃપા કરીને વાંચો પુસ્તક ''ભક્તિ સૌદાગર સંદેશ ભાગ-૧ના પૃષ્ઠ ૨૮ થી ૮૧ સૃષ્ટિરચના*

શ્રીકૃષ્ણ સહિત બધા યાદવોના અંતિમ સંસ્કાર કરી અર્જુનને છોડીને ચારે ભાઈ ઇન્દ્રપ્રસ્થ (દિલ્લી) ચાલ્યા ગયા. પાછળથી અર્જુન દ્વારિકાથી સ્ત્રીઓને લઈને આવી રહ્યા હતા. રસ્તામાં જંગલી લોકોએ બધી ગોપીઓને લૂંટી તથા કેટલીકને ઊઠાવી ગયા તથા અર્જુનને પકડીને માર માર્યો. અર્જુનના હાથમાં તે ગાંડીવ ધનુષ્ય હતું જેનાથી મહાભારતના યુદ્ધમાં અગણિત હત્યાઓ કરી નાંખી હતી, તે ધનુષ્ય પણ આ સમયે ચાલ્યું નહિ. <u>**ત્યારે અર્જુને કહ્યું કે આ શ્રીકૃષ્ણ વાસ્તવમાં જૂઠા અને કપટી હતા.**</u> જ્યારે યુદ્ધમાં પાપ કરાવવાનું હતું ત્યારે તો મને શક્તિ પ્રદાન કરી દીધી, એક તીરથી સેંકડો યોદ્ધાઓને મારી નાખતો હતો અને આજે તે જ શક્તિ છીનવી લીધી. ઊભો ઊભો માર ખાઈ રહ્યો છું. આ<u>**જ વિષયમાં પૂર્ણ બ્રહ્મ કબીર સાહેબ (કવિર્દેવ)જીનું કહેવું છે કે શ્રીકૃષ્ણજી કપટી અને જૂઠા ન હતા. આ બધો જુલમ તો પાપી કાળ (જ્યોતિ નિરંજન) કરી રહ્યો છે. જ્યાં સુધી આ આત્મા કબીર પરમેશ્વર (સતપુરુષ) ની શરણમાં પૂરા સંત (તત્ત્વદર્શી) ના માધ્યમથી નહિ આવી જાય, ત્યાં સુધી કાળ આવી જ રીતે કષ્ટ ઉપર કષ્ટ આપતો રહેશે. પૂર્ણ જાણકારી તત્ત્વજ્ઞાનથી થાય છે.**</u> એટલા માટે કાળ કોણ છે ? *આ જાણવા માટે કૃપયા ''ભક્તિ સૌદાગરને સંદેશ ભાગ-૧'' ના પૃષ્ઠ ૨૮ થી ૮૧ સુધી વાંચો. **(નોંધ : <u>વધારે એક પ્રમાણ</u>** : ગીતા બોલવાવાળો કાળ કહી રહ્યો છે કે હું ગુણાતીત છું. પુણ્યાત્માઓ, હવે તમને સમજ પડી જશે કે ગીતાજ્ઞાન કોણ બોલ્યું છે ? એ પ્રમાણે શ્રીમદદેવી ભાગવતમાં અને શ્રી શિવમહાપુરાણમાં પણ પ્રમાણો છે. સતોગુણ વિષ્ણુજી, તમોગુણ શિવજી અને રજોગુણ બ્રહ્માજી છે. તો હવે વિષ્ણુજી તો ગુણવાળા થયા ને ? તો તેમના અવતાર કૃષ્ણજી પણ ગુણવાળા જ હોય ને ! માટે ગીતાજીનું જ્ઞાન કૃષ્ણજી નથી બોલ્યા પણ કાળ (બ્રહ્મ) બોલ્યો છે. **<u>બીજું એક પ્રમાણ</u> :** અધ્યાય-૭ શ્લોક ૧૨ થી ૧૫માં કહે છે કે ત્રણ ગુણોથી જે કંઈ થઈ રહ્યું છે તેનું મુખ્ય કારણ હું બ્રહ્મ (કાળ) છું. ત્રણ ગુણવાળા ભગવાનો પણ કાળ (બ્રહ્મ)ના આધીન છે.)*

**વિશેષ વિચાર :** ઉપરનાં પ્રમાણોથી સિદ્ધ થાય છે કે શ્રીમદ ભાગવત ગીતાનું જ્ઞાન શ્રીકૃષ્ણ નહોતા બોલ્યા. આ તો શ્રીકૃષ્ણજીના શરીરમાં પ્રેતરૂપે પ્રવેશ કરીને બ્રહ્મ (કાળ એટલે કે જ્યોતિ નિરંજન) બોલ્યા હતા.

## ''શ્રીમદ્ ભગવત ગીતા સાર''

પરમેશ્વરની શોધમાં આત્મા યુગોથી લાગેલી છે. જેવી રીતે કે તરસ્યાને પાણીની ઇચ્છા હોય છે. જીવાત્મા પરમાત્માથી વિખૂટો પડ્યા પછી મહાકષ્ટ ભોગવી રહ્યો છે. જે સુખ પૂર્ણબ્રહ્મ (સતપુરુષ) ના સતલોક

(ઋતધામ)માં હતું, તે સુખ અહીં કાળ પ્રભુના લોકમાં નથી. ચાહે કોઈ કરોડપતિ છે, ચાહે પૃથ્વીપતિ (સારીયે પૃથ્વીનો રાજા) છે, ચાહે સુરપતિ (સ્વર્ગ લોકનો રાજા ઇન્દ્ર) છે, ચાહે શ્રી બ્રહ્મા, શ્રી વિષ્ણુ તથા શ્રી શિવ ત્રિલોકપતિ છે. કારણકે જન્મ-મૃત્યુ અને કરેલા કર્મનું ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે. (પ્રમાણ : ગીતા અધ્યાય-૨, શ્લોક-૧૨, અધ્યાય-૪, શ્લોક-૫) એટલા માટે પવિત્ર શ્રીમદ ભગવત ગીતા જ્ઞાનદાતા પ્રભુ (કાળ ભગવાન)એ અધ્યાય-૧૫, શ્લોક-૧ થી ૪ તથા અધ્યાય-૧૮, શ્લોક ૬૨ માં કહ્યું છે કે — અર્જુન સર્વ ભાવથી તે પરમેશ્વરની શરણમાં જા, તેની કૃપાથી જ તું પરમશાંતિને તથા સતલોક (શાશ્વતમ્ સ્થાન)ને પ્રાપ્ત થઈશ. તે પરમેશ્વરના તત્ત્વ જ્ઞાન અને ભક્તિમાર્ગને હું નથી જાણતો. તે તત્ત્વજ્ઞાનને તત્ત્વદર્શી સંતોની પાસે જઈને એમને દંડવત પ્રણામ કર તથા વિનમ્ર ભાવથી પ્રશ્ન કર, ત્યારે તે તત્ત્વદૃષ્ટા સંત તમને પરમેશ્વરનું તત્ત્વજ્ઞાન બતાવશે. પછી તેમના બતાવ્યા અનુસાર ભક્તિમાર્ગ પર સર્વભાવથી લાગી જા. (પ્રમાણ ગીતા અધ્યાય-૪, શ્લોક-૩૪) તત્ત્વદર્શી સંતની ઓળખાણ ગીતા અધ્યાય-૧૫, શ્લોક-૧માં બતાવતાં કહ્યું છે કે આ સંસાર ઊંધા લટકેલા વૃક્ષના સમાન છે. જેની ઉપર તરફ મૂળિયા તથા નીચે શાખાઓ છે. જે આ સંસારરૂપી વૃક્ષના વિષયમાં જાણે છે તે તત્ત્વદર્શી સંત છે. ગીતા અધ્યાય-૧૫, શ્લોક ૨ થી ૪ માં કહ્યું છે કે તે સંસારરૂપી વૃક્ષના ત્રણ ગુણ (રજોગુણ-બ્રહ્મા, સતોગુણ-વિષ્ણુ, તમોગુણ-શિવ) રૂપી શાખાઓ છે. જે (સ્વર્ગલોક, પાતાલલોક, પૃથ્વીલોક) ત્રણે લોકમાં ઉપર તથા નીચે ફેલાયેલી છે. તે સંસારરૂપી ઉલ્ટા લટકેલા વૃક્ષના વિષયમાં એટલે કે સૃષ્ટિરચનાના વિશે હું આ ગીતાજીના જ્ઞાનમાં નહિ બતાવી શકું. અહીં વિચાર કાળમાં (ગીતા જ્ઞાન) જે જ્ઞાન તમને બતાવી રહ્યો છું આ પૂર્ણજ્ઞાન નથી. તેના માટે ગીતા અધ્યાય-૪માં શ્લોક ૩૪માં સંકેત કરેલ છે જેમાં કહ્યું છે કે પૂર્ણજ્ઞાન (તત્ત્વજ્ઞાન)ના માટે તત્ત્વદર્શી સંતની પાસે જા, તે જ બતાવશે. મને પૂર્ણજ્ઞાન નથી. તેના માટે ગીતા અધ્યાય-૧૫, શ્લોક-૪ માં કહ્યું છે કે તત્ત્વદર્શી સંતની પ્રાપ્તિ થયા પછી તે પરમપદ પરમેશ્વર (જેના વિષયમાં ગીતા અધ્યાય-૧૮, શ્લોક-૬૨ માં કહ્યું છે) ની શોધ કરવી જોઈએ. જ્યાં ગયા પછી સાધક ફરીથી પાછો નથી આવતો એટલે કે પૂર્ણમોક્ષ પ્રાપ્ત કરે છે. જે પૂર્ણ પરમાત્માથી ઊંધા સંસારરૂપી વૃક્ષની પ્રવૃત્તિ વિસ્તારને પ્રાપ્ત થઈ છે. ભાવાર્થ છે કે : જે પરમેશ્વરે બધા બ્રહ્માંડોની રચના કરી છે તથા હું (ગીતાજ્ઞાન દાતા બ્રહ્મ) પણ તે આદિપુરુષ પરમેશ્વર એટલે પૂર્ણપરમાત્માની જ શરણમાં છું તેની સાધના કરવાથી અનાદિ મોક્ષ (પૂર્ણ-મોક્ષ) પ્રાપ્ત થાય છે.

તત્ત્વદર્શી સંત તે જ છે જે ઉપર તરફ મૂળ અને નીચેની તરફ ત્રણ ગુણો (રજોગુણ- બ્રહ્માજી, સતોગુણ-વિષ્ણુજી તથા તમોગુણ-શિવજી) રૂપી શાખાઓ તથા ડાળીઓની પૂર્ણ જાણકારી પ્રદાન કરે છે. *(કૃપા કરી જુઓ ઊંધું લટકેલું સંસારરૂપી વૃક્ષનું ચિત્ર)*




ऊपर जड़ नीचे शाखा वाला उल्टा लटका हुआ
संसार रूपी वृक्ष का चित्र

પોતાના દ્વારા રચેલી સૃષ્ટિનું પૂર્ણજ્ઞાન (તત્ત્વ જ્ઞાન) સ્વયં જ પૂર્ણ પરમાત્મા કવિર્દેવે (કબીર પરમેશ્વરે) તત્ત્વદર્શી સંતની ભૂમિકા કરીને (કવિર્ગિર્ભિઃ) કબીર વાણી દ્વારા બતાવ્યું છે. (પ્રમાણ : ઋગ્વેદ મંડલ-૯ સૂક્ત ૯૬ મંત્ર-૧૬ થી ૨૦ સુધી તથા ઋગ્વેદ મંડલ ૧૦ સૂક્ત ૯૦ મંત્ર-૧ થી ૫ તથા અથર્વવેદ કાંડ-૪ અનુવાક ૧ મંત્ર ૧ થી ૭ માં)

*કબીર, અક્ષર પુરુષ એક પેડ હૈ, જ્યોતિ નિરંજન વાંકી ડાર ।*
*તીનોં દેવા શાખા હૈં, પાતરૂપ સંસાર ॥*

પવિત્ર ગીતાજીમાં પણ ત્રણ પ્રભુઓ (૧ ક્ષરપુરુષ એટલે કે બ્રહ્મ. ૨ અક્ષાર પુરુષ એટલે કે પરબ્રહ્મ અને ૩ પરમ અક્ષારપુરુષ એટલે કે પૂર્ણબ્રહ્મ) ના વિષયમાં વર્ણન છે. પ્રમાણ : ગીતા અધ્યાય ૧૫, શ્લોક-૧૬,૧૭, અધ્યાય-૮, શ્લોક-૧નો ઉત્તર શ્લોક ૩માં છે. તે પરમ અક્ષાર બ્રહ્મ છે તથા ત્રણ પ્રભુઓનું એક વધારે પ્રમાણ ગીતા અધ્યાય-૭ શ્લોક-૨૫માં ગીતા જ્ઞાન દાતા કાળ (બ્રહ્મ) એ પોતાના વિષયમાં કહ્યું છે કે હું અવ્યક્ત છું. આમ આ પ્રથમ પ્રભુ અવ્યક્ત થયા. આ પછી ગીતા અધ્યાય-૮, શ્લોક-૧૮ માં કહ્યું છે કે આ સંસાર દિવસના સમયમાં અવ્યક્ત (પરબ્રહ્મ) થી ઉત્પન્ન થયો છે. પછી રાત્રિના સમયમાં તેમાં જ લીન થઈ જાય છે. આ બીજો પ્રભુ અવ્યક્ત થયો. અધ્યાય-૮ શ્લોક-૨૦ માં કહ્યું છે કે તે અવ્યક્તથી પણ બીજા જે અવ્યક્ત (પૂર્ણબ્રહ્મ) છે તે પરમ દિવ્ય પુરુષ બધા પ્રાણીઓના નષ્ટ થવાથી પણ નષ્ટ નથી થતા, આ ત્રીજા પ્રભુ થયા. આજ પ્રમાણ ગીતા અધ્યાય-૨ શ્લોક-૧૭ માં પણ છે કે નાશ રહિતના તે પરમાત્માને ઓળખ જેનો નાશ કરવામાં કોઈ સમર્થ નથી. પોતાના વિષયમાં ગીતા જ્ઞાન દાતા (બ્રહ્મ) પ્રભુ અધ્યાય-૪ મંત્ર-૫ તથા અધ્યાય-૨ શ્લોક-૧૨ માં કહ્યું છે કે હું તો જન્મ-મૃત્યુમાં એટલે કે નાશવંત છું.

ઉપરોક્ત સંસારરૂપી વૃક્ષાનું મૂળ તો પરમ અક્ષાર પુરુષ એટલે કે પૂર્ણ બ્રહ્મ કવિર્દેવ છે. આને જ ત્રીજો અવ્યક્ત પ્રભુ કહ્યો છે. વૃક્ષના મૂળથી જ સમગ્ર વૃક્ષને આહાર પ્રાપ્ત થાય છે. એટલા માટે ગીતા અધ્યાય ૧૫ - શ્લોક-૧૭ માં કહ્યું છે કે વાસ્તવમાં પરમાત્મા તો ક્ષર-પુરુષ એટલે કે બ્રહ્મ તથા અક્ષર પુરુષ એટલે કે પરબ્રહ્મથી પણ બીજો જ છે. જે ત્રણે લોકમાં પ્રવેશ કરીને બધાનું ધારણ-પોષણ કરે છે. વાસ્તવમાં તે અવિનાશી છે.

(૧) ક્ષારનો અર્થ છે નાશવંત. કારણ કે બ્રહ્મ એટલે કે ગીતાજ્ઞાન દાતાએ તો સ્વયં કહ્યું છે કે અર્જુન તું અને હું તો જન્મ-મૃત્યુમાં છીએ. (પ્રમાણ ગીતા : અધ્યાય-૨, શ્લોક-૧૨, અધ્યાય-૪, શ્લોક-૫)

(૨) અક્ષારનો અર્થ છે અવિનાશી. અહીં પરબ્રહ્મને પણ સ્થાયી એટલે કે અવિનાશી કહ્યા છે. પરંતુ આ પણ વાસ્તવમાં અવિનાશી નથી. જેવી રીતે એક માટીનો ગ્લાસ છે જે સફેદ રંગનો છે. જે પ્રવાહી પીવાના કામમાં આવે છે. તે નીચે પડતા જ તૂટી જાય છે. આવી સ્થિતિ બ્રહ્મ (કાળ એટલે કે ક્ષાર પુરુષ) ની જાણો. બીજો ગ્લાસ સ્ટીલનો હોય છે. આ માટીના

ગ્લાસની સરખામણીમાં વધારે સ્થાયી (અવિનાશી) લાગે છે, પરંતુ એને પણ કાટ લાગી જાય છે અને નષ્ટ થઈ જાય છે, ભલે જ સમય વધારે લાગે. એટલા માટે આ પણ વાસ્તવમાં અવિનાશી નથી. ત્રીજો ગ્લાસ સોનાનો છે. જે સુવર્ણ ધાતુ હકીકતમાં અવિનાશી છે, જેનો નાશ નથી થતો.

જેમ પરબ્રહ્મ (અક્ષર પુરુષ) ને અવિનાશી પણ કહ્યા છે તો પણ વાસ્તવમાં અવિનાશી તો બન્નેથી જુદો છે, એટલા માટે અક્ષર પુરુષને અવિનાશી પણ નથી કહ્યા. કારણ : સાત રજોગુણ બ્રહ્માના મૃત્યુના પછી એક સતગુણ વિષ્ણુનું મૃત્યુ થાય છે. સાત સતગુણ વિષ્ણુના મૃત્યુના પછી એક તમોગુણ શિવનું મૃત્યુ થાય છે.જ્યારે તમોગુણ શિવજીનું ૭૦ હજાર વાર મૃત્યુ થાય છે ત્યારે એક ક્ષર પુરુષ (બ્રહ્મ) નું મૃત્યુ થાય છે. આ પરબ્રહ્મનો એક યુગ થાય છે. આવા એક હજાર યુગનો પરબ્રહ્મનો એક દિવસ અને એટલી જ રાત્રિ થાય છે. ત્રીસ દિવસ-રાતનો એક મહિનો, ૧૨ મહિનાનું એક વર્ષ અને સો વર્ષનું પરબ્રહ્મ (અક્ષર પુરુષ) નું આયુષ્ય હોય છે. ત્યારે આ પરબ્રહ્મ તથા બધા સર્વે બ્રહ્માંડ જે સતલોકથી નીચેના છે નષ્ટ થઈ જાય છે. થોડા સમય પછી બધા નીચેના બ્રહ્માંડો (બ્રહ્મ તથા પરબ્રહ્મના લોકો) ની રચના પૂર્ણ બ્રહ્મ એટલે કે પરમ અક્ષર પુરુષ કરે છે. આ પ્રમાણે આ તત્ત્વજ્ઞાન સમજવાનું છે. પરંતુ પરમ અક્ષર પુરુષ એટલે કે પૂર્ણ બ્રહ્મ (સત્ પુરુષ) તથા તેમના સતલોક (ઋતુધામ) સહિત ઉપરના અલખ લોક, અગમ લોક તથા અનામી લોક ક્યારેય નષ્ટ થતા નથી.

એટલા માટે ગીતા અધ્યાય ૧૫ શ્લોક ૧૭ માં કહ્યું છે કે વાસ્તવમાં ઉત્તમ પ્રભુ એટલે કે પુરુષોત્તમ તો બ્રહ્મ (ક્ષર પુરુષ) તથા પરબ્રહ્મ (અક્ષર પુરુષ) થી જુદો જ છે. જે પૂર્ણ બ્રહ્મ (પરમ અક્ષર પુરુષ) છે. તે જ વાસ્તવમાં અવિનાશી છે. તે જ બધાના ધારણ-પોષણ કરવાવાળા, સંસારરૂપી વૃક્ષના મૂળરૂપે પૂર્ણ પરમાત્મા છે. વૃક્ષનો જે ભાગ જમીનથી તરત બહાર નજર આવે છે તે થડ કહેવાય છે. તેને અક્ષર પુરુષ (પરબ્રહ્મ) માનો. થડને પણ આહાર મૂળથી પ્રાપ્ત થાય છે. પછી થડથી વૃક્ષની ડાળો બને છે. તેમાંથી એક ડાળ બ્રહ્મ (ક્ષર-પુરુષ) છે. તેને પણ આહાર તો મૂળ અર્થાત પરમ અક્ષર પુરુષથી જ પ્રાપ્ત થાય છે. તે ડાળ (ક્ષર પુરુષ/બ્રહ્મ) ને માનો ત્રણ ગુણ (રજગુણ-બ્રહ્મા, સતગુણ-વિષ્ણુ તથા તમોગુણ-શિવ)રૂપી શાખાઓ છે. તેમને પણ આહાર મૂળ (પરમ અક્ષર પુરુષ અર્થાત પૂર્ણબ્રહ્મ)થી જ પ્રાપ્ત થાય છે. એ ત્રણે શાખાઓથી પાંદડારૂપી બીજા પ્રાણી આશ્રિત છે. તેમને પણ વાસ્તવમાં આહાર મૂળ (પરમ અક્ષરપુરુષ એટલે કે પૂર્ણ બ્રહ્મ)થી જ પ્રાપ્ત થાય છે. એટલા માટે બધાને પૂજ્ય પૂર્ણ પરમાત્મા જ સિદ્ધ થયા. આપણે એમ પણ ના કહી શકીએ કે પાંદડાઓ સુધી આહાર પહોંચાડવામાં થડ, ડાળ તથા શાખાઓનું કોઈ યોગદાન નથી. એટલા માટે બધા આદરણીય છે, પરંતુ પૂજનીય તો માત્ર મૂળ જ હોય છે. આદર

તથા પૂજામાં અંતર હોય છે. જેવી રીતે પતિવ્રતા સ્ત્રી સત્કાર તો બધાનો કરે છે, જેમ કે જેઠને મોટાભાઈ સમાન, દીયરને નાનાભાઈ સમાન, પરંતુ પૂજા તો માત્ર પોતાના પતિની જ કરે છે એટલે કે જે ભાવ પતિમાં હોય છે એવો ભાવ બીજા પુરુષમાં પતિવ્રતા સ્ત્રીનો નથી હોઈ શકતો.

બીજું ઉદાહરણ – એક સમયે હરિયાણા પ્રાંતમાં પૂર આવ્યું હતું. તે સમયે ૬૦૦ કરોડનું નુકસાન થયું હતું. તેની પૂર્તિ હરિયાણા સરકાર નહોતી કરી શકતી, કારણ કે હરિયાણા સરકારનું પૂરા વર્ષનું બજેટ જ ૯૦૦ કરોડ રૂપિયાનું હતું. દેશના પ્રધાનમંત્રીજીએ તે ક્ષતિ પૂરી કરી હતી. તે ૬૦૦ કરોડ રૂપિયાનું વિતરણ હરિયાણા સરકારના અધિકારીઓ તથા કર્મચારીઓએ કર્યું હતું. રાહત મેળવવાવાળા જે અંજાણ છે, તે વિતરણકર્તાને જ રાહત કર્તા માની લે છે. તેમનાથી ભવિષ્યમાં પણ અન્ય રાહતની આશા કરતા રહે છે. તેની જ પૂજા (લાંચ વગેરે આપવી) કરતાં રહે છે. પરંતુ જે શિક્ષિત છે તે જાણે છે કે આ કર્મચારીનું કેટલું યોગદાન છે. તે આદર તો કરે છે પરંતુ પૂજા (લાંચ વગેરે આપવી) નથી કરતા, બીજા કાર્યની સિદ્ધિની આશા પણ નથી કરતા.

પૂર રાહતભંડોળના વિતરણ પછી તેજ વિસ્તારના મંત્રીજી આવ્યા, તેમણે કહ્યું કે મેં તમારા ક્ષેત્રમાં ૧૦ લાખ રૂપિયા આપ્યા. તે ગામની જ સૂચિમાંથી નામ વાંચીને સંભળાવ્યા (૧) રામ અવતારને ૧૦ હજાર રૂપિયા....વગેરેને આપ્યા. પછી રાજ્યના મુખ્યમંત્રીજી તે ગામમાં આવ્યા અને તેમણે કહ્યું કે મેં તમારા ગામમાં ૧૦ લાખ રૂપિયા આપ્યા. તે ગામની જ સૂચિમાંથી નામ વાંચીને સંભળાવ્યા (૧) રામ અવતારને ૧૦ હજાર રૂપિયા....વગેરેને આપ્યા. છેલ્લે દેશના પ્રધાનમંત્રી મુલાકાત માટે આવ્યા અને કહ્યું કે મેં તમારા ગામમાં ૧૦ લાખ રૂપિયા આપ્યા છે. તેમણે સૂચિ વાંચતા જણાવ્યું કે (૧) રામ અવતારને ૧૦ હજાર આપ્યા...વગેરેને આપ્યા. આ બધું સાંભળીને રામ અવતાર બોલ્યો કે આ બધા જૂઠું બોલી રહ્યા છે. મને તો મારા ગામના પટવારી (તલાટી) એ રૂપિયા આપ્યા છે. તે અન્જાન (અભણ) રામ અવતાર અજ્ઞાનતા વશ ગામના પટવારી (તલાટી) ની જ પૂજા કરી પોતાના બીજા કાર્યોની આશા રાખતો હતો. પરંતુ જે શિક્ષિત છે તે જાણી લે છે કે પ્રધાનમંત્રીજી રાહત ન આપતા, તો મંત્રી, મુખ્યમંત્રી કે પટવારી (તલાટી) કોઈ કંઈ પણ નથી આપી શકતા. મુખ્યમંત્રી પોતાના રાહતફંડમાંથી રાહત આપે તો પણ તે રકમ માંડ સો-સો (૧૦૦-૧૦૦) રૂપિયા મુશ્કેલીથી આપી શકત. આ રાહત પૂરપીડિતોને મળત તો પણ તે માત્ર નામમાત્રની મદદ કહેવાત. આ પ્રમાણે સમજદાર વ્યક્તિ સમજી લે છે કે કોની કેટલી ક્ષમતા છે. તેજ આધારથી તેમનામાં આસ્થા (વિશ્વાસ) રહે છે. અનાદરણીય કોઈ નથી હોતું, પરંતુ પૂજાને માટે સમજી વિચારીને પસંદગી કરતા હોય છે. ઠીક આ જ પ્રમાણે ગીતા અધ્યાય-૨, શ્લોક-૪૬

માં કહ્યું છે કે અર્જુન બહુ મોટા જળાશયની (જેનું પાણી ૧૦ વર્ષ સુધી વરસાદ ન થાય તો પણ સુકાઈ જતું નથી) પ્રાપ્તિના પછી નાના જળાશયમાં (જેનું પાણી એક વર્ષા ન થવાથી જ સમાપ્ત થાય છે) જેવી આસ્થા રહી જાય છે, આજ પ્રમાણે પૂર્ણપરમાત્માથી મળવાવાળા લાભના જ્ઞાનથી પરિચિત થઈ ગયા પછી તારો વિશ્વાસ અન્ય પ્રભુઓમાં તેવો જ રહી જશે. તે નાનું જળાશય ખરાબ નથી લાગતું, પરંતુ તેની ક્ષમતાની ખબર છે કે આ તો કામચલાઉ છે.

ગીતા અધ્યાય-૭, શ્લોક-૧૨ થી ૧૫ માં કહ્યું છે કે ત્રણ ગુણોથી જે કંઈપણ થઈ રહ્યું છે (જેમ રજગુણ બ્રહ્માથી જીવોની ઉત્પત્તિ, સતગુણ વિષ્ણુથી સ્થિતિ તથા તમગુણ શંકરથી સંહાર) એનું મુખ્ય કારણ હું (કાળ-બ્રહ્મ) જ છું. જે સાધક ત્રણ ગુણો (રજોગુણ-બ્રહ્મા, સતગુણ-વિષ્ણુ, તમોગુણ-શિવ)ની પૂજા કરે છે તે રાક્ષસ સ્વભાવને ધારણ કરેલ મનુષ્યોમાં નીચ, દુષ્કર્મ કરવાવાળા મૂર્ખ મારી બ્રહ્મની ભક્તિ પણ નથી કરતા. પછી પોતાની ભક્તિને અતિ ખરાબ (અનુત્તમામ) કહી છે. (ગીતા અધ્યાય-૭, શ્લોક-૧૮ મા), એટલા માટે ગીતા અધ્યાય-૧૫, શ્લોક-૪ તથા અધ્યાય-૧૮, શ્લોક-૬૨ માં કહ્યું છે કે પૂર્ણ પરમાત્માની ભક્તિ કરવાથી જ પૂર્ણલાભ પૂર્ણમોક્ષ પ્રાપ્ત થાય છે. જે શાસ્ત્રવિધિ અનુસાર ભક્તિ છે તથા બીજા પ્રભુઓની ઇષ્ટરૂપમાં સાધના શાસ્ત્રવિધિના વિરુદ્ધ હોવાથી વ્યર્થ છે. (પ્રમાણ : ગીતા અધ્યાય-૧૬, શ્લોક-૨૩, ૨૪માં)

જેમ કે કેરીનો છોડ નર્સરીમાંથી લાવીને તેના મૂળને જમીનમાં ખોદીને દબાવો. પછી મૂળની માવજત (પૂજા) કરશો તો છોડ મોટો થશે અને વૃક્ષ બની જશે. પછી તેની ડાળીઓ પર ફળ લાગશે. અગર કોઈ ડાળીઓ જમીનમાં દબાવીને મૂળ ઉપર કરીને છોડની માવજત કરશે તો છોડ સૂકાઈ જશે. *(કૃપયા અવશ્ય જુઓ સીધો રોપેલો અને ઊંધો રોપેલો ભક્તિરૂપી છોડનું ચિત્ર આ પુસ્તકનાં પાના નં. ૧૯૬)*

ભાવાર્થ છે કે સાધકને પૂર્ણપરમાત્મા (મૂળ) ની સાધના (પૂજા) ઇષ્ટરૂપમાં કરવાથી તેનું ફળ ત્રણે બ્રહ્મા, વિષ્ણુ, શિવ (ડાળીઓ) જ પ્રદાન કરશે. કારણ કે આ ભગવાન કરેલા કર્મનું ફળ જેવું હોય તેવું જ આપી દે છે.

અગર તમારે કોઈ કંપનીમાં નોકરી મેળવવી હોય તો પૂજા કંપનીના માલિકની કરવાની હોય છે. તેને પ્રાર્થના પત્રથી યાચના કરીને નોકરી પ્રાપ્ત કરવાની હોય છે. છતાં પણ નોકરી તો માલિકની જ કરે છે. જેમ જે કાર્ય તે નોકરને બતાવવામાં આવે છે તે પોતાના સેવાના સમયમાં કરે છે. આ પૂજા (નોકરી) માલિકની થઈ. નોકરી (પૂજા) નું મહેનતાણું તે માલિકના બીજા નોકર (કર્મચારીઓ) કે અધિકારીઓ આપે છે. જેમ શિફ્ટ (પાળી) ઓફિસર હાજરીના આધારે મહેનતાણું (કરેલા કર્મનું ફળ) બનાવીને

કેશિયરની પાસે મોકલે છે. ત્યાંથી તે નોકરને સેવા(પૂજા)નું ફળ પ્રાપ્ત થાય છે. શિફ્ટ ઓફિસર તથા કેશિયર માત્ર કરેલા કામનું જ ફળ આપે છે. તેમાં કોઈ પરિવર્તન નથી કરી શકતા. ના તો એક રૂપિયો વધારે આપી શકશે ના તો એક રૂપિયો ઓછો આપી શકશે. અગર તે કંપનીના માલિકના નોકર (પૂજારી) નેક નીતિથી નોકરી (પૂજા) માલિકની કરશે તો માલિક જ તેની સેવાની ધનરાશિમાં વૃદ્ધિ કરી શકે તથા અલગથી ઇનામના રૂપમાં ધનરાશિ વધારે આપી શકે છે. અગર કોઇ માલિકની નોકરી (પૂજા) ત્યાગીને બીજા અધિકારીઓની નોકરી (પૂજા) કરવા લાગી જાય તો તેને માલિકથી મળવાવાળો ધન લાભ બંધ થઈ જાય છે. જે કારણથી તે નાદાન નિર્ધન થઈ જાય છે. અધિકારીગણ તેને એટલું મહેનતાણું નથી આપી શકતા. ફેક્ટરીના માલિકની તુલનામાં બહુ ઓછી સુવિધા મળવાના કારણે તે બીજા અધિકારીઓનો સેવક એટલે કે એક માલિકને ત્યાગીને બીજી ઉપાસના કરવાવાળો વ્યક્તિ મહાદુઃખી થઈ જાય છે.

કૃપયા આજ પ્રમાણે તત્ત્વજ્ઞાનના આધારથી પવિત્ર શ્રીમદ ભાગવત ગીતાજીના જ્ઞાનને સમજો.

પૂર્ણબ્રહ્મ કુલ માલિકની પૂજા ત્યાગીને બીજા દેવી-દેવતાઓની પૂજા કરવાથી સાધકને પૂર્ણ લાભ પ્રાપ્ત નથી થતો તથા સાધક સાધના કરતાં કરતાં પણ મહાકષ્ટ ઊઠાવતો રહે છે.

એટલા માટે પવિત્ર ગીતા અધ્યાય-૭, શ્લોક-૧૨ થી ૧૫ તથા ૨૦ થી ૨૩ સુધી ત્રણ ગુણો એટલે કે ત્રણેય દેવતાઓ (રજગુણ-બ્રહ્મા, સતગુણ-વિષ્ણુ તથા તમગુણ શિવજી) ની પૂજા કરવાવાળાને રાક્ષસ સ્વભાવને ધારણ કરેલા, મનુષ્યમાં નીચ, દુષ્કર્મ કરવાવાળાને મૂર્ખ કહ્યા છે કે તે મારી (બ્રહ્મ ક્ષરપુરુષ અર્થાત ફેક્ટરી માલિકના શિફ્ટ ઓફિસર)ની પૂજા (નોકરી) નથી કરતો ભાવાર્થ કે જે ત્રણેય દેવતાઓ તથા બીજા દેવી-દેવતાઓની પૂજા (નોકરી) કરે છે (કેશિયરની નોકરી કરે છે) તેમને મૂર્ખ તથા રાક્ષસ સ્વભાવવાળા રાક્ષસ કહ્યા છે. જેમ જે વ્યક્તિની આવક ઓછી હોય છે તે અવશ્ય કંઈક હેરાફેરી કરે છે. ક્યારેક ચોરી અથવા તો મિલાવટ વગેરે છળકપટનો માર્ગ અપનાવે છે. જેના કારણે સમાજમાં ધૃણા (નિંદા)ને પાત્ર બને છે તથા દરિદ્ર થઇ જાય છે. આજ પ્રમાણે ત્રણે દેવતાઓ (શ્રી બ્રહ્માજી, વિષ્ણુજી તથા શિવજી) અને બીજા દેવી દેવતાઓની પૂજાથી પૂર્ણ લાભ પ્રાપ્ત નથી થતો. જેના કારણે સાધક જૂઠ-કપટ અને બીજા વિકારો પણ કરતો રહે છે. પછી પાપકર્મના દંડ પણ ભોગવવા પડે છે. એટલા માટે બ્રહ્મ એટલે કે ક્ષરપુરુષ (શિફ્ટ ઓફિસર) કહી રહ્યા છે કે એ નાદાન સાધક મારી પૂજા (નોકરી) નથી કરતા. હું આ બ્રહ્મા, વિષ્ણુ તથા શિવજીથી વધારે મહેનતાણું (કરેલા કર્મનું ધન) આપી શકું છું, જે ઉપરોક્ત ત્રણે દેવતાઓથી વધારે હોય છે. પછી ગીતા અધ્યાય-૭,

શ્લોક-૧૮ માં કહ્યું છે કે મારી પૂજા (નોકરી) પણ પૂર્ણ લાભદાયક નથી. એટલા માટે પોતાની પૂજાને પણ ગીતાના જ્ઞાનદાતા (બ્રહ્મ - ક્ષર પુરુષ) પ્રભુએ અતિખરાબ (અનુત્તમામ) અથવા છેલ્લા સ્તરની કહી છે. એટલા માટે ગીતા અધ્યાય-૧૫, શ્લોક-૪ તથા અધ્યાય-૧૮, શ્લોક-૬૨ માં કહ્યું છે કે તે પરમેશ્વરની શરણમાં જા, જેની કૃપાથી તું પરમ શાંતિને તથા સતલોક (શાશ્વત સ્થાન)ને પ્રાપ્ત થઈશ. ત્યાં ગયા પછી સાધકનો ફરી જન્મ નથી થતો એટલે કે મોક્ષ (પૂર્ણમોક્ષ) ની પ્રાપ્તિ થઈ જાય છે. તથા ગીતાના જ્ઞાનદાતા પ્રભુ (બ્રહ્મ) કહી રહ્યા છે કે હું પણ તેજ આદિ પુરુષ પરમેશ્વરની શરણમાં છું. ગીતા અધ્યાય-૭, શ્લોક-૧૨ થી ૧૫, ૧૮ અને ૨૦ થી ૨૩ ને સમજવા માટે કૃપા કરીને નીચેનું વિવરણ ધ્યાનથી વાંચો.

**''ત્રણ ગુણ શું છે ? પ્રમાણની સાથે''**

ત્રણે ગુણ રજોગુણ બ્રહ્માજી, સતગુણ વિષ્ણુજી, તમગુણ શિવજી છે. બ્રહ્મ (કાળ) તથા પ્રકૃતિ (દુર્ગા)થી ઉત્પન્ન થયા છે. તથા ત્રણેય નાશવંત છે. પ્રમાણ : ગીતા પ્રેસ, ગોરખપુરથી પ્રકાશિત શ્રી શિવ મહાપુરાણ જેના સંપાદક છે શ્રી હનુમાન પ્રસાદ પોદ્દાર પૃષ્ઠ સંખ્યા ૧૧૦, અધ્યાય-૯, રૂદ્રસંહિતા ''આ પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ ત્રણેય દેવતાઓમાં ગુણ છે, પરંતુ શિવ (બ્રહ્મ-કાળ/ સદાશિવ) ગુણાતીત કહેવાય છે. બીજું પ્રમાણ : ગીતા પ્રેસ ગોરખપુરથી પ્રકાશિત શ્રીમદ દેવી ભાગવત મહાપુરાણ જેના સંપાદક છે હનુમાન પ્રસાદ પોદ્દાર ચીમનલાલ ગોસ્વામી. ત્રીજો સ્કંધ અધ્યાય-૫, પૃષ્ઠ-૧૨૩ : ભગવાન વિષ્ણુએ દુર્ગાની સ્તુતિ કરી કહ્યું કે : હું (વિષ્ણુ), બ્રહ્મા, તથા શંકર તમારી કૃપાથી વિદ્યમાન છીએ. અમારા તો આર્વિભાવ (જન્મ) તથા તિરોભાવ (મૃત્યુ) થાય છે. અમે નિત્ય (અવિનાશી) નથી તમે જ નિત્ય છો, જગત જનની છો, પ્રકૃતિ અને સનાતન દેવી છો. ભગવાન શંકરે કહ્યું : અગર ભગવાન બ્રહ્મા તથા ભગવાન વિષ્ણુ તમારાથી જ ઉત્પન્ન થયા છે તો તેમના પછી ઉત્પન્ન થવાવાળો હું તમોગુણી લીલા કરવાવાળો શંકર શું તમારો પુત્ર ના થયો ? એટલે કે મને પણ ઉત્પન્ન કરવાવાળાં તમે જ છો. આ સંસારની સૃષ્ટિ-સ્થિતિ-સંહારમાં તમારા ગુણ સદા સર્વદા છે. એજ ત્રણેય ગુણોથી ઉત્પન્ન અમે - બ્રહ્મા, વિષ્ણુ તથા શંકર નિયમ અનુસાર કાર્યમાં તત્પર રહીએ છીએ.

ઉપરનું આ વિવરણ માત્ર હિન્દીમાં અનુવાદિત શ્રી દેવી મહાપુરાણમાંથી છે. જેમાં કેટલાક તથ્યોને છુપાવી દીધાં છે. એટલા માટે આજ પ્રમાણ જુઓ — શ્રીમદ દેવી ભાગવત મહાપુરાણ સભાષટિકમ્ સમહાત્યમ્, ખેમરાજ શ્રી કૃષ્ણદાસ પ્રકાશન મુંબઈ, એમાં સંસ્કૃત સાથે હિન્દી અનુવાદ કરેલ છે. ત્રીજો સ્કંધ અધ્યાય-૪, પૃષ્ઠ-૧૦, શ્લોક-૪૨ :-

બ્રહ્મા-અહમ મહેશ્વરઃ ફિલ તે પ્રભાવાત્સર્વે વયં જનિ
યુતા ન યદા તૂ નિત્યાઃ કે અન્યે સુરાઃ શતમખ પ્રમુખાઃ
ચ નિત્યા નિત્યા ત્વમેવ જનની પ્રકૃતિ : પુરાણા (૪૨)

**અનુવાદ :** (વિષ્ણુજીએ કહ્યું) હે માતે ! બ્રહ્મા, હું તથા શિવ તમારા જ પ્રભાવથી જન્મવાન છીએ. નિત્ય નથી એટલે કે અમે અવિનાશી નથી, પછી અન્ય ઇન્દ્ર વગેરે બીજા દેવી-દેવતાઓ કેવી રીતે નિત્ય હોઈ શકે ? તમે જ અવિનાશી છો, અમારા બધાની જનની એટલે કે ઉત્પન્ન કરવાવાળી માતા છો, પ્રકૃતિ તથા સનાતની દેવી છો. (૪૨)

પૃષ્ઠ ૧૧-૧૨, અધ્યાય-૫, શ્લોક-૮ : યદિ દયાધર્મના ન સદાંબિકે કથમહં વિહિતઃ ચ તમોગુણઃ કમલજશ્ચ રજોગુણ સંભવઃ સુવિહિતઃ કિમુ સત્વગુણો હરિઃ ।(૮)

**અનુવાદ :** ભગવાન શંકર બોલ્યા : હે માતા ! અમારા ઉપર જો આપ દયાયુક્ત હોવ તો મને તમોગુણી કેમ બનાવ્યો, કમળથી ઉત્પન્ન બ્રહ્માને રજોગુણ શા માટે બનાવ્યો તથા વિષ્ણુને સતગુણ કેમ બનાવ્યો ? એટલે જીવોના જન્મ-મૃત્યુરૂપી દુષ્કર્મમાં કેમ લગાવ્યા ?

શ્લોક ૧૨ રમયસે સ્વપતિં પુરુષં સદા તવ ગતિં ન હિ વિહ વિદમ શિવે (૧૨)

**અનુવાદ :** તમે પોતાના પતિ પુરુષ એટલે કાળ ભગવાનની સાથે સદા (હંમેશા) ભોગ-વિલાસ કરતાં રહો છો. તમારી ગતિ કોઈ નથી જાણતું.

ત્રીજો સ્કંદ, પૃષ્ઠ-૧૪, અધ્યાય-૫, શ્લોક-૪૩ : એક - મેવા દ્વિતીયં યત બ્રહ્મ વેદા વદંતિ વૈ । સા કિં ત્વમ્ વાડષ્યસૌ વા કિં સંદેહં વિનિવર્તય (૪૩)

**અનુવાદ :** (બ્રહ્માએ પૂછ્યું) જો કે વેદોમાં અદ્વિતીય માત્ર એક પૂર્ણબ્રહ્મ કહ્યા છે, શું તે તમે જ છો અથવા બીજું કોઈ છે ? મારી આ શંકાનું સમાધાન કરો. બ્રહ્માજીની આ પ્રાર્થના ઉપર દેવીએ કહ્યું :

*દેવ્યુવાચ સદૈકત્વં ન ભેદોડસ્તિ સર્વદૈવ મમાસ્ય ચ ।*
*યોડસૌ સાડહમહં યોડસૌ ભેદોડસ્તિ મતિવિભ્રમાત્ ॥ ૨ ॥*
*આવયોરંતરં સૂક્ષ્મં યો વેદ મતિમાન્હિ સઃ ।*
*વિમુક્તઃ સ તૂ સંસારાન્મુચ્યતે નાત્ર સંશયઃ ॥ ૩ ॥*

**અનુવાદ :** (દેવીએ કહ્યું કે) આ છે તે હું છું. જે હું છું તે આ છે. બુદ્ધિના વિભ્રમ થવાથી ભેદ દેખાય છે. ॥૨॥ અમારા બન્નેનું જે સૂક્ષ્મ અંતર છે એને જે કોઈ જાણે છે તેજ બુદ્ધિમાન એટલે કે તત્ત્વદર્શી છે, તે સંસારથી અલગ થઈને મુક્ત થાય છે, એમાં શંકા નથી ॥ ૩ ॥

*સુમરણાદર્શનં તુભ્યં દાસ્યેડહં વિષમે સ્થિતિ ॥*
*સ્વર્તવ્યાડહં સદા દેવાઃ પરમાત્મા સનાતનઃ ॥ ૮૦ ॥*
*ઊભયોઃ સુમરણાદેવ કાર્યસિદ્ધિર સંશયમ્ ॥ બ્રહ્મોવાચ ॥*
*ઇત્યુક્ત્વા વિસસર્જાસ્માન્દ ત્વા શક્તિઃ સુસંસ્કૃતાન્ ॥ ૮૧ ॥*
*વિષ્ણવેડથ મહાલક્ષ્મી મહાકાલીં શિવાય ચ ॥*
*મહાસરસ્વતીં મહ્યં સ્થાનાતસ્માદ્વિસર્જિતાઃ ॥ ૮૨ ॥*

**અનુવાદ :** સંકટ ઉપસ્થિત થાય ત્યારે સુમરણથી જ હું તમને દર્શન આપીશ, દેવતાઓ ! પરમાત્મા સનાતન દેવની શક્તિરૂપથી મારું હંમેશા

સુમરણ કરજો. ॥ ૮૦ ॥ બન્નેના સુમરણથી અવશ્ય કાર્ય સિદ્ધ થશે, બ્રહ્માજી બોલ્યા : આ પ્રમાણે અમારા સંસ્કાર કરી શક્તિ આપીને અમને વિદાય કર્યા. ॥ ૮૧ ॥ વિષ્ણુના માટે મહાલક્ષ્મી, શિવના માટે મહાકાળી, અને મને મહાસરસ્વતી આપીને વિદાય કર્યા. ॥ ૮૨ ॥

*મમ ચૈવ શરીરં વૈ સૂત્રમિત્યાભિધીયતે ॥*

*સ્થૂલં શરીરં વક્ષ્યામિ બ્રહ્મણઃ પરમાત્મનઃ ॥ ૮૩ ॥*

**અનુવાદ** : (દુર્ગાએ કહ્યું) મારું શરીર સૂત્રરૂપ કહેવામાં આવે છે. પરમાત્મા બ્રહ્મનું સ્થૂળ શરીર કહેવાય છે. ॥ ૮૩ ॥

**''ઉપરનાં પુરાણ વાક્યોનો સાર''**

આથી સ્પષ્ટ થયું કે શ્રી બ્રહ્માજી રજોગુણ છે. શ્રી વિષ્ણુજી સતોગુણ છે તથા શ્રી શિવજી તમોગુણ છે. ત્રણે પ્રભુ નાશવંત છે તથા એમના જન્મ-મૃત્યુ થાય છે. દુર્ગાને પ્રકૃતિ પણ કહેવામાં આવે છે. દુર્ગાનો પતિ બ્રહ્મ (ક્ષર પુરુષ/કાળ) છે. આ તેની સાથે પતિ-પત્નીનો વ્યવહાર (રમણ/વિલાસ) કરતી રહે છે. દુર્ગા તથા બ્રહ્મ બંને સ્થૂળ શરીરમાં આકારમાં છે.

આજ પ્રમાણ ગીતા અધ્યાય-૧૪, શ્લોક-૩ થી ૫ માં છે. ગીતાના જ્ઞાન દાતા બ્રહ્મ (કાળ-ક્ષરપુરુષ) કહી રહ્યા છે કે પ્રકૃતિ (દુર્ગા) તો મારી પત્ની છે. હું એની યોનિમાં (ગર્ભસ્થાનમાં) બીજસ્થાપના કરું છું, જેનાથી બધાં પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે. હું બધા (એકવીસ બ્રહ્માંડના પ્રાણીઓ)નો પિતા છું તથા પ્રકૃતિ (દુર્ગા-અષ્ટાંગી) બધાની માતા છે. આજ દુર્ગા (અષ્ટાંગી-પ્રકૃતિ) થી ઉત્પન્ન ત્રણે ગુણ (રજોગુણ બ્રહ્માજી, સતોગુણ વિષ્ણુજી, તમોગુણ શિવજી) બીજા પ્રાણીઓને કર્મોના બંધનમાં બાંધે છે.

**॥ ત્રિગુણ માયા (રજોગુણ બ્રહ્માજી, સતોગુણ વિષ્ણુજી તથા તમોગુણ શિવજી) જીવને મુક્ત નથી થવા દેતા ॥**

પવિત્ર ગીતાજીના અધ્યાય-૭, શ્લોક-૧ અને ૨ માં બ્રહ્મ કહી રહ્યા છે કે અર્જુન ! હવે તને તે જ્ઞાન સંભળાવીશ જેને જાણ્યા પછી બીજું કંઈ પણ જાણવાનું બાકી નથી રહી જતું.

ગીતા અધ્યાય-૭, શ્લોક-૧૨ : ગીતા જ્ઞાનદાતા બ્રહ્મ (કાળ-ક્ષર પુરુષ) કહી રહ્યા છે કે ત્રણે ગુણોથી જે કંઈપણ થઈ રહ્યું છે તે મારાથી જ થયેલું જાણ. જેમ રજોગુણ (બ્રહ્મા) થી ઉત્પત્તિ, સતગુણ (વિષ્ણુ) થી પાલન-પોષણની સ્થિતિ તથા તમોગુણ (શિવ)થી પ્રલય (સંહાર)નું કારણ કાળ ભગવાન જ છે. પછી કહ્યું છે કે હું એમનામાં નથી. કારણ કે કાળ બહુ દૂર (એકવીસમા બ્રહ્માંડમાં નિજલોકમાં રહે છે) છે. પરંતુ મનરૂપમાં મોજ-મસ્તી કાળ જ મનાવે છે. તથા રિમોટથી બધાં પ્રાણીઓ તથા બ્રહ્માજી, વિષ્ણુજી અને શિવજીને યંત્રની જેમ ચલાવે છે. ગીતા બોલવાવાળા બ્રહ્મ કહી રહ્યા છે કે મારા એકવીસ બ્રહ્માંડોના પ્રાણીઓના માટે મારી પૂજાથી જ શાસ્ત્ર અનુકૂળ સાધના પ્રારંભ થાય છે, જે વેદોમાં વર્ણિત છે. મારા

હસ્તક (અંતર્ગત)માં જેટલાં પ્રાણી છે તેમની બુદ્ધિ મારા હાથમાં છે. હું માત્ર એકવીસ બ્રહ્માંડોનો જ માલિક છું. એટલા માટે (ગીતા અધ્યાય-૭, શ્લોક-૧૨ થી ૧૫ સુધી) જે પણ ત્રણે ગુણોથી (રજોગુણ બ્રહ્માજીથી જીવોની ઉત્પત્તિ, સતોગુણ વિષ્ણુજીથી સ્થિતિ, તમોગુણ શિવજીથી સંહાર) જે કંઈ પણ થઈ રહ્યું છે તેનું મુખ્ય કારણ હું (કાળ-બ્રહ્મ) છું. (કારણ કે કાળને એક લાખ માનવશરીર ધારી પ્રાણીઓના શરીરને મારીને મેલને ખાવાનો શ્રાપ લાગેલો છે) જે સાધક મારી (બ્રહ્મની) સાધના ન કરીને ત્રિગુણવાળી માયા (રજોગુણ બ્રહ્માજી, સતોગુણ વિષ્ણુજી, તમોગુણ શિવજી)ની સાધના કરીને ક્ષણિક લાભ પ્રાપ્ત કરે છે, જેથી વધારે કષ્ટ ઉઠાવતા રહે છે, સાથે સંકેત કરેલો છે કે એનાથી વધારે લાભ હું (કાળ-બ્રહ્મ) આપી શકું છું, પરંતુ આ મૂર્ખ સાધક તત્ત્વ જ્ઞાનના અભાવથી આ ત્રણે ગુણો (રજોગુણ-બ્રહ્માજી, સતોગુણ-વિષ્ણુજી, તમોગુણ-શિવજી) સુધીની સાધના કરતા રહે છે. એમની બુદ્ધિ આ ત્રણે પ્રભુઓ સુધી જ સિમિત છે. એટલા માટે આ રાક્ષસ સ્વભાવને ધારણ કરેલા મનુષ્યોમાં નીચ, શાસ્ત્રવિરુદ્ધ સાધનારૂપી દુષ્કર્મ કરવાવાળા મૂર્ખ મને (બ્રહ્મને) નથી ભજતા. આજ પ્રમાણ ગીતા અધ્યાય-૧૬, શ્લોક-૪ થી ૨૦ અને ૨૩ થી ૨૪ સુધી અધ્યાય-૧૭, શ્લોક-૨ થી ૧૪ તથા ૧૯ અને ૨૦ માં પણ છે.

**વિચાર કરીએ** : રાવણ એ ભગવાન શિવજીને મૃત્યુંજય અજર-અમર, સર્વેશ્વર માનીને ભક્તિ કરી, દસ વખત માથાં કાપીને સમર્પિત કર્યાં, જેના બદલામાં યુદ્ધના સમયે દસ માથાં રાવણને પ્રાપ્ત થયાં, પરંતુ મુક્તિ ના થઈ, રાક્ષસ કહેવાયો. આ દોષ-રાવણના ગુરુનો છે જે નાદાને (નીમ-હકીમે) વેદોને બરાબર ના સમજીને પોતાના વિચારથી તમોગુણ યુક્ત ભગવાન શિવને જ પૂર્ણપરમાત્મા બતાવ્યા તથા ભોળી આત્મા રાવણે જૂઠા ગુરુદેવ પર વિશ્વાસ કરીને જીવન અને પોતાના કુળનો નાશ કર્યો.

(૧) એક ભસ્માગીરી નામનો સાધક હતો. જેણે શિવજી (તમોગુણ) ને જ ઇષ્ટદેવ માનીને શીર્ષાસન (ઉપર પગ નીચે માથું) કરીને બાર વર્ષ સુધી સાધના કરી, ભગવાન શિવને વચનબદ્ધ કરીને ભસ્મકંડા (કડું) લઈ લીધું અને ભગવાન શિવજીને જ મારવા લાગ્યો. ઉદ્દેશ એ હતો કે ભસ્મકંડા પ્રાપ્ત કરીને ભગવાન શિવજીને મારીને પાર્વતીજીને પત્ની બનાવીશ. ભગવાન શ્રી શિવજી ડરીને ભાગી ગયા, પછી શ્રી વિષ્ણુજીએ તે ભસ્માસુરને ગંડસ્થ નાચ નચાવીને તે જ ભસ્મકન્ડાથી જ ભસ્મ કર્યો. તે શિવજી (તમોગુણ)નો સાધક રાક્ષસ કહેવાયો. હરિણ્યકશ્યપુ એ ભગવાન બ્રહ્માજી (રજોગુણ)ની સાધના કરી અને રાક્ષસ કહેવાયો.

(૨) એક સમયે આજ (સન ૨૦૦૬)થી લગભગ ૩૩૬ વર્ષ પહેલા હરિદ્વારમાં (શાસ્ત્ર વિધિ રહિત સાધના કરવાવાળાઓનો) કુંભમેળો હતો ત્યાં બધા (ત્રિગુણ ઉપાસક) મહાત્મા લોકો સ્નાન માટે પહોંચ્યા. ગિરી, પુરી, નાથ, નાગા વગેરે ભગવાન શ્રી શિવજી (તમોગુણ)ના ઉપાસક સાધુઓ

તથા વૈષ્ણો ભગવાન શ્રી વિષ્ણુજી (સતોગુણ) ના ઉપાસક સાધુઓ વચ્ચે પહેલા સ્નાન કરવાના કારણે ભયંકર યુદ્ધ થયું. લગભગ ૨૫૦૦૦ (પચ્ચીસ હજાર) ત્રિગુણ ઉપાસક મૃત્યુને પ્રાપ્ત થયા. જે વ્યક્તિ નાની વાત પર નરસંહાર (કત્લેઆમ) કરી દે છે તે સાધુ છે કે રાક્ષસ ? સ્વયં વિચાર કરો. સામાન્ય વ્યક્તિ પણ ક્યાંક સ્નાન કરી રહ્યા હોય અને કોઈ વ્યક્તિ આવીને કહે કે મને પણ થોડીક જગ્યા સ્નાન કરવા માટે આપો. શિષ્ટાચારરૂપે કહે છે કે આવો તમે પણ સ્નાન કરી લો, થોડી-થોડી જગ્યા આવવાવાળાને આપી દે છે. એટલા માટે પવિત્ર ગીતાજી અધ્યાય-૭ શ્લોક-૧૨ થી ૧૫ માં કહ્યું છે કે જેનું મારી ત્રિગુણવાળી માયા (રજોગુણ બ્રહ્માજી, સતોગુણ વિષ્ણુજી, તમોગુણ શિવજી)ની પૂજાથી જ્ઞાન નષ્ટ થઈ ગયું છે, તે માત્ર માન વધારાના ભૂખ્યા રાક્ષસ સ્વભાવને ધારણ કરેલા, મનુષ્યોમાં નીચ એટલે કે સામાન્ય વ્યક્તિથી પણ ખરાબ (નીચ) સ્વભાવવાળા, દુષ્કર્મ કરવાવાળા, મૂર્ખ મારી ભક્તિ પણ નથી કરતા. ગીતા અધ્યાય-૭, શ્લોક-૧૬ થી ૧૮ સુધી પવિત્ર ગીતાજીને બોલવાવાળા (બ્રહ્મ) પ્રભુ કહી રહ્યા છે કે મારી ભક્તિ પણ ચાર પ્રકારના સાધક કરે છે. એક તો અર્થાર્થી (ધનલાભની ઇચ્છાવાળા) જે વેદમંત્રોથી જ જંત્ર-મંત્ર, હવન વગેરે કરતા રહે છે. બીજા આર્ત (સંકટ નિવારણ માટે વેદોના મંત્રોનું જંત્ર-મંત્ર હવન વગેરે કરતા રહે છે.) ત્રીજા જિજ્ઞાસુ જે પરમાત્માના જ્ઞાનને જાણવાની ઇચ્છા રાખવાવાળા માત્ર જ્ઞાનસંગ્રહ કરીને વક્તા બની જાય છે. તથા બીજા લોકોમાં જ્ઞાન શ્રેષ્ઠતાના આધાર પર ઉત્તમ બનીને જ્ઞાનવાન બનીને અભિમાનવશ ભક્તિહીન થઈ જાય છે, ચોથા - જ્ઞાની. જ્ઞાની સાધક જેમને આવું જ્ઞાન થઈ ગયું હોય કે માનવશરીર વારંવાર નથી મળતું, આ જન્મમાં પ્રભુની સાધના નહિ થાય તો જીવન વ્યર્થ જશે. પછી વેદોને વાંચ્યા, જેનાથી જ્ઞાન થયું કે ત્રણેય ગુણો (બ્રહ્મા, વિષ્ણુ, શિવજી) અને બ્રહ્મ (ક્ષર પુરુષ) તથા પરબ્રહ્મ (અક્ષરપુરુષ) થી ઉપર પૂર્ણબ્રહ્મની જ ભક્તિ કરવી જોઈએ, બીજા દેવી-દેવતાઓની નહિ. તે જ્ઞાની ઉદાર આત્માઓને હું સારો લાગું છું તથા મને તેઓ એટલા માટે સારા લાગે છે કે તેઓ ત્રણેય ગુણો (રજોગુણ બ્રહ્માજી, સતોગુણ વિષ્ણુજી, તમોગુણ શિવજી)થી ઉપર ઉઠીને મારી (બ્રહ્મની) સાધના તો કરવા લાગ્યા જે બીજા દેવતાઓથી સારી છે, પરંતુ વેદોમાં (ॐ) 'ઓમ' નામ તો માત્ર બ્રહ્મની સાધનાનો મંત્ર છે તેને જ વેદ વાંચવાવાળા વિદ્વાનોએ પોતાના જ મનથી વિચાર-વિમર્શ કરીને પૂર્ણબ્રહ્મનો મંત્ર છે એમ જાણીને વર્ષો સુધી સાધના કરતા રહ્યા છતાં પણ પ્રભુપ્રાપ્તિ ન થઈ. બીજી સિદ્ધિઓ પ્રાપ્ત થઈ ગઈ. કારણ કે પવિત્ર ગીતા અધ્યાય-૪, શ્લોક-૩૪ તથા પવિત્ર યજુર્વેદ અધ્યાય-૪૦, મંત્ર-૧૦ માં વર્ણિત છે કે જેમને તત્ત્વદર્શી સંત નથી મળ્યા, જે પૂર્ણબ્રહ્મની સાધના ત્રણ મંત્રથી બતાવે છે, એટલા માટે જ્ઞાની પણ બ્રહ્મ (કાળ) સાધના કરીને જન્મ-મૃત્યુના ચક્રમાં જ રહી ગયા.

એક જ્ઞાની ઉદાર આત્મા મહર્ષિ ચુણકજીએ વેદોને વાંચ્યા તથા એક પૂર્ણપ્રભુની ભક્તિનો મંત્ર (ૐ) 'ઓમ' સમજીને આ જ નામના જાપથી વર્ષો સુધી સાધના કરી. એક માનધાતા ચક્રવર્તી રાજા (ચક્રવર્તી રાજા તેને કહે છે જેનું પૃથ્વી પર રાજ્ય હોય) હતો. તેણે પોતાના અંતર્ગત રાજાઓને યુદ્ધ માટે લલકાર્યા. એક ઘોડાના ગળામાં પત્ર બાંધીને પૂરા રાજ્યમાં ફેરવ્યો. શરત હતી કે જેણે રાજા માનધાતાની ગુલામી (આધીનતા) સ્વીકાર ન હોય તેણે યુદ્ધ કરવું પડશે. તે આ ઘોડાને પકડીને બાંધી લે. કોઈએ પણ ઘોડાને પકડયો નહિ. મહર્ષિ ચુણકજીને આ વાતની ખબર પડી કે રાજા બહુ અભિમાની થઈ ગયો છે. મહર્ષિએ કહ્યું કે – હું આ રાજાના યુદ્ધને સ્વીકાર કરું છું. યુદ્ધ શરૂ થયું. માનધાતા રાજા પાસે ૭૨ કરોડ સેના હતી. તેના ચાર ભાગ કરીને એક ભાગ (૧૮ કરોડ) સેનાથી મહર્ષિ ચુણક પર આક્રમણ કર્યું. બીજી તરફ મહર્ષિ ચુણકજીએ પોતાની સાધનાના ફળસ્વરૂપ ચાર પૂતળીઓ (બોમ્બ) બનાવી અને રાજાની ચાર ભાગની સેનાનો વિનાશ કરી નાંખ્યો.

**વિશેષઃ** શ્રી બ્રહ્માજી, શ્રી વિષ્ણુજી, શ્રી શિવજી તથા બ્રહ્મ અને પરબ્રહ્મની ભક્તિથી પાપ તથા પુણ્ય બંનેના ફળ ભોગવવા પડે છે, પુણ્ય સ્વર્ગમાં તથા પાપ નરકમાં અને ચોર્યાસી લાખ પ્રાણીઓના શરીરમાં યાતનાઓથી ભોગવવું પડે છે. જેમકે જ્ઞાની આત્મા શ્રી ચુણકજીએ જે 'ઓમ' નામના જાપથી કમાઈ કરી તેમાંથી થોડીક ઘણી તો સિદ્ધિ શક્તિ (ચાર પૂતળીઓ બનાવી) તેમાં સમાપ્ત કરી દીધી જેનાથી મહર્ષિ કહેવાયા. થોડુંક સાધનાનું ફળ મહાસ્વર્ગમાં ભોગવીને પછી નરકમાં જશે તથા પછી ચોર્યાસી લાખ પ્રાણીઓના શરીર ધારણ કરીને કષ્ટ ઉપર કષ્ટ સહન કરશે. જે ૭૨ કરોડ પ્રાણીઓ (સૈનિકો)નો સંહાર વચનથી કર્યો હતો, તેનું પાપ પણ ભોગવવું પડશે. ચાહે કોઈ તલવારથી હત્યા કરે, ચાહે વચનરૂપી તલવારથી હત્યા કરે તો પણ પ્રભુ દંડ બંનેને સમાન આપે છે. જ્યારે તે મહર્ષિ ચુણકજીનો જીવ કૂતરાના શરીરમાં હશે ત્યારે તેના માથામાં જખ્મ થશે, તે જખમમાં કીડા બનીને તે સૈનિકોના જીવ પોતાનો પ્રતિશોધ લેશે. ક્યારેક પગ તૂટશે, ક્યારેક પાછલા પગેથી લંગડો થઈ માત્ર આગળના પગથી ઘસડાઈને ચાલશે. તથા ગરમી શરદીનું કષ્ટ અસહનીય પીડા અને બીજા પ્રકારની પીડા ભોગવવી પડશે.

એટલા માટે પવિત્ર ગીતાજી બોલવાવાળા બ્રહ્મ (કાળ) ગીતા અધ્યાય-૭, શ્લોક-૧૮ માં સ્વયં કહી રહ્યો છે કે આ બધા જ્ઞાની આત્માઓ છે તો ઉદાર, પરંતુ પૂર્ણ પરમાત્માના ત્રણ મંત્રોની વાસ્તવિક સાધના બતાવવાવાળા તત્ત્વદર્શી સંત ના મળવાના કારણે આ બધા મારી જ (અનુતમામ) અતિ અશ્રેષ્ઠ મુક્તિ (ગતિ)ની આશામાં જ આશ્રિત રહ્યા એટલે કે મારી સાધના પણ અશ્રેષ્ઠ છે. એટલા માટે પવિત્ર ગીતાજી અધ્યાય-૧૮, શ્લોક-૬૨ માં કહ્યું છે કે હે અર્જુન ! તું બધા ભાવથી તે પૂર્ણ

પરમાત્માની શરણમાં ચાલ્યો જા. જેની કૃપાથી જ તું પરમ શાંતિ તથા સનાતન પરમધામ (સતલોક) ને પ્રાપ્ત થઈશ. પવિત્ર ગીતાજીને શ્રીકૃષ્ણજીના શરીરમાં પ્રેતરૂપે પ્રવેશ કરીને બ્રહ્મ (કાળ) બોલ્યા, પછી ઘણાં વર્ષો ઉપરાંત પવિત્ર ગીતાજી તથા પવિત્ર ચારે વેદને મહર્ષિ વ્યાસજીના શરીરમાં પ્રેતવશ પ્રવેશ કરીને સ્વયં બ્રહ્મ (ક્ષર પુરુષ) દ્વારા લિપિબદ્ધ પણ સ્વયં જ કર્યાં છે. એમાં પરમાત્મા કેવા છે, કેવી રીતે તેમની ભક્તિ કરવાની છે તથા શું ઉપલબ્ધિ થશે, જ્ઞાનનું તો પૂર્ણ વર્ણન છે પરંતુ પૂજાની વિધિ માત્ર બ્રહ્મ (ક્ષર પુરુષ) એટલે કે જ્યોતિ નિરંજન કાળ સુધીની જ છે.

પૂર્ણબ્રહ્મની ભક્તિના માટે પવિત્ર ગીતા અધ્યાય-૪, શ્લોક-૩૪ માં પવિત્ર ગીતા બોલવાવાળા પ્રભુ સ્વયં કહી રહ્યા છે કે પૂર્ણપરમાત્માની ભક્તિ અને પ્રાપ્તિના માટે કોઈ તત્ત્વજ્ઞાની સંતને શોધી લો પછી જેવી રીતે તે વિધિ બતાવે તેમ કરો. પવિત્ર ગીતાજીને બોલવાવાળા પ્રભુ કહી રહ્યા છે કે પૂર્ણ પરમાત્માનું પૂર્ણજ્ઞાન અને ભક્તિવિધિ હું નથી જાણતો. પોતાની સાધનાના વિષયમાં ગીતા અધ્યાય-૮, શ્લોક-૧૩ માં કહ્યું છે કે મારી ભક્તિનો તો માત્ર એક (ॐ) 'ઓમ' અક્ષર છે, જેનું ઉચ્ચારણ કરીને છેલ્લા શ્વાસ (ત્યજન્ દેહમ્) સુધી જાપ કરવાથી મારાવાળી પરમ ગતિને પ્રાપ્ત થઇશ. પછી ગીતા અધ્યાય-૭, શ્લોક-૧૮ માં કહ્યું છે કે જે પ્રભુ ચાહવાવાળી આત્માઓને તત્ત્વદર્શી સંત નથી મળ્યા કે જે પૂર્ણબ્રહ્મની સાધના જાણતા હોય, એટલા માટે તે ઉદાર આત્માઓ મારી (અનુત્તમામ) અતિ અનુત્તમ પરમગતિમાં જ આશ્રિત છે. (પવિત્ર ગીતાજી બોલવાવાળા પ્રભુ સ્વયં કહી રહ્યા છે કે મારી સાધનાથી થવાવાળી ગતિ એટલે કે મુક્તિ પણ અતિ અશ્રેષ્ઠ છે)

**''અન્ય દેવતાઓ (રજોગુણ બ્રહ્માજી, સતોગુણ વિષ્ણુજી, તમોગુણ શિવજી)ની પૂજા બુદ્ધિહીન જ કરે છે.''**

અધ્યાય-૭ ના શ્લોક-૨૦ માં કહ્યું છે કે જેનો સંબંધ અધ્યાય-૭ના શ્લોક ૧૫ થી લગાતાર છે. શ્લોક-૧૫ માં કહ્યું છે કે ત્રિગુણ માયા (જે રજોગુણ બ્રહ્માજી, સતોગુણ વિષ્ણુજી, તમોગુણ શિવજીની પૂજા સુધી સીમિત છે તથા એમનાથી પ્રાપ્ત ક્ષણિક સુખ)ના દ્વારા જેમનું જ્ઞાન નષ્ટ થઈ ચૂક્યું છે એવા અસુર સ્વભાવને ધારણ કરેલા નીચ વ્યક્તિ, દુષ્કર્મ કરવાવાળા મૂર્ખ મને પણ નથી ભજતા. અધ્યાય-૭નો શ્લોક-૨૦ માં તે-તે ભોગોની કામનાને કારણે જેમનું જ્ઞાન નષ્ટ થઈ ચૂક્યું છે તે પોતાના સ્વભાવવશ પ્રેરિત થઈને અજ્ઞાન અંધકારવાળા નિયમના આશ્રિત અન્ય દેવી-દેવતાઓને પૂજે છે. અધ્યાય-૭ નો શ્લોક-૨૧ માં કહ્યું છે કે જે-જે ભક્ત જે-જે દેવતાના સ્વરૂપને શ્રદ્ધાથી પૂજવા ઇચ્છે છે તે-તે ભક્તની શ્રદ્ધાને હું તેજ દેવતાના પ્રત્યે સ્થિર કરું છું.

અધ્યાય-૭ નો શ્લોક-૨૨ માં કહ્યું છે કે તે જેવી શ્રદ્ધાથી યુક્ત થઈને જે દેવતાનું પૂજન કરે છે તે દેવતાથી મારા દ્વારા વિધાન કરેલા થોડાક ઇચ્છિત ભોગોને પ્રાપ્ત કરે છે. જેમકે મુખ્યમંત્રી કહે કે નીચેના અધિકારી મારા જ નોકર છે. મેં જ તેમને થોડાક અધિકાર આપી રાખ્યા છે જે તેમના (અધિકારીઓના) જ આશ્રિત છે, તેજ લાભ પણ મારા દ્વારા જ આપવામાં આવે છે, પરંતુ પૂર્ણ લાભ નથી. અધ્યાય-૭ માં શ્લોક-૨૩ માં વર્ણન છે કે પરંતુ તે મંદબુદ્ધિવાળાઓનાં તે ફળ નાશવાન હોય છે. દેવતાઓને પૂજવાવાળા દેવતાઓને પ્રાપ્ત થાય છે. જે (મદભક્ત) મતાવલંબી જે વેદોમાં વર્ણિત ભક્તિ વિધિ અનુસાર ભક્તિ કરવાવાળા ભક્ત પણ મને જ પ્રાપ્ત થાય છે. એટલે કે કાળની જાળમાંથી કોઈ બહાર નથી.

વિશેષ અધ્યાય-૭ ના શ્લોક-૨૦ થી ૨૩ માં કહ્યું છે કે તેઓ જે પણ સાધના કોઈપણ પિતૃ, ભૂત, દેવી-દેવતા આદિની પૂજા સ્વભાવ વશ કરે છે. હું (બ્રહ્મ-કાળ) જ તે મંદબુદ્ધિ લોકો (ભક્તો)ને તેજ દેવતાના પ્રતિ આસક્ત કરું છું. તેઓ નાદાન સાધક દેવતાઓથી જે લાભ પ્રાપ્ત કરે છે તે મેં (કાળે) જ દેવતાઓને થોડીક શક્તિ આપી રાખી છે. તેના જ આધાર પર તેમના (દેવતાઓના) પૂજારી દેવતાઓને પ્રાપ્ત થઈ જ છે. પરંતુ તે બુદ્ધિહીન સાધકોની તે પૂજા ચોર્યાસી લાખ યોનિમાં જલદીથી લઈ જવાવાળી છે તથા જે મને (કાળને) ભજે છે તેઓ તપ્ત શિલા પર, પછી મારા મહાસ્વર્ગ (બ્રહ્મલોક)માં ચાલ્યા જાય છે અને ત્યાર પછી જન્મ-મરણમાં જ રહે છે, મોક્ષ પ્રાપ્ત નહીં થાય. ભાવાર્થ છે કે દેવી-દેવતાઓ અને બ્રહ્મા, વિષ્ણુ, શિવ તથા માતાથી વધારે ભગવાન બ્રહ્મની સાધના અધિક લાભદાયક છે. ભલે મહાસ્વર્ગમાં ગયેલ સાધકનો સ્વર્ગ સમય એક મહાકલ્પ સુધી પણ હોઈ શકે છે, પરંતુ મહાસ્વર્ગમાં શુભ કર્મોના સુખ ભોગવીને ફરી નરક તથા અન્ય પ્રાણીઓના શરીરમાં પણ કષ્ટ બની રહેશે, પૂર્ણમોક્ષ નહીં એટલે કે કાળની જાળથી મુક્ત નહિ.

**''અન્ય પ્રમાણ''**

પવિત્ર ગીતા અને પવિત્ર વેદોમાં અન્ય દેવતાઓની પૂજા તથા પિતૃપૂજા (શ્રાદ્ધ) કરવું તથા ભૂતપૂજા (અસ્થિઓ ઉપાડવી એટલે કે ફૂલ ઉઠાવવા, પિંડ ભરવા, મઢીઓની પૂજા વગેરે) કરવાની મનાઈ કરી છે.

**"પવિત્ર વેદો અનુસાર સાધનાનું પરિણામ માત્ર સ્વર્ગ-મહાસ્વર્ગની પ્રાપ્તિ – મુક્તિ નથી"**

પવિત્ર ગીતા અધ્યાય-૯ના શ્લોક-૨૦ અને ૨૧માં કહ્યું છે કે જે મનોકામના (સકામ) સિધ્ધિના માટે મારી પૂજા ત્રણ વેદોમાં વર્ણિત સાધનાશાસ્ત્ર અનુકૂળ કરે છે તેઓ પોતાના કર્મોના આધાર પર મહાસ્વર્ગમાં આનંદ મનાવીને પછી જન્મ-મરણમાં આવી જાય છે. એટલે કે યજ્ઞ ચાહે શાસ્ત્ર અનુસાર પણ હોય તો તેનો એકમાત્ર લાભ સાંસારિક ભોગ, સ્વર્ગ અને પછી નરક અને ચોર્યાસી લાખ યોનીઓ જ છે. જ્યાં સુધી ત્રણે મંત્રો


गीता अध्याय नं. 15
श्लोक नं. 1 से 4 तथा
श्लोक नं. 16 व 17
का आशय
पूर्ण ब्रह्म कबीर साहेब
मूल जड़
कबीर - अक्षर पुरुष एक पेड़ है,
निरंजन वाकी डार।
तीनों देवा शाखा हैं,
पात रूप संसार।।
तना
(अक्षर पुरुष परब्रह्म)
डार ब्रह्म
(क्षर पुरुष)
विष्णु (शाखा)
ब्रह्मा
शिव
शास्त्रविरुद्ध साधना
अर्थात उल्टा बीजा हुआ भक्ति रूपी पौधा


ब्रह्मा
शिव
विष्णु
गीता अध्याय नं. 15
श्लोक नं. 1 से 4 तथा
श्लोक नं. 16 व 17
का आशय
डार ब्रह्म
(क्षर पुरुष)
कबीर-अक्षर पुरुष एक पेड़ है,
निरंजन वाकी डार।
तीनों देवा शाखा हैं,
पात रूप संसार।।
तना
(अक्षर पुरुष परब्रह्म)
कबीर साहेब
(मूल जड़)
शास्त्रानुकूल साधना
अर्थात सीधा बीजा हुआ भक्ति रूपी पौधा

(ઓમ તથા તત્ અને સત્ સાંકેતિક) પૂર્ણ સંતથી પ્રાપ્ત નથી થતા ત્યાં સુધી મુક્તિ સંભવ નથી. અધ્યાય-૯ના શ્લોક-૨૨માં કહ્યું છે કે જે નિષ્કામ ભાવથી મારી શાસ્ત્રાનુસાર પૂજા કરે છે, તેમની પૂજાની સાધનાની રક્ષા હું સ્વયં કરું છું, મુક્તિ નહિ.

**''શાસ્ત્રવિધિ વિરુદ્ધ સાધના (ખોટી મનમાની પૂજા) પતનનું કારણ''**

પવિત્ર ગીતાના અધ્યાય ૯ ના શ્લોક ૨૩, ૨૪ માં કહ્યું છે કે જે વ્યક્તિ અન્ય દેવતાઓને પૂજે છે તેઓ પણ મારી (કાળની જાળમાં રહેવાવાળી) પૂજા જ કરી રહ્યા છે. પરંતુ તેમની આ પૂજા અવિધિપૂર્વક છે (અર્થાત શાસ્ત્રવિરુદ્ધ છે ભાવાર્થ છે કે અન્ય દેવતાઓને નહિ પૂજવા જોઇએ) કારણકે સંપૂર્ણ યજ્ઞોનો ભોક્તા તથા સ્વામી હું જ છું. તેઓ ભક્ત મને સારી રીતે નથી જાણતા. એટલા માટે પતનને પ્રાપ્ત થાય છે. નરક તથા ચોર્યાસી લાખ યોનીઓના કષ્ટ. જેમ ગીતા અધ્યાય-૩ શ્લોક ૧૪-૧૫ માં કહ્યું છે કે સર્વ યજ્ઞોમાં પ્રતિષ્ઠિત એટલે કે સમ્માનિત, જેને યજ્ઞ સમર્પણ કરવામાં આવે છે તે પરમાત્મા (સર્વગતમ્ બ્રહ્મ) પૂર્ણબ્રહ્મ છે. તે જ કર્માધાર બનાવીને સર્વ પ્રાણીઓને પ્રદાન કરે છે. પરંતુ પૂર્ણસંત ન મળે ત્યાં સુધી સર્વ યજ્ઞોનો ભોગ (આનંદ) કાળ (મનરૂપમાં) જ ભોગવે છે, એટલા માટે કહી રહ્યો છે કે હું સર્વ યજ્ઞોનો ભોક્તા તથા સ્વામી છું.

**"શ્રાદ્ધ કાઢવાવાળા (પિતર પૂજવાવાળા) પિતર બનશે – મુક્તિ નહીં."**

ગીતા અધ્યાય-૭ના શ્લોક-૨૫માં કહ્યું છે કે દેવતાઓને પૂજવાવાળા દેવતાઓને પ્રાપ્ત થાય છે, પિતરોને પૂજવાવાળા પિતરોને પ્રાપ્ત થાય છે, ભૂતોને પૂજવાવાળા (પિંડ દાન કરવાવાળા) ભૂતોને પ્રાપ્ત થાય છે એટલે કે ભૂત બની જાય છે, શાસ્ત્ર અનુસાર (પવિત્ર વેદો અને ગીતા અનુસાર) પૂજા કરવાવાળા મને જ પ્રાપ્ત થાય છે. એટલે કે કાળ દ્વારા નિર્મિત સ્વર્ગ અને મહાસ્વર્ગ વગેરેમાં થોડોક વધારે સમય મોજ-મસ્તી કરી લે છે.

**વિશેષ :-** જેવી રીતે કોઈ મામલતદારની નોકરી (સેવા-પૂજા) કરે છે તો તે મામલતદાર નથી બની શક્તો. પણ હા તેનાથી પ્રાપ્ત ધનથી રોજી-રોટી ચાલશે એટલે કે મામલતદારના આધીન જ રહેશે. ઠીક આજ પ્રમાણે જે-જે દેવ (શ્રી બ્રહ્મા દેવ, શ્રી વિષ્ણુ દેવ તથા શ્રી શિવદેવ એટલે કે ત્રિદેવ)ની પૂજા (નોકરી) કરે છે તો તેમનાથી મળવાવાળા લાભને જ પ્રાપ્ત કરે છે. ત્રિગુણમયી માયા એટલે કે ત્રણે ગુણ (રજગુણ બ્રહ્માજી, સતોગુણ વિષ્ણુજી, તમગુણ શિવજી)ની પૂજાનો નિષેધ પવિત્ર ગીતા અધ્યાય-૭ શ્લોક-૧૨થી ૧૫ તથા ૨૦થી ૨૩ સુધીમાં પણ છે. આ જ પ્રમાણે કોઈ પિતરોની પૂજા (નોકરી) કરે છે તો પિતરોની પાસે નાના પિત્તર બનીને તેમની પાસે કષ્ટ ઉઠાવશે. આજ પ્રમાણે કોઈ ભૂતો (પ્રેતો)ની પૂજા (સેવા) કરે છે તો ભૂત બનશે, કારણ કે પૂરા જીવનમાં જેની જેવી આશક્તિ બની છે, અંતમાં તેનામાં જ મન ફસાઈને રહે છે. જે કારણથી તે તેની પાસે ચાલ્યો જાય છે. કેટલાક લોકોનું કહેવું છે કે પિતર-ભૂત-દેવ પૂજાઓ પણ કરતા રહીશું, તમારાથી ઉપદેશ લઈને સાધના પણ કરતા

રહીશું. આવુ નહીં ચાલે. જે સાધના પવિત્ર ગીતાજીમાં અને પવિત્ર ચારે વેદમાં મનાઈ કરેલ છે તે કરવી શાસ્ત્રવિરુદ્ધ થઇ. જેને પવિત્ર ગીતા અધ્યાય-૧૬, શ્લોક-૨૩, ૨૪માં મનાઈ કરેલી છે કે જે શાસ્ત્ર વિધિ ત્યાગીને મનગમતું (મનમુખી પૂજા) આચરણ કરે છે તે ના તો સુખને પ્રાપ્ત કરે છે કે ના પરમગતિને તથા ન કોઈ કાર્ય સિદ્ધ કરવાવાળી સિદ્ધિને પ્રાપ્ત કરે છે એટલે કે જીવનને વ્યર્થ કરી નાખે છે. એટલા માટે અર્જુન, તારા માટે કર્તવ્ય (જે સાધનાના કર્મ કરવા યોગ્ય છે) તથા અકર્તવ્ય (જે સાધનાના કર્મ કરવા યોગ્ય નથી) ની વ્યવસ્થા (નિયમ)માં શાસ્ત્ર જ પ્રમાણ છે. અન્ય સાધના વર્જિત છે.

આનું જ પ્રમાણ માર્કન્ડે પુરાણ (ગીતા પ્રેસ, ગોરખપુરથી પ્રકાશિત પૃષ્ઠ-૨૩૭ પર છે, જેમાં માર્કન્ડે પુરાણ તથા બ્રહ્મ પુરાણાંક સાથે બાઇન્ડીંગ કરેલું છે) માં પણ છે કે એક રુચિ નામનો સાધક બ્રહ્મચારી રહીને વેદો અનુસાર સાધના કરી રહ્યો હતો. જયારે તે ૪૦ વર્ષનો થયો ત્યારે તેને પોતાના ચાર પૂર્વજો જે શાસ્ત્રવિરુદ્ધ સાધના કરીને પિતર બન્યા હતા તથા કષ્ટ ભોગવી રહ્યા હતા, તે દેખાયા. પિતરોએ કહ્યું કે બેટા રુચિ, લગ્ન કરી અમારું શ્રાધ્ધ કર, અમે તો દુ:ખી થઈ રહ્યા છીએ. રુચિ ઋષિએ કહ્યું-પિતૃમહો વેદમાં કર્મકાંડ માર્ગ (શ્રાદ્ધ-પિંડ ભરવા વગેરે)ને મૂર્ખોની સાધના કહી છે. પછી તમે મને કેમ શાસ્ત્રવિધિ રહિત સાધના પર લગાવો છો ! પિતૃ બોલ્યા-બેટા, આ વાત તો તારી સાચી છે. વેદમાં પિતૃપૂજા, ભૂતપૂજા, દેવી-દેવતાઓની પૂજા (કર્મકાંડ)ને અવિદ્યા જ કહી છે તેમાં કંઈપણ ખોટું નથી.'' આજ ઉપરોક્ત માર્કંડે પુરાણમાં આજ લેખમાં પિતૃઓએ કહ્યું કે છતાં પિતૃ થોડોક તો લાભ આપે છે.

**વિશેષ** : આ પોતાની અટકળો પિતૃઓએ લગાવી છે, તેનું આપણે પાલન નથી કરવાનું, કારણ કે પુરાણોમાં તો આદેશ કોઇ ઋષિ વિશેષનો છે જે પિતૃ પૂજવા, ભૂત તથા અન્ય દેવ પૂજવા કહ્યું છે. પરંતુ વેદોમાં પ્રમાણ ન હોવાને કારણે પ્રભુનો આદેશ નથી. એટલા માટે કોઈ સંત યા ઋષિના કહેવાથી પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી સજાના પાત્ર બનશો.

એક સમયે એક વ્યક્તિની દોસ્તી એક પોલીસ સાથે થઈ ગઈ. તે વ્યક્તિએ પોતાના દોસ્ત પોલીસ (પી.આઈ.)ને કહ્યું કે મારો પાડોશી મને બહુ જ પરેશાન કરે છે. પોલીસે કહ્યું કે બરોબર માર પછી હું એમને જોઈ લઈશ. પોતાના મિત્ર (પી.આઇ.)ની આજ્ઞાનું પાલન કરવા તે વ્યક્તિએ પોતાના પાડોશીને લાકડી મારી. માથામાં વાગવાને કારણે પાડોશીનું મૃત્યુ થઈ ગયું. તે ક્ષેત્રના અધિકારી હોવાના કારણે તે પોલીસે પોતાના દોસ્તને તેના પાડોશીનું મૃત્યુ નીપજાવવાના ગુનામાં પકડી લીધો અને તે ગુનામાં તેને જેલ થઈ. તે વ્યક્તિને મૃત્યુદંડ મળ્યો. તેનો મિત્ર (પી.આઇ.) કંઈ જ મદદ ન કરી શક્યો કારણ કે નિયમ છે કે જો કોઈ કોઈની હત્યા કરશે તો તેને મૃત્યુ દંડ પ્રાપ્ત થશે. તે નાદાન વ્યક્તિએ પોતાના દોસ્તની આજ્ઞા

માનીને નિયમ ભંગ કર્યો અને જીવનથી હાથ ધોવા પડ્યા. બરાબર આ જ પ્રમાણે પવિત્ર ગીતાજી અને પવિત્ર વેદ આ પ્રભુનું સંવિધાન (બંધારણ-નિયમ) છે. જેમાં માત્ર એક પૂર્ણપરમાત્માની પૂજાનું જ વિધાન છે, અન્ય દેવતાઓ, પિતૃઓ-ભૂતોની પૂજા કરવાની મનાઇ છે. પુરાણોમાં ઋષિઓ (પી.એસ.આઇ./હવાલદારો)નો આદેશ છે. જેમની આજ્ઞા પાલન કરવાથી પ્રભુના બંધારણનો ભંગ થવાના કારણે કષ્ટ અને દુઃખ ભોગવવા પડશે. એટલા માટે ખોટી ઉપાસના પૂર્ણમોક્ષમાં બાધક છે.

**'સત્યકથા'**

મારા પૂજ્ય ગુરુદેવ સ્વામી રામદેવાનંદજી લગભગ ૧૬ વર્ષની ઉંમરમાં પૂર્ણપરમાત્માની પ્રાપ્તિ માટે અચાનક ઘર ત્યાગીને ચાલ્યા ગયા. દરરોજ પહેરવાનાં કપડાંને પોતાના ખેતરની નજીક ગાઢ જંગલમાં કોઈ મૃત પશુના અસ્થિઓની પાસે નાખી દીધા. સાંજે ઘરે ન પહોંચવાના કારણે ઘરના લોકોએ જંગલમાં શોધખોળ કરી. રાત્રિનો સમય હતો. કપડાં ઓળખીને દુઃખી મનથી પશુની અસ્થિઓને બાળકની અસ્થિઓ સમજીને ઘરે ઉઠાવી લાવ્યા અને વિચાર્યું કે બાળક જંગલમાં ચાલ્યો ગયો અને કોઈ હિંસક જાનવર ખાઈ ગયું. અંતિમ સંસ્કાર કરી દીધા. બધી ક્રિયાઓ કરી તેરમી, બારમી વગેરે. શ્રાધ્ધ પણ કાઢતા રહ્યા. લગભગ ૧૦૪ વર્ષની આયુ પ્રાપ્ત થયા પછી સ્વામીજી અચાનક પોતાના ગામ બડા પૈતાવાસ, તા. ચરખીદાદરી, જિ. ભિવાની, હરિયાણામાં પહોંચી ગયા. સ્વામીજીનું નાનપણમાં નામ હરિદ્વારીજી હતું તથા પવિત્ર બ્રાહ્મણ કુળમાં જન્મ થયો હતો. મુજ દાસને સ્વામીજીના આગમનની ખબર પડી તો હું તેમના દર્શન માટે પહોંચી ગયો. સ્વામીજીના ભાભી જે લગભગ ૯૨ વર્ષની ઉંમરનાં હતાં. મેં તે વૃદ્ધાને પૂછ્યું કે અમારા ગુરુજી ઘર ત્યાગીને ગયા ત્યારે તે સમયે શું મહેસુસ કર્યું હતું ? તે વૃદ્ધાએ કહ્યું કે મારા વિવાહ થયા ત્યારે મને કહેવામાં આવ્યું હતું કે એમનો એક ભાઈ હરિદ્વારી હતો, જેને કોઈ હિંસક પ્રાણીએ જંગલમાં મારી નાખેલ. તેમનું શ્રાદ્ધ કાઢતા હતા. મને પણ તેમનું શ્રાદ્ધ કરવાનું કહેવામાં આવ્યું હતું. વૃદ્ધાએ કહ્યું કે ૭૦ શ્રાદ્ધ તો હું મારા હાથેથી કરી ચૂકી છું. જ્યારે ક્યારેક સારી ઉપજ ના થાય અને ઘરનું કોઈ સભ્ય બીમાર થઈ જાય તો અમારા પુરોહિતને કારણ પૂછીએ તો તે કહ્યા કરતા હતા કે હરિદ્વારી પિતૃ બન્યો છે. જે તમને દુઃખી કરી રહ્યો છે. શ્રાદ્ધ કરવામાં કોઈ અશુદ્ધિ રહી ગઈ છે. આ વખતે બધી ક્રિયા હું સ્વયં મારા હાથેથી કરાવીશ. પહેલા મને સમય નહોતો મળ્યો, કારણ કે એક જ દિવસમાં ઘણી જગ્યાએ શ્રાદ્ધ ક્રિયાઓ કરવા જવું પડ્યું. એટલા માટે મેં મારા દીકરાને મોકલ્યો હતો. ત્યાં સુધી થોડીક ભેટ ચઢાવો તેથી તેને શાંત કરી શકાય. ત્યારે તેને એકવીસ કે એકાવન જે પણ કહેતા તે ડરના માર્યા ભેટ ધરતા હતા. પછી શ્રાદ્ધના સમયે ગુરૂજી સ્વયં શ્રાદ્ધ કરતા હતા. ત્યારે મેં (સંત રામપાલદાસે) કહ્યું માતાજી તમે જેના નામનું શ્રાદ્ધ

કાઢતા હતા તે જીવિત છે. તો હવે તો શ્રાદ્ધ કાઢવાનું છોડી દો આ ગીતાજી વિરુદ્ધ સાધના છે, નહીં તો તમે પણ પ્રેત બનશો. ગીતા અધ્યાય-૯, શ્લોક-૨૫ સંભળાવ્યો ત્યારે તે વૃદ્ધા કહેવા લાગી કે ગીતા હું પણ વાંચુ છું. દાસે કહ્યું તમે વાંચી છે, સમજી નથી. હવે આગળ જતાં તો બંધ કરી દો આ નાદાન (જૂઠ્ઠી/ખોટી) સાધનાને. વૃદ્ધાએ જવાબ આપ્યો ના ભાઈ, કેવી રીતે છોડી શકું શ્રાદ્ધ કરવાનું, આ તો સદીઓ જૂની પરંપરા છે. આ દોષ ભોળી આત્માનો નથી. આ દોષ મુર્ખ ગુરુઓ (નીમ-હકીમ) નો છે, જેઓએ પોતાના પવિત્ર શાસ્ત્રોને સમજ્યા વગર મનમાન્યું આચરણ (પૂજાનો માર્ગ) બતાવી દીધું. જેના કારણે ના તો કોઈ કાર્ય સિદ્ધ થાય છે, ના પરમગતિ તથા ના કોઈ સુખની પ્રાપ્તિ થાય છે. પ્રમાણ પવિત્ર ગીતા અધ્યાય-૧૬, શ્લોક-૨૩, ૨૪.

હવે દાસની પ્રાર્થના છે કે શિક્ષિત વર્ગ અવશ્ય ધ્યાન આપે તથા શાસ્ત્રવિધિ અનુસાર સાધના કરીને પૂર્ણપરમાત્માના સનાતન પરમધામ (શાશ્વત સ્થાનમ્) એટલે કે સતલોકને પ્રાપ્ત કરે, જેનાથી પૂર્ણમોક્ષ અને પરમ શાંતિ પ્રાપ્ત થાય છે. (ગીતા અધ્યાય-૧૮, શ્લોક નં. ૬૨) તેના માટે તત્ત્વદર્શી સંતની શોધ કરો. ગીતા અધ્યાય-૪, શ્લોક-૩૪.

એક શ્રદ્ધાળુએ કહ્યું કે હું તમારાથી ઉપદેશ લઈને તમારા કહ્યા પ્રમાણે સાધના પણ કરતો રહીશ તથા શ્રાધ્ધ પણ કરતો રહીશ તથા અમારા ઘરેલું દેવી-દેવતાઓને પણ ઉપર ઉપરના મનથી પૂજતો રહીશ. આમાં શું ખોટું (દોષ) છે.

**મુજ દાસની પ્રાર્થના :-** બંધારણની કોઈપણ ધારા (કાયદાની જોગવાઈ) નું ઉલ્લંઘન (ભંગ) કરી દેવાથી સજા અવશ્ય મળશે. એટલા માટે પવિત્ર ગીતાજી અને પવિત્ર ચાર વેદમાં વર્ણિત તથા વર્જિત વિધિના વિપરીત સાધના કરવી વ્યર્થ છે. (પ્રમાણ પવિત્ર ગીતાજી અધ્યાય-૧૬, શ્લોક-૨૩, ૨૪.) અગર કોઈ કહે કે હું કારમાં પંચર ઉપરના મનથી કરી દઈશ. પરંતુ રામનામની ગાડીમાં પંચર કરવાની મનાઈ છે. બરાબર આ જ પ્રમાણે શાસ્ત્ર વિરુદ્ધ સાધના હાનિકારક જ છે. (ખોટી પૂજાભક્તિ જીવાત્મા માટે ખૂબ નુકસાનકારક નીવડે છે)

એક શ્રદ્ધાળુએ કહ્યું કે હું કોઈ વ્યસન (દારૂ-માંસ વગેરેનું સેવન) નથી કરતો. માત્ર તમાકુ (બીડી-હુક્કો-સિગારેટ)નું સેવન કરું છું. તમારા દ્વારા બતાવેલી પૂજા અને જ્ઞાન અતિ ઉત્તમ છે. મેં ગુરુ પણ બનાવ્યા છે, પરંતુ આ જ્ઞાન આજ સુધી કોઈ સંતની પાસે નથી, હું પચીસ (૨૫) વર્ષથી ફરી રહ્યો છું તથા ત્રણ ગુરુદેવ બદલી ચૂક્યો છું. કૃપયા મને તમાકુ સેવનની છૂટ આપી દો, બાકી બધી શરતો મંજૂર છે. તમાકુથી ભક્તિમાં શું બાધા આવે છે ?

**દાસની પ્રાર્થના :-** દાસે પ્રાર્થના કરી કે આપણા શરીરને ઓક્સિજનની આવશ્યકતા છે. તમાકુનો ધુમાડો કાર્બન ડાયોકસાઈડ છે જે ફેફસાને

કમજોર તથા લોહીને દૂષિત કરે છે. માનવશરીર પ્રભુપ્રાપ્તિ અને આત્મકલ્યાણ માટે જ પ્રાપ્ત થયું છે. એમાં પરમાત્માને પામવાનો રસ્તો સુષ્મણા નાડીથી પ્રારંભ થાય છે. જે નાકના બન્ને છિદ્રો છે, તેમાં ડાબી બાજુ ઇંગલા અને જમણી પિંગલા કહે છે. આ બન્નેની વચ્ચે સુષ્મણા નાડી છે. જેમાં એક નાની સોયમાં દોરો પરોવી શકાય તે સમાન નાનું છિદ્રદ્વાર હોય છે, જે તમાકુના ધુમાડાથી બંધ થઈ જાય છે. જેથી પ્રભુપ્રાપ્તિના માર્ગમાં અવરોધ થઈ જાય છે. અગર પ્રભુ પામવાનો રસ્તો જ બંધ થઈ ગયો તો માનવશરીર વ્યર્થ જશે. એટલા માટે પ્રભુભક્તિ કરવાવાળા સાધકે પ્રત્યેક નશીલા અને અખાદ્ય (માંસ વગેરે) પદાર્થોનો કાયમી નિષેધ છે.

એક શ્રધ્ધાળુએ કહ્યું કે હું તમાકુનો પ્રયોગ નથી કરતો માંસ અને મદીરાનું સેવન જરૂરથી કરું છું. આનાથી ભક્તિમાં શું બાધા આવે ? એ તો ખાવા-પીવા માટે જ બનાવ્યા છે તથા વૃક્ષામાં પણ જીવ છે, તે ખાવાથી પણ માંસભક્ષણ બરાબર જ છે. **દાસની પ્રાર્થનાઃ-** અગર કોઈ આપના માતા-પિતા, ભાઈ-બહેન અને બાળકો વગેરેને મારીને ખાય તો કેવું લાગે ?

*જૈસા દર્દ આપણે હોવૈ, વૈસા જાણ બિરાને ।*
*કહૈં કબીર વે જાયે નર્કમેં, જો કાટેં શીષ ખુરાંનેં ॥*

જે વ્યક્તિ મૂંગાં પશુઓને મારતી વખતે પગ તથા માથાને બેરહેમીથી કાપીને માંસ ખાય છે તે નરકના ભાગી થશે. જેવું દુઃખ પોતાના બાળકો અને સંબધીઓની હત્યાથી થાય છે એવું જ દુઃખ બીજાને થાય છે તેમ સમજવું જોઈએ. રહી વાત છોડવા-ઝાડને ખાવાની. એને તો ખાવાનો પ્રભુનો આદેશ છે તથા તે જડ યોનીના છે. અન્ય ચેતન પ્રાણીઓનો વધ કરવો એ તો પ્રભુના આદેશ વિરુદ્ધ છે, એટલા માટે એ અપરાધ (પાપ) સમાન છે.

મદિરાનું સેવન પણ પ્રભુઆદેશ નથી, પરંતુ સ્પષ્ટ મનાઈ છે તથા મદીરા માનવ જીવનને બરબાદ કરે છે. શરાબ પીધેલો વ્યક્તિ કોઈપણ ભૂલ કરી શકે છે. મદિરાનું સેવન ધન, તન અને પરિવારની શાંતિ તથા સમાજ સભ્યતાનો મહાશત્રુ છે. પ્યારા બાળકોના ભાવિ ચરિત્ર પર ખરાબ અસર પડે છે. મદિરાપાન કરવાવાળી વ્યક્તિ કેટલીય પણ સારી હોય પરંતુ ન તો તેની ઇજ્જત રહે છે અને ન તો તેનો વિશ્વાસ રહે છે.

એક સમયે આ દાસ એક ગામમાં સત્સંગ કરવા ગયા હતા. તે દિવસે નશા વિરોધી સત્સંગ કર્યો. સત્સંગ પછી એક અગિયાર વર્ષની કન્યા ખૂબ રડવા લાગી. તેનું કારણ પૂછવાથી બેટીએ કહ્યું મહારાજજી મારા પિતાજી પાલમ વિમાનમથક પર સારી નોકરી કરે છે. પરંતુ બધા પૈસાનો શરાબ પી જાય છે. મારી મમ્મી પીવાની મનાઈ કરે તો તેને ખૂબ મારે છે. એક દિવસ મારા પપ્પાજી મારી મમ્મીને મારવા લાગ્યા. હું મારી મમ્મીનો બચાવ કરવા લાગી ત્યારે મને પણ માર માર્યો. મારો હોઠ સૂઝી ગયો અને દસ દિવસમાં સારો થયો. મારી મમ્મી અમને બધાને છોડીને મામાના ઘરે ચાલ્યા ગયા. છ મહિના પછી મારી દાદીજી જઈને લઈ આવ્યા. ત્યાં સુધી અમે અમારી દાદાજીની સાથે રહ્યા. પપ્પા

દવા પણ અપાવતા ન હતા. તેઓ સવારે જલ્દીથી નોકરી ઉપર ચાલ્યા જતા હતા. સાંજે શરાબ પીધા પછી આવતા હતા. અમે ત્રણ બહેનો છીએ. બે બહેનો મારાથી નાની છે. હવે જયારે પપ્પા સાંજે આવશે ત્યારે અમે ત્રણે બહેનો પલંગ નીચે છુપાઈ જઇએ છીએ.

**વિચાર કરો** - પુણ્ય આત્માઓ, જે બાળકોને પિતાજીએ છાતીએ લગાડવા જોઈએ તથા બાળકો પિતાજીની ઘેર આવવાની રાહ જોતા હોય છે કે પપ્પા ક્યારે ઘરે આવશે, ફળ લાવશે. આજે આ માનવસમાજનો દુશ્મન શરાબ (દારૂ) ઘર કરી ગયો છે. શરાબી વ્યક્તિ પોતાની હાનિ તો કરે જ છે. સાથે સાથે બીજા ઘણા વ્યક્તિઓના આત્મા દુખાવવાનું પાપ પણ કરે છે. જેમ પત્નીના દુઃખમાં તેનાં માતા-પિતા, ભાઈ-બહેન દુઃખી, પછી સ્વયંના માતા-પિતા, ભાઈ-બહેન, દાદા-દાદી બધાજ પરેશાન. એક શરાબી વ્યક્તિ આજુબાજુના ભદ્ર વ્યક્તિઓની અશાંતિનું કારણ બને છે. કારણ કે શરાબી ઘરમાં ઝઘડો કરે છે ત્યારે પત્ની અને બાળકોનો અવાજ સાંભળી પાડોશી બચાવ કરવા જાય તો શરાબી તેમની સાથે પણ ઝઘડો કરે છે, બચાવ ન કરે તો સારી વ્યક્તિઓને ઊંઘ નથી આવતી. આ દાસનો ઉપેદશ લીધા પછી પ્રતિદિન દરરોજ શરાબ પીવાવાળા લગભગ એક લાખ વ્યક્તિઓએ સર્વે નશીલા પદાર્થ અને માંસનું ભક્ષાણ સંપૂર્ણપણે ત્યજી દીધું છે. એક સમયે સાંજે શરાબના પ્રેતનું નૃત્ય થતું હતું અત્યારે તે જ પુણ્ય આત્માઓ પોતાના બાળકો સાથે બેસીને સંધ્યા આરતી કરે છે. હરિયાણા પ્રદેશ તથા નજીકનાના પ્રાંતમાં લગભગ દશ હજાર ગામ અને શહેરોમાં આજે પણ દરેકમાં ચાર-પાંચ ચેમ્પીયન (એક નંબરના શરાબી) ઉદાહરણ છે જે બધા વિકારોથી દૂર થઈને પોતાનું માનવજીવન સફળ કરી રહ્યા છે. કેટલાંક તો કહે છે કે અમે વધારે ખાતા-પિતા નથી બસ ક્યારેક ક્યારેક લઈએ છીએ. ઝેર તો થોડું પણ ખરાબ છે, જે ભક્તિ અને મુક્તિમાં બાધક છે.

માની લો કે ૨ કિલો ઘીનો હલવો (શીરો) બનાવ્યો (સતભક્તિ કરી) પછી ૨૫૦ ગ્રામ રેતી (તમાકુ, માંસ, દારૂ, તથા બીજી સાધના કરી લીધી) પણ નાખી દીધી. તે તો કરેલું વ્યર્થ થઈ જશે. એટલા માટે પૂર્ણપરમાત્મા (પરમ અક્ષરબ્રહ્મ)ની પૂજા પૂર્ણસંતથી પ્રાપ્ત કરીને આજીવન મર્યાદામાં રહીને કરતા રહેવાથી જ પૂર્ણમોક્ષ લાભ થાય છે.

**"તત્ત્વજ્ઞાન પ્રાપ્તિના પછી જ ભક્તિ પ્રારંભ થાય છે."**

અધ્યાય-૯, શ્લોક-૨૬, ૨૭, ૨૮નો ભાવ છે કે જે પણ આધ્યાત્મિક અથવા સંસારિક કામ કરો, બધા મારા મતાનુસાર વેદોમાં વર્ણિત પૂજા વિધિ અનુસાર જ કર્મ કરો. તે ઉપાસક મુજ (કાળ)થી જ લાભાન્વિત થાય છે. આનું જ વર્ણન આ જ અધ્યાયના શ્લોક-૨૦, ૨૧માં કરેલ છે. અધ્યાય-૯, શ્લોક-૨૯માં ભગવાન કહે છે કે મને કોઈની સાથે દ્વેષ કે પ્રેમ નથી. પરંતુ તરત જ કહી રહ્યા છે કે જે મને પ્રેમથી ભજશે તે મને પ્રિય છે તથા

હું તેમને પ્રિય છું એટલે કે હું તેમનામાં અને તે મારામાં છે. રાગ અને દ્વેષનું પ્રત્યક્ષ પ્રમાણ છે જેમ પ્રહ્લાદ વિષ્ણુના આશ્રિત હતા તથા હિરણ્યકશ્યપ દ્વેષ કરતો હતો ત્યારે નરસિંહરૂપ ધારણ કરીને ભગવાને પોતાના પ્યારા ભક્તની રક્ષા કરી તથા રાક્ષસ હિરણ્યકશ્યપને સમાપ્ત કર્યો. પ્રહલાદથી પ્રેમ તથા હિરણ્યકશ્યપથી દ્વેષ પ્રત્યક્ષ સિદ્ધ છે.

એટલા માટે પવિત્ર શ્રીમદ્ ભગવત ગીતા અધ્યાય-૨, શ્લોક-૫૩માં કહ્યું છે કે તત્ત્વજ્ઞાન થઈ જવાથી નાના પ્રકારના ભ્રમિત કરવાવાળા વચનોથી વિચલિત થયેલી તારી બુદ્ધિ એક પૂર્ણ પરમાત્મામાં દૃઢતાથી સ્થિર થઈ જશે ! ત્યારે તું યોગી બનીશ એટલે કે ત્યારે તારી અનન્ય મનથી નિ:સંશય થઇને એક પૂર્ણપરમાત્માની ભક્તિ પ્રારંભ થશે.

પવિત્ર ગીતા અધ્યાય-૨, શ્લોક-૪૬માં કહ્યું છે કે જેવી રીતે બહુ મોટું જળાશય પ્રાપ્ત થઈ ગયા પછી નાના જળાશયમાં જેટલું પ્રયોજન રહી જાય છે તે પ્રકારે પૂર્ણ પરમાત્માના ગુણોનું જ્ઞાન તત્ત્વજ્ઞાનથી થઈ જવાથી તમારી આસ્થા અન્ય જ્ઞાનમાં તથા અન્ય ભગવાનોમાં નહી રહે. જેમ નાનું જળાશય ખરાબ નથી લાગતું પરંતુ ક્ષમતાની ખબર પડી જાય છે કે આ કામચલાઉ સહારા માટે છે. જે જીવનપર્યંત પર્યાપ્ત નથી તથા વધારે મોટું જળાશય પ્રાપ્ત થવાથી ખબર પડે છે કે જો દુષ્કાળ પડે તો પણ સમસ્યા નહીં થાય તથા તરત જ નાના જળાશયને છોડીને મોટા જળાશયને આશ્રિત થઈ જશે.

આ જ પ્રમાણે તત્ત્વદર્શી સંત દ્વારા પૂર્ણપરમાત્માના તત્ત્વજ્ઞાન વડે પૂર્ણબ્રહ્મની મહિમાથી પરિચીત થઈ ગયા પછી સાધક પૂર્ણ રૂપથી (અનન્ય મનથી) તે પૂર્ણપરમાત્મા (પરમેશ્વર) પર સર્વ ભાવથી આશ્રિત થઈ જાય છે.

ગીતા અધ્યાય-૧૮, શ્લોક-૬૨માં કહ્યું છે કે હે અર્જુન તુ સર્વ ભાવથી તે પરમેશ્વરની શરણમાં જા, તે પરમાત્માની કૃપાથી જ પરમ શાંતિને પ્રાપ્ત થઈશ તથા સનાતન પરમધામ એટલે કે શાશ્વત સ્થાન એટલે કે ક્યારેય પણ નષ્ટ ન થાય તેવા સતલોકને પામીશ.

ગીતા અધ્યાય-૧૮, શ્લોક-૬૩માં કહ્યું છે કે મે તને આ રહસ્યમય અતિ ગુપ્ત (ગીતાનું) જ્ઞાન કહી દીધું. હવે જેમ તારું મન ચાહે તેવું કર. (કારણ કે આ ગીતાના અંતિમ અધ્યાય અઢારના અંતિમ શ્લોક ચાલી રહ્યા છે એટલા માટે કહ્યું છે)

**"ગીતાના જ્ઞાનદાતા બ્રહ્મના ઈષ્ટ (પૂજ્ય) દેવ પૂર્ણબ્રહ્મ છે."**

ગીતા અધ્યાય-૧૮, શ્લોક-૬૪માં કહ્યું છે કે એક સર્વ ગુપ્તથી ગુપ્તજ્ઞાન એક વાર ફરીથી સાંભળ કે આજ પૂર્ણપરમાત્મા (જેના વિષયમાં અધ્યાય-૧૮ શ્લોક-૬૨ માં કહ્યું છે) મારા પાક્કા પૂજય દેવ છે એટલે કે હું (બ્રહ્મ ક્ષરપુરુષ) પણ તેની પૂજા કરું છું. આ તારા હિતમાં હું કહીશ (કારણ કે આ જાણકારી ગીતા જ્ઞાનદાતા પ્રભુએ ગીતા અધ્યાય-૧૫, શ્લોક-૪માં પણ આપી છે. જેમાં કહ્યું છે કે હું તેજ આદિ-પુરુષ પરમેશ્વરની શરણમાં છું. એટલે માટે અહીંયાં કે આ જ ગુપ્તથી પણ અતિગુપ્ત જ્ઞાન ફરી સાંભળ)

**વિશેષ** :- ગીતાના અન્ય અનુવાદકર્તાઓએ ખોટો અનુવાદ કર્યો છે. ''ઈષ્ટ : અસિ મે દ્રઢમ ઈતિ"નો અર્થ કરેલ છે કે તું મારો પ્રિય છે. જ્યારે સાચો અર્થ છે :-

ગીતા અધ્યાય : ૧૮, શ્લોક-૬૪

*સર્વગુહ્યતમમ્, ભૂયઃ, શ્રૃણુ, મે, પરમમ્ વચઃ,*
*ઇષ્ટઃ, અસિ, મે, દૃઢમ્, ઇતિ, તતઃ, વક્ષ્યામિ તે હિતમ્ ॥*

**અનુવાદ** : (સર્વ ગુહ્યતમમ્) સંપૂર્ણ ગોપનીયથી અતિગોપનીય (મે) મારા (પરમમ્) પરમ રહસ્યયુક્ત (હિતમ્) હિતકારક (વચઃ) વચન (તે) તને (ભૂયઃ) ફરીથી (વક્ષામિ) કહીશ (તતઃ) આને (શ્રૃણુ) સાંભળ (ઇતિ) આ પૂર્ણબ્રહ્મ (મે) મારા (દૃઢમ્) પાક્કા નિશ્ચિત (ઇષ્ટ) પૂજ્ય દેવ (અસિ) છે.

ગીતા અધ્યાય-૧૮, શ્લોક-૬૫માં ગીતાના જ્ઞાનદાતા પ્રભુ (કાળ ભગવાન - ક્ષર પુરુષ) કહી રહ્યા છે કે અગર મારી શરણમાં રહેવું છે તો મારી પૂજા અનન્ય મનથી કર. અન્ય દેવતાઓ (બ્રહ્મા, વિષ્ણુ, શિવ) તથા પિતૃઓ વગેરેની પૂજા ત્યાગી દે. પછી મને જ પ્રાપ્ત થઈશ. એટલે કે બ્રહ્મલોકમાં બનેલ મહાસ્વર્ગમાં ચાલ્યો જઈશ. હું તનેસત પ્રતિજ્ઞા કરું છું. તું મારો પ્રિય છે.

ગીતા અધ્યાય-૧૮, શ્લોક-૬૬માં કહ્યું છે કે અગર (એકમ્) તે અદ્વિતીય એટલે કે જેની તુલનામાં અન્ય ના હોય તે એક સર્વશક્તિમાન, સર્વ બ્રહ્માંડોના રચનારા, બધાનું ધારણ-પોષણ કરવાવાળા પરમેશ્વરની શરણમાં જવું હોય તો મારા સ્તરની સાધના જે (ૐ) 'ઓમ' નામના જાપની કમાઈ તથા અન્ય ધાર્મિક શાસ્ત્ર અનુસાર યજ્ઞ સાધનાઓ મારામાં છોડી દે (જેથી તું મારા ઋણથી મુકત થઈ જઈશ) તે (એકમ્) અદ્વિતીય એટલે કે જેનો કોઈ ઉપરી (ટક્કરનો સમકક્ષ) નથી, તેની શરણમાં (વ્રજ) જા. હું તને બધા પાપો (હું કાળ તને ઋણ)થી મુક્ત કરી દઈશ. તું ચિંતા ના કર.

**વિશેષ** :- ગીતાના અન્ય અનુવાદ કર્તાઓએ શ્લોક-૬૬નો અનુવાદ ખોટો કર્યો છે. 'વ્રજ'નો અર્થ 'આવવા' કર્યો છે. જ્યારે 'વ્રજ'નો અર્થ 'જવું' થાય છે. કૃપયા વાસ્તવિક અનુવાદ વાંચો. અધ્યાય-૧૮નો શ્લોક-૬૬

*સર્વધર્માન, પરિત્યજ્ય, મામ્, એકમ્, શરણમ્ વ્રજ ।*
*અહમ ત્વા, સર્વપાપેભ્યઃ મોક્ષયિષ્યામિ, મા, શુચઃ ॥*

**અનુવાદ** : (મામ્) મારી (સર્વધર્માન્) સંપૂર્ણ પૂજાઓને (પરિત્યજ્ય) ત્યાગીને તું કેવળ (એકમ્) એક માત્ર તે પૂર્ણપરમાત્માની (શરણમ્) શરણમાં (વ્રજ) જા (અહમ્) હું (ત્વા) તને (સર્વપાપેભ્યઃ) સંપૂર્ણ પાપોથી (મોક્ષયિષ્યામિ) છોડાવી દઈશ તું (મા, શુચઃ) શોક ના કરીશ.

**"બ્રહ્મનો સાધક બ્રહ્મને તથા પૂર્ણબ્રહ્મનો સાધક પૂર્ણબ્રહ્મને જ પ્રાપ્ત થાય છે."**

ગીતા અધ્યાય-૮, શ્લોક-૫થી ૧૦ અને ૧૩ તથા ગીતા અધ્યાય-૧૭, શ્લોક-૨૩માં નિર્ણાયક જ્ઞાન છે. ગીતા અધ્યાય-૮, શ્લોક-૧૩માં કહ્યું છે કે મુજ બ્રહ્મની સાધનાનો તો માત્ર એક ૐ (ઓમ) અક્ષર છે જે ઉચ્ચારણ

કરીને જાપ કરવાનો છે. જે સાધક અંતિમ શ્વાસ સુધી જાપ કરે છે તે મારી પરમગતિને પ્રાપ્ત કરે છે. (પોતાની પરમ ગતિને ગીતા જ્ઞાનદાતા પ્રભુએ અધ્યાય-૭, શ્લોક ૧૮માં અતિ અનુત્તમ અર્થાત અતિ ખરાબ કહી છે)

ગીતા અધ્યાય-૧૭, શ્લોક-૨૩માં કહ્યું છે કે પૂર્ણપરમાત્માની પ્રાપ્તિનો માત્ર ત્રણ મંત્ર 'ૐ તત-સત'ના જાપનો જ નિર્દેશ છે (જેમાં ૐ જાપ બ્રહ્મનો છે, તત્ આ સાંકેતિક છે જે પરબ્રહ્મનો જાપ છે, સત્ આ પણ સાંકેતિક છે જે પૂર્ણબ્રહ્મનો જાપ છે). તે પૂર્ણપરમાત્માના તત્ત્વજ્ઞાનને તત્વદર્શી સંત જ જાણે છે, તેનાથી પ્રાપ્ત કર. હું (ગીતા જ્ઞાનદાતા ક્ષર પુરુષ) નથી જાણતો.

ગીતા અધ્યાય ૮ શ્લોક ૬ માં કહ્યું છે કે આ વિધાન છે કે અંત સમયે સાધક જે પણ પ્રભુનો જાપ કરતો કરતો શરીર ત્યાગીને જાય છે તેને જ તે પ્રાપ્ત થાય છે.

ગીતા અધ્યાય-૮, શ્લોક-૫ થી ૭માં કહ્યું છે કે જે અંત સમયમાં મારું સુમરણ કરતો શરીર ત્યાગીને જાય છે તે મારા (બ્રહ્મ)ના ભાવમાં ભાવિત રહે છે. પછી ફરી ક્યારેક મનુષ્યજન્મ થાય છે તો તે સાધક પોતાની સાધના બ્રહ્મથી જ પ્રારંભ કરે છે. તેનો સ્વભાવ પહેલાના જેવો જ થઈ જાય છે. (આનું જ પ્રમાણ ગીતા અધ્યાય-૧૬-૧૭માં પણ છે કે જે સાધક પૂર્વજન્મમાં જેવી પણ સાધના કરીને આવ્યો છે આગલા જન્મમાં પણ સ્વભાવવશ તેવી જ સાધના કરે છે.)

ગીતા અધ્યાય-૮, શ્લોક-૭માં કહ્યું છે કે પ્રત્યેક (હર) સમયે મારું સ્મરણ કર તથા યુદ્ધ પણ કર નિશંક મને જ પ્રાપ્ત થઈશ.

ગીતા અધ્યાય-૮, શ્લોક-૮થી ૧૦ સુધીમાં સ્પષ્ટ કરેલ છે કે જે સાધક અનન્ય મનથી પરમેશ્વરના નામનો જાપ કરે છે તે હંમેશા તેને જ સ્મરણ કરવાવાળા (પરમ દિવ્યમ્ પુરુષ યાતિ) તે પરમ દિવ્ય પુરુષ એટલે કે પરમેશ્વર (પૂર્ણબ્રહ્મ) ને (પરમ દિવ્યમ્ પુરૂષ યાતિ) પ્રાપ્ત થાય છે. (અધ્યાય-૮, શ્લોક ૮)

જે સાધક અનાદિ બધાના નિયંતા સૂક્ષ્મ થી અતિસૂક્ષ્મ બધાનું ધારણ-પોષણ કરવાવાળા સૂર્યની જેમ સ્વપ્રકાશિત એટલે કે તેજોમય શરીરયુક્ત, અજ્ઞાનરૂપી અંધકારથી પર (કવિમ્) કર્વિદેવ સચ્ચિદાનંદ ઘન પરમેશ્વરનું સ્મરણ કરે છે. (અધ્યાય-૮, શ્લોક ૯)

તે ભક્તિયુક્ત સાધક ત્રણ મંત્રના જાપની સાધનાની શક્તિથી (નામજાપની કમાઇથી) અંત સમયમાં શરીર ત્યાગીને જતા સમયે ત્રિકુટી પર પહોંચીને અભ્યાસવશ સાર નામનું સ્મરણ કરતો તે દિવ્યરૂપ એટલે કે તેજોમય એટલે કે સાકાર (પરમ પુરુષ) પરમેશ્વરને જ પ્રાપ્ત થાય છે. (અધ્યાય-૮, શ્લોક-૧૦)

**"બ્રહ્મ (ક્ષરપુરુષ)ની સાધના અનુત્તમ (ખરાબ/અશ્રેષ્ઠ) છે."**

ગીતા અધ્યાય-૨, શ્લોક-૧૨ તથા અધ્યાય-૪, શ્લોક-૫ તથા અધ્યાય-૭, શ્લોક-૧૮માં કહ્યું છે કે હું (ગીતા જ્ઞાનદાતા) નાશવાન છું. જન્મ-મૃત્યુ તો તારા અને મારા હંમેશા થતા રહે છે. માત્ર કરેલા કર્મ જ પ્રાપ્ત થશે, મોક્ષ નથી થતો. મારી સાધના કરવાવાળા ભલે ઉદાર સાધક છે. પરંતુ તે પણ મારી અતિ અશ્રેષ્ઠ (અનુત્તમામ) ખરાબ સાધનામાં જ વ્યસ્ત

છે. એટલા માટે ગીતા અધ્યાય-૧૮, શ્લોક-૬૨, ૬૪, ૬૬માં કહ્યું છે કે તે પરમેશ્વરની શરણમાં જા તથા મારા પણ પૂજ્ય દેવ તે જ છે.

**પ્રાર્થના :-** ઉપરના ત્રણ મંત્રની સાધના મુજ દાસોના પણ દાસ (રામપાલ દાસ)ની પાસે ઉપલબ્ધ છે. જે સ્વયં પૂર્ણપરમાત્મા કવિર્દેવે પોતાની આત્માઓ પર રહેમ (દયા) કરીને પ્રદાન કરી છે. કારણ કે હવે વચલી (મધ્યવાળી) પેઢી ચાલી રહી છે. કારણકે કળિયુગના પ્રારંભમાં આપણા પૂર્વજો અશિક્ષિત હતા. તે સમયે પરમેશ્વરના તત્ત્વજ્ઞાનને નકલી, સંતો, ગુરૂઓ, મહંતો તથા આચાર્યોએ ઉપર ના આવવા દીધું અને કળિયુગના અંતમાં બધી વ્યક્તિ ભક્તિહીન તથા મહાવિકારી થઈ જશે. હવે આ વર્તમાનનો સમય ૨૦મી સદીથી શિક્ષિત સમાજ પ્રારંભ થયો છે. આ વચલી (મધ્યવાળી) પેઢી એટલે કે મનુષ્યવંશ ચાલી રહ્યો છે.

વાસ્તવિક જ્ઞાન આપણા સદગ્રંથોમાં વિદ્યમાન છે, જેને નકલી સંત,ગુરુ, આચાર્ય તથા મહંત નથી સમજી શક્યા. જેના કારણથી સર્વ ભક્તસમાજ શાસ્ત્ર વિરુદ્ધ જ્ઞાનના આધારથી દંતકથાઓ (લોકવેદ) પર આધારિત થઈને શાસ્ત્ર વિધિ ત્યાગીને મનમાન્યું આચરણ (પૂજા) કરીને અણમોલ માનવજીવન વ્યર્થ કરી રહ્યા છે.

## શાસ્ત્રવિધિ અનુસાર સાધના

(૧) પ્રથમ ચરણમાં બ્રહ્મ ગાયત્રી મંત્ર આપવામાં આવે છે, જે કમલોને ખોલવા માટે છે.

ઉપદેશ પ્રાપ્ત કરનાર ભક્ત આત્મા એમ વિચારતો છે કે ગુરુજી કહી રહ્યા હતા કે ત્રણ ગુણો (રજગુણ-બ્રહ્મા, સતગુણ-વિષ્ણુ, તમગુણ-શિવ)ની પૂજા નથી કરવાની, પણ મંત્ર જાપ તો તેમના જ આપેલા છે. તેમના માટે નિવેદન છે કે આ પૂજા નથી. આપણે કાળના લોકમાં રહી રહ્યા છીએ. અહીં આપણને જે સુવિધા જોઈશે તે બ્રહ્મા-વિષ્ણુ-શિવ વગેરે જ પ્રદાન કરશે.

જેમ કે આપણે વીજળીનું કનેકશન (લાભ) લઈ રાખ્યું છે. તેનું બિલ ભરવાનું છે. આપણે વીજ ખાતાના મંત્રી અથવા તે વિભાગની પૂજા નથી કરતા. આપણે તેમનું બિલ ભરતા રહીશું તો વીજળીનો લાભ મળતો રહેશે. આ જ પ્રમાણે ટેલિફોનનું બિલ, પાણીનું બિલ વગેરે આપણે ભરતા રહીશું તો આપણને તે સુવિધાનો લાભ મળતો રહેશે. તમે શાસ્ત્ર વિરુદ્ધ સાધના કરીને ભક્તિહીન થઈ ગયા છો એટલે કે પુણ્ય વગરના થઈ ગયા છો. જે કારણથી તમને ધન લાભ વગેરે નથી થઈ રહ્યો. આ દાસ (રામપાલ દાસજી) તમારા જામીન (ગેરંટર) બનીને આ કાળલોકની એક બ્રહ્માંડની શક્તિઓ (બ્રહ્મા-વિષ્ણુ-શિવ, ગણેશ, માતા આદિ)થી તમને બધી સુવિધાઓ ફરીથી પ્રારંભ કરાવશે અને તમારે આ મંત્રના જાપથી એમનું બિલ ભરતા રહેવાનું છે. જે મંત્ર પ્રથમ (સત સકૃત અવિગત કબીર) છે.

આ તમારી પૂજા છે, આ પૂર્ણપરમાત્મા છે તથા સતમ્ લાભ (ફળ) પ્રાપ્ત થશે. સતમ્નો અર્થ અવિનાશી એટલે કે આપણે અવિનાશી પદ પ્રાપ્ત કરવાનું છે. આ મંત્રના ચાર મહિના પછી તમને સતનામ (સાચું નામ) મળશે, જે બે મંત્રનો હશે. તેનો એક મંત્ર કાળના એકવીસ બ્રહ્માંડનું ઋણ ઉતારવા માટે છે. તેની કમાણી (સાધના) કરીને આપણે બ્રહ્મ (ક્ષરપુરુષ) એટલે કે કાળનું ઋણ ઉતારવાનું છે. પછી આ કાળ આપણને સર્વે પાપોથી મુક્ત કરી દેશે.

ગીતા અ.નં. ૧૮ ના શ્લોક નં. ૬૨-૬૬માં વર્ણન છે :-

*તમ્, એવ, શરણમ્, ગચ્છ, સર્વભાવેન, ભારત,*
*તત્પ્રસાદાત્, પરામ્, શાન્તિમ્, સ્થાનમ્, પ્રાપ્સ્યસિ, શાશ્વતમ્ ॥*

**અનુવાદ** :- (ભારત) હે ભારત ! તૂ (સર્વભાવેન) તમામ પ્રકારથી (તમ) તે અજ્ઞાનરૂપી અંધકારમાં છુપાયેલ પરમેશ્વરની (એવ) જ (શરણમ્) શરણમાં (ગચ્છ) જા (તત્ત્વપ્રસાદાત્) તે પરમાત્માની કૃપાથી જ તુ (પરામ) પરમ (શાન્તિમ્) શાંતિને તથા (શાશ્વતમ્) સદા રહેવાવાળા સત (સ્થાનમ્) સ્થાન-ધામ-લોકને (પ્રાપ્સ્યસિ) પ્રાપ્ત થઇશ.

**ભાવાર્થ** :- હે ભારત, તું બધા પ્રકારથી તે અજ્ઞાન અંધકારમાં છુપાયેલ પરમેશ્વરની જ શરણમાં જા, તે પરમાત્માની કૃપાથી જ તું પરમ શાંતિને તથા હંમેશા રહેવાવાળા સતધામ-સ્થાન-લોકને પ્રાપ્ત કરીશ.

અધ્યાય-૧૮નો શ્લોક-૬૬

*સર્વધર્માન્, પરિત્યજય, મામ્ એકમ્, શરણમ્, વ્રજ ।*
*અહમ્, ત્વા, સર્વપાપેભ્યઃ મોક્ષયિષ્યામિ, મા, શુચઃ ॥*

**અનુવાદ** :- (મામ) મારી (સર્વધર્માન) સંપૂર્ણ પૂજાઓને (પરિત્યજય) ત્યાગીને તું ફક્ત (એકમ) એક તે પૂર્ણ પરમાત્માની (શરણમ્) શરણમાં (વ્રજ) જા (અહમ્) હું (ત્વા) તને (સર્વપાપેભ્યઃ) સંપૂર્ણ પાપોથી (મોક્ષયિષ્યામિ) છોડાવી દઇશ તૂ (મા, શુચઃ) શોક ન કર.

**ભાવાર્થઃ**- મારી સંપૂર્ણ પૂજાઓને (મારામાં) ત્યાગીને તું માત્ર એક તે પૂર્ણપરમાત્માની શરણમાં જા, હું તને સંપૂર્ણ પાપોથી છોડાવી દઈશ, તું ચિંતા ના કર.

ઉપરના શ્લોકનો ભાવાર્થ છે કે કાળ (બ્રહ્મ ક્ષર પુરુષ) કહી રહ્યો છે કે અર્જુન તું મારી શરણમાં રહેવા ઈચ્છતો હોય તો જન્મ-મૃત્યુ બની રહેશે. અગર પરમ શાંતિ તથા સતલોકમાં જવું હોય તો તે પૂર્ણ પરમાત્માની શરણમાં ચાલ્યો જા. તેના માટે તું મારી બધી ધાર્મિક પૂજાઓ એટલે કે સતનામના પ્રથમ મંત્રના જાપની સાધના કરી તેની કમાઈ મારામાં છોડીને પછી સર્વભાવથી તે એક (સર્વશક્તિમાન અર્થાત જેની તુલનામાં બીજુ કોઈ અન્ય નથી તેવા અદ્વિતીય પરમેશ્વર)ની શરણમાં ચાલ્યો જા. પછી હું તને તારાં બધાં પાપો (ઋણ) થી મુક્ત કરી દઈશ, તું ચિંતા ન કર તથા

સતનામના બીજા મંત્રના જાપની કમાઇ પરબ્રહ્મ એટલે કે અક્ષરપુરુષને આપી દઈશું કારણ કે આપણે અક્ષરપુરુષના લોકમાં થઇને સતલોકમાં જવાનું છે, તેનું ભાડું આપવાનું છે. પછી ત્રીજો મંત્ર સતશબ્દ એટલે કે સારનામ મળશે, જે સતલોકમાં સ્થાયીત્વ પ્રાપ્ત કરાવશે.

અગર કોઈ વ્યક્તિ વિદેશ ગઇ હોય. ત્યાં તેના પર તે સરકારનું ઋણ હોય. પછી તે પાછો દેશમાં આવવા માંગે તો તેને પહેલા તે દેશના ઋણથી મુક્ત થવું પડશે. પછી તેને (No Due Certificate) ઋણમુક્ત પ્રમાણપત્ર પ્રાપ્ત કરવું પડશે, ત્યારે તેનો પાછા આવવા માટે પાસપોર્ટ બનશે, નહીં તો તેને પાછો સ્વદેશ નહીં આવવા દે.

આજ પ્રમાણે તમે આ કાળના લોકમાં શાસ્ત્રવિરૂદ્ધ સાધના કરીને ભક્તિહીન થઈને ઋણી થઈ ગયા છો. પહેલા તમને શાહુકાર બનાવવામાં આવશે તેના માટે કવિર્દેવ (કબીર સાહેબજી)એ મુજ દાસ (સંત રામપાલ દાસ)ને પોતાનો પ્રતિનિધિ (Representative) બનાવીને મોકલ્યો છે. તે પરમેશ્વરની તરફથી આ દાસ તમારો જવાબદાર (Guaranter) બનશે તથા બ્રહ્મા-વિષ્ણુ-શિવ વગેરે શક્તિઓથી તમારા કનેકશન પુનઃ (સંપર્કનો લાભ) ફરી પ્રાપ્ત કરાવશે. જ્યાં સુધી તમે અહીંથી મુક્ત નહીં થાવ ત્યાં સુધી તમને બધી ભૌતિક સુવિધાઓ જોરશોરથી મળતી રહેશે તથા તમે પુણ્યદાન વગેરે કરીને અધિક ભક્તિ ધણી બની શકશો. બીજા શબ્દોમાં કહીએ તો જેમ આપણા શરીરમાં કમળ બનેલા છે. જ્યારે આપણે શરીર ત્યાગીને પરમાત્માની પાસે જઈશું ત્યારે આપણે આ કમળોમાંથી પસાર થઈને જવાનું હોય છે. જેમ કે (૧) મૂળ કમળમાં ગણેશજી (૨) સ્વાદ કમળમાં સાવિત્રિ-બ્રહ્માજી (૩) નાભિ કમળમાં લક્ષ્મી તથા વિષ્ણુજી (૪) હૃદયકમળમાં પાર્વતી અને શિવજી (૫) કંઠ કમળમાં દુર્ગા (અષ્ટંગી) છે. આ કમળોથી આપણે ત્યારે જ જઈ શકીશું જ્યારે આપણે એમનું ઋણ ચૂકવી દઈશું, પ્રથમ ઉપદેશથી તમારા બધા કમળ ખુલી જશે એટલે કે તમે ઋણમુક્ત થઈ જશો. જ્યારે તમે અંતિમ સમયમાં શરીર છોડીને ચાલશો ત્યારે તમારો રસ્તો સાફ હશે તમને કોઈ નહિ રોકે. એટલે કે તમારા ઋણ મુક્ત પ્રમાણપત્ર તૈયાર મળશે.

પરંતુ આપણે પૂજા પોતાના મૂળ માલિક કવિર્દેવની કરવાની છે. જેવી રીતે પતિવ્રતા પત્ની પૂજા તો પોતાના પતિની જ કરે છે પરંતુ આદર તો બધાને જ આપે છે. જેમ કે દેવરને ભાઈ-પુત્ર સમાન તથા જેઠને મોટાભાઈની જેમ તથા સાસુ અને સસરાને માતા-પિતાની જેમ. પરંતુ જે ભાવ તેને પોતાના પતિમાં હોય છે તે બીજા માટે ના હોય. બરાબર આ જ પ્રમાણે કબીર પરમેશ્વરના ભક્તએ પોતાની ભક્તિ સફળ કરવાની છે. એટલા માટે કોઈ અજાણ્યાના દોરવ્યા ના દોરવાશો. પૂર્ણ વિશ્વાસની સાથે આ દાસના દ્વારા બતાવેલ ભક્તિ માર્ગ પર લાગ્યા રહેવું. આ ભક્તિ બધા શાસ્ત્રોના આધાર પર છે.

(૨) બીજા ચરણમાં સતનામ પ્રદાન કરવામાં આવે છે. જે બે મંત્રનો છે. એક 'ॐ (ઓમ)' બીજો 'તત' જે સાંકેતિક છે, માત્ર સાધકને જ બતાવવામાં આવે છે.

(૩) ત્રીજા ચરણમાં સારનામ આપવામાં આવે છે, જે ત્રણ મંત્રનો છે. ઓમ (ॐ)-તત-સત. (તત્ + સત્ જે સાંકેતિક છે જે સાધકને જ બતાવવામાં આવે છે)

આ પ્રમાણે સારનામ (જે ત્રણ મંત્રોનો બની જશે)ના સ્મરણ -અભ્યાસથી સાધક પરમ દિવ્ય પુરુષ એટલે કે પરમેશ્વર કવિર્દેવને પ્રાપ્ત થશે અને સતલોકમાં પરમ શાંતિ એટલે પૂર્ણ મોક્ષને પ્રાપ્ત થઇ જશે.

**વિશેષ :-** વર્તમાનમાં આ વાસ્તવિક સાધના મુજ દાસના અતિરિક્ત કોઈની પાસે નથી. અગર કોઈ મુજ દાસથી ચોરીને (મંત્ર ચોરીને) સ્વયં ગુરુ બનીને નકલી શિષ્યો બનાવી રહ્યો હોય તો તે મનુષ્યજીવનના દુશ્મનથી સાવધાન રહો. તે અનઅધિકારી હોવાના કારણે પોતાનું જીવન પણ નષ્ટ કરી રહ્યા છે તથા નાદાન (ભોળા) અનુયાયીઓને પણ નરકનો ભાગીદાર બનાવે છે, તેને કાળના દ્વારા મોકલેલ દૂત સમજો.

### "શંકા સમાધાન"

(૧) **પ્રશ્ન :-** ઉપરના ગીતાસારથી તો સિદ્ધ થાય છે કે બ્રહ્માજી, વિષ્ણુજી તથા શિવજીની પૂજા વ્યર્થ છે. પરંતુ હું તો ત્રીસ વર્ષથી શ્રી શિવજીની પૂજા કરી રહ્યો છું તથા ભગવાન શ્રી કૃષ્ણજી મારા બહુ જ પ્રિય છે. હું આ પ્રભુઓને નથી છોડી શકતો, મને એમનાથી વિશેષ લગાવ થઈ ચૂક્યો છે. શ્રી ગીતાજીના નિત્ય પાઠ કરું છું. હરે રામ હરે કૃષ્ણ, રાધેશ્યામ, સીતારામ, ઓમ નમઃ શિવાય, ઓમ નમો ભગવતે વાસુદેવાય વગેરે નામના જાપ કરું છું, સોમવારનું વ્રત પણ કરું છું. કાવડ પણ લાવું છું અને મંદિરો પર દાન કરવા પણ જાઉં છું. મંદિરમાં મૂર્તિપૂજા કરવા પણ જાઉં છું. સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છા માટે કરું છું તથા પરંપરાગત પૂજાના કારણે એક મહંતજી પાસેથી ઉપદેશ પણ લઈ રાખ્યો છે.

**ઉત્તર :-** કૃપયા તમે ફરીથી ઉપરોક્ત 'ગીતાસાર'ને વાંચો, જ્યાં સુધી તત્ત્વજ્ઞાનથી આપ પૂર્ણ પરિચિત નહીં થાવ, ત્યાં સુધી આ શંકારૂપી કાંટો ખટકતો જ રહેશે. જેમ કે ઉપર ઉદાહરણ છે કે ઊંધું લટકેલું સંસારરૂપી વૃક્ષ છે, જેનું મૂળ તો પૂર્ણ પરમાત્મા પરમેશ્વર છે. ત્રણ ગુણો (રજગુણ-બ્રહ્મા, સતગુણ-વિષ્ણુ, તમગુણ-શિવ) રૂપી શાખાઓ છે. તમે કોઈ આંબાનો છોડ વાવ્યો છે, અગર છોડના મૂળની સિંચાઈ (પૂજા) કરશો તો તેમાંથી વૃક્ષ બનશે, પછી તેની ડાળીઓ પર ફળ આવશે. ડાળીઓને કાપવાનું થોડું જ કહેવામાં આવે છે. જુઓ સીધું વાવેલું ભક્તિરૂપી છોડનું ચિત્ર એટલે કે શાસ્ત્રવિધિ અનુસાર સાધના. આજ પ્રમાણે પૂજા તો પૂર્ણ પરમાત્મા એટલે કે મૂળની કરવાની છે, પછી કર્મ ફળ ત્રણે ગુણરૂપી (બ્રહ્મા, વિષ્ણુ, શિવ) ડાળીઓને લાગશે. એટલા માટે કંઈ પણ છોડવાનું નથી. માત્ર આપણા ભક્તિરૂપી છોડને સીધો વાવવાનો છે. એટલે કે શાસ્ત્ર વિધિ અનુસાર સાધના પ્રારંભ કરવાની છે.

વર્તમાનમાં બધા પવિત્ર ભક્ત સમાજ શાસ્ત્રવિધિ ત્યાગીને મનમાન્યું આચરણ કરી રહ્યા છે એટલે કે ભક્તિરૂપી છોડ ઊંધો લગાવી રાખ્યો છે. જો કોઈએ એનો છોડ ઊંધો લગાવ્યો હોય તો તે મૂર્ખ જ કહેવાય. *(કૃપયા જુઓ - ઊંધો રોપેલ ભક્તિરૂપી છોડનું ચિત્ર : પાના નં. ૨૨૧)*

એટલા માટે ગીતા અધ્યાય ૭ શ્લોક ૧૨થી ૧૮ સુધીમાં ત્રણ ગુણો (રજો ગુણ બ્રહ્માજી, સતગુણ વિષ્ણુજી, તમો ગુણ શિવજી)ની પૂજા સુધી જ સીમિત બુદ્ધિ રાખવાવાળા જે આનાથી અતિરિક્ત કોઈની પૂજા નથી કરતા તે રાક્ષસ, સ્વભાવને ધારણ કરેલા મનુષ્યોમાં નીચ, દુષ્કર્મ કરવાવાળા મૂર્ખ કહ્યા છે તથા કહ્યું છે કે એ લોકો મને પણ નથી પૂજતા. પછી પોતાની સાધનાને પણ ગીતાના જ્ઞાનદાતા પ્રભુએ (બ્રહ્મે એટલે કે ક્ષર પુરુષે) અતિ ઘટિયા (અનુત્તમામ્) એટલે કે અતિ અશ્રેષ્ઠ અર્થાત વ્યર્થ કહી છે. એટલા માટે ગીતા અધ્યાય-૧૮, શ્લોક-૬૨, ૬૪, ૬૬ તથા અધ્યાય-૧૫ શ્લોક ૧થી ૪માં કહ્યું છે કે તે પૂર્ણ પરમાત્મા (ઊંધા લટકેલા વૃક્ષના મૂળની પૂજા કર)ની શરણમાં જા, તેની પૂજા તત્ત્વદર્શી સંતના બતાવેલા માર્ગથી કર (ગીતા અધ્યાય-૪, શ્લોક ૩૪ માં તત્ત્વદર્શી સંતની તરફ સંકેત કરેલ છે) તેજ પૂર્ણ પરમાત્માની શાસ્ત્રવિધિ અનુસાર સાધના કરવાથી જ સાધક પરમ શાંતિ તથા સતલોકને પ્રાપ્ત થાય છે. એટલે કે પૂર્ણ મોક્ષને પ્રાપ્ત કરે છે. ગીતાજ્ઞાનના દાતા પ્રભુ (ક્ષરપુરુષ-કાળ) કહી રહ્યા છે કે હું પણ તેમની જ શરણમાં છું એટલે કે મારા પણ ઇષ્ટદેવ તે જ પૂર્ણપરમાત્મા છે, હું પણ તેમની પૂજા કરું છું. બીજા લોકોએ પણ તેમની જ પૂજા કરવી જોઈએ. તમે ગીતાજીનો નિત્ય પાઠ પણ કરો છો તથા સાધના ગીતાજીમાં વર્ણિત વિધિના વિરુદ્ધમાં કરો છો. જે મંત્રોના (હરે રામ હરે કૃષ્ણ, રાધેશ્યામ સીતારામ, ૐ નમઃ શિવાય, ૐ નમો ભગવતે વાસુદેવાય વગેરે મંત્રોનો) તમે જાપ કરો છો તથા અન્ય સાધનાઓ વ્રત કરવા, કાવડ લાવવી, તીર્થો પર થતાં કુંભમેળામાં જવું, તીર્થો પર દાન તથા પૂજા માટે જવું, ગંગાસ્નાન કરવું, તીર્થ પર થતા કુંભના મેળામાં જવું વગેરે પવિત્ર ગીતાજીમાં વર્ણિત ન હોવાના કારણે શાસ્ત્રવિધિ ત્યાગીને મનમરજીની પૂજા આચરણ થયું. જેને પવિત્ર ગીતાજી અધ્યાય-૧૬, શ્લોક-૨૩, ૨૪માં વ્યર્થ કહ્યું છે.

### "ગાદી તથા મહંત પરંપરાની જાણકારી"

**મહંત તથા ગાદી પરંપરાની જાણકારી :-** કોઈ એકાંત સ્થાન પર તથા શહેર તથા કોઇ ગામમાં કોઈ મહાન આત્મા સંત અથવા સાધક રહ્યા કરતા હતા. તેના શરીર ત્યાગ્યા પછી તેની યાદ બનાવી રાખવા માટે તેમના શરીરના અંતિમ સંસ્કારના સ્થળ પર એક પથ્થર અથવા ઈંટો મૂકીને યાદગાર બનાવવામાં આવે છે. પછી તે પવિત્ર આત્માના અનુયાયીઓ અથવા વંશજ તેની પત્થરની મૂર્તિ મૂકી દે છે. અને થોડા સમય પછી શ્રધ્ધાળું ત્યાં જાય છે. થોડુંક ધન-દાન અને પૂજા કરવા લાગી જાય છે. પછી તેને મંદિરનું રૂપ આપી દે છે તથા તે સંત તથા ઋષિના વંશજો ધન કમાવવાની લાલચમાં આવી જાય છે. તેથી તે બધાને ગેરમાર્ગે દોરવાનો પ્રારંભ કરે છે કે જે અહીં દર્શન કરવા આવે છે તેને પૂર્ણમોક્ષ પ્રાપ્ત થાય છે. બધા લાભ પ્રાપ્ત થાય છે, જે આજ મહાપુરુષના જીવનકાળમાં શિષ્યોને મળતા હતા, આ મૂર્તિ

સાક્ષાત્ તેજ સંતજીને જાણો, સમજો. જે અહીં ક્યારેય નહીં આવે તો તેનો મોક્ષ સંભવ નથી, વગેરે વગેરે.

તે નાદાનો ને કોઈ પૂછે કે જેમ એક વૈદ્ય હતો, તે નાડી દેખીને દવા આપતો હતો, રોગી સ્વસ્થ થઈ જતો હતો. તે વૈદ્યના મૃત્યુ પછી તેની મૂર્તિ બનાવીને સ્થાપના કરીને કોઈ લાલચી એમ કહે કે આ મૂર્તિ તે વૈદ્યવાળું કામ કરે છે, જે આ મૂર્તિના દર્શન કરવા આવશે, તે પૂર્ણ સ્વસ્થ થઈ જશે અથવા સ્વયં નકલી વૈદ્ય બનીને કોઈ બેસી જાય કે હુ ંપણ દવા આપુ છું. પરંતુ તે બધા ઉપચાર ઔષધિના ગ્રંથથી વિપરીત આપે છે. તે દગો દઇ રહ્યો છે કારણ કે તેનો તો માત્ર ધન કમાવવાનો ઉદ્દેશ્ય છે. કોઈ પણ સંત અથવા પ્રભુની મૂર્તિ આદરણીય યાદગાર તો છે પરંતુ પૂજનીય નથી. (સમજદારને તો ઇશારો જ બહુ છે)

એવી જ રીતે કોઈ સંત કે પ્રભુની મૂર્તિ બનાવીને તેની આડમાં કોઈ પૂજારી કે મહંત કહે કે હું પણ નામ આપું છું. તે મહાનુભાવ બધી સાધના તેજ પવિત્ર શાસ્ત્રના વિપરીત આપી રહ્યો છે જે તે મહાન સંતે પોતાના અનુભવનું લખેલું છે. તો તે નકલી સંત કે મહંત સ્વયં પણ દોષી છે તથા અનુયાયીઓના જીવન પણ વ્યર્થ કરવાનું પાપ પોતાના માથા પર લઈ રહ્યો છે. સંત તો એક સમયમાં એક જ આવે છે (સમયના ગુરૂ સૃષ્ટિ પર એક જ પ્રગટ થાય છે). તેના માર્ગમાં કરોડો નકલી સંત, મહંત તથા આચાર્ય બાધક બને છે.

કોઈ સંતજીના શરીર ત્યાગ્યા પછી સંત અથવા મહંત પરંપરા પ્રારંભ થાય છે. પૂર્વ સંતના સ્થાનની રક્ષા માટે એક પ્રબંધક પસંદ કરવામાં આવે છે, જેને મહંત કહેવામાં આવે છે. તે માત્ર તે પવિત્ર યાદગારની દેખભાળ કરવા માટે જ નિયુક્ત કરવામાં આવે છે. પછી લાલચવશ તે મહંત સ્વયં જ ગુરુ બની બેસે છે તથા ભક્તિવાળી પ્યારી આત્માઓ તેના પર આધારિત થઈને પોતાનું જીવન વ્યર્થ કરે છે. મહંત પરંપરાનો નિયમ બનાવી રાખ્યો છે કે પૂર્વ મહંતનો પ્રથમ પુત્ર મહંતના પદનો અધિકારી હશે, ચાહે તે શરાબી હોય, કે અજ્ઞાની હોય. આ ભક્તિ માર્ગ છે, આમાં માત્ર પૂર્ણસંત જ જીવ ઉદ્ધાર કરી શકે છે. દાસે (રામપાલજી) બે-ત્રણ મહંત પરંપરાની પુસ્તક વાંચી, તેમાં જોયું કે (૧) એક બે વર્ષના બાળકને ગાદી પર બેસાડ્યો. પછી તે મોટો થઈને નામદાન કરવા લાગ્યો. બીજી પુસ્તકમાં વાંચ્યું કે એક પાંચ વર્ષના બાળકના પિતાજી જે મહંત હતા પણ અચાનક મૃત્યુ થવાથી સાધકોએ (સંગત) તથા તેની માતાજીએ તે પાંચ વર્ષના બાળકને મહંત પદ પર નિયુક્ત કરી દીધો. થોડાં વર્ષ પછી તે ગુરુજી બની ગયો. (૨) એક મહંત પરંપરાના ઇતિહાસને વાંચ્યો કે મહંતને કોઈ સંતાન ન થયું. તેનું મૃત્યુ થયું. ભાઇનું મૃત્યુ પહેલાં થઇ ચુક્યું હતું. કોઇ સંતાન નહતું. ગાદીની રખેવાળીના માટે એક સેવકને તે કુળમાં સંતાન ના થાય ત્યાં સુધી અસ્થાયીરૂપે મહંત નિયુક્ત કરી દીધો. થોડા સમય પછી મહંત કુળમાં કોઈને સંતાન થયું, જે અસ્થાયી મહંત હતો તે ગાદી લઈને બીજા શહેરમાં ભાગી ગયો. સ્વયં જ ગાદીની સ્થાપના કરીને મહંત બની ગયો ત્યાં નવી દુકાન ખોલી દીધી અને પહેલાના સ્થાન પર એક અઢી વર્ષના બાળકને મહંત બનાવી દીધો.

(૩) એક મહંત પરંપરાના ઇતિહાસમાં જોયું કે મોટો દીકરો ઘર છોડી ગયો. તેનાથી નાના ભાઈને મહંત પદ પર નિયુક્ત કર્યો, થોડા સમય પછી ત્યાં મદિર બની ગયું તથા વધારે ભેટપૂજા અને ધન આવવા લાગ્યું. તે ઘર છોડીને ગયેલાના સંતાનોએ કહ્યું કે આ મંદિરમાં અમારો અધિકાર છે, આ કારણે ઝઘડા થવા લાગ્યા. ગાદી પર બિરાજમાન મહંતની હત્યા કરી પછી તેમના મોટા દીકરાને ગાદીનો અધિકાર નિયુક્ત કર્યો. તેની પણ હત્યા થઈ ગઈ, તેના પછી નાના ભાઈને ગાદી પર બેસાડ્યો. બીજા જે પોતાને અધિકારી કહેતા હતા તેઓએ નવી જગ્યાઓ બનાવીને દુકાનો ખોલી દીધી. એકબીજા વિરુદ્ધ કોર્ટોમાં ફરિયાદો કરીને સુખમય જીવનને લાલચમાં આવી નરક બનાવી દીધું. તે ધામ ક્યાં રહ્યું ? તે તો કુરુક્ષેત્રવાળા મહાભારતના યુધ્ધનું મૈદાન થઈ ગયું. કેટલાક મહંતોએ સંત બનાવવાની એજન્સી લઈ રાખી છે. લાલ વસ્ત્રો ધારણ કરાવે છે. પહેલાના નામને બદલીને બીજા નામ રાખી દે છે. પછી તે બનાવટી મહંતના બનાવટી શિષ્ય નકલી સંત બનીને ભોળા આત્માઓના જીવનની સાથે ખિલવાડ કરે છે તથા અનમોલ મનુષ્ય જીવનને સ્વયં પણ વ્યર્થ કરી રહ્યા છે તથા ભોળી આત્માઓના જીવનને પણ નાશ કરી રહ્યા છે તથા મહાપાપના ભાગી બની રહ્યા છે.

જે સમયે રાજા પરિક્ષિતજીને સાપ કરડવાનો હતો, તે સમયે પૂર્ણ ગુરુની આવશ્યકતા પડી કારણ કે પૂર્ણસંત વગર જીવનો કલ્યાણ અસંભવ છે. તે સમયે પૃથ્વીના બધા ઋષિમુનિઓએ રાજા પરીક્ષિતને દીક્ષા આપવા તથા સાત દિવસ શ્રીમદ્ ભાગવત સુધાસાગરની કથા સંભળાવવાની ના પાડી દીધી. કારણ કે સાતમા દિવસે પોલ ખુલી જવાની હતી તેથી કોઈ સામે કથા સંભળાવવા નહોતા આવ્યા, સ્વયં શ્રીમદ્ ભાગવત સુધા સાગરના લેખક મહર્ષિ વેદવ્યાસજીએ પણ અમસર્થતા વ્યક્ત કરી. કારણ કે ઋષિજન પ્રભુથી ડરવાવાળા હતા. એટલા માટે રાજા પરીક્ષિતના જીવનની સાથે ખિલવાડ કરવો ઉચિત ના લાગ્યો.

રાજા પરિક્ષિતજીના કલ્યાણ માટે મહર્ષિ સુખદેવજીને સ્વર્ગમાંથી બોલાવ્યા. જેણે રાજાને દીક્ષા આપી તથા સાત દિવસ સુધી કથા સંભળાવીને રાજા પરિક્ષિતજીનો જેટલો ઉધ્ધાર સુખદેવજી કરી શકતા હતા, તે કર્યો. વર્તમાનના ગુરુ, સંત, મહંત તથા આચાર્ય સ્વયં જ પ્રભુના બંધારણથી (નિયમોથી) અપરિચિત છે. એટલા માટે ભયંકર દોષને પાત્ર બનીને દોષી થઈ રહ્યા છે. (પાપી બનીને નરકના ભાગી થઈ રહ્યા છે અને બીજી ભોળી આત્માઓને નરકની યાતનાઓ તરફ ધકેલી રહ્યા છે)

*"ઔરો પંથ બતાવહીં, સ્વયં ન જાને રાહ ।*
*અનઅધિકારી કથા-પાઠ કરે વ દીક્ષા દેવેં, બહુત કરત ગુનાહ ।।*

વર્તમાનમાં કથા તથા ગ્રંથોના પાઠ કરવાવાળા તથા નામદાન કરવાવાળાઓની ભીડ લાગી ગઈ છે. કારણ કે બધા પવિત્ર ધર્મોના પવિત્ર આત્માઓ (હાલનો માનવસમાજ) તત્ત્વજ્ઞાનથી અપરિચિત છે. જેના કારણે નકલી ગુરુઓ અને સંતો તથા મહંતોના દાવ લાગેલા છે. જે સમયે પવિત્ર ભક્તસમાજ આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનથી પરિચિત થઈ જશે તે સમયે આ નકલી સંતો,

ગુરુઓ અને આચાર્યોને સંતાવાની જગ્યા નહિ મળે, પલાયન થઈને પીછો છોડાવો પડશે.

(સતલોક જવાની ઇચ્છાવાળી ભોળી આત્માઓએ નકલી માર્ગો છોડીને સમજી વિચારીને સદ્ભક્તિ માર્ગ ત્વરિત પકડી લેવો જોઇએ. અત્યારે આ સત્માર્ગ દાસ રામપાલજી પાસે ઉપલબ્ધ છે)

**"પવિત્ર તીર્થ તથા ધામની જાણકારી"**

કોઈ એક સાધક ઋષિજીએ કોઈ સ્થાન કે જળાશય પર બેસીને સાધના કરી અથવા પોતાની આધ્યાત્મિક શક્તિનું પ્રદર્શન કર્યું. તે પોતાની ભક્તિ કમાઈ કરીને સાથે લઈ ગયા તથા પોતાના ઇષ્ટ લોકને પ્રાપ્ત થઇ ગયા. પછી તે સાધના સ્થળ પર તીર્થ અથવા ધામ બની જાય છે. હવે કોઈ તે સ્થાનને જોવા માટે જાય કે અહિંયા કોઈ સાધક રહ્યા કરતા હતા. તેમને બહુ લોકોના કલ્યાણ કર્યા હતા. હવે ના તો ત્યાં સંતજી છે કે જે ઉપદેશ આપે. એ તો પોતાની ભક્તિ કમાણી કરીને ચાલ્યા ગયા.

**વિચાર કરો :-** કૃપયા તીર્થ અને ધામને પારા ખાંડણી સમાન સમજો. એક વ્યક્તિ પોતાના પડોશીના પાસેથી પારા ખાંડણી માંગીને લાવ્યો તેણે હવનની સામગ્રી કૂટી તથા ખાંડણીને સાફ કરીને પાછી આપી દીધી. જે રૂમમાં પારા-ખાંડણી મૂકી હતી તે રૂમમાં સુગંધ આવવા લાગી. ઘરના સભ્યોને થયું કે સુગંધ ક્યાંથી આવી રહી છે. તો ખબર પડી કે કોઈ સુગંધયુકત વસ્તુ કૂટી છે. થોડા દિવસ પછી તે સુગંધ પણ આવવાની બંધ થઈ ગઈ.

આ પ્રકારે તીર્થ અને ધામને એક પારા-ખાંડણી સમજો. જેમ સામગ્રી કૂટવાવાળાએ પોતાની બધી જ વસ્તુ સાફ કરીને મૂકી દીધી. ખાલી ખાંડણી પાછી સોંપી દીધી. હવે કોઈ તે પારા-ખાંડણીને સૂંઘીને જ કૃત્યાર્થ માને તો તે નાદાની (અણસમજુ - મૂર્ખ - ભોળી) છે. તેને પણ સામગ્રી લાવવી પડશે, ત્યારે પૂર્ણ લાભ થશે.

ઠીક આજ પ્રમાણે કોઈ ધામ તથા તીર્થ પર રહેવાવાળો પવિત્ર આત્મા તો રામનામની સામગ્રી કૂટીને સાફ કરી પોતાની બધી જ કમાઈ સાથે લઈ ગયો. પછી અનજાન શ્રધ્ધાળુ તે સ્થાન પર જવા માત્રથી જ કલ્યાણ સમજે તો તેમના માર્ગદર્શકો (ગુરુઓ) દ્વારા બતાવેલી શાસ્ત્રવિધિ રહિત સાધનાનું જ પરિણામ છે. તે મહાન આત્મા સંતની જેમ પ્રભુ સાધના કરવાથી જ કલ્યાણ સંભવ છે. તેના માટે તત્ત્વદર્શી સંતની ખોજ કરીને તેમનાથી ઉપદેશ લઈને આજીવન ભક્તિ કરીને મોક્ષ પ્રાપ્ત કરવો જોઈએ. શાસ્ત્રવિધિ અનુકૂળ સત સાધના મુજ દાસ (દાસ રામપાલજી)ની પાસે ઉપલબ્ધ છે, કૃપયા નિ:શૂલ્ક પ્રાપ્ત કરો.

**"શ્રી અમરનાથ ધામની સ્થાપના કેવી રીતે થઈ ?"**

ભગવાન શંકરજીએ પાર્વતજીને એકાંત સ્થાન પર મંત્રઉપદેશ આપ્યો હતો જે કારણથી માતા પાર્વતીજી એટલા સમય માટે મુક્ત થઈ ગયા કે જ્યાં સુધી

પ્રભુ શિવજી (તમોગુણ)નું મૃત્યુ નહીં થાય ત્યાં સુધી ઉમાજીનું પણ મૃત્યુ નહીં થાય. સાત બ્રહ્માજી(રજોગુણ)ના મૃત્યુના ઉપરાંત ભગવાન વિષ્ણુ (સતોગુણ)નું મૃત્યુ થશે. સાત વિષ્ણુજીના મૃત્યુના પછી શિવજીનું મૃત્યુ થશે. ત્યારે માતા પાર્વતીજી પણ મૃત્યુને પ્રાપ્ત થશે, પૂર્ણમોક્ષ ન થયો, છતાં પણ જેટલો લાભ પાર્વતીજીને થયો તે પણ અધિકારીથી ઉપદેશમંત્ર લઈને થયો. પછી શ્રધ્ધાળુઓએ તે સ્થાનની યાદ બનાવી રાખવા માટે તેને સુરક્ષિત રાખ્યું અને દર્શને જવા લાગ્યા ! *(જે આજે અમરનાથ ધામથી પ્રખ્યાત થયેલ છે)*

જેમ આ દાસ (સંત રામપાલજી) સ્થાન-સ્થાન પર જઈને સત્સંગ કરે છે. ત્યાં ખીર અને હલવો પણ બનાવવામાં આવે છે. જે ભક્ત આત્મા ઉપદેશ પ્રાપ્ત કરી લે છે, તેનું કલ્યાણ થઈ જાય છે. સત્સંગ સમાપનના પછી સર્વ તંબુ વગેરે કાઢીને બીજા સ્થાન પર સત્સંગ માટે ચાલ્યા ગયા, પૂર્વવાળા સ્થાન પર માત્ર માટી અને ઇંટોથી બનાવેલ ભઠ્ઠી અને ચૂલો જ રહી જાય છે. પછી કોઈ તે જ શહેરના વ્યક્તિને કહે કે ચલો તમને તે સ્થાન બતાવીને લાવું જ્યાં સંત રામપાલદાસજીનો સત્સંગ થયો હતો. ખીર બનાવી હતી. પછી તે ભઠ્ઠીઓ જોવા ગયેલાને ના ખીર મળે છે, ના સત્સંગના અમૃતવચન સાંભળવા મળે, નથી ઉપદેશ પ્રાપ્ત થઈ શકતો કે જેનાથી કલ્યાણ થઈ શકે. તેના માટે તો સાચો સંત જ શોધવો પડશે, જયાં સત્સંગ ચાલી રહ્યો હોય, ત્યાં બધા જ કાર્ય સિધ્ધ થશે.

ઠીક આ જ પ્રમાણે તીર્થો અને ધામો પર જવું તો તે યાદગારરૂપી ભઠ્ઠી ને દેખવા સમાન છે. જે પવિત્ર ગીતાજીમાં વર્ણિત ના હોવાથી શાસ્ત્ર વિરુદ્ધ છે જેનાથી કોઈ લાભ નથી. (પ્રમાણ પવિત્ર ગીતા અધ્યાય ૧૬ મંત્ર-૨૩-૨૪)

તત્ત્વજ્ઞાન હીન સંતો અને મહંતો તથા આચાર્યો દ્વારા ભ્રમિત શ્રદ્ધાળુઓ તીર્થો તથા ધામો પર આત્મકલ્યાણ અર્થે જાય છે. શ્રી અમરનાથજીની યાત્રા પર ગયેલા શ્રદ્ધાળુ ત્રણ-ચાર વાર બરફના તોફાનમાં દબાઈને મૃત્યુને પ્રાપ્ત થયા, દરેક વખતે મરવાવાળાઓની સંખ્યા હજારોની હોય છે. વિચારવાનો વિષય છે કે અગર શ્રી અમરનાથજીના દર્શન અને પૂજા લાભદાયક હોય તો ભગવાન શિવ તે શ્રદ્ધાળુઓની રક્ષા ન કરતા ? એટલે કે પ્રભુ શિવજી પણ શાસ્ત્ર વિરુદ્ધની સાધનાથી અપ્રસન્ન છે !

**"વૈષ્ણોદેવીના મંદિરની સ્થાપના કેવી રીતે થઈ ?"**

જ્યારે સતીજી (ઉમા દેવી) પોતાના પિતા રાજા દક્ષના હવન કુંડમાં છલાંગ લગાવીને મૃત્યુ પામ્યા હતા. ભગવાન શિવજી તેમની અસ્થિયોના કંકાલને મોહવશ સતીજી (પાર્વતીજી) સમજીને દસ હજાર વર્ષ સુધી ખભા પર લટકાવી (લઈ)ને પાગલોની જેમ ફરતા રહ્યા. ભગવાન વિષ્ણુજીએ સુદર્શન ચક્રથી સતીજીના કંકાલને છિન્ન-ભિન્ન કરી દીધું. [તો ભોળા આત્માઓ વિચારો, ભગવાન શિવજી પણ મોહવાસનાથી દુઃખી થાય છે. માટે અન્ય ભક્તિથી વાસનાઓ છૂટતી નથી, પણ સત્ભક્તિ તત્ત્વદર્શી સંતથી પ્રાપ્ત કરી ભક્તિની

કમાઈ કરનાર જ બધી વાસનાઓથી મુક્ત થઈ સત્‌લોક (ઋતધામ) જઈ શકે છે], જ્યાં ધડ પડ્યું ત્યાં તેને જમીનમાં દાટી દીધું. આ ધાર્મિક ઘટનાની યાદ બની રહે તે માટે યાદગારરૂપે મંદિર બનાવી દેવામાં આવ્યું, કારણ કે આવવાવાળા સમયમાં કોઈ એમ ના કહી દે કે પુરાણમાં ખોટું લખ્યું છે. તે મંદિરમાં એક સ્ત્રીનું ચિત્ર મૂકીને તેને વૈષ્ણો દેવી કહેવા લાગ્યા. તે મંદિરની દેખ-રેખ અને શ્રધ્ધાળુ દર્શકોને તે સ્થાનની કહાની બતાવવા માટે એક વ્યક્તિ નિયુક્ત કરવામાં આવ્યો. તેને બીજા ધાર્મિક વ્યક્તિ થોડુંક વેતન આપતા હતા, પછી તેના વંશજોએ તેના પર ભેટ, દાન લેવાનું શરુ કરી દીધું અને કહેવા લાગ્યા કે એક વ્યક્તિનો વ્યાપાર ઠપ્પ થઈ ગયો હતો, ત્યારે તેણે માતાને સો રૂપિયા ભેટનો સંકલ્પ કર્યો અને એક નારિયેળ ચઢાવ્યું, પછી તે બહુ ધનવાન થઈ ગયો. એક નિઃસંતાન દંપતિ હતું, તેણે માતાને ૨૦૦ રૂપિયા, એક સાડી, અને એક સોનાનો ગળાનો હાર ચઢાવાવનો સંકલ્પ કર્યો. તેને પુત્ર પ્રાપ્ત થઈ ગયો.

આ પ્રકારે ભોળી આત્માઓ આ દંતકથાઓ પર આધારિત થઈને પોતાની પવિત્ર ગીતાજી તથા પવિત્ર વેદોને ભૂલી ગયા, જેમાં તે બધી સાધનાઓ શાસ્ત્રવિધિ રહિત લખી છે. જેના કારણે ના કોઈ સુખ થાય છે, ના કોઈ કાર્ય સિદ્ધિ થાય છે, ન તો પરમગતિ (મુક્તિ) થાય છે. (પ્રમાણ : પવિત્ર ગીતા અધ્યાય ૧૬ મંત્ર ૨૩-૨૪) આ જ પ્રમાણે જ્યાં દેવીની આંખો પડી ત્યાં નૈના દેવીનું મંદિર અને જીભ પડી ત્યાં શ્રી જ્વાલાજીનું મંદિર તથા જ્યાં ધડ પડ્યું ત્યાં વૈષ્ણો દેવીના મંદિરની સ્થાપના થઈ.

### "પુરીમાં શ્રી જગન્નાથજીનું મંદિર કેવી રીતે બન્યું"

ઓરિસ્સાના પ્રાંતમાં એક ઈન્દ્રદમન નામનો રાજા હતો. તે ભગવાન શ્રી કૃષ્ણજીનો અનન્ય ભક્ત હતો. એક રાત્રે શ્રી કૃષ્ણજીએ રાજાને સ્વપ્નમાં દર્શન આપ્યા અને કહ્યું કે જગન્નાથ નામથી મારું એક મંદિર બનાવી દે. શ્રી કૃષ્ણજીએ સાથે-સાથે એમ પણ કહ્યું કે આ મંદિરમાં મૂર્તિપૂજા નથી કરવાની માત્ર એક સંત રાખજે જે દર્શકોને ભક્તોને પવિત્ર ગીતા અનુસાર પ્રચાર કરે, સમુદ્ર તટ પર તે સ્થાન પણ બતાવ્યું કે જ્યાં મંદિર બનાવવાનું હતું. સવારે ઊઠીને રાજા ઈન્દ્રદમને પોતાની પત્નીને કહ્યું કે આજે રાત્રિ દરમિયાન સપનામાં ભગવાન શ્રીકૃષ્ણજી દેખાયા હતા. મંદિર બનાવવાનું કહ્યું છે. રાણીએ કહ્યું શુભ કાર્યમાં વાર કેમ ? બધી સંપત્તિ તેમણે તો આપેલી છે. તેમને જ સમર્પિત કરવામાં શું વિચારવાનું છે ? રાજાએ તે સ્થાન પર મંદિર બનાવ્યું જે શ્રીકૃષ્ણજીએ સ્વપ્નમાં સમુદ્રના કિનારા પર બતાવ્યું હતું. મંદિર બનાવ્યા પછી સમુદ્રમાં તોફાન આવ્યું, મંદિરને તોડી નાખ્યું. કોઈ નિશાન પણ નહીં બચ્યું કે અહીં મંદિર હતું. આવી રીતે રાજાએ પાંચ વખત મંદિર બનાવડાવ્યું અને પાંચ વખત સમુદ્રએ મંદિરને તોડી નાખ્યું.

રાજાએ નિરાશ થઈને મંદિર નહિ બનાવાવનો નિર્ણય લીધો. રાજાએ વિચાર્યું કે સમુદ્ર મારા કયા જન્મનો બદલો લઈ રહ્યો છે. પૈસા ખલાસ થઇ ગયા પણ, મંદિર

બન્યું નહિ. થોડા સમય પછી પૂર્ણ પરમેશ્વર (કવિર્દેવ) જ્યોતિ નિરંજન (કાળ)ને આપેલા વચન અનુસાર રાજા ઇન્દ્રદમનની પાસે આવ્યા. તથા રાજાને કહ્યું તમે મંદિર બનાવો. હવે સમુદ્ર મંદિર (મહેલ) નહીં તોડે. રાજાએ કહ્યું સંતજી મને વિશ્વાસ થતો નથી, હું ભગવાન શ્રી કૃષ્ણ (વિષ્ણુ)જીના આદેશથી મંદિર બનાવી રહ્યો છું, તો પણ શ્રીકૃષ્ણજી સમુદ્રના તોફાનને રોકી નથી શકતા. પાંચ વખત મંદિર બનાવી ચૂકયો છું, આ વિચારીને કે ક્યાંક ભગવાન મારી પરીક્ષા તો નથી લઈ રહ્યા ને ? પરંતુ હવે તો પરીક્ષા આપવા યોગ્ય પણ નથી રહ્યો, કારણકે મંદિર નિર્માણ અર્થે પૈસા પણ નથી. હવે મંદિર બનાવવાનું મારા વશની વાત નથી. પરમેશ્વરે કહ્યું ઇન્દ્રદમન જે પરમેશ્વરે બધા બ્રહ્માંડોની રચના કરી છે, તે જ બધા કાર્ય કરવામાં સક્ષમ છે, બીજા પ્રભુ નહીં. મને તે પરમેશ્વરની વચન શક્તિ પ્રાપ્ત છે. હું સમુદ્રને રોકી શકું છું. (પોતાના અસલ રૂપને છુપાવીને સત્ય કહી રહ્યા હતા) રાજાએ કહ્યું કે સંતજી હું નથી માની શકતો કે શ્રી કૃષ્ણજીથી પણ કોઈ પ્રબળ શક્તિયુક્ત પ્રભુ છે. જ્યારે તે જ સમુદ્રને નથી રોકી શક્યા તો તમારી શું વિશાત છે ? મને વિશ્વાસ નથી થતો તથા મારી આર્થિક સ્થિતિ પણ નથી કે હું મંદિર (મહેલ) બનાવી શકું. સંતરૂપમાં આવેલા કર્વિદેવે (કબીર પરમેશ્વરે) કહ્યું રાજન જો મંદિર બનાવવાનું મન થાય તો મારી પાસે આવી જજો હું અમુક સ્થાન પર રહું છું. હવે સમુદ્ર મંદિરને નહીં તોડે, આવું કહીને પ્રભુ ચાલ્યા ગયા.

તે જ રાત્રે પ્રભુ શ્રીકૃષ્ણજી એ ફરી રાજા ઇન્દ્રદમનને દર્શન આપ્યા તથા કહ્યું ઇન્દ્રદમન એક વાર ફરી મંદિર (મહેલ) બનાવ. જે તારી પાસે સંત આવ્યા હતા તેનો સંપર્ક કરીને સહાયતાની યાચના કર. તે જેવા તેવા સંત નથી. તેમની ભક્તિશક્તિનો કોઈ વાર પાર નથી.

રાજા ઇન્દ્રદમન નિંદરમાંથી જાગ્યો. સ્વપ્નનું પુરુ વૃત્તાંત પોતાની રાણીને કહ્યું. રાણીએ કહ્યું કે પ્રભુ કહી રહ્યા છે તો તમે ના ચૂકશો. પ્રભુનો મહેલ ફરી બનાવી દો. રાણીની સદ્‌ભાવનાયુક્ત વાણી સાંભળીને રાજાએ કહ્યું કે હવે તો કોષ (રૂપિયા) પણ ખાલી થઈ ગયા છે. અગર મંદિર નહીં બનાવરાવીએ તો પ્રભુ અપ્રસન્ન થઇ જશે, હું તો ધર્મસંકટમાં ફસાઈ ગયો છું. રાણીએ કહ્યું મારી પાસે ઘરેણાં રાખ્યાં છે. તેનાથી આસાનીથી મંદિર બની જશે, તમે આ ઘરેણાં લો અને પ્રભુના આદેશનું પાલન કરો, એમ કહીને રાણીએ બધાં ઘરેણાં જે ઘરમાં હતાં તે તથા પહેરેલાં હતાં તે પણ ઉતારીને પ્રભુના નિમિત્તે પોતાના પતિના ચરણોમાં સમર્પિત કરી દીધા. રાજા ઇન્દ્રદમન તે સ્થાન પર ગયા જ્યાં પરમેશ્વરે સંત રૂપમાં આવીને બતાવ્યું હતું. કબીર પ્રભુ એટલે કે અપરિચિત સંતને શોધીને સમુદ્રને રોકવાની પ્રાર્થના કરી. પ્રભુ કબીરજી (કવિર્દેવ)એ કહ્યું કે જે તરફથી સમુદ્રોની લહેરો ઊંચી થઈને આવે છે, તે જગ્યાએ સમુદ્રના કિનારે એક ચોરો (બેસવાનો નાનો ચબુતરો) બનાવી દે. જેના પર હું બેસીને પ્રભુની ભક્તિ કરીશ તથા સમુદ્રને રોકીશ. રાજાએ એક મોટા પથ્થરને કારીગરો વડે ચબુતરા જેવું બનાવ્યું, પરમેશ્વર કબીર તેના પર બેસી ગયા. છઠ્ઠી વખત મંદિર બનાવવાનો પ્રારંભ થયો. તે સમયે એક નાથ

પરંપરાના સિદ્ધ મહામાત્મા આવી ગયા. નાથજીએ રાજાને કહ્યું બહુ જ સરસ મંદિર બનાવી રહ્યા છો, આમાં મૂર્તિ પણ સ્થાપિત કરવી જોઈએ. મૂર્તિ વગર મંદિર કેવું ? આ મારો આદેશ છે. રાજા ઇન્દ્રદમને હાથ જોડીને કહ્યું નાથજી પ્રભુ શ્રી કૃષ્ણજીએ મને સ્વપ્નમાં દર્શન આપીને મંદિર બનાવાનો આદેશ આપ્યો હતો તથા કહ્યું હતું કે આ મંદિર (મહેલ)માં ના તો મૂર્તિ મૂકવાની છે, ના તો પાખંડ પૂજા કરવાની છે. રાજાની વાત સાંભળીને નાથજીએ કહ્યું સ્વપ્નું પણ કંઈ સાચું હોય છે ? મારા આદેશનું પાલન કરો અને ચંદનની લાકડીની મૂર્તિ અવશ્ય સ્થાપિત કરો. આમ કહીને નાથજી જલ-પાન કર્યા વગર ઊઠી ગયા. રાજાએ ડરીને ચંદનની લાકડી મંગાવી તથા કારીગરને મૂર્તિ બનાવવાનો આદેશ આપ્યો. એક મૂર્તિ શ્રીકૃષ્ણજીની સ્થાપિત કરવાનો આદેશ શ્રી નાથ (ગોરખનાથ)જીનો હતો. પછી ગુરુઓ - સંતોએ રાજાને સલાહ આપી કે એકલા પ્રભુ કેવી રીતે રહેશે ? તે તો શ્રી બલરામને હંમેશા સાથે રાખતા હતા. એકે કહ્યું કે બહેન સુભદ્રા તો ભગવાન શ્રીકૃષ્ણજીની લાડલી બહેન હતી, તે કેવી રીતે પોતાના ભાઈ વગર રહી શકે છે ? ત્રણ મૂર્તિઓ બનાવવાનો નિર્ણય લેવામાં આવ્યો, તે માટે ત્રણ કારીગર નિયુક્ત કર્યા. મૂર્તિઓ તૈયાર થતા જ ટુકડે ટુકડા થઈ ગયા. આવી રીતે ત્રણ વખત મૂર્તિઓ ખંડિત થઇ ગઈ. રાજા ખૂબ ચિંતિત થયો. અને વિચાર્યું કે મારા ભાગ્યમાં આ યશ તથા પુણ્ય કર્મ નથી. મંદિર બને છે ને તૂટી જાય છે. અને હવે મૂર્તિઓ તૂટી રહી છે. નાથજી નારાજ થઈને ગયા છે. અગર કહીશ કે મૂર્તિઓ તૂટી જાય છે, તો વિચારશે કે રાજા બહાનુ બનાવે છે એમ કહી મને શ્રાપ ના આપી દે. ચિંતાગ્રસ્ત રાજા આહાર પણ નથી કરી રહ્યો, રાત્રે સૂઈ પણ નથી શક્યો. સવારે બેચેન અવસ્થામાં રાજ દરબારમાં ગયો. તે સમયે પૂર્ણપરમાત્મા (કવિર્દેવ) કબીર પ્રભુ એક ૮૦ વર્ષના કારીગરનું રૂપ બનાવીને રાજ દરબારમાં ઉપસ્થિત થયા. કમર પર એક થેલો લટકાવેલો હતો, જેમાં આરી સ્પષ્ટ દેખાઈ રહી હતી, માનો કે વગર કહે કારીગરનો પરિચય આપી રહી હતી તથા બીજા સાધનો વગેરે થેલામાં ભર્યા હતા. કારીગર વેશમાં પ્રભુએ રાજાને કહ્યું મેં સાંભળ્યું છે કે પ્રભુના મંદિર માટે મૂર્તિઓ પૂર્ણ બની નથી રહી. હું ૮૦ વર્ષનો વૃદ્ધ થઈ ચૂકયો છું. તથા ૬૦ વર્ષનો અનુભવ છે. ચંદનના લાકડાની મૂર્તિ પ્રત્યેક કારીગર નથી બનાવી શકતા. જો તમારી આજ્ઞા હોય તો સેવક ઉપસ્થિત છે. રાજાએ કહ્યું કારીગર તમે જ મારા માટે ભગવાન રૂપમાં કારીગર બનીને આવ્યા લાગો છો. હું બહુ જ ચિંતિત હતો. વિચારી જ રહ્યો હતો કે કોઈ અનુભવી કારીગર મળે તો સમસ્યાનું સમાધાન થઈ જાય. આપ જલદીથી મૂર્તિઓ બનાવી દો. વૃદ્ધ કારીગરરૂપમાં આવેલા કવિર્દેવ (કબીર પ્રભુ)એ કહ્યું રાજન મને એક રૂમ આપી દો, જેમાં બેસીને પ્રભુની મૂર્તિ બનાવીશ. હું અંદરથી બારણું બંધ રાખીને સ્વચ્છતાથી મૂર્તિઓ બનાવીશ. આ મૂર્તિઓ જ્યારે તૈયાર થઈ જશે ત્યારે જ દરવાજો ખુલશે, અગર વચ્ચે કોઈ દરવાજો ખોલી નાખશે તો જેટલી મૂર્તિ તૈયાર થઈ હશે તેટલી જ રહી જશે. રાજાએ કહ્યું જેવું આપ ઉચિત સમજો તેવું કરો.



परमेश्वर कबीर जी द्वारा समुन्द्र से जगन्नाथ मन्दिर को तोड़ने से बचाया

મૂર્તિઓ બનાવતા બાર દિવસ વીતી ગયા. ત્યારે નાથજી (ગોરખનાથ) પણ પાછા આવી ગયા. નાથજીએ રાજાને પૂછયું ઇન્દ્રદમન મૂર્તિઓ બની ગઈ ? રાજાએ હાથ જોડીને કહ્યું તમારી આજ્ઞાનું પૂર્ણ પાલન કરવામાં આવી રહ્યું છે મહાત્માજી, પરંતુ મારું દુર્ભાગ્ય છે કે મૂર્તિઓ બની નથી રહી. અડધી બનતા જ ટુકડે ટુકડા થઈ જાય છે. નોકરોની પાસે મૂર્તિઓના ટુકડા મંગાવીને નાથજીને વિશ્વાસ આપવા માટે બતાવ્યા. નાથજીએ કહ્યું કે મૂર્તિ અવશ્ય બનાવવાની છે. હવે બનાવો હું જોઉં છું કેવી રીતે મૂર્તિ તૂટે છે. રાજાએ કહ્યું, નાથજી પ્રયત્ન કરી રહ્યા છીએ. પ્રભુના મોકલેલ એક અનુભવી ૮૦ વર્ષના કારીગર બંધ રૂમમાં મૂર્તિ બનાવી રહ્યા છે. તેણે કહ્યું છે કે મૂર્તિઓ બની જાય પછી હું જાતે જ દરવાજો ખોલી દઈશ. અગર કોઈએ વચ્ચેથી દરવાજો ખોલી દીધો તો જેટલી મૂર્તિઓ તૈયાર થઈ હશે તેટલી જ રહી જશે. આજે તેને મૂર્તિ બનાવતા બાર દિવસ થઈ ગયા છે. ના તો તે બહાર નીકળ્યા કે ન તો જળપાન તથા આહાર પણ નથી કર્યો. નાથજીએ કહ્યું કે મૂર્તિઓ જોવી જોઈએ, કેવી બનાવી રહ્યો છે ? બનાવ્યા પછી શું જોવાનું, ઠીક નહીં બની હોય તો ઠીક બનાવરાવશું. આમ કહીને નાથજી રાજા ઇન્દ્રદમનને સાથે લઈને તે રૂમની સામે ગયા, જયાં મૂર્તિઓ બનાવી રહ્યા હતા તથા અવાજ લગાવ્યો કારીગર દરવાજો ખોલો. કેટલીયે વખત કહ્યું પણ દરવાજો ખુલ્યો નહિ તથા જે ખટ ખટનો અવાજ આવી રહ્યો તો, તે પણ બંધ થઈ ગયો. નાથજીએ કહ્યું કે ૮૦ વર્ષના વૃધ્ધ કહી રહ્યા છો. ૧૨ દિવસથી ખાધું-પીધું પણ નથી. હવે અવાજ પણ બંધ છે, ક્યાંક મરી ના ગયો હોય ? ધક્કો મારીને દરવાજો તોડી દીધો, જોયું તો ત્રણ મૂર્તિઓ મૂકી હતી, ત્રણેના હાથ અને પગનાં પંજા બન્યા નહતા. કારીગર અંર્તધ્યાન હતો.

મંદિર બનીને તૈયાર થઈ ગયું અને બીજો કોઈ રસ્તો ના મળતા પોતાના હઠ ઉપર અડગ નાથજીએ કહ્યું આ જ મૂર્તિઓની સ્થાપના કરી દો, બની શકે પ્રભુને

આ જ સ્વીકાર હોય, લાગે છે શ્રીકૃષ્ણ સ્વયં મૂર્તિઓ બનાવીને ગયા છે.
મુખ્ય પાંડેએ (પંડિતે) શુભ મુહૂર્ત કાઢીને આગલા દિવસે જ મૂર્તિઓની સ્થાપના કરી દીધી. બધા પાંડે તથા મુખ્ય પાંડે અને રાજા તથા સૈનિક તથા શ્રદ્ધાળુઓ મૂર્તિઓમાં પ્રાણપ્રતિષ્ઠા કરવા ચાલ્યા. પૂર્ણપરમેશ્વર (કવિર્દેવ) એક શુદ્રનું રૂપ ધારણ કરીને મંદિરના મુખ્ય દ્વારના મધ્યમાં મંદિરની તરફ મુખ કરીને ઊભા થઈ ગયા. એવી લીલા કરી રહ્યા હતા માનો તેમને ખબર જ ના હોય કે પાછળથી પ્રભુની પ્રાણપ્રતિષ્ઠા માટે સેના આવી રહી છે. આગળ-આગળ મુખ્ય પાંડા (પંડો) ચાલી રહ્યો હતો. પરમેશ્વર છતાં પણ દ્વારના મધ્યમાં ઊભા રહ્યા. નજીક આવીને મુખ્ય પાંડાએ (પંડાએ) શુદ્ર રૂપમાં ઊભેલા પરમેશ્વરને એવી રીતે ધક્કો માર્યો કે તે દૂર જઈને પડ્યા તથા એકાંત સ્થાન પર શુદ્ર લીલા કરતાં બેસી ગયા. રાજા સહિત બધા શ્રદ્ધાળુઓએ મંદિરના અંદર જઈને જોયું તો બધી મૂર્તિઓ તેજ દ્વાર પર ઊભા શુદ્ર રૂપ પરમેશ્વરનું રૂપ ધારણ કરેલી હતી. આ આશ્ચર્યને જોઈને ઉપસ્થિત વ્યકિત અચંબિત થઈ ગયા. મુખ્ય પંડિત કહેવા લાગ્યો કે પ્રભુ ક્ષુબ્ધ થઇ ગયા છે, કારણ કે મુખ્ય દ્વારને તે શુદ્રએ અપવિત્ર કરી દીધું છે. એટલા માટે બધી મૂર્તિઓએ શુદ્ર રૂપ ધારણ કરી લીધું છે. બહુ અનિષ્ઠ થઇ ગયું છે. થોડાક સમય પછી મૂર્તિઓ પોતાના વાસ્તવિકરૂપમાં આવી ગઇ. ગંગાજળથી કેટલીયવાર સ્વચ્છ કરીને પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી. [કર્વિદેવે કહ્યું અજ્ઞાનતા તથા પાખંડવાદની ચરમસીમા જુઓ. કારીગર મૂર્તિના ભગવાન બનાવે છે. પછી પૂજારી અથવા બીજા સંત તે મૂર્તિરૂપી પ્રભુમાં પ્રાણ પૂરે છે એટલે કે પ્રભુને જીવનદાન આપે છે. ત્યારે તે માટી અથવા લાકડીના પ્રભુ કાર્યસિદ્ધ કરે છે, વાહ રે પાખંડીઓ બહુ મૂર્ખ બનાવ્યા પ્રભુપ્રેમી આત્માઓને]
મૂર્તિ સ્થાપના થઈ ગયા પછી કેટલાક દિવસ પછી લગભગ ચાલીસ ફૂટ ઊંચી લહેરો સમુદ્રમાં પાણીની ઊઠી જેને સમુદ્રી તોફાન કહે છે તથા પાણી બહુ વેગથી મંદિરની તરફ ધસી ગયું. સામે કબીર પરમેશ્વર ચબૂતરા પર બેઠા હતા. પોતાનો એક હાથ ઉઠાવ્યો જેમ આશીર્વાદ આપવામાં આવશે તેમ, સમુદ્ર ત્યાં ઊઠેલો ને ઊઠેલો રોકાઈ ગયો તથા પર્વતની જેમ ઊભો રહ્યો, આગળ ના વધી શકયો. વિપ્ર (બ્રાહ્મણ)નું રૂપ બનાવીને સમુદ્ર આવ્યો તથા ચબુતરા ઉપર બેઠેલા પ્રભુને કહ્યું કે ભગવાન તમે મને રસ્તો આપી દો, હું મંદિર તોડવા જઈશ. પ્રભુએ કહ્યું કે આ મંદિર નથી. આ તો મહેલ (આશ્રમ) છે. આમાં વિદ્વાન પુરુષ રહેશે તથા પવિત્ર ગીતાજીનું જ્ઞાન આપશે. તમને આનો નાશ કરવાનું શોભતું નથી. સમુદ્રએ કહ્યું કે હું આને અવશ્ય તોડીશ. પ્રભુએ કહ્યું કે જાઓ કોણ રોકે છે. સમુદ્ર એ કહ્યું કે હું વિવશ થઇ ગયો છું. તમારી શક્તિ અપાર છે. મને રસ્તો આપી દો પ્રભુ. પરમેશ્વર કબીર સાહેબે પૂછ્યું કે તમે આવુ કેમ કરી રહ્યા છો ? વિપ્ર (બ્રાહ્મણ) રૂપમાં ઉપસ્થિત સમુદ્રએ કહ્યું કે જ્યારે આ શ્રીકૃષ્ણ ત્રેતા યુગમાં શ્રીરામચન્દ્ર રૂપમાં આવ્યા હતા ત્યારે એણે મને અગ્નિબાણ બતાવીને સારું ખોટું કહીને અપમાનિત કરીને રસ્તો માંગ્યો હતો. હું તેનો બદલો લેવા જઈ રહ્યો છું.
પરમેશ્વર કબીરજીએ કહ્યું કે બદલો તો તમે પહેલા જ લઈ ચૂકયા છો. તમે

દ્વારિકાને ડુબાડી રાખી છે. સમુદ્રએ કહ્યું કે હજુ પૂરી નથી ડુબાડી શક્યો, અડધી રહી ગઈ છે. તે સમયે પણ કોઈ પ્રબળ શક્તિ યુકત સંત સામે આવી ગયા હતા, જે કારણથી હું દ્વારિકાને પૂર્ણ રૂપથી નથી ડુબાડી શક્યો. હજુ પણ કોશિષ કરું છું તો ત્યાં નથી જઈ શકતો. ત્યાં મને બાંધી રાખ્યો છે.

ત્યારે પરમેશ્વર કબીરજી (કવિર્દેવ)એ કહ્યું ત્યાં પણ હું જ પહોંચ્યો હતો. મેં જ તે અવશેષ બચાવ્યો હતો. હવે જા બાકી બચેલી દ્વારિકાને પણ ખતમ કરી દે, પરંતુ તે યાદગાર સ્થાનને છોડી દે જે, જયાં શ્રીકૃષ્ણજીના શરીરના અંતિમ સંસ્કાર થયા હતા. (શ્રીકૃષ્ણજીના અંતિમ સંસ્કાર સ્થળ પર બહુ મોટું મંદિર બનાવ્યું છે એટલે તે યાદગાર પ્રમાણ બની રહેશે કે વાસ્તવમાં શ્રીકૃષ્ણનું મૃત્યુ થયું હતું. તથા પંચભૂત શરીર છોડી ગયા હતા. નહીં તો આવવાવાળા સમયમાં કહેવાશે કે શ્રીકૃષ્ણજીનું તો મૃત્યુ જ નહોતું થયું) આજ્ઞા પ્રાપ્ત કરીને બાકી દ્વારિકાને પણ સમુદ્રએ ડૂબાડી દીધી. પરમેશ્વર કબીરજી (કવિર્દેવ)એ કહ્યું હવે તમે ભવિષ્યમાં ક્યારે પણ આ જગન્નાથ મંદિરને તોડવાનો પ્રયત્ન નહીં કરતા તથા આ મહેલથી દૂર ચાલ્યો જા. આવી પ્રભુની આજ્ઞા માનીને પ્રણામ કરીને સમુદ્ર મંદિરથી લગભગ દોઢ કિલોમીટર દૂર હટી (ચાલ્યો) ગયો આવી રીતે શ્રી જગન્નાથજીના મંદિરની એટલે કે ધામની સ્થાપના થઈ.

**''શ્રી જગન્નાથજીના મંદિરમાં છૂઆછૂત પ્રારંભથી જ નથી''**

કેટલાક દિવસો પછી જે પંડિતે કબીરજીને શૂદ્ર રૂપમાં ધક્કો માર્યો હતો તેને કુષ્ટ રોગ થઈ ગયો. બધી જ દવાઓ કરવા છતાં સ્વસ્થ ના થયો. કુષ્ટ રોગનું કષ્ટ વધારે ને વધારે વધતુ ગયું. બધી ઉપાસનાઓ પણ કરી, શ્રી જગન્નાથજીની સામે રડી રડીને સંકટ નિવારણ માટે પ્રાર્થના કરી પરંતુ બધી પ્રાર્થના નિષ્ફળ રહી. સ્વપ્નમાં શ્રીકૃષ્ણજીએ દર્શન આપ્યા તથા કહ્યું પંડિત, તે સંતના ચરણ ધોઇને ચરણામૃતનું પાન કર જેને તેં મંદિરના મુખ્ય દ્વાર પર ધક્કો માર્યો હતો. ત્યારબાદ તેના આશીર્વાદથી તારો કુષ્ટ રોગ ઠીક થઈ શકે છે. અગર તે તને હૃદયથી માફ કરે તો, અન્યથા નહીં. મરતો શું ના કરે ?

તે મુખ્ય પંડિત સવારે ઊઠ્યો. કેટલાક સહયોગી પંડિતોને સાથે લઈને તે સ્થાન પર ગયો જ્યાં પ્રભુ કબીર શૂદ્ર રૂપમાં બિરાજમાન હતા. જેવો પંડિત પ્રભુના નજીક આવ્યો તો પરમેશ્વર ઊભા થઈને ચાલ્યા તથા કહ્યું કે પંડિત હું તો અછૂત છું, મારાથી દૂર રહેજે, ક્યાંક તમે અપવિત્ર ના થઈ જાઓ. પંડિત નજીક પહોંચ્યો, પરમેશ્વર ફરી આગળ ચાલ્યા ત્યારે પંડિત ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો તથા કહ્યું કે પરવરદીગાર, મારી ભૂલ ક્ષમા કરી દો. ત્યારે દયાળું પ્રભુ ઊભા રહી ગયા. પંડિતે આદરની સાથે એક સ્વચ્છ વસ્ત્ર જમીન પર બિછાવીને પ્રભુને બેસવાની પ્રાર્થના કરી. પ્રભુ તે વસ્ત્ર ઉપર બેસી ગયા. ત્યારે તે પંડિતે સ્વયં ચરણ ધોયા તથા ચરણામૃતને પાત્રમાં ભરી લીધું. પ્રભુ કબીરજીએ કહ્યું પંડિત ચાલીસ દિવસ સુધી આ પાણીને પીજે તથા સ્નાન કરવાના જળમાં થોડું નાંખીને સ્નાન કરતો રહેજે. ચાલીસમાં દિવસે તારો કુષ્ટ રોગ સમાપ્ત થઈ જશે તથા કહ્યું કે ભવિષ્યમાં પણ આ

જગન્નાથજીના મંદિરમાં કોઈએ છૂઆછૂત કર્યું તો તેને પણ દંડ મળશે. બધા ઉપસ્થિત વ્યક્તિઓએ વચન આપ્યું કે આજ પછી આ પવિત્ર સ્થાન પર કોઈ છૂઆછૂત નહીં કરવામાં આવે.

**વિચાર કરો** :- હિંદુસ્તાનમાં એક જ મંદિર આવું છે જેમાં પ્રારંભથી છૂઆછૂત નથી.

મુજ દાસને (દાસ રામપાલજીને) પણ તે સ્થાનને જોવાનો અવસર પ્રાપ્ત થયો. કેટલાક સેવકોની સાથે તે સ્થળને જોવા માટે ગયો હતો કે થોડાક પ્રમાણ પ્રાપ્ત કરું ત્યાં આગળ બધા પ્રમાણ આજે પણ સાક્ષી મળ્યા. જે પથ્થર (ચબૂતરા) ઉપર બેસીને કબીર પરમેશ્વરજીએ મંદિરને બચાવવા માટે સમુદ્રને રોક્યો હતો તે આજે પણ વિદ્યમાન છે. તેની ઉપર એક યાદગાર રૂપમાં ગુંબજ બનાવી રાખ્યો છે. ત્યાં પણ બહુ જૂનો મહંત (રખેવાળ) પરંપરાવાળો એક આશ્રમ પણ વિદ્યમાન છે. ત્યાં લગભગ સિત્તેર વરસના વૃદ્ધ મહંતજીથી ઉપરના મંદિરની સમુદ્રથી રક્ષાની જાણકારી માંગી તો તેણે પણ આજ કહ્યું તથા કહ્યું કે મારા પૂર્વજ કેટલીય પેઢીથી અહીંયા મહંત (રખેવાળ) રહ્યા છે. અહીંયા શ્રી ધર્મદાસ સાહેબ અને તેમની પત્ની ભક્તમતિ આમનીદેવીએ શરીરત્યાગ કર્યો હતો. બંનેની સમાધિઓ પણ સાથે બનેલી દેખાડી.

પછી અમે શ્રી જગન્નાથજીના મંદિરમાં ગયાં. ત્યાં મૂર્તિ પૂજા આજે પણ નથી. પરંતુ પ્રદર્શની અવશ્ય લગાવી રાખી છે.

જે ત્રણ મૂર્તિઓ ભગવાન શ્રી કૃષ્ણજી તથા શ્રી બલરામજી અને બહેન સુભદ્રાજીની મંદિરની અંદર સ્થાપિત છે તેમના બંને હાથોના પંજા નથી, બંને હાથ ઠૂઠા છે. તે મૂર્તિઓની પણ પૂજા નથી થતી, માત્ર દર્શન માટે રાખી છે. ત્યાં આગળ એક ગાઈડ પંડિતને પૂછયું કે સાંભળ્યું છે કે આ મંદિર પાંચ વખત સમુદ્રએ તોડયું હતું અને ફરી બનાવ્યું હતું, સમુદ્રએ કેમ તોડયું ? પછી કોણે સમુદ્રને રોક્યો હતો ? પંડિતે કહ્યું આટલું તો મને ખબર નથી આ બધી કૃપા જગન્નાથજીની હતી, તેમણે જ સમુદ્રને રોક્યો હતો, સાંભળ્યું છે કે સમુદ્રએ ત્રણવાર મંદિરને તોડયું હતું. મેં ફરી પ્રશ્ન કર્યો કે પ્રથમ વાર જ કેમ સમુદ્રને ના રોક્યો પ્રભુએ ? પંડિતે ઉત્તર આપ્યો કે લીલા છે જગન્નાથની.

મેં ફરી પૂછયું કે આ મંદિરમાં છૂતાછૂત છે કે નહીં ? તેણે કહ્યું જ્યારથી મંદિર બન્યું છે ત્યારથી અહીં કોઈ છૂતાછૂત નથી. મંદિરમાં શુદ્ર તથા પંડિત એક થાળીમાં જમી શકે છે, કોઈ મનાઈ નથી કરતું. મેં પ્રશ્ન કર્યો પંડિતજી બીજા હિંદુ મંદિરોમાં તો પહેલા બહુ જ છૂતાછૂત હતી, આમાં કેમ નથી ? પ્રભુ તો તે જ છે. પાંડેએ જવાબ આપ્યો લીલા છે જગન્નાથની.

હવે પુણ્ય આત્માઓ વિચાર કરો કે સત્યને કેટલું દબાવી દીધું છે, એક લીલા જગન્નાથની કહીને. તે પવિત્ર યાદગાર તો આદરણીય છે, પરંતુ આત્મકલ્યાણ તો માત્ર પવિત્ર ગીતાજી અને પવિત્ર વેદોમાં વર્ણિત તથા પરમેશ્વર કબીરજી દ્વારા આપેલા તત્ત્વજ્ઞાન અનુસાર ભક્તિસાધના કરવા માત્રથી જ સંભવ છે, અન્યથા શાસ્ત્રવિરુદ્ધ હોવાથી માનવજીવન વ્યર્થ થઈ જશે. પ્રમાણ ગીતા અધ્યાય ૧૬ મંત્ર-

૨૩, ૨૪. શ્રી જગન્નાથના મંદિરમાં પ્રભુના આદેશાનુસાર પવિત્ર ગીતાજીના જ્ઞાનની મહિમાના ગુણગાન કરવા જ શ્રેયસ્કર છે તથા જેમ શ્રીમદ્ ભગવત ગીતાજીમાં ભક્તિવિધિ છે તે જ પ્રમાણે સાધના કરવા માત્રથી જ આત્મકલ્યાણ સંભવ છે, અન્યથા જગન્નાથજીના દર્શન માત્ર અથવા ખિચડીનો પ્રસાદ ખાવા માત્રથી કોઈ લાભ નથી, કારણ કે આ ક્રિયા શ્રી ગીતાજીમાં વર્ણિત ન હોવાથી શાસ્ત્રવિરુદ્ધ થઈ, જે અધ્યાય-૧૬ મંત્ર ૨૩-૨૪ માં પ્રમાણ છે.

**"સ્વર્ગની પરિભાષા શું છે ?"**

ઉદાહરણ અર્થ સ્વર્ગને એક હોટલ (રેસ્ટોરન્ટ) સમજો. જેમ કોઈ ધનવાન વ્યક્તિ ગરમીની મોસમમાં શિમલા યા કુલ્લુ મનાલી જેવાં શહેરોમાં ઠંડાં સ્થાનો પર જાય છે. ત્યાં કોઈ હોટલમાં રહે છે. જેમાં રૂમનું ભાડું તથા જમવાનો ખર્ચો આપવાનો હોય છે. બે યા ત્રણ મહિનામાં ૨૦-૩૦ હજાર રૂપિયા ખર્ચ કરીને પાછા પોતાના કર્મક્ષેત્ર પર આવી જાય છે. પછી દસ મહિના મજૂરી મહેનત કરો. ફરી બે મહિના પોતાની જ કમાઈ ખર્ચ કરી પાછા આવો. અગર કોઈ વર્ષે કમાઈ (કમાણી) સારી ન થઈ તો તે બે મહિનાના સુખને પણ તરસો.

ઠીક આ જ પ્રમાણે સ્વર્ગ સમજો:- આ પૃથ્વીલોક પર સાધના કરીને થોડોક સમય સ્વર્ગરૂપી હોટલમાં ચાલ્યો જાય છે, પછી પોતાની પુણ્ય કમાઈ ખર્ચ કરીને પાછા નરક તથા ચૌરાસી લાખ પ્રાણીઓના શરીરમાં કષ્ટ પાપકર્મના આધાર પર ભોગવવું પડે છે.

જ્યાં સુધી તત્ત્વદર્શી સંત નહીં મળે ત્યાં સુધી જન્મ-મૃત્યુ તથા સ્વર્ગ-નરક અને ચૌરાસી લાખ યોનિયોના કષ્ટ બની જ રહેશે. કારણ કે **માત્ર પૂર્ણપરમાત્માના સતનામ તથા સારનામ જ પાપોનો નાશ કરે છે. અન્ય પ્રભુઓની પૂજાથી પાપ નષ્ટ નથી થતા. બધાં કર્મોનું જેવું છે તેવું (યથાવત્) ફળ મળે છે.**

એટલા માટે ગીતા અધ્યાય ૮ શ્લોક ૧૬માં કહ્યું છે કે બ્રહ્મલોક (મહાસ્વર્ગ) સુધી સર્વ લોક નાશવાન છે જ્યારે સ્વર્ગ-મહાસ્વર્ગ જ નહીં રહે ત્યારે સાધકનું ક્યાં ઠેકાણું હશે ? કૃપયા વિચાર કરો.

**પ્રશ્ન** :- શું ગીતાજીનો નિત્ય પાઠ કરવાથી કોઈ લાભ નથી ? જે દાન કરે છે જેમ કે કૂતરાને રોટી, ભૂખ્યાને ભોજન, કિડીઓને લોટ, તીર્થો પર ભંડારા વગેરે કરે છે, શું તે પણ વ્યર્થ છે ?

**ઉત્તર** :- ધાર્મિક સદ્ગ્રંથોના પઠન-પાઠનથી જ્ઞાનયજ્ઞનું ફળ મળે છે. યજ્ઞનું ફળ થોડો સમય સ્વર્ગ અથવા જે ઉદ્દેશ્યથી કર્યો હોય તેનું ફળ મળી જાય છે, પરંતુ મોક્ષ નહીં. નિત્ય પાઠ કરવાનું મુખ્ય કારણ એ હોય છે કે સદગ્રંથોમાં જે સાધના કરવાનો નિર્દેશ છે તથા જે ના કરવાનો નિર્દેશ છે તેની યાદ તાજી રહે. ક્યારેક કોઈ ભૂલ ન થઈ જાય. જેનાથી આપણે વાસ્તવિક ઉદ્દેશ્ય ત્યાગીને ગફલત કરીને શાસ્ત્રવિધિ ત્યાગીને મનમાની પૂજા (આચરણ) ના કરવા લાગી જઈએ તથા મનુષ્યજીવનના મુખ્ય ઉદ્દેશ્યની યાદ બની રહે કે **મનુષ્ય જીવનનો મૂળ ઉદ્દેશ્ય આત્મકલ્યાણ**

**જ છે જે શાસ્ત્ર અનુકૂળ સાધનાથી જ સંભવ છે.**

જેમ એક જમીનદાર ને વૃધ્ધાઅવસ્થામાં પુત્રની પ્રાપ્તિ થઈ. ખેડૂતે વિચાર્યું કે જ્યાં સુધી બાળક જવાન થશે, પોતાની ખેતીવાડીના કાર્યને સંભાળવા યોગ્ય થશે ત્યાં સુધીમાં ક્યાંક મારું મૃત્યુ ના થઈ જાય. એટલા માટે ખેડૂતે પોતાના અનુભવ લખીને છોડી ગયો તથા પોતાના પુત્રને કહ્યું કે પુત્ર જયારે તું જવાન થાય, ત્યારે પોતાની ખેતી-વાડીના કાર્યને સમજવા માટે આ મારા અનુભવના લેખને દરરોજ વાંચી લેજે અને પોતાની ખેતી કરજે. પિતાજીના મૃત્યુના પછી ખેડૂતનો પુત્ર દરરોજ પિતાજી દ્વારા લખેલા અનુભવના લેખને વાંચતો. પરંતુ જેવું તેમાં લખ્યું છે તેવું નથી કરી રહ્યો. તો તે ખેડૂતનો પુત્ર શું ધનવાન થઈ શકશે ? ક્યારેય નહિ. તેવું જ કરવું જોઈએ જે પિતાજીએ પોતાના અનુભવો લેખમાં લખ્યા છે.

ઠીક આ જ પ્રમાણે ગીતાજીના પાઠ તો શ્રધ્ધાળુ નિત્ય કરે છે પરંતુ સાધના સદગ્રંથથી વિપરીત કરી રહ્યા છે એટલા માટે ગીતા અધ્યાય ૧૬ શ્લોક-૨૩થી ૨૪ના અનુસાર વ્યર્થ સાધના છે.

જેમ કે, **ત્રણ ગુણો (રજો ગુણ-બ્રહ્માજી, સતો ગુણ-વિષ્ણુજી, તમો ગુણ-શિવજી)ની પૂજા ગીતા અધ્યાય સાત શ્લોક-૧૨થી ૧૫ તથા ૨૦થી ૨૩માં મનાઈ છે. તથા શ્રાદ્ધ કરવાની એટલે કે પિત્તર પૂજા, પિંડ ભરવા, અસ્થિઓ ઉઠાવીને ગંગામાં ક્રિયા કરવાની, તેરમી-બારમી, સત્તરમી, મહિનો, ૬ મહિના, વર્ષીય વગેરે કરવાની ગીતા અધ્યાય ૯ શ્લોક-૨૫માં મનાઈ છે. વ્રત રાખવું ગીતા અધ્યાય-૬ શ્લોક-૧૬માં મનાઇ છે. લખ્યું છે કે હે અર્જુન ! યોગ (ભક્તિ) ન તો બિલ્કુલ નહીં ખાવાવાળા (વ્રત રાખવાવાળા)ની સિદ્ધ થાય છે, એટલે કે વ્રત રાખવાની મનાઈ છે.**

ભૂખ્યાને ભોજન આપો. કૂતરા વગેરે જીવ-જંતુઓ અને પશુઓને આહાર કરાવવો ખરાબ નથી. પરંતુ પૂર્ણ સંતના માધ્યમથી તેમની આજ્ઞા અનુસાર દાન તથા યજ્ઞ વગેરે કરવા જ પૂર્ણ લાભદાયક છે.

જેવી રીતે એક કૂતરું કારની અંદર માલિકની સીટ પર બેસીને યાત્રા કરે છે. કૂતરાનો ડ્રાઈવર મનુષ્ય હોય છે. તે પશુને સામાન્ય મનુષ્યથી વધારે સુવિધા પ્રાપ્ત થાય છે. અલગ રૂમ, કુલર, પંખો વગેરે લગાવેલા હોય છે. જયારે તે નાદાન પ્રાણી મનુષ્ય શરીરમાં હતો, ત્યારે દાન પણ કર્યું પરંતુ મનમરજીનું આચરણ (પૂજા)ના માધ્યમથી કર્યું જે શાસ્ત્રવિધિના વિપરીત હોવાના કારણે લાભદાઈ ના થયું. પ્રભુનું વિધાન છે કે 'જેવું પણ કર્મ પ્રાણી કરશે તેનું ફળ અવશ્ય મળશે.' આ વિધાન ત્યાં સુધી લાગુ છે જ્યાં સુધી તત્ત્વદર્શિત સંત પૂર્ણપરમાત્માનો માર્ગદર્શક ના મળે.

જેવું કર્મ પ્રાણી કરશે તેવું ફળ જ પ્રાપ્ત થાય છે. આ વિધાનના અનુસાર તે તીર્થો તથા ધામો પર અથવા અન્ય સ્થાનો પર ભંડારા દ્વારા તથા કૂતરા વગેરેને રોટલી નાખવાના કર્મના આધાર પર કૂતરાની યોનીમાં ચાલ્યો ગયો. ત્યાં આગળ પણ કરેલાં કર્મ મળ્યાં. કૂતરાનાં જીવનમાં પોતાના પૂર્વજન્મના શુભ કર્મની કમાઈ

સમાપ્ત કરીને ગધેડાની યોનીમાં ચાલ્યો જશે. તે ગધેડાનાં જીવનમાં બધી સુવિધાઓ છીનવાઈ જશે. આખો દિવસ માટી, કાચી પાકી ઇંટો ને ઉઠાવશે. તે પછી અન્ય પ્રાણીઓના શરીરમાં કષ્ઠ ઉઠાવશે. તથા નર્ક પણ ભોગવવું પડશે. ૮૪ લાખ યોનિઓનું કષ્ટ ભોગવીને પછી ફ્રીથી મનુષ્ય શરીર પ્રાપ્ત કરે છે. પછી શું ખબર ભક્તિ મળે યા ન મળે. જેવી રીતે ધામ અથવા તીર્થ પર જવાવાળાના પગની નીચે અથવા જેની સવારી દ્વારા જાય છે તેના પૈડાની નીચે જેટલા પણ જીવજંતુ મરણ પામે છે તેનું પાપ પણ તીર્થ અને ધામયાત્રીઓને ભોગવવું પડે છે. જ્યા સુધી પૂર્ણ સંત જે પૂર્ણપરમાત્માની સતસાધના બતાવવાવાળા નહીં મળે ત્યાં સુધી પાપ નાશ (ક્ષમા) નથી થઈ શકતા કારણ કે **બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, બ્રહ્મ (ક્ષરપુરુષ-કાળ) તથા પરબ્રહ્મ (અક્ષર-પુરુષ)ની સાધનાથી પાપ નાશ (ક્ષમા) નથી થતા.** પાપ તથા પુણ્ય બંનેના ફ્ળ ભોગવવાં પડે છે. અગર તે પ્રાણી ગીતાજ્ઞાન અનુસાર પૂર્ણસંતની શરણ પ્રાપ્ત કરીને પૂર્ણ પરમાત્માની સાધના કરતો, તો તે સતલોક ચાલ્યો જતો અથવા ફ્રીથી મનુષ્ય શરીર પ્રાપ્ત કરતો. પૂર્વના પુણ્યોના આધારે ફ્રી કોઈ સંત મળી જાય છે. તે પ્રાણી ફ્રી શુભ કર્મો (સત ભક્તિ) કરીને પાર થઈ જાય છે.

**એટલા માટે ઉપરોક્ત મનમરજીનું આચરણ (પૂજા) લાભદાયક નથી.**

**પ્રશ્ન** :- ગીતા અધ્યાય-૩ શ્લોક ૩૫ તથા અધ્યાય ૧૮ શ્લોક ૪૭માં કહ્યું છે કે સારી રીતે આચરણમાં આવેલા બીજાના ધર્મ કરતા ગુણરહિત પણ પોતાનો ધર્મ અતિ ઉત્તમ છે. આપણા ધર્મમાં મરવું પણ કલ્યાણકારક છે, બીજાનો ધર્મ ભય આપવાવાળો હોય છે. આથી સિદ્ધ થાય છે કે જે પણ જેવી પૂજા કરે છે તેને ત્યાગવી ન જોઈએ. પોતાના ધર્મમાં મરવું પણ કલ્યાણકારક છે ?

**ઉત્તર** :- ગીતા અધ્યાય-૩ શ્લોક-૩૫ તથા અધ્યાય-૧૮ શ્લોક ૪૭ નો અર્થ એ છે કે જે જેવી પૂજા કરે છે, કરતો રહે, તેને ન ત્યાગો તો પછી પવિત્ર શ્રીમદ્ ભગવદ ગીતાજીના જ્ઞાનની શું આવશ્યકતા હતી ? એક શ્લોક બહુ હતો. શ્રી ગીતાજીના આ શ્લોકનો ભાવાર્થ સાચો છે, પરંતુ અનુવાદકર્તાઓએ વિપરીત અર્થ કરેલ છે. (પુણ્યાત્માઓ ગીતાજ્ઞાન ન થવાથી અનુવાદકર્તાઓએ એવી ખતરનાક ભૂલો કરી દીધી છે, જેથી ગીતાજીના સત્યજ્ઞાનનો સંપૂર્ણ લાભ (સત ભક્તિ માર્ગને) કોઈ સમજી શક્યું નથી. તત્ત્વદર્શી સંત જ ગીતા અને વેદો તથા બીજા ગ્રંથોનું રહસ્ય સત્ય-અસત્ય બતાવી શકવા સમર્થ હોય છે અને સત્યપૂર્ણ અનુવાદ પણ તે જ કરી શકે છે)

કૃપા કરીને વાંચો બંને શ્લોકોનો વાસ્તવિક અર્થ

અધ્યાય ૩નો શ્લોક -૩૫

*"શ્રેયાન, સ્વધર્મ:, વિગુણ:, પરધર્માત્, સ્વનુષ્ઠિતાત્*
*સ્વધર્મે, નિધનમ્, શ્રેય:, પરધર્મ: ભયાવહ: ॥*

**અનુવાદ** :- (વિગુણ:) ગુણ રહિત એટલે કે શાસ્ત્રવિધિ ત્યાગીને (સ્વનુષ્ઠિતાત) સ્વયં મનમરજીથી સારી રીતે આચરણમાં લાવેલી (પર ધર્માત) બીજાની ધાર્મિક પૂજાથી (સ્વધર્મ:) પોતાની શાસ્ત્રવિધિ અનુસાર પૂજા (શ્રેયાન) અતિ ઉત્તમ છે. શાસ્ત્ર અનુકૂળ (સ્વધર્મે) પોતાની પૂજામાં તો (નિધનમ) અંતિમ

સમય સુધી લાગી રહેવું એટલે કે મરવું પણ (શ્રેયઃ) કલ્યાણકારક છે. અને (પરધર્મઃ) બીજાની પૂજા (ભયાવહઃ) ભય આપવા વાળી છે. અધ્યાય ૧૮નો શ્લોક-૪૭

*શ્રેયાન, સ્વધર્મઃ, વિગુણઃ, પરધર્માત, સ્વનુષ્ઠિતાતઃ*
*સ્વભાવનિયતમ્, કર્મ, કુર્વન, ન આપ્નોતિ, કિલ્બિષમ ।।*

**અનુવાદ :-** (વિગુણઃ) ગુણ વગરની (સ્વનુષ્ઠિતાત) સ્વયં મનમરજીની એટલે કે શાસ્ત્રવિધિ ત્યાગીને સારી રીતે આચરણ કરેલ (પરધર્માત) બીજાનો ધર્મ એટલે કે ધાર્મિક પૂજાથી (સ્વધર્મઃ) પોતાનો ધર્મ એટલે કે શાસ્ત્રવિધિ અનુસાર ધાર્મિક પૂજા (શ્રેયાન) શ્રેષ્ઠ છે. (સ્વભાવ નિયતમ) સ્વયં જ પોતાના સ્વભાવ અનુસાર બનાવેલ મનમરજીના આચરણથી (કર્મ) (ન) ન ભક્તિ કર્મ (કુર્વન) કરો (કિલ્બિષમ) જેનાથી પાપને (આપનોત્તિ) પ્રાપ્ત થાય છે. આનું પ્રમાણ ગીતા અધ્યાય - ૧૭ના શ્લોક ૧ થી ૬માં સ્પષ્ટ છે.

ઉપરના શ્લોકોમાં સ્પષ્ટ છે કે પોતાની શાસ્ત્રવિધિ અનુસાર સાધના શ્રેષ્ઠ છે. ચાહે બીજાની ચમક-દમકવાળી સાધના કેટલીયે સુનિયોજિત લાગે, પરંતુ તે હાનિકારક હોય છે.

જેમ કે માતાનું જાગરણ કરવાવાળા બહુ સૂરીલા અવાજમાં ગીત ગાઈને માતાની સ્તુતિ મનઘડંત કવિતાઓ દ્વારા પૂરા સાજ-બાજની સાથે કરે છે. તે (સ્વનુષ્ઠિતાત) સ્વયં નિર્મિત શાસ્ત્રવિધિ રહિત સાધના ઉપર આકર્ષિત થઇને પોતાની શાસ્ત્ર અનુકૂળ સાધના નહીં ત્યાગવી જોઈએ. જેમ કે કોઈ સાધક સત સાધના પર લાગે છે, તો તે પહેલાની શાસ્ત્ર વિરુદ્ધ પૂજાઓને ત્યાગી દે છે, જેમ કે પિત્તર પૂજા મંદિરમાં જવાનું વગેરે. ત્યારે અન્ય શાસ્ત્રવિધિ વિરુદ્ધ સાધના કરવાવાળાઓ કહે છે કે તમે બધી પહેલાની પૂજાઓ ત્યાગી દીધી છે. તમારાથી બધા દેવ રૂષ્ટ થઈ જશે. એક વ્યક્તિએ એવું જ કર્યું હતું, તેનો એકનો એક પુત્ર મૃત્યુ પામ્યો. આવી રીતે આ બીજાઓની શાસ્ત્રવિરુદ્ધ સાધના ભય પેદા કરે છે, પરંતુ પોતાની શાસ્ત્ર અનુસાર સાધનાને અંતિમ શ્વાસ સુધી કરતા રહેવું એ જ કલ્યાણકારક છે.

**પ્રશ્ન :** હું ગીતા અધ્યાય-૬ શ્લોક-૧૦થી ૧૫માં વર્ણવેલી વિધિ અનુસાર એક આસન પર બેસીને શરીરના બધા જ અંગોને વશમાં કરીને ધ્યાન કરું છું. એકાદશીનું વ્રત પણ કરું છું, આ રીતે શાંતિને પ્રાપ્ત થઈ જઇશ ?

**ઉત્તર :-** કૃપયા તમે ગીતા અધ્યાય-૬ શ્લોક-૧૬ને પણ વાંચો જેમાં લખ્યું છે કે હે અર્જુન, આ યોગ (સાધના) ન તો વધારે ખાવાવાળાનો, ન બિલકુલ ન ખાવા (વ્રત કરવા)વાળાના સિધ્ધ થાય છે. ના વધારે જાગવાવાળાનો, ન વધારે સુવાવાળાનો સિદ્ધ થાય છે, ન જ એક સ્થાન પર બેસીને સાધના કરવાવાળાનો સિદ્ધ થાય છે. ગીતા અધ્યાય-૬ શ્લોક-૧૦થી ૧૫ સુધી વર્ણવેલી વિધિનું ખંડન ગીતા અધ્યાય-૩ના શ્લોક ૫થી ૯માં કર્યું છે, કે જે મૂર્ખ વ્યક્તિ **બધી કર્મ ઇન્દ્રિયોને હઠપૂર્વક રોકીને એટલે કે એક સ્થાન પર બેસીને ચિંતન કરે છે તે પાખંડી કહેવાય છે.** એટલા માટે **કર્મયોગી (કાર્ય કરતા કરતા સાધના કરવાવાળો સાધક) જ શ્રેષ્ઠ છે.**

વાસ્તવિક ભક્તિ વિધિના માટે ગીતાજ્ઞાનદાતા પ્રભુ (બ્રહ્મ) **કોઈ તત્ત્વદર્શિની શોધ કરવાનું કહે છે.** (ગીતા અધ્યાય-૪ શ્લોક-૩૪) આનાથી સિદ્ધ થાય છે કે ગીતાજ્ઞાનદાતા (બ્રહ્મ) દ્વારા બતાવેલી ભક્તિ, વિધિપૂર્ણ નથી. એટલા માટે ગીતા અધ્યાય ૬ શ્લોક ૧૦થી ૧૫ સુધી બ્રહ્મ (ક્ષરપુરુષ - કાળ) દ્વારા પોતાની સાધનાનું વર્ણન છે. તથા પોતાની સાધનાથી થવાવાળી શાંતિને અતિ-ખરાબ (અનુત્તમામ) હોવાનું ગીતા અધ્યાય-૭, શ્લોક ૧૮માં કહ્યું છે. ઉપરોક્ત અધ્યાય-૬ શ્લોક-૧૦થી ૧૫માં કહ્યું છે કે મન અને ઇન્દ્રિયોને વશમાં રાખવાવાળો સાધક એક વિશેષ આસન તૈયાર કરે છે, જે ન વધારે ઊંચું હોય, કે ન વધારે નીચું. તે આસન પર બેસીને ચિત્ત તથા ઇન્દ્રિયોને વશમાં રાખીને મનને એકાગ્ર કરીને અભ્યાસ કરે. સીધા બેસીને બ્રહ્મચર્યનું પાલન કરતો રહી મનને રોકીને પ્રયાણ કરે. આ પ્રમાણે સાધનામાં લાગેલો સાધક મારામાં રહેવાવાળી (નિર્વાણ પરમામ્) અતિ બેજાન એટલે કે  બિલકુલ મરી ગયેલી (નામ માત્ર) શાંતિને પ્રાપ્ત થાય છે. એટલા માટે ગીતા અધ્યાય-૭ શ્લોક-૧૮માં પોતાની સાધનાથી થવાવાળી ગતિ (લાભ)ને અતિખરાબ (અનુત્તમામ) કહી છે. આ ગીતા અધ્યાય-૧૮ શ્લોક-૬૨ તથા અધ્યાય-૧૫ શ્લોક-૪માં કહ્યું છે કે હે અર્જુન, તું પરમ શાંતિ તથા સતલોકને પ્રાપ્ત થઈશ, પછી ફરી જન્મ નથી થતો, પૂર્ણ મોક્ષ પ્રાપ્ત થઈ જાય છે. હું (ગીતા જ્ઞાનદાતા પ્રભુ) પણ તે જ આદિ નારાયણ પુરુષ પમરેશ્વરની શરણ છું, એટલા માટે દૃઢ નિશ્ચય કરીને તેની જ સાધના અને પૂજા કરવી જોઈએ.

પોતાની સાધનાના અટકળયુક્ત જ્ઞાનના આધારે બતાવેલ માર્ગને ગીતા અધ્યાય-૬, શ્લોક-૪૭માં પણ સ્વયં (યુક્તમઃ મતઃ) એટલે કે અજ્ઞાન અંધકારવાળા વિચાર કહ્યા છે. અન્ય અનુવાદકર્તાઓએ ''મે યુક્તતમઃ મતઃ'' નો અર્થ 'પરમ શ્રેષ્ઠ માન્ય છે' એમ કર્યો છે. જ્યારે ખરેખર આનો અર્થ એમ કરવાનો હતો કે - આ મારો અટકળ લગાવેલ અજ્ઞાન અંધકારના આધારે આપવામાં આવેલ મત (અભિપ્રાય) છે. કારણ કે યથાર્થ જ્ઞાનના વિષયમાં કોઇ તત્ત્વદર્શી સંતથી જાણવા માટે કહ્યું છે. (ગીતા અધ્યાય-૪, શ્લોક-૩૪ માં)

ગીતા અધ્યાય-૬, શ્લોક ૪૭ નો વાસ્તવિક અનુવાદ :-

યોગિનામ્, અપિ સર્વેષામ મદગતેન અન્તરાત્મના,
શ્રદ્ધાવાન ભજતે યઃ મામ સઃ મે યુક્તતમઃ મતઃ ।।

**અનુવાદ** :- મારા દ્વારા આપવામાં આવેલ ભક્તિ વિચાર જે લગાવેલ અટકળબાજીથી ઉપરોક્ત શ્લોક ૧૦ થી ૧૫માં વર્ણિત પૂજા વિધિ જે મેં અનુમાન લગાવીને બતાવી છે, તે પૂર્ણ જ્ઞાન નથી, કારણકે (સર્વેષામ્) સર્વ (યોગિનામ) સાધકોમાં (યઃ) જે (શ્રદ્ધાવાન) પૂર્ણ આસ્થાવાળા (અન્તરાત્મના) સાચ્ચી લગનથી (મદ્ગતેન) મારા દ્વારા આપવામાં આવેલ ભક્તિ મત અનુસાર (મામ) મને (ભજતા) ભજે છે (સઃ) તે (અપિ) પણ (યુક્તતમઃ) અજ્ઞાન અંધકારથી જન્મ-મરણ-સ્વર્ગ-નર્કવાળી સાધનામાં જ લીન છે. આ (મે) મારો (મતઃ) વિચાર છે.

આનું જ પ્રમાણ પવિત્ર ગીતા અધ્યાય-૭, શ્લોક-૧૮માં તથા અધ્યાય-૫, શ્લોક-

૨૯, અધ્યાય-૬, શ્લોક-૧૫, માં સ્પષ્ટ છે. માટે ગીતા અધ્યાય-૧૮, શ્લોક-૬૨ માં કહ્યું છે કે - હે ભારત, તું સર્વભાવથી તે પરમાત્માની શરણમાં જા, તેની કૃપાથી જ તુ પરમ શાંતિને તથા સનાતન પરમધામ એટલે કે સતલોકને પ્રાપ્ત થઇશ. ગીતા અધ્યાય-૧૫, શ્લોક-૪ માં કહ્યું છે કે જ્યારે તને ગીતા અધ્યાય-૪, શ્લોક-૩૪ માં વર્ણિત તત્ત્વદર્શી સંત મળી જાય ત્યારબાદ તે પરમપદ પરમેશ્વરની ખંતપૂર્વક શોધ કરવી જોઈએ. જેમાં ગયેલ સાધક ફરીથી આ સંસારમાં નથી આવતા એટલે કે સદાય માટે (કાયમ માટે) જન્મમૃત્યુથી મુક્ત થઇ જાય છે. જે પરમેશ્વરે સંસારરૂપી વૃક્ષની રચના કરી છે, હું પણ તે જ આદિ પુરુષ પરમેશ્વરની શરણમાં છું. તેની જ ભક્તિ કરવી જોઈએ.

ગીતા અધ્યાય-૩ શ્લોક-૫થી ૯માં પણ ગીતા અધ્યાય-૬ શ્લોક-૧૦થી ૧૫ના જ્ઞાનને પણ ખોટું સિદ્ધ કર્યું છે. અર્જુને પૂછયું : પ્રભુ મનને રોકવું ઘણું કઠિન છે. ભગવાને જવાબ આપ્યો. અર્જુન મનને રોકવું તો વાયુ ને રોકવા સમાન છે. પછી આ પણ કહ્યું છે કે નિ:શંકપણે કોઈ પણ વ્યક્તિ કોઈ પણ સમયે ક્ષણ માત્ર પણ કર્મ કર્યા વગર નથી રહેતો. જે મહા મૂર્ખ મનુષ્ય બધી જ કર્મ ઇન્દ્રિયોને હઠપૂર્વક ઉપરથી રોકીને મનથી કંઈકના કંઈક વિચારતો રહે છે. એટલા માટે એક સ્થાન પર હઠયોગ કરીને નહીં બેસવા કરતાં સાંસારિક કાર્ય કરતા કરતા **(કર્મયોગ) સાધના કરવી જ શ્રેષ્ઠ છે. કર્મ ન કરવાંવાળા એટલે કે હઠયોગથી એક સ્થાન પર બેસીને સાધના કરવાની અપેક્ષા એ કર્મ કરતા કરતા સાધના કરવી શ્રેષ્ઠ છે. એક સ્થાન પર બેસીને સાધના (અકર્મણા) કરવાથી તારું જીવનનિર્વાહ કઈ રીતે થશે ? શાસ્ત્રવિધિ ત્યાગીને સાધના (હઠયોગ એક આસન પર બેસીને) કરવાથી કર્મબંધનનું કારણ બને છે, બીજું કે શાસ્ત્ર અનુકૂળ કર્મ કરતા-કરતા સાધના કરવી જ શ્રેષ્ઠ છે. એટલા માટે સાંસારિક કાર્ય કરતા કરતા સાધના કર.** ગીતા અધ્યાય-૮ શ્લોક-૭માં કહ્યું છે કે યુધ્ધ પણ કર, મારું સ્મરણ પણ કર આ પ્રકારે મને જ પ્રાપ્ત થઈશ. ગીતા અધ્યાય-૭ શ્લોક-૧૮માં તથા અધ્યાય ૧૮ શ્લોક ૬૨માં કહ્યું છે કે પરંતુ **મારી સાધનાથી થવાવાળી ગતિ (લાભ) અતિ અશ્રેષ્ઠ(અનુત્તમામ) છે.** એટલા માટે તે **પરમેશ્વરની શરણમાં જા જેની કૃપાથી તું પરમ શાંતિ તથા (શાશ્વતમ્ સ્થાનમ્) સતલોકને પ્રાપ્ત થઈશ** તે પરમેશ્વરની ભક્તિવિધિ તથા પૂર્ણજ્ઞાન (તત્ત્વજ્ઞાન) અંગે કોઈ **તત્ત્વદર્શી સંતની શોધ કરીને તેને પૂછ,** તે જ્ઞાન હું (ગીતાજ્ઞાનદાતા ક્ષરપુરુષ) પણ નથી જાણતો.

પ્રશ્ન : ગીતા અધ્યાય-૧૫ શ્લોક-૧૮માં કહ્યું છે કે હું લોકમાં, વેદમાં પુરષોત્તમ નામથી પ્રસિદ્ધ છું. આનાથી તો આ જ સિદ્ધ થયું કે ગીતા જ્ઞાનદાતા પ્રભુ જ સર્વ શક્તિમાન છે. તથા ગીતા અધ્યાય-૧૨ પૂર્ણ (પૂરેપૂરો) જ ગીતા જ્ઞાનદાતાની મહિમા કહી રહ્યો છે.

ઉત્તર :- ગીતાજીમાં જ્ઞાનદાતા પ્રભુ પોતાની સાધના તથા સમર્થતા પણ કહી રહ્યો છે. તથા સાથે સાથે તે પૂર્ણપરમાત્માની મહિમા પણ કહી રહ્યા છે તથા તે પરમેશ્વરની સાધના માટે તત્ત્વદર્શી સંતની તરફ સંકેત પણ કરી રહ્યા છે. ગીતા અધ્યાય-૧૨મો બ્રહ્મ (ક્ષર પુરુષ - કાળ)ની મહિમાથી પરિપૂર્ણ છે. તથા ગીતા

અધ્યાય-૧૩મો તે પૂર્ણપરમાત્મા એટલે કે આદિ પુરુષ પમરેશ્વરની મહિમાથી પરિપૂર્ણ છે. ગીતા અધ્યાય-૧૫ શ્લોક-૧ થી ૪ તથા ૧૬ થી ૧૭ માં પૂર્ણપરમાત્મા તથા પરબ્રહ્મ, બ્રહ્મ વગેરેનું નિર્ણાયક જ્ઞાન છે.

શ્લોક ૧૬ માં કહ્યું છે કે પૃથ્વી તત્ત્વથી નિર્મિત લોક (બ્રહ્મના ૨૧ બ્રહ્માંડ તથા પરબ્રહ્મના સાત સંખ બ્રહ્માંડ પૃથ્વી તત્ત્વથી બનેલા હોવાથી ૧ લોક પણ કહેવામાં આવે છે) માં બે પ્રભુ છે. એક ક્ષરપુરુષ એટલે કે બ્રહ્મ, બીજો અક્ષરપુરુષ એટલે કે પરબ્રહ્મ. આ બંને પ્રભુઓના અંર્તગત જેટલા પણ પ્રાણી છે તેમના તથા બંને પ્રભુઓના સ્થૂળ શરીર તો નાશવંત છે તથા જીવાત્મા અવિનાશી કહેવામાં આવે છે.

શ્લોક ૧૭માં કહ્યું છે કે **વાસ્તવમાં પુરુષોત્તમ એટલે કે સર્વશક્તિમાન પરમેશ્વર તો આ બંનેથી બીજો જ છે,** જે પરમાત્મા કહેવામાં આવે છે. જે ત્રણે લોકોમાં પ્રવેશ કરીને બધાનું ધારણપોષણ કરે છે. **તે વાસ્તવમાં અવિનાશી પરમેશ્વર કહેવામાં આવે છે.** અધ્યાય ૧૫ના જ શ્લોક-૧૮માં ગીતા જ્ઞાન-દાતા (ક્ષરપુરુષ) પોતાની સ્થિતિ બતાવતા કહી રહ્યા છે કે **મને તો લોકવેદ (દંતકથા)ના આધારથી પુરષોત્તમ કહે છે,** કારણ કે હું મારા ૨૧ બ્રહ્માંડોમાં જેટલાં પણ પ્રાણી મારા આધીન છે, તે ચાહે સ્થૂળ શરીરમાં નાશવંત હોય ચાહે આત્મરૂપમાં અવિનાશી હોય, હું તેમનાથી શ્રેષ્ઠ છું. એટલા માટે લોકવેદના આધારથી પુરષોત્તમ પ્રસિદ્ધ છું. વાસ્તવમાં પુરષોત્તમ તો કોઈ બીજો જ પરમેશ્વર છે, જે ગીતા અધ્યાય-૧૫ શ્લોક-૧૭માં કહ્યા છે.

પ્રશ્ન : ગીતા અધ્યાય-૧૦ શ્લોક-૨ માં તથા ૩માં કહ્યું છે કે મારી ઉત્પત્તિને કોઈ નથી જાણતું જે મને અનાદિ અ-જન્મા તત્ત્વથી જાણે છે તે બધાં પાપોથી મુક્ત થઈ જાય છે. આથી સ્પષ્ટ છે કે બ્રહ્મનો જન્મ નથી થતો તથા પૂર્ણ પાપ નષ્ટ કરી દે છે ?

ઉત્તર :- ગીતા અધ્યાય-૧૦ શ્લોક-૨ ફરીથી વાંચો, જેમાં કહ્યું છે કે મારી ઉત્પત્તિને ન દેવતા (બ્રહ્મા, વિષ્ણુ, શિવ) વગેરે તથા ન મહર્ષિ જાણે છે. કારણ કે તે બધા મારાથી જ ઉત્પન્ન થયેલ છે. આ શ્લોકમાં સ્વતઃ સિદ્ધ છે કે **ગીતા જ્ઞાનદાતા પ્રભુની ઉત્પત્તિ એટલે કે જન્મ તો થયો જ છે પરંતુ કાળ (બ્રહ્મ)થી ઉત્પન્ન દેવતા તથા ઋષિજન નથી જાણતા, કારણ કે તે કાળથી ઉત્પન્ન થયા છે.** જેમ પિતાના જન્મના વિષયમાં બાળકો નથી જાણતા, પરંતુ પિતાના પિતા એટલે કે દાદાજી જ બતાવે છે. પૂર્ણપરમાત્માએ સ્વયં કાળ લોકમાં પ્રગટ થઈને બ્રહ્મની ઉત્પત્તિના વિષયમાં કહ્યું છે.

ગીતા અધ્યાય-૧૦ શ્લોક-૩નો અનુવાદ ખોટો કરેલ છે. જેવી રીતે ગીતા અધ્યાય-૨ શ્લોક-૧૨ તથા અધ્યાય-૪ શ્લોક-૫માં તે પોતાની જાતને નાશવંત તથા જન્મ-મૃત્યુને વારંવાર પ્રાપ્ત થવાવાળો કહે છે. શ્લોક ૯માં કહ્યું છે કે ''મારા જન્મ અલૌકિક છે.'' આનાથી પણ બ્રહ્મની ઉત્પત્તિ સિધ્ધ થાય છે. અધ્યાય-૨ શ્લોક-૧૭ તથા અધ્યાય-૮ શ્લોક-૩, ૮ થી ૧૦ તથા ૨૦ અધ્યાય-૧૫ શ્લોક-૪, ૧૬ થી ૧૭ માં **કોઈ અન્ય અવિનાશી અનાદિ પરમાત્માના વિષયમાં કહ્યું છે.**

એટલા માટે ગીતા અધ્યાય-૧૦ શ્લોક-૩માં કહ્યું છે કે જે મનુષ્યમાં વિદ્વાન

એટલે કે તત્ત્વદર્શી સંત મને તથા તે અનાદિ, વાસ્તવમાં જન્મરહિત, સર્વ લોકોના મહેશ્વર એટલે કે પરમેશ્વરને તત્ત્વથી જાણે છે **તે તત્ત્વદર્શી સંત સત જ્ઞાનનું ઉચ્ચારણ કરે છે,** જેનાથી સત સાધના કરીને પાપથી મુક્ત થઈ જાય છે. આનું જ પ્રમાણ ગીતા અધ્યાય-૪ શ્લોક-૩૪માં પણ છે. કૃપા કરી વાંચો ગીતા અધ્યાય-૧૦ શ્લોક-૩નો યથાર્થ્ અનુવાદ.

અધ્યાય ૧૦નો શ્લોક-૨

ન, મે, વિદુઃ, સુરગણાઃ પ્રભવમ, ન, મહર્ષયઃ

અહમ, આદિઃ, હિ, દેવાનામ્, મહર્ષીનામ્, ચ, સર્વશઃ ॥

**શબ્દાર્થ :-** (મે) મારી (પ્રભવમ) ઉત્પત્તિને (ન) ન (સુરગણાઃ) દેવતાલોક જાણે છે. અને (ન) ન (મેહર્ષયઃ) મહર્ષિ જન જ (વિદુઃ) જાણે છે, (હિ) કારણ કે (અહમ્) હું (સર્વશઃ) બધા પ્રકારથી (દેવાનામ) દેવતાઓનો (ચ) અને (મહર્ષિનામ્) મહર્ષિઓનો પણ (આદિઃ) આદિ એટલે કે ઉત્પતિનું કારણ છું.

અધ્યાય-૧૦ શ્લોક-૩

યઃ, મામ્, અજમ્, અનાદિમ્, ચ, વેત્તિ, લોકમહેશ્વરમ્,

અસમ્મૂઢઃ, સઃ, મર્ત્યેષુ, સર્વેપાપૈઃ, પ્રમુચ્યતે ॥

**અનુવાદ :-** (યઃ) જે વિદ્વાન વ્યક્તિ (મામ્) મને (ચ) તથા (અનાદિમ) કાયમ રહેવાવાળા એટલે કે પુરાતન (અજમ) જન્મ ન લેવાવાળા (લોક મહેશ્વરમ) સર્વ લોકોના મહાન ઈશ્વર એટલે કે સર્વોચ્ચ પરમેશ્વરને (વેત્તિ) જાણે છે. (સઃ) તે (મર્ત્યેષુ) શાસ્ત્રોને સાચી રીતે જાણવાવાળા એટલે કે વેદો અનુસાર જ્ઞાન રાખવાવાળા (અસમ્મૂઢઃ) તત્વદર્શી વિદ્વાન (સર્વપાપૈઃ) સંપૂર્ણ પાપો ને (પ્રમુચ્યતે) વિસ્તૃત વર્ણનની સાથે કહે છે એટલે કે તે જ સૃષ્ટિજ્ઞાન અને કર્મોનું સાચું વર્ણન કરે છે એટલે કે અજ્ઞાનતાથી પૂર્ણરૂપથી મુક્ત કરી દે છે. જેના કારણે તત્ત્વદર્શી સંત દ્વારા બતાવેલી વાસ્તવિક સાધનાના આધાર પર ભક્તિ કરવાવાળાનાં બધા પાપ નષ્ટ થઈ જાય છે.

**"ગીતા જ્ઞાનદાતા બ્રહ્મ (કાળ)ની ઉત્પત્તિનો સંકેત"**

અધ્યાય-૧૦ શ્લોક-૨મા ંકહ્યું છે કે અર્જુન : મારી ઉત્પત્તિ (જન્મ) ને ન તો દેવતા જાણે છે, ન તો મહર્ષિ જાણે છે કારણ કે આ બધા મારાથી પેદા થયા છે. આનાથી સ્વયં સિદ્ધ થાય છે કે બ્રહ્મની ઉત્પત્તિ તો થઈ છે, પરંતુ દેવતા અને ઋષિ નથી જાણતા. (જેમ પિતાજીની ઉત્પત્તિ બાળકો કેવી રીતે બતાવી શકે પરંતુ, દાદાજી જાણે છે.) આજ પ્રમાણે ૨૧ બ્રહ્માંડોમાં બધા જ દેવઋષિ વગેરે જ્યોતિ નિરંજન બ્રહ્મ એટલે કે કાળ તથા પ્રકૃતિ (દુર્ગા)ના સંયોગથી ઉત્પન્ન થયેલ છે. એટલા માટે કહી રહ્યો છે કે મારી ઉત્પત્તિને ૨૧ બ્રહ્માંડમાં કોઈ નથી જાણતું, કારણ કે બધાની ઉત્ત્પત્તિ મારાથી થઈ છે. માત્ર પૂર્ણબ્રહ્મ જ કાળ (બ્રહ્મ)ની ઉત્ત્પત્તિ બતાવી શકે છે. કારણ કે બ્રહ્મ (કાળ)ની ઉત્ત્પત્તિ પરમ અક્ષરબ્રહ્મ (પૂર્ણ બ્રહ્મ) થી થઈ છે. જેનું ગીતાજીના અધ્યાય-૩ના શ્લોક-૧૪, ૧૫માં બ્રહ્મની ઉત્પત્તિનું પ્રત્યક્ષ પ્રમાણ છે. અધ્યાય-૧૦ શ્લોક-૩માં જે **તત્ત્વદર્શી એટલે કે વિદ્વાન વ્યક્તિ મને તથા ક્યારેય ન જન્મ લેવાવાળા બધા લોકોના મહેશ્વર એટલે કે અવિનાશી પરમાત્માને જાણે**

**છે તે ત્રણે વેદો (ઋગવેદ, સામ વેદ, યજુર્વેદ) ને જાણે છે તે તત્ત્વદર્શી સંત છે તેના દ્વારા બતાવેલ ભક્તિમાર્ગમાં રહી સાધના કરવાથી બધા પાપ નષ્ટ થઈ જાય છે.** ગીતાજીના અધ્યાય-૧૫માં ૧૬, ૧૭, ૧૮માં વર્ણન છે કે પૂર્ણપરમાત્મા અવિનાશી તો અન્ય (બીજો) જ છે, જે ત્રણે લોકોમાં પ્રવેશ કરીને બધાનું ધારણ-પોષણ કરે છે. મને (કાળને) તો માત્ર એટલા માટે પુરષોત્તમ કહે છે - કારણ કે ૨૧ બ્રહ્માંડોમાં મારા આધિન સ્થૂળ શરીરમા નાશવંત પ્રાણીઓ તથા અવિનાશી જીવાત્માથી ઉત્તમ છું. એટલા માટે મને લોકવેદ એટલે કે દંત કથાઓના આધારથી પુરષોત્તમ કહે છે પરંતુ વાસ્તવમાં હું અવિનાશી અથવા પાલનકર્તા નથી. ગીતાજીના અધ્યાય નં ૩ શ્લોક-૧૪, ૧૫માં કહ્યું છે કે બધા જીવ અન્ન (અનાજ) થી ઉત્પન્ન થાય છે, અન્ન (અનાજ) વરસાદથી થાય છે, વર્ષા યજ્ઞથી થાય છે, યજ્ઞ શુભકર્મોથી, કર્મ બ્રહ્મથી ઉત્પન્ન થાય છે. બ્રહ્મ અવિનાશી પરમાત્માથી ઉત્પન્ન થયો છે. તે અવિનાશી સર્વ વ્યાપક પરમાત્મા જ યજ્ઞોમાં પ્રતિષ્ઠિત છે, યજ્ઞોમાં પૂજય છે, તે જ યજ્ઞોનું ફળ પણ આપે છે એટલે કે વાસ્તવમાં અધિયજ્ઞ પણ તે જ છે.

પછી ગીતાજીના અધ્યાય ૧૦નો શ્લોક નં. ૨માં કહ્યું છે કે મારી ઉત્પત્તિ (પ્રભવમ્)ને કોઈ નથી જાણતું. આનાથી સિદ્ધ છે કે કાળ (બ્રહ્મ) પણ ઉત્પન્ન થયો છે. એટલા માટે આ કોઈ જગ્યાએ આકારમાં પણ છે. નહીં તો કૃષ્ણજી તો અર્જુનની સામે જ ઊભા હતા. તે તો કહી જ નહોતા શકતા કે હું અનાદિ અજન્મા છું, આ બધું કાળ (અદૃશ્ય બ્રહ્મ) જ શ્રીકૃષ્ણજીના શરીરમાં જીવસ્થરૂપ (પ્રેતવત્ પ્રવેશ કરીને) થી બોલીને પોતાની પ્રતિષ્ઠા (સ્થિતી)ની સાચી જાણકારી ગીતા રૂપમાં આપી ગયા.

ઉપરના વિવરણથી ગીતાજીમાં સિદ્ધ થયું છે કે બ્રહ્મની ઉત્પત્તિ પૂર્ણબ્રહ્મથી થઈ છે. આજ પ્રમાણ અથર્વવેદ કાન્ડ ૪ અનુવાક ૧ મંત્ર ૩માં પણ છે, કૃપયા વાંચો :-

કાન્ડ નં. ૪ અનુવાક નં. ૧ મંત્ર નં- ૩

*પ્ર યો જજ્ઞે વિદ્વાનસ્ય બન્ધુર્વિશ્વા દેવાનાં જનિમા વિવક્તિ ।*

*બ્રહ્મ બ્રહ્મણ ઉજ્જભાર, મધ્યાન્નીચૈરૂચ્ચૈઃ સ્વધા અભિ પ્ર તસ્થૌ ॥ ૩ ॥*

પ્ર. યઃ જજ્ઞેઃ વિદ્વાનસ્ય- બન્ધુઃ- વિશ્વા - દેવાનામ્ - જનિમા - વિવકિત- બ્રહ્મઃ- બ્રહ્મણઃ ઊજ્જનભાર- મધ્યાત્ - નિચૈઃ - ઉચ્ચૈઃ- સ્વધા- અભિઃ- પ્ર તસ્થૌ

અનુવાદ (પ્ર) સૌથી પહેલા (દેવાનામ્) દેવતાઓ અને બ્રહ્માંડોની (જજ્ઞે) ઉત્પત્તિના જ્ઞાનને (વિદ્વાનસ્ય) જિજ્ઞાસુ ભક્તના (યઃ) જે (બંધુઃ) વાસ્તવિક સાથી એટલે કે પૂર્ણપરમાત્મા જ પોતાના નિજ સેવકને (જનિમા) બધાની ઉત્પત્તિ કર્તા પોતાના દ્વારા સર્જન કરેલાને (વિવકિત) સ્વયં જ ઠીક-ઠીક વિસ્તારપૂર્વક કહે છે કે (બ્રહ્મણઃ) પૂર્ણપરમાત્માએ (મધ્યાત્) પોતાના મધ્યથી એટલે કે શબ્દશક્તિ વડે (બ્રહ્મઃ) બ્રહ્મ-ક્ષર પુરુષ એટલે કે કાળને (ઉજ્જભાર) ઉત્પન્ન કરીને (વિશ્વા) સંપૂર્ણ સંસારને એટલે કે બધા લોકોને (ઉચ્ચૈઃ) ઉપર સતલોક વગેરે (નિચૈઃ) નીચે પરબ્રહ્મ અને બ્રહ્મના બધા બ્રહ્માંડ (સ્વધા) પોતાની ધારણ કરવાવાળી (અભિઃ) આકર્ષણ શક્તિથી (પ્રતસ્થૌ) બંનેને સારી પ્રકાર સ્થિત કર્યો.

ભાવાર્થ : પૂર્ણપરમાત્મા પોતાના દ્વારા રચી સૃષ્ટિનું જ્ઞાન તથા બધા આત્માઓની

ઉત્પત્તિનું જ્ઞાન પોતાના નિજી દાસને સ્વયં જ પૂરેપૂરું (બરાબર) બતાવે છે કે પૂર્ણપરમાત્માએ પોતાના મધ્ય એટલે કે પોતાના શરીરથી પોતાની શબ્દશક્તિ દ્વારા બ્રહ્મ (ક્ષરપુરુષ-કાળ) ની ઉત્પત્તિ કરી તથા સર્વ બ્રહ્માંડોને ઉપર સતલોક, અલખલોક, આગમલોક, અનામીલોક વગેરે તથા નીચે પરબ્રહ્મના સાત સંખ બ્રહ્માંડ તથા બ્રહ્મના ૨૧ બ્રહ્માંડોને પોતાની ધારણ કરવાવાળી આકર્ષણ શક્તિથી રોકયા છે.

જેમ પૂર્ણપરમાત્મા કબીર પરમેશ્વર (કવિર્દેવ)એ પોતાના નીજી સેવક એટલે કે સખા શ્રી ધર્મદાસજી, આદરણીય ગરીબદાસજી વગેરેને પોતાના દ્વારા રચેલી સૃષ્ટિનું જ્ઞાન સ્વયં જ બતાવ્યું. ઉપરનો વેદ મંત્ર પણ આનું જ સમર્થન કરી રહ્યો છે.

કાન્ડ નં. ૪ અનુવાક નં. ૧ મંત્ર ૭

યોઽથર્વાણ પિતરં દેવબંધુ બૃહસ્પતિં નમસાવ ચ ગચ્છાત્ ।

ત્વં વિશ્વેષાં જનિતા યથાસઃ કવિર્દેવો ન દભાયત્ સ્વધાવાન્ ।।

યઃ - અથર્વાણમ્- પિતરમ્- દેવબંધુમ્-બૃહસ્પતિમ્- નમસા- અવ-ચ- ગચ્છાત્- ત્વમ્- વિશ્વેષામ્- જનિતા-યથા-સઃ- કવિર્દેવઃ- ન- દભાયત્- સ્વધાવાન્

**અનુવાદ :** (યઃ) જે (અથર્વાણમ્) અચળ એટલે કે અવિનાશી (પિતરમ) જગત પિતા (દેવ બંન્ધુમ) ભક્તોના વાસ્તવિક સાથી એટલે કે આત્માના આધાર (બૃહસ્પતિમ્) જગતગુરુ (ચ) તથા (નમસા) વિનમ્ર પૂજારી એટલે કે વિધિવત સાધકને (અવ) સુરક્ષાની સાથે (ગચ્છાત) સતલોક ગયેલા ને સતલોક લઈ જવાવાળા (વિશ્વેષામ્) સર્વ બ્રહ્માંડોની (જનિતા) રચના કરવાવાળા જગદંબા એટલે કે માતાવાળા ગુણોથી પણ યુકત (ન દભાયત્) કાળની જેમ દગો ન આપવાવાળા (સ્વધાવાન) સ્વભાવ એટલે કે ગુણોવાળા (યથા) જેમના તેમ એટલે કે જેવા છે તેવાજ (સઃ) તે (ત્વમ્) તમે (કવિર્દેવઃ કવિર-દેવ) કવિર્દેવ છો એટલે કે ભાષા ભિન્ન હોવાથી કબીર પરમેશ્વર પણ કહે છે.

**ભાવાર્થ :** આ મંત્રમાં આ પણ સ્પષ્ટ કરી દીધું કે **તે પરમેશ્વરનું નામ કવિર્દેવ અથવા કબીર પરમેશ્વર છે. જેણે બધી રચના કરી છે.**

જે પમરેશ્વર અચલ એટલે કે **વાસ્તવમાં અવિનાશી** (ગીતા અધ્યાય ૧૫ શ્લોક- ૧૬-૧૭માં પણ પ્રમાણ છે) **જગતગુરુ, આત્માધાર, જે પૂર્ણ મુક્ત થઈને સતલોક ગયા** છે તેમને **સતલોક લઈ જવાવાળા, બધા બ્રહ્માંડોના રચનહાર, કાળ(બ્રહ્મ)ની જેમ દગો ન આપવાવાળા જેવા સે તેવા જ તે સ્વયં કવિર્દેવ એટલે કે કબીર પ્રભુ છે.** આ જ પરમેશ્વર બધા બ્રહ્માંડો અને પ્રાણીઓને પોતાની શબ્દશક્તિથી ઉત્પન્ન કરવાના કારણે (જનિતા) માતા પણ કહેવાય છે. તથા (પિતરમ્) પિતા તથા (બંધુ) ભાઈ પણ વાસ્તવમાં આ જ છે તથા (દેવ) પરમેશ્વર પણ આ જ છે. એટલા માટે આજ કવિર્દેવ(કબીર પરમેશ્વર)ની સ્તુતિ કર્યા કરીએ છીએ. 'ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બંધુ ચ સખા ત્વમેવ, ત્વમેવ સર્વ મમ્ દેવ-દેવ.' આજ પરમેશ્વરની મહિમાનું પવિત્ર ઋગ્વેદ મંડલ નં. ૧ સૂકત નં. ૨૪માં વિસ્તૃત વિવરણ છે.

પ્રશ્ન : વેદોમાં કવિર, અર્થાત (એટલે કે) કબીર નામનું વિવરણ કેવી

રીતે આવ્યું ? વેદ તો સૃષ્ટિના પ્રારંભમાં પ્રાપ્ત થયા હતા. કવિર્દેવ(કબીર પરમેશ્વર) તો સન ૧૩૯૮માં ઉત્પન્ન થયા હતા ?

ઉત્તર :- પૂર્ણપરમાત્માનું વાસ્તવિક નામ કવિર્દેવ છે તથા ઉપમાત્મક નામ સતપુરુષ પરમ અક્ષર બ્રહ્મ, પૂર્ણ બ્રહ્મ વગેરે છે. જેમ દેશના પ્રધાનમંત્રીજીના શરીરનું નામ કંઇક બીજુ હોય છે તથા પ્રધાનમંત્રી, પ્રાઇમ મિનિસ્ટર વગેરે પદના નામ છે. આજ પૂર્ણપરમાત્મા કવિર્દેવ નામાન્તરણ કરીને ચારેય યુગોમાં આવ્યા છે. તથા સૃષ્ટિ અને વેદોની રચનાથી પૂર્વ(પહેલા) પણ અનામી (અનામય) લોકમાં માનવ સદ્દશ શરીરમાં કવિર્દેવ નામથી વિદ્યમાન હતા. તે જ કર્વિદેવ ફરી સતલોકની રચના કરીને સતલોકમાં બિરાજમાન થઇ ગયા. ત્યાર પછી પર બ્રહ્મ તથા બ્રહ્મના બધા લોકો તથા વેદોની રચના કરી એટલા માટે વેદોમાં કવિર્દેવનું વિવરણ છે.

### "કબીર સાહેબ દ્વારા વિભિષણ તથા મંદોદરીને શરણમાં લેવા"

પરમેશ્વર મુનિન્દ્ર અનલ એટલે કે નલ તથા અનીલ એટલે કે નીલને શરણમાં લીધા પછી શ્રીલંકામાં ગયા. ત્યાં આગળ એક પરમ ભક્ત ચન્દ્રવિજયજીના ૧૬ સદસ્યોનો પુણ્યશાળી પરિવાર રહેતો હતો. તે ભાટ જાતિમાં ઉત્પન્ન પુણ્ય કર્મી પ્રાણી હતા. પરમેશ્વર મુનિન્દ્ર (કવિર્દેવ)જીનો ઉપદેશ સાંભળીને પૂરા પરિવારે નામદાન પ્રાપ્ત કર્યું. પરમ ભક્ત ચન્દ્રવિજયજીની પત્ની ભક્તમતિ કર્મવતી લંકાના રાજા રાવણની રાણી મંદોદરીની પાસે નોકરી (સેવા) કરતી હતી. રાણી મંદોદરીને હસી મજાક, સારા ચુટકલા સંભળાવીને તેમનું મનોરંજન કરાવ્યા કરતી હતી. ભક્ત ચંદ્રવિજય રાજા રાવણની પાસે દરબારમાં નોકરી (સેવા) કરતા હતા. રાજાને ગુણગાનના ગીત સંભળાવીને પ્રસન્ન કરતા હતા.

ભક્ત ચંદ્રવિજયની પત્ની ભક્તમતિ કર્મવતી પરમેશ્વરથી ઉપદેશ પ્રાપ્ત કર્યો પછી રાણી મંદોદરીને પ્રભુ ચર્ચા જે સૃષ્ટિરચના પોતાના સતગુરુદેવ મુનિન્દ્રજીથી સાંભળી હતી તે પ્રતિ દિવસ સંભળાવવા લાગી.

ભક્તમતિ મંદોદરી રાણીને અતિ આનંદ આવવા લાગ્યો. કલાકો સુધી પ્રભુની સત કથાને ભક્તમતિ કર્મવતી સાંભળાવતી રહેતી તથા મંદોદરીની આંખોમાંથી આંસુ પડતા રહેતા. એક દિવસ રાણી મંદોદરીએ કર્મવતીને પૂછયું તમે આ જ્ઞાન કોનાથી સાંભળ્યું ? તમે તો ખૂબ અનાપ-શનાપ વાતો કરતા હતા. આટલો બદલાવ પરમાત્મા તુલ્ય સંત વગર ના થઈ શકે. ત્યારે કર્મવતીએ કહ્યું કે અમે એક પરમ સંતથી હમણાં- હમણાં ઉપદેશ લીધો છે. રાણી મંદોદરીએ સંતના દર્શનની અભિલાષા વ્યક્ત કરતા કહ્યું કે, તમારા ગુરુ હવે આવે ત્યારે તેમને અમારા ઘેર બોલાવીને લાવજો. પોતાની માલકિનનો આદેશ પ્રાપ્ત કરીને શિશ ઝુકાવીને સત્કારપૂર્વક કહ્યું કે જે તમારી આજ્ઞા, તમારી નોકરાણી તેવું જ કરશે, મારી એક વિનંતી છે કહેવાય છે કે સંતને આદેશપૂર્વક નહીં બોલાવા જોઈએ. સ્વયં જઈને દર્શન કરવા શ્રેષ્ઠ હોય છે. બાકી જેવી તમારી આજ્ઞા તેમ જ થશે. મહારાણી મંદોદરીએ કહ્યું કે હવે તમારા ગુરૂદેવજી આવે ત્યારે મને કહેજો હું સ્વયં દર્શન કરીશ. પરમેશ્વરે પાછી શ્રીલંકામાં કૃપા કરી. મંદોદરી રાણીએ ઉપદેશ પ્રાપ્ત કર્યો. થોડાક સમય પછી પોતાના પ્રિય દેવર શ્રી

ભક્ત વિભિષણજીને ઉપદેશ અપાવ્યો. ભક્તમતિ મંદોદરી ઉપદેશ પ્રાપ્ત કરીને અહર્નિશ પ્રભુ સ્મરણમાં લીન રહેવા લાગી. પોતાના પતિ રાવણને પણ સતગુરુ મુનિન્દ્રજીથી ઉપદેશ પ્રાપ્ત કરવા માટે વારંવાર પ્રાર્થના કરી. પરંતુ રાવણ નહીં માન્યો તથા કહ્યા કરતો હતો કે મેં પરમ શક્તિ મહેશ્વર મૃત્યુંજય શિવજીની ભક્તિ કરી છે. એના તુલ્ય કોઈ શક્તિ નથી. તમને કોઈએ બહેકાવ્યા છે.

થોડાજ સમય પછી વનવાસ પ્રાપ્ત શ્રી સીતાજીનું અપહરણ કરીને રાવણે પોતાના નૌ લખા બાગમાં કેદ કરી લીધી. ભક્તમતિ મંદોદરીની વારંવાર પ્રાર્થના કરવા છતાં પણ રાવણે માતા-સીતાજીને પાછા છોડીને આવવાનો સ્વીકાર ના કર્યો. ત્યારે ભક્તમતિ મંદોદરીજીએ પોતાના ગુરુદેવ મુનિન્દ્રજીને કહ્યું મહારાજજી, મારા પતિએ કોઈની પત્નીનું અપહરણ કર્યું છે. મારાથી સહન નથી થઈ રહ્યું. તે તેને પાછા છોડી આવવાનું કોઈપણ કિંમત પર પણ સ્વીકાર નથી કરી રહ્યા. તમે દયા કરો મારા પ્રભુ. આજ સુધી જીવનમાં મેં આવું દુઃખ નથી જોયું.

પરમેશ્વર મુનીન્દ્રજીએ કહ્યું કે બેટી મંદોદરી, આ સ્ત્રી કોઈ સામાન્ય સ્ત્રી નથી. શ્રી વિષ્ણુજીને શાપવશ પૃથ્વી પર આવવું પડયું છે, તેઓ શ્રી રાજા દશરથના પુત્ર રામચંદ્ર અયોધ્યાવાશી છે. એમને ૧૪ વર્ષનો વનવાસ પ્રાપ્ત છે તથા લક્ષ્મીજી સ્વયં સીતારૂપ બનાવીને એમની પત્ની રૂપમાં વનવાસમાં હતી. તેને રાવણ એક સાધુવેશ બનાવીને દગો આપીને ઉઠાવી લાવ્યો છે. આ સ્વયં લક્ષ્મી જ સીતાજી છે. એને જલદી પાછા મૂકી આવીને ક્ષમાયાચના કરીને પોતાના જીવનની ભિક્ષાયાચના રાવણ કરે તો એમાં જ એનું હિત છે.

ભક્તમતિ મંદોદરીની અનેકવાર પ્રાર્થના કરવાથી રાવણ માન્યો નહીં તથા કહ્યું કે તે બે મશ્કરા જંગલમાં ફરવાવાળા મારું શું બગાડી શકે છે. મારી પાસે અગણિત સેના છે. મારા એક લાખ પુત્ર તથા સવા લાખ નાતી છે. મારા પુત્ર મેઘનાદે સ્વર્ગના રાજા ઇન્દ્રને પરાજિત કરી તેની પુત્રીની સાથે વિવાહ કરી રાખ્યા છે. ત્રેત્રીસ કરોડ દેવતાઓને અમે કેદ કરી રાખ્યા છે. તું મને તે બે બેસહારા ફરી રહેલ વનવાસીને ભગવાન બતાવીને ડરાવવા માંગે છે. આ સ્ત્રીને પાછી નહીં મોકલું !

મંદોદરીએ ભક્તિમાર્ગનું જ્ઞાન જે પોતાના પૂજ્ય ગુરુદેવથી સાંભળ્યું હતું, તે જ્ઞાન રાવણને બહુ સમજાવ્યું. વિભિષણે પણ પોતાના મોટાભાઈને સમજાવ્યા, રાવણે પોતાના ભાઈ વિભિષણને માર માર્યો તથા કહ્યું કે તું વધારે શ્રી રામચંદ્રનો પક્ષપાત કરી રહ્યો છે, તેની જ પાસે ચાલ્યો જા.

એક દિવસ ભક્તમતિ મંદોદરીએ પોતાના પૂજ્ય ગુરુદેવને પ્રાર્થના કરી કે હે ગુરુદેવ મારો સુહાગ ઉજડી રહ્યો છે. એક વાર તમે પણ મારા પતિને સમજાવો. અગર તે તમારી વાત ને નહીં માને તો મને વિધવા થવાનું દુઃખ નહીં થાય.

મુનીન્દ્ર નામથી પ્રકટ પરમેશ્વરે પોતાની બેટી મંદોદરીની પ્રાર્થના સ્વીકાર કરીને

રાજા રાવણના દરબારની સામે ઉભા રહીને દ્વારપાલને રાજા રાવણને મળવાની પ્રાર્થના કરી. દ્વારપાલોએ કહ્યું, ઋષિજી, આ સમયે અમારા રાજાજી એ પોતાનો દરબાર લગાવ્યો છે. આ સમયે અંદરનો સંદેશ બહાર આવી શકે છે, બહારનો સંદેશ અંદર નથી જઈ શકતો. અમે વિવશ છીએ. ત્યારે પૂર્ણપ્રભુ અંતર્ધ્યાન થયા તથા રાજા રાવણના દરબારમાં પ્રકટ થયા. રાવણની દૃષ્ટિ ઋષિ પર ગઈ તો જોરથી ગરજીને પૂછ્યું કે આ ઋષિને મારી આજ્ઞા વગર કોણે અંદર આવવા દીધા છે ? તેને લાવીને મારી સામે કતલ કરી દો. ત્યારે પરમેશ્વરે કહ્યું રાજન્ તમારા દ્વારપાળોએ સ્પષ્ટ ના કરી હતી. તેમને ખબર નથી કે હું કેવી રીતે અંદર આવ્યો. રાવણે પૂછ્યું કે તું અંદર કેવી રીતે આવ્યો ? ત્યારે પૂર્ણ પ્રભુ મુનિન્દ્ર વેશમાં અદ્રશ થઈને પુનઃ પ્રકટ થઈ ગયા તથા કહ્યું કે આવી રીતે આવી ગયો છું. રાવણે પૂછ્યું કે આવવાનું કારણ બતાવો. ત્યારે પ્રભુએ કહ્યું કે તમે યોદ્ધા થઈને એક અબળાનું અપહરણ કરી લાવ્યા છો. આ તમારી શાન અને શૂરવીરતાથી વિપરીત છે. આ કોઈ સાધારણ સ્ત્રી નથી. આ સ્વયં લક્ષ્મીજીનો અવતાર છે. શ્રી રામચંદ્રજી જે તેના પતિ છે તે સ્વયં વિષ્ણુ છે. તેને પાછી છાંપીને પોતાના જીવનની ભિક્ષા માંગો. એમાં જ આપની ભલાઈ છે. આટલું સાંભળીને તમોગુણ (ભગવાન શિવ)નો ઉપાસક રાવણ ક્રોધિત થઈને ખુલ્લી તલવાર લઇને સિંહાસન પરથી ગરજતો કૂદ્યો તથા તે નાદાન પ્રાણીએ તલવારથી અંધાધુંધ સિત્તેર પ્રહાર ઋષિને મારવા માટે કર્યા. પરમેશ્વર મુનિન્દ્રજીએ એક ઝાડુ(સાવરણી)ની સળી હાથમાં પકડી રાખી હતી તેને ઢાલની જેમ આગળ કરી દીધી. રાવણના સિત્તેર પ્રહાર(ઘા) તે નાજુક સળી પર લાગ્યા. એવા અવાજ થયા કે જેમ લોખંડના થાંભલા પર તલવાર લાગી રહી હોય. સળી ટસથી મસ ના થઈ. રાવણને પરસેવો આવી ગયો. છતાં પણ પોતાના અહંકારવશ માન્યો નહીં. એણે એ તો જાણી લીધું કે આ સાધારણ ઋષિ નથી. રાવણે કહ્યું કે મારે તમારી એક પણ વાત નથી સાંભળવી. તમે જઈ શકો છો. પરમેશ્વર અંતર્ધ્યાન થઈ ગયા તથા મંદોદરીને બધી વાત સંભળાવીને પ્રસ્થાન કર્યું. રાણી મંદોદરીએ કહ્યું, ગુરુદેવ, હવે મને વિધવા થવામાં કોઈ કષ્ટ નહીં થાય.

શ્રી રામચંદ્ર અને રાવણનું યુદ્ધ થયું. રાવણનો વધ થયો. જે લંકાના રાજ્યને રાવણે તમોગુણ ભગવાન શિવજીની કઠિન સાધના કરીને, દસ વખત શિશ ન્યોછાવર કરીને પ્રાપ્ત કર્યું હતું, તે ક્ષણિક સુખ પણ રાવણનું જતું રહ્યું તથા નરકનો ભાગીદાર થયો. આનાથી વિપરીત પૂર્ણ પરમાત્માના સતનામ સાધક વિભિષણ કઠિન સાધના કર્યા વગર પૂર્ણપ્રભુની કૃપાથી લંકાદેશનું રાજ્ય પણ પ્રાપ્ત થયું. હજારો વર્ષો સુધી વિભિષણે લંકાના રાજ્યનું સુખ ભોગવ્યું તથા પ્રભુ કૃપાથી રાજ્યમાં પૂર્ણ શાંતિ રહી. બધા રાક્ષસવૃત્તિના વ્યક્તિ વિનાશને પ્રાપ્ત થઈ ચુકયા હતા. ભક્તમતિ મંદોદરી તથા ભક્ત વિભિષણ તથા પરમ ભક્ત ચંદ્રવિજયજીના પરિવારના ૧૬ સદસ્ય તથા અન્ય જેમણે પૂર્ણપરમેશ્વરનો ઉપેદશ પ્રાપ્ત કરીને આજીવન મર્યાદાવત સતભક્તિ કરી તે બધા સાધક અહીં પૃથ્વી પર પણ સુખી રહ્યા તથા અંત સમયમાં પરમેશ્વરના વિમાનમાં બેસીને સતલોક (શાશ્વતમ્ સ્થાનમ)માં

ચાલ્યા ગયા, એટલા માટે પવિત્ર ગીતા અધ્યાય ૭ મંત્ર ૧૨થી ૧૫માં કહ્યું છે કે ત્રણે ગુણો (રજગુણ-બ્રહ્માજી, સતગુણ-વિષ્ણુજી, તમગુણ-શિવજી)ની સાધનાથી મળવાવાળી ક્ષણિક સુવિધાઓના દ્વારા જેમનું જ્ઞાન નષ્ટ થઈ ચૂક્યું છે તે રાક્ષસ સ્વભાવવાળા, મનુષ્યોમાં નીચ, દુષ્કર્મ કરવાવાળા મૂર્ખ મને (કાળ-બ્રહ્મને) પણ નથી ભજતા.

પછી ગીતા અધ્યાય ૭ મંત્ર ૧૮માં ગીતા બોલવાવાળા (કાળ-બ્રહ્મ) પ્રભુ કહી રહ્યા છે કે કોઈ એક ઉદાર આત્મા મારી (બ્રહ્મની) જ સાધના કરે છે, કારણ કે તેમને તત્ત્વદર્શી સંત નથી મળ્યા. તેઓ પણ નેક આત્માઓ મારી (અનુત્તમામ) અતિ અશ્રેષ્ઠ (ગતિમ્) મુક્તિની સ્થિતિમાં આશ્રિત રહી ગયા. તેઓ પણ પૂર્ણ મુક્ત નથી. એટલા માટે પવિત્ર ગીતા અધ્યાય ૧૮ મંત્ર ૬૨માં કહ્યું છે કે હે અર્જુન, **તું બધા ભાવથી તે પરમેશ્વર (પૂર્ણ પરમાત્મા તત્ બ્રહ્મ)ની શરણમાં જા. તેની કૃપાથી જ તું પરમ શાંતિ તથા સતલોક એટલે કે સનાતન પરમ ધામને પ્રાપ્ત થઈશ.**

એટલા માટે પુણ્યઆત્માઓને નિવેદન છે કે આજે આ દાસોના પણ દાસ (રામપાલદાસ)ની પાસે પૂર્ણપરમાત્મા પ્રાપ્તિની વાસ્તિવક વિધિ પ્રાપ્ત છે. નિઃશૂલ્ક ઉપદેશ લઇને લાભ ઉઠાવો.

**"પવિત્ર પુરાણોના રહસ્ય"**

પુરાણોને સમજવા માટે કૃપયા ધ્યાન રહે કે શ્રી બ્રહ્મા પુરાણ, શ્રી વિષ્ણુ પુરાણ તથા શ્રી શિવ પુરાણ બ્રહ્મની લીલાથી પ્રારંભ થાય છે, જેને પ્રથમ અવ્યક્ત ગીતા અધ્યાય ૭ શ્લોક ૨૫માં કહ્યા છે. જે ગીતા અધ્યાય ૧૧ શ્લોક ૩૨માં કહે છે કે ''હું કાળ છું.'' એને જ ક્ષરપુરુષ તથા જયોતિ નિરંજન પણ કહેવામાં આવે છે. આ જ સદાશિવ, કાળરૂપી બ્રહ્મ પણ કહેવાય છે. આજ બ્રહ્માંડમાં એક બ્રહ્મલોકની રચના કરીને તેના ઉપરી હિસ્સામાં રહે છે.

આ જ મહાવિષ્ણુ, મહાબ્રહ્મા તથા મહાશિવ (સદાશિવ) કહેવાય છે તથા તે ક્ષેત્રને કાશી પણ કહે છે. જેમાં રજોગુણ પ્રધાન, સતગુણ પ્રધાન તમો ગુણ પ્રધાન ત્રણ સ્થાન બનાવીને પોતાની પત્ની દુર્ગા (મહાલક્ષ્મી)ને સાથે રાખીને ત્રણ પુત્રો રજો ગુણ શ્રી બ્રહ્માજી, સતગુણ શ્રી વિષ્ણુજી, તમો ગુણ શ્રી શિવજીની ઉત્પત્તિ કરીને અચેત કરી દે છે. અચેત (મૂર્છિત) અવસ્થામાં જ એમની પરવરિશ કરતા રહે છે. જવાન થવા પર શ્રી બ્રહ્માજીને કમળના ફૂલ પર શ્રી વિષ્ણુજીને શેષ નાગ પર તથા શ્રી શિવજીને કૈલાશ પર્વત પર ચેતન કરી દે છે. એ ત્રણેય પ્રભુઓને સ્વયં જ્ઞાન નથી કે અમારા ઉત્પત્તિકર્તા કોણ છે ? આજ કાળરૂપી બ્રહ્મ જ વિષ્ણુ રૂપ ધારણ કરીને પોતાની નાભિથી કમળ ઉત્પન્ન કરીને તેના પર શ્રી બ્રહ્માજીને રાખીને હોશમા લાવી દે છે. આજ જ્યારે ઇચ્છે ત્યારે શ્રી બ્રહ્મા, શ્રી વિષ્ણુ શ્રી શિવરૂપ ધારણ કરીને દૃષ્ટિગોચર થાય છે. આ કાળ પોતાના વાસ્તવિકરૂપમાં ક્યારેય પ્રકટ નથી થતો. જે વાસ્તવિક ભયંકરરૂપ કાળે શ્રીમદ્ ભગવત ગીતાજીનું જ્ઞાન આપતા સમયે દેખાડ્યું હતું. ગીતા અધ્યાય ૧૦ તથા ૧૧માં પ્રમાણ છે. શ્રીમદ્ ભગવત ગીતા અધ્યાય ૧૧ શ્લોક ૪૭-૪૮માં કહ્યું છે કે હે અર્જુન, આ મારું

વાસ્તવિક કાળરૂપ તારા સિવાય ના તો પહેલા કોઈએ જોયું છે તથા ના તો આગળ કોઈ જોઈ શકશે. આ તો મેં તારા ઉપર અનુગ્રહ કરીને બતાવ્યું છે. આ મુજ બ્રહ્મની હજાર ભુજાઓ અને નેત્રો વગેરે કાળરુપ વેદોમાં વર્ણિતવિધિથી જેમકે યજ્ઞ, ઓમ (ॐ) નામના જાપ વગેરેથી પણ નથી જોઈ શકાતું. ભાવાર્થ છે કે વેદોમાં વર્ણિતવિધિથી પ્રભુ પ્રાપ્તિ નથી. એટલા માટે ઋષિઓ-મહર્ષિઓએ વેદોમાં 'ઓમ' નામને પ્રભુ પ્રાપ્તિનો સમજીને પ્રભુ પ્રાપ્તિના માટે યજ્ઞ તથા ઓમ (ॐ) નામના જાપની ઘોર સાધનાઓ કરી, પરંતુ 'બ્રહ્મ'ના દર્શન થયા નહિ. કોઈએ કમળોનો પ્રકાશ જોઈ લીધો, કોઈએ શરીરમાં જ્યોતિ દેખી તથા ધૂનો સાંભળી, જે કાળ (બ્રહ્મ)નું છલ (કપટ) છે. કોઈ-કોઈએ સહસ્ત્ર કમલની એક હજાર જ્યોતિઓથી નીકળતો પ્રકાશ જોઈને પ્રભુની પ્રાપ્તિ માની લીધી. જેમ કોઈ સ્થાન પર એક જ રંગના હજાર બલ્બ એક-બીજાની સાથે લગાવીને ગોળાકારમાં ચાલુ રાખ્યા હોય. દૂરથી જોવાથી લાગે કે એક પ્રકાશ સમૂહ જ દેખાઈ દે છે. અતિ નિકટ જવાથી ખબર પડે કે આ તો બલ્બો (લાઇટના ગોળાઓ)નો પ્રકાશ છે.

આ જ પ્રમાણે કેટલાક સાધક હઠયોગ કરીને શરીરમાં અંતર્મુખ થઈને, થોડાક પ્રકાશ (આતશબાજી)ને જોઈને પ્રભુની પ્રાપ્તિ માની લે છે, તેજ કાળજાળને આનંદ માનીને પોતાનું અણમોલ જીવન નષ્ટ કરી જાય છે. વેદોમાં સ્પષ્ટ લખ્યું છે કે **પરમેશ્વર સહશરીર છે. યજુર્વેદ અધ્યાય ૧ મંત્ર ૧૫ તથા અધ્યાય ૫ મંત્ર ૧માં પ્રમાણ છે :**

"અગ્ને તનૂર અસિ, વિષ્ણવે ત્વા સોમસ્ય તનૂર અસિ"

જેનો શબ્દાર્થ છે કે - '**પરમેશ્વર સહશરીર છે.** તે સર્વ પાલનકર્તા અમર પુરુષ (સતપુરુષ)નું શરીર છે એટલે કે **પરમેશ્વર આકારમાં છે.** એટલા માટે ઋષિઓએ પ્રભુદર્શન માટે ઘોર સાધનાઓ કરી. પરંતુ વેદોમાં વર્ણિતવિધિથી પ્રભુ પ્રાપ્તિ નથી થઈ શકતી. એટલા માટે આજ સુધી બધા સાધકો, ઋષિઓ વગેરેએ પોતાના અનુભવની પુસ્તકોની રચના કરી દીધી. (જેમાં લખ્યું છે કે પરમાત્મા નિરાકાર છે. સૂર્યની જેમ સર્વ પ્રકાશમાન છે. કોઈ એક સ્થાન પર નથી રહેતો. ક્યાંય આવતા-જતા નથી) જે વેદ જ્ઞાનવિરુદ્ધ છે. હવે સર્વ ભક્તસમાજ પવિત્ર વેદોના સ્થાન પર બીજા મહર્ષિઓ અથવા સંતોના અનુભવથી બનેલી પુસ્તકોના જ્ઞાન પર આધારિત થઈ ચૂકયા છે.

પવિત્ર વેદો તથા શ્રીમદ્ ભગવત ગીતાજીના જ્ઞાનદાતા બ્રહ્મ કહી રહ્યા છે કે **ત્રણે ગુણ (રજો ગુણ બ્રહ્માજી, સતગુણ વિષ્ણુજી તમો ગુણ શિવજી) ઈષ્ટ રૂપમાં પૂજાને યોગ્ય નથી, કારણ કે આ પણ નાશવાન છે તથા કર્મનું ફળ જેવું છે તેવું જ આપે છે. પાપ ક્ષમા (નાશ) નથી કરી શકતા.** એમના પૂજારી ભક્તોને પ્રારબ્ધમાં લખેલા કષ્ટને ભોગવવા જ પડે છે. **આ ત્રણ પ્રભુઓની સાધનાથી ક્ષણિક સાંસારિક સુખ તો પ્રાપ્ત થઈ જાય છે પરંતુ પૂર્ણમોક્ષ નથી થતા તથા** આ ત્રણ પ્રભુઓ (શ્રી બ્રહ્માજી, શ્રી

વિષ્ણુજી, શ્રી શિવજી)થી મળવાવાળા ક્ષણિક લાભ ઉપર જેમની આસ્થા બની છે, તેઓ રાક્ષસ સ્વભાવને ધારણ કરેલા, મનુષ્યમાં નીચ, દુષ્કર્મ કરવાવાળા, મૂર્ખ મને (કાળ બ્રહ્મને) પણ નથી ભજતા (પ્રમાણ શ્રીમદ ભગવત ગીતા અધ્યાય-૭ શ્લોક ૧૨ થી ૧૫ સુધી) કારણ કે બ્રહ્મ સાધક વધારે સમય સુધી બ્રહ્મલોકમાં બનેલા મહા સ્વર્ગમાં પોતે કરેલી નામની કમાઇ અને પુણ્યની કમાઈના આધાર પર રહે છે. એટલા માટે કાળ કહી રહ્યો છે ત્રણે પ્રભુઓથી થોડીક વધારે રાહત હું આપી શકું છું. પરંતુ આ બ્રહ્મલોક તથા કાળ (બ્રહ્મ) પણ નાશવાન છે. ગીતા અધ્યાય-૮ શ્લોક-૧૬માં કહ્યું છે કે બ્રહ્મલોક સુધી બધા લોક નાશવાન છે તથા ગીતા અધ્યાય-૨ શ્લોક-૧૨ તથા અધ્યાય-૪ શ્લોક-૫માં સ્વયં ગીતા જ્ઞાનદાતા બ્રહ્મ કહી રહ્યા છે કે મારા પણ જન્મ-મૃત્યુ થાય છે એટલે કે નાશવાન છું. એટલા માટે પવિત્ર ગીતા અધ્યાય-૭ શ્લોક-૧૮માં કહે છે કે જે ચોથા પ્રકારના મારા (બ્રહ્મના) સાધક જે જ્ઞાની છે તેઓ વેદોના જ્ઞાનના આધારથી જાણી લે છે કે ફક્ત એક પૂર્ણપરમાત્મા જ ઇષ્ટ રૂપમાં પૂજય છે. તે જ પાપનાશક, પૂર્ણમોક્ષદાયક છે તથા **માનવશરીર પ્રભુપ્રાપ્તિના માટે જ મળ્યું છે.** તેઓ એ વેદોનો સ્વયં જ નિષ્કર્ષ કાઢી લીધો છે કે ૐ (ઓમ્) આ જ એક મંત્ર છે, જે પ્રભુપ્રાપ્તિનો છે. આ જ 'ૐ' મંત્રના જાપથી હજારો વર્ષ સાધના કરીને પોતાના શરીરને પણ ન્યોછાવર કરી દીધું. પરંતુ પ્રભુદર્શન થયા નહિ, બીજી પ્રાપ્તિઓ થઈ ગઈ. થોડીક સિદ્ધિઓ પ્રાપ્ત થઈ તથા સ્વર્ગ-મહાસ્વર્ગ વગેરેમાં ઉચ્ચ પદ પ્રાપ્ત થઈ ગયા. પછી ભજનની કમાઈ તથા પુણ્યની કમાઈ સમાપ્ત થવાથી ફરીથી જન્મ-મૃત્યુ તથા ચૌર્યાસી લાખ પ્રાણીઓના શરીરમાં ઘોર કષ્ટ તથા નરકમાં પાપકર્મોના ફળ પણ ભોગવવા પણ બનેલા રહ્યા.

પવિત્ર યજુર્વેદ અધ્યાય-૪૦ મંત્ર-૧૦ તથા પવિત્ર ગીતા અધ્યાય-૪ મંત્ર-૩૪માં ઉપરોક્ત બંને શાસ્ત્રોના જ્ઞાનદાતા બ્રહ્મ કહી રહ્યા છે કે તે પૂર્ણપરમાત્માના વિષયમાં હું (કાળ રૂપી બ્રહ્મ) નથી જાણતો. તે પરમેશ્વરના વિષયમાં પૂર્ણ જાણકારી એટલે કે તત્ત્વજ્ઞાન તથા તે પરમેશ્વરની પ્રાપ્તિની વિધિ એટલે કે પૂર્ણમોક્ષમાર્ગની જાણકારીના માટે તત્ત્વદર્શી સંતની ખોજ કર. પછી તે જેવી સાધના બતાવે તેમ કર. તેના પછી તે પરમપદ પરમેશ્વરની શોધ કરવી જોઈએ, જેમાં ગયેલ સાધક પાછો ફરીને સંસારમાં નથી આવતો એટલે કે પૂર્ણ મોક્ષ પ્રાપ્ત કરીને હંમેશાના માટે જન્મ-મૃત્યુ તથા ચોરાશી લાખ યોનીના કષ્ટ તથા નરકની પીડાના કષ્ટથી મુક્ત થઈ જાય છે તથા પૂર્ણ શાંતિ પ્રાપ્ત કરીને (શાશ્વતમ્ સ્થાનમ્) અવિનાશી લોક એટલે કે સતલોકને પ્રાપ્ત થઇ જાય છે (પ્રમાણ : ગીતા અધ્યાય-૧૫ શ્લોક-૧થી ૪ તથા ગીતા અધ્યાય-૧૮ શ્લોક-૬૨ તથા ઋગ્વેદ મંડલ ૧ સૂક્ત-૨૪ મંત્ર-૧-૨).

તત્ત્વદર્શી સંત નહિ મળવાને કારણે બધા ઋષિજન વેદો અનુસાર સાધના કરીને પણ મહાકષ્ટમાં જ રહી જાય છે. એટલા માટે ગીતા અધ્યાય-૭, શ્લોક-૧૮માં કહ્યું છે કે જે જ્ઞાની આત્મા છે, તે છે તો ઉદાર, કારણ કે પ્રભુ

પ્રાપ્તિ માટે તન-મન-ધનથી વેદો અનુસાર સાધના કરે છે, પરંતુ તેઓ પણ મારી (કાળ) બ્રહ્મની (અનુત્તમામ) અતિ ખરાબ ગતિ એટલે કે સાધનાથી મળતા નજીવા લાભ પર જ આશ્રિત છે, જેનાથી એમનો પૂર્ણ મોક્ષ નથી થઈ શકતો. જન્મ-મૃત્યુ તથા નાના (દરેક પ્રકારના) પ્રાણીઓના શરીરમાં તથા નરકમાં કર્માધારથી કષ્ટ ક્યારેય સમાપ્ત નથી થઈ શકતા.

જ્યોતિ નિરંજન (કાળ રૂપી બ્રહ્મ) એ પ્રતિજ્ઞા કરી છે કે હું ક્યારેય પણ કોઈને કોઈ પણ સાધનાથી (વેદોમાં વર્ણિત યજ્ઞ, તપ, અને ક્રિયાઓથી) પોતાના વાસ્તવિકકાળ રૂપના દર્શન નહિ આપું. એટલા માટે આ કાળરૂપી બ્રહ્મ જ પોતાના પુત્રો (બ્રહ્મા, વિષ્ણુ, શિવ)ના રૂપમાં દેખાઈને નાના (જુદા-જુદા) ચરિત્ર કરે છે જે કારણથી બીજા લોકો વિચારે છે કે આ લીલા ભગવાન વિષ્ણુએ કરી, ક્યારે બીજા સામાન્યજન કહે છે કે આ લીલા બ્રહ્માજીએ કરી, ક્યારેક કહે છે આ લીલા શ્રી શિવજીએ કરી. જેમ સામાન્ય  વ્યક્તિ કહે છે કે શ્રી બ્રહ્માજીની ઉત્પત્તિ, શ્રી વિષ્ણુજીની નાભિથી કમળ પર થઈ, તે સમયે શ્રી વિષ્ણુજીના રૂપમાં કાળે પોતાની નાભિથી કમળ પ્રગટ કર્યું હતું.

બ્રહ્મા પુરાણ (સૃષ્ટિનું વર્ણન નામક અધ્યાય)માં શ્રી લોમ હર્ષન ઋષિ (જેને શુતજી પણ કહેવામાં આવે છે.) એ પોતાના ગુરુદેવ શ્રી વ્યાસ ઋષિથી સાંભળેલું જ્ઞાન કહ્યું છે. શ્રી વ્યાસજીએ શ્રી નારદજીથી સાંભળ્યું તથા શ્રી નારદજીએ પોતાના પિતા બ્રહ્માજીથી જાણકારી પ્રાપ્ત કરી હતી. શ્રી બ્રહ્માજીને સ્વંય જ્ઞાન નથી કે હું કયાંથી ઉત્પન્ન થયો છું. (શ્રી દેવી મહાપુરાણ ત્રીજો સ્કંધ) આનો ભાવાર્થ આ નથી કે પુરાણોનું જ્ઞાન ખોટું છે. જે જ્ઞાન શ્રી બ્રહ્માએ ભાનમાં આવ્યા પછી કહ્યું છે તે તે જ સ્તર સુધીનું બરાબર છે. પરંતુ ભાનમાં આવ્યા તેના પહેલાનું જ્ઞાન દંતકથા (લોકવેદ) છે. જે પૂર્ણપમરેશ્વરના પ્રથમ સતયુગમાં સત સુકૃત નામથી પ્રગટ થઈને તત્ત્વદર્શી સંતરૂપથી તત્ત્વજ્ઞાન તથા વાસ્તવિક સૃષ્ટિરચનાનું જ્ઞાન શ્રી બ્રહ્માજી તથા શ્રી મનુજી વગેરેને આપ્યુ હતું. એમને પણ સાંભળ્યું ના સાંભળ્યું કરી દીધુ હતું. ત્યાર પછી જ્યારે શ્રી બ્રહ્માજીને એના વંશજો જ પૂછવા લાગ્યા તો તે સાંભળેલા-સંભળાવેલા જ્ઞાનના આધારે થોડીક મિલાવટ કરીને પૂર્વ (પહેલા)નું જ્ઞાન કહ્યું છે, જેના કારણે કોઈ પુરાણ નિર્ણાયક જ્ઞાનયુક્ત  નથી. કોઈ પુરાણના આધારે સિદ્ધ થાય છે કે શ્રી વિષ્ણુજીની ઉત્પતિ શ્રી બ્રહ્માજીથી થઈ, કોઈ પુરાણથી સિદ્ધ થાય છે કે બ્રહ્માજીની ઉત્પત્તિ શ્રી વિષ્ણુજીથી થઈ ? વગેરે-વગેરે. આજ કારણે બધા ઋષિજન તથા શ્રી બ્રહ્મા - વિષ્ણુ તથા શિવજી પણ સંશયમાં જ છે.

**''શ્રી બ્રહ્માજી તથા શ્રી વિષ્ણુજીનું યુદ્ધ''**

**શ્રી શિવ પુરાણ** *(વિદ્યેશ્વર સંહિતા અધ્યાય-૬, અનુવાદ દિન દયાલ શર્મા, પ્રકાશક : રામાયણ, પ્રેસ- મુંબઈ, પાના નં. ૬૭ તથા, સંપાદક - પંડિત રામ લગ્ન પાંડે વિશારદ, પ્રકાશક - સાવિત્ર ઠાકુર, પ્રકાશન- રથયાત્રા વારાણસી, બ્રાન્ચ- નાટી ઇમલી,*

*વારાણસીના વિદ્યેશ્વર સંહિતા અધ્યાય-૬, પાના નં. ૫૪ તથા ટીકાકાર ડો. બ્રહ્માનંદ ત્રિપાઠી સાહિત્ય - આયુર્વેદ જ્યોતિષ આચાર્ય, M.A. Phd, D.S, C.A. પ્રકાશક : ચૌ ખંબા સંસ્કૃત પ્રતિષ્ઠાન, ૩૮ U.A., જવાહરનગર, બંગલો રોડ, દિલ્લી, સંસ્કૃત સાથે શિવ પુરાણના વિદ્યેશ્વર સંહિતા અધ્યાય-૬, પાના નં. ૪૫ ઉપર)*

**શ્રી બ્રહ્માજી, શ્રી વિષ્ણુજીની પાસે આવ્યા. તે સમયે શ્રી વિષ્ણુજી લક્ષ્મી સાથે શેષશૈયા પર સૂતા હતા. સાથે અનુચર પણ બેઠેલા હતા. શ્રી બ્રહ્માજીએ શ્રી વિષ્ણુજીને કહ્યું : બેટા, ઊઠ ! જો તારો બાપ આવ્યો છું. હું તારો પ્રભુ છું. આ વાતથી વિષ્ણુજીએ કહ્યું. આવો, બેસો હું તમારો પિતા છું. તારું મુખ કેમ મરડાઈ ગયું ? બ્રહ્માજીએ કહ્યું : હે, પુત્ર! હવે તને અભિમાન થઇ ગયું છે, હું તારો સંરક્ષક જ નથી, પરંતુ સમસ્ત જગતનો પિતા છું.**

શ્રી વિષ્ણુજીએ કહ્યું : રે, ચોર!, તું પોતાનું મોટાપણું શું બતાવે છે ? સર્વ જગત તો મારામાં નિવાસ કરે છે. તું મારી નાભિ કમળથી ઉત્પન્ન થયો અને મારાથી જ આવી વાતો કરી રહ્યો છે ? આટલું કહીને બંને પ્રભુ હથિયારોથી લડવા લાગ્યા. એકબીજાના વૃક્ષાસ્થળ (સાથળ) પર ઘા કર્યા. આ જોઈને સદા શિવ (કાળ રૂપી બ્રહ્મ) એ એક તેજોમય લિંગ બંનેની મધ્ય ઉભુ કરી દીધું. ત્યારે તેમનું યુદ્ધ સમાપ્ત થયું. (આ ઉપરોકત વિવરણ ગીતા પ્રેસ : ગોરખપુર વાળી શિવપુરાણમાંથી કાઢી નાખ્યું છે. પરંતુ મૂળ સંસ્કૃત સાથે જે ઉપર લખ્યું છે તે તથા બીજા બે સંપાદકો તથા પ્રકાશકોવાળી શિવપુરાણમાં બરાબર છે.)

**વિચાર કરો :-** શ્રી શિવપુરાણ, વિષ્ણુપુરાણ તથા બ્રહ્માપુરાણ તથા શ્રી દેવી મહાપુરાણમાં ત્રણે પ્રભુઓ તથા સદા શિવ (કાળ રૂપી બ્રહ્મ) તથા દેવી (શિવા- પ્રકૃતિ)ની જીવનલીલાઓ છે. આના જ આધારથી બધા ઋષિજન તથા ગુરુજન જ્ઞાન સંભળાવ્યા કરતા હતા. અગર કોઈ પવિત્ર પુરાણોથી જુદું જ્ઞાન કહે છે તે પાઠ્યક્રમના વિરુદ્ધનું જ્ઞાન હોવાથી વ્યર્થ છે.

ઉપરના યુદ્ધનું વિવરણ પવિત્ર શિવપુરાણમાં છે. જેમાં બંને પ્રભુ પાંચ વર્ષના બાળકની જેમ ઝગડી રહ્યા છે. તે કહ્યા કરે છે કે તું મારો બેટો, બીજો કહ્યા કરે છે કે તું મારો બેટો, હું તારો બાપ. પછી એકબીજાના ગળા પકડીને મુક્કા અને લાતથી ઝઘડો કરે છે. આ ચરિત્ર ત્રિલોકી નાથોનું છે.

ઉપરોકત ત્રણેય પુરાણો (શ્રી બ્રહ્માપુરાણ, શ્રી વિષ્ણુપુરાણ, શ્રી શિવપુરાણ)નો પ્રારંભ (શરૂઆત) તો કાળરૂપી બ્રહ્મ એટલે કે જ્યોતિ નિરંજનથી જ થાય છે. જે બ્રહ્મલોકમાં મહા બ્રહ્મા, મહાવિષ્ણુ તથા મહાશિવ રૂપ ધારણ કરીને રહે છે તથા પોતાની લીલા પણ ઉપરોક્ત રૂપમાં કરે છે. પોતાના વાસ્તવિક કાળરૂપને છુપાવીને રાખે છે તથા પછીનું વિવરણ રજોગુણ- બ્રહ્માજી, સતોગુણ- વિષ્ણુજી, તમોગુણ-શિવજીની લીલાનું છે. ઉપરના જ્ઞાનના આધારથી પવિત્ર પુરાણોને સમજવા વધારે આસાન થઈ જશે.

## ''શ્રી વિષ્ણુપુરાણ''

(અનુવાદ : શ્રી મુનીલાલ ગુપ્ત, પ્રકાશક : ગૌવિંદ ભવન કાર્યાલય, ગીતા પ્રેસ ગોરખપુર)

શ્રી વિષ્ણુપુરાણનું જ્ઞાન શ્રી પરાશર ઋષિએ પોતાના શિષ્ય શ્રી મૈત્રેય ઋષિજીને કહ્યું છે.

શ્રી પરાશર ઋષિજીના લગ્ન થતા જ ગૃહ ત્યાગીને વનમાં સાધના કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. તેમની ધર્મપત્નીએ કહ્યું, હમણાં તો લગ્ન થયા છે, અત્યારે તમે ઘર ત્યાગીને જઈ રહ્યા છો. સંતાન ઉત્પત્તિ કર્યા પછી સાધના માટે ચાલ્યા જજો. ત્યારે શ્રી પરાશર ઋષિએ કહ્યું કે સાધના કર્યા પછી સંતાન ઉત્પન્ન કરવાથી સારા સંસ્કારવાળી સંતાન ઉત્પન્ન થશે. હું થોડા સમય બાદ તમારા માટે મારી શક્તિ (વીર્ય) કોઈ પક્ષીના દ્વારા મોકલી આપીશ, તમે તેને ગ્રહણ કરી લેજો. આમ કહીને ઘર ત્યાગ કરી વાનપ્રસ્થ (વનમાં ચાલ્યા ગયા) થઈ ગયા. એક વર્ષની સાધના પછી પોતાનું વીર્ય કાઢીને એક વૃક્ષના પાનમાં બંધ કરીને પોતાની મંત્રશક્તિથી શુક્રાણુને સુરક્ષિત કરીને એક કાગડાને કહ્યું કે આ પાન મારી પત્નીને આપીને આવો. કાગડો તેને લઈને દરિયા (નદીની) ઉપરથી ઊડી રહ્યો હતો. તેની ચાંચથી તે પાન દરિયામાં પડી ગયું. તેને એક માછલી ખાઈ ગઈ. થોડા સમય પછી તે માછલીને એક માછીમારે પકડીને કાપી, તેમાંથી એક છોકરી નીકળી. માછીમારે (નાવિકે) તે છોકરીનું નામ સત્યવતી રાખ્યું, તે જ છોકરી (માછલીના ઉદરમાંથી ઉત્પન્ન થવાના કારણે) મછોદરી નામથી પણ ઓળખાતી હતી. નાવિકે સત્યવતીને પોતાની પુત્રી રૂપમાં ઉછેરી.

કાગડાએ પાછા જઈને શ્રી પારાસરજીને બધી વાત કહી. જ્યારે સાધના સમાપ્ત કરીને શ્રી પારાસરજી ૧૬ વર્ષ પછી પાછા આવી રહ્યા હતા, દરિયો (નદી) પાર કરવા માટે નાવિકને અવાજ લગાવી ને કહ્યું કે મને જલ્દીથી દરિયો (નદી) પાર કરાવ. મારી પત્ની મારી પ્રતીક્ષા કરી રહી છે. તે સમયે નાવિક ભોજન કરી રહ્યો હતો, તથા શ્રી પરાશર ઋષિના બીજથી માછલીથી ઉત્પન્ન ૧૪ વર્ષની યુવાકન્યા પોતાના પિતાનું ભોજન લઈને ઉપસ્થિત હતી. નાવિકને જ્ઞાન હતું કે સાધના તપસ્યા કરીને આવવાવાળા ઋષિ સિદ્ધિયુક્ત હોય છે. આજ્ઞાનું શીઘ્રપાલન ન કરવાથી શ્રાપ આપી દે છે. નાવિકે કહ્યું ઋષિવર હું ભોજન કરી રહ્યો છું, અધૂરું ખાવાનું છોડવું અન્નદેવનું અપમાન થાય છે, મને પાપ લાગશે. પરંતુ શ્રી પરાશરજીએ એક નહીં સાંભળી. ઋષિને વધારે ઉતાવળમાં જોઈને પોતાની યુવાપુત્રીને ઋષિજીને પાર કરાવવા કહ્યુ. પિતાજીનો આદેશ પ્રાપ્ત કરી પુત્રી નૌકામાં ઋષિ પરાશરજીને લઇને ચાલી નીકળી. દરિયા (નદી)ના મધ્યમાં ગયા પછી ઋષિ પરાશરજીએ પોતાના જ બીજશક્તિથી માછલીથી ઉત્પન્ન છોકરી એટલે કે પોતાની જ પુત્રી સાથે દુષ્કર્મ કરવાની ઇચ્છા વ્યક્ત કરી. છોકરી પણ પોતાના પાલક પિતા નાવિકથી ઋષિઓ દ્વારા ક્રોધથી આપવામાં આવેલ શ્રાપથી થયેલા દુઃખી વ્યક્તિઓની કથાઓ સાંભળ્યા કરતી હતી. જેથી શ્રાપના ડરથી કાંપતી કન્યાએ કહ્યું ઋષિજી તમે બ્રાહ્મણ છો, હું એક શુદ્રની પુત્રી છું. ઋષિ પરાશરજીએ કહ્યું કોઈ ચિંતા નથી.

છોકરીએ પોતાની ઇજ્જતની રક્ષા માટે ફરી એકવાર બહાનું કાઢ્યું કે ઋષિવર મારા શરીરમાંથી માછલીની દુર્ગંધ નીકળી રહી છે. ઋષિ પરાશરજીએ પોતાની સિદ્ધિશક્તિથી દુર્ગંધ સમાપ્ત કરી દીધી. ફરી પાછું છોકરીએ કહ્યું બંને કિનારાઓ ઉપર વ્યક્તિઓ જોઈ રહ્યા છે. ઋષિ પરાશરજીએ ગંગા દરિયાનું જળ હાથમાં ઉઠાવીને આકાશમાં ફેંક્યુ તથા પોતાની સિદ્ધિશક્તિ વડે ધૂંધ (ધુમ્મસ) ઉત્પન્ન કરી દીધી, પોતાની મનોકામના પૂરી કરી. છોકરીએ પોતાના પાલક પિતાને પોતાની પાલકમાતાના માધ્યમથી બધી ઘટનાથી અવગત કરાવી દીધા તથા કહ્યું કે ઋષિએ પોતાનું નામ પરાશર કહ્યું હતું તથા શક્તિ ઋષિના પુત્ર અને ઋષિ વશિષ્ઠજીના પૌત્ર બતાવ્યા હતા. સમય આવવા પર કુંવારીના ગર્ભથી શ્રી વ્યાસ ઋષિ ઉત્પન્ન થયા.

તે જ શ્રી પરાશરજીના દ્વારા શ્રી વિષ્ણુપુરાણની રચના થઈ છે. શ્રી પરાશરજીએ બતાવ્યું કે હે મૈત્રેય જે જ્ઞાન હું તને સંભળાવવા જઈ રહ્યો છું, આ જ પ્રસંગ દક્ષાદિ મુનિઓએ નર્મદા તટ પર રાજા પુરુકુત્સ ને સંભળાવ્યો હતો. પુરુકુત્સે સારસ્વતથી અને સારસ્વતે મને કહ્યો હતો. શ્રી પરાશરજીએ શ્રી વિષ્ણુપુરાણના પ્રથમ અધ્યાય શ્લોક સંખ્યા ૩૧, પૃષ્ઠ સંખ્યા ૩માં કહ્યું છે કે આ જગત વિષ્ણુથી ઉત્પન્ન થયું છે, તેમનામાં જ સ્થિત છે, તેઓ જ આની સ્થિતિ (રચના) અને લય(નાશ) ના કર્તા છે. અધ્યાય-૨ શ્લોક ૧૫-૧૬ પૃષ્ઠ ૪માં કહ્યું છે કે હે દ્વિજ ! પરબ્રહ્મનું પ્રથમ રૂપ પુરુષ એટલે ભગવાન જેવા લાગે છે, પરંતુ વ્યક્ત (મહાવિષ્ણુ રૂપમાં પ્રકટ થવું) તથા અવ્યક્ત (અદૃશ્યરૂપમાં વાસ્તવિક કાળરુપમાં એકવીસમા બ્રહ્માંડમાં રહેવું) તેના અન્ય રૂપ છે. તથા 'કાળ' તેનું પરમ રૂપ છે. ભગવાન વિષ્ણુ જે કાળરૂપમાં તથા વ્યક્ત અને અવ્યક્તરૂપમાં સ્થિત થાય છે, આ તેમની બાળવત (બાળક જેવી) લીલા છે.

અધ્યાય-૨ શ્લોક ૨૭ પૃષ્ઠ ૫માં કહ્યું છે 'હે મૈત્રેય ! પ્રલયકાળમાં પ્રધાન એટલે કે પ્રકૃતિના સામ્ય અવસ્થામાં સ્થિત થઈ જવાથી અર્થાત (એટલે કે) પુરુષના પ્રકૃતિથી અલગ સ્થિત થઈ જવાથી વિષ્ણુ ભગવાનનું કાળરૂપ પ્રવૃત્ત થઈ જાય છે.

અધ્યાય ૨ શ્લોક ૨૮ થી ૩૦ પૃષ્ઠ-૫ તદન્તર (સર્ગકાળ ઉપસ્થિત હોવાથી) તે પરબ્રહ્મ પરમાત્મા વિશ્વરૂપ સર્વવ્યાપી સર્વભૂતેશ્વર સર્વાત્મા પરમેશ્વરે પોતાની ઇચ્છાથી વિકારી પ્રધાન અને અવિકારી પુરુષમાં પ્રવિષ્ટ થઇને તેમને ક્ષોભિત કર્યો ।। ૨૮-૨૯ ।। જે પ્રમાણે ક્રિયાશીલ ન હોવા છતાં પણ ગંધ પોતાની સન્નિધિ માત્રથી જ મનને ક્ષોભિત કરી દે છે તે પ્રમાણે પરમેશ્વર પોતાના સન્નિધિ માત્રથી પ્રધાન અને તે પુરુષને પ્રેરિત કરે છે. ।। ૩૦ ।।

**વિશેષ** :- શ્લોક સંખ્યા ૨૮થી ૩૦માં સ્પષ્ટ કરેલ છે કે પ્રકૃતિ (દુર્ગા) તથા પુરુષ (કાળ પ્રભુ)થી બીજો કોઈ પરમેશ્વર છે જે આ બંનેને પુનઃ સૃષ્ટિ રચવા માટે પ્રેરિત કરે છે.

અધ્યાય ૨ પૃષ્ઠ ૮ પર શ્લોક ૬૬માં લખ્યું છે કે તે જ પ્રભુ વિષ્ણુ સૃષ્ટા (બ્રહ્મા) થઈને પોતાની જ સૃષ્ટિ કરે છે. શ્લોક સંખ્યા-૭૦માં લખ્યું છે. ભગવાન વિષ્ણુ જ બ્રહ્મા વગેરે અવસ્થાઓ દ્વારા રચવાવાળા છે. તે જ રચે જાય છે અને સ્વયં પણ સંહૃત એટલે કે મરે છે. અધ્યાય-૪ શ્લોક ૪ પૃષ્ઠ ૧૧ પર લખ્યું છે કે કોઈ બીજો પરમેશ્વર છે. જે બ્રહ્મા, શિવ, વગેરે ઈશ્વરોનો પણ ઈશ્વર છે. અધ્યાય-૪ શ્લોક ૧૪-૧૫-૧૭-૨૨ પૃષ્ઠ ૧૧, ૧૨ પર લખ્યું છે, પૃથ્વી બોલી : હે કાળ સ્વરુપ! તમને નમસ્કાર છે. હે પ્રભુ ! તમે જ જગતની સૃષ્ટિ વગેરેના માટે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર રૂપ ધારણ કરવાવાળા છો. તમારું જે રૂપ અવતાર રૂપમાં પ્રકટ થાય છે તેની જ દેવગણ પૂજા કરે છે. તમે જ ઓમકાર છો. અધ્યાય-૪ શ્લોક-૫૦ પૃષ્ઠ ૧૪ પર લખ્યું છે — પછી તે ભગવાન હરિએ રજોગુણ યુક્ત થઇને ચતુર્મુખ ધારી બ્રહ્મારૂપ ધારણ કરી સૃષ્ટિની રચના કરી.

ઉપરના વિવરણથી સિદ્ધ થયું કે ઋષિ પરાશરજીએ સંભળાવેલું જ્ઞાન એટલે કે લોકવેદના આધારથી શ્રી વિષ્ણુપુરાણની રચના કરી છે. કારણ કે વાસ્તવિક જ્ઞાન પૂર્ણપરમાત્માએ પ્રથમ સતયુગમાં સ્વયં પ્રકટ થઇને શ્રી બ્રહ્માજીને આપ્યું હતું. શ્રી બ્રહ્માજીએ થોડું જ્ઞાન તથા થોડુંક સ્વનિર્મિત કાલ્પનિક જ્ઞાન પોતાના વંશજોને બતાવ્યું. એક બીજાથી સાંભળતા-સંભળાવતા જ લોકવેદ શ્રી પરાશરજીને પ્રાપ્ત થયું, શ્રી પરાશરજીએ વિષ્ણુને કાળ પણ કહ્યા છે તથા પરબ્રહ્મ પણ કહ્યા છે. ઉપરના વિવરણથી આ પણ સિદ્ધ થયું કે વિષ્ણુ એટલે કે બ્રહ્મસ્વરૂપ કાળ પોતાની ઉત્પત્તિ બ્રહ્મા, વિષ્ણુ, તથા શિવરૂપથી કરીને સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. બ્રહ્મ (કાળ) જ બ્રહ્મ લોકમાં ત્રણ રૂપોમાં પ્રકટ થઇને લીલા કરીને છળ કરે છે. ત્યાં સ્વયં પણ મરે છે. (વિશેષ જાણકારી માટે કૃપા કરી વાચો 'પ્રલયની જાણકારી' પુસ્તક 'ગહેરી નજર ગીતામેં' અધ્યાય ૮ શ્લોક-૧૭ની વ્યાખ્યામાં) તે જ બ્રહ્મલોકમાં ત્રણ સ્થાન બનાવ્યા છે. એક રજો ગુણ પ્રધાન તેમાં આજ કાળરૂપી બ્રહ્મ પોતાનું બ્રહ્મારૂપ ધારણ કરીને રહે છે તથા પોતાની પત્ની દુર્ગાને સાથે રાખીને એક રજો ગુણ પ્રધાન પુત્ર ઉત્પન્ન કરે છે. તેનું નામ બ્રહ્મા રાખે છે. તેના દ્વારા એક બ્રહ્માંડમાં ઉત્પત્તિ કરાવે છે. આજ પ્રમાણે તે બ્રહ્મલોકમાં એક સતગુણ પ્રધાન સ્થાન બનાવીને સ્વયં પોતાનું વિષ્ણુ રૂપ ધારણ કરીને રહે છે તથા પોતાની પત્ની દુર્ગા (પ્રકૃતિ)ને પત્ની રૂપમાં રાખીને એક સતગુણ યુક્ત પુત્ર ઉત્પન્ન કરે છે. તેનું નામ વિષ્ણુ રાખે છે. તે પુત્રથી એક બ્રહ્માંડમાં ત્રણ લોક (પૃથ્વી, પાતાલ, સ્વર્ગ)ની સ્થિતિ બનાવી રાખવાનું કાર્ય કરાવે છે. (પ્રમાણ શિવપુરાણ ગીતા પ્રૈસ ગૌરખપુરથી પ્રકાશિત અનુવાદ હનુમાન પ્રસાદ પૌદાર ચિમનલાલ ગોસ્વામી, રૂદ્રસંહિતા અધ્યાય ૬, ૭, પૃષ્ઠ ૧૦૨-૧૦૩.)

બ્રહ્મલોકમાં જ એક ત્રીજું સ્થાન તમગુણ પ્રધાન રચીને તેમાં સ્વયં શિવરૂપ ધારણ કરીને રહે છે તથા પોતાની પત્ની દુર્ગા (પ્રકૃતિ)ને સાથે રાખીને પતિ-પત્નીના વ્યવહારથી તેવી જ રીતે ત્રીજો પુત્ર તમો ગુણ યુક્ત ઉત્પન્ન કરે છે. તેનું નામ શંકર (શિવ) રાખે છે. આ પુત્રથી ત્રણ લોકમાં પ્રાણીઓનો સંહાર કરાવે છે.

વિષ્ણુ પુરાણમાં અધ્યાય-૪ સુધીનું જે જ્ઞાન છે તે કાળરૂપ બ્રહ્મ એટલે કે જ્યોતિ નિરંજનનું છે. અધ્યાય ૫ થી આગળનું મળતું જુલતું જ્ઞાન કાળના પુત્ર સતગુણ વિષ્ણુની લીલાઓનું છે તથા તેના જ અવતાર શ્રી રામ, શ્રીકૃષ્ણ વગેરેનું જ્ઞાન છે.

વિશેષ વિચાર કરવાની વાત છે કે શ્રી વિષ્ણુપુરાણના વક્તા શ્રી પરાશર ઋષિ છે. આજ જ્ઞાન દક્ષાદિ ઋષિઓથી પુરૂકુત્સે સાંભળ્યું, પુરૂકુત્સથી તે જ્ઞાન સારસ્વતે સાંભળ્યું અને સારસ્વતથી શ્રી પરાશર ઋષિએ સાંભળ્યું. તે જ્ઞાન શ્રી વિષ્ણુપુરાણમાં લિપિબદ્ધ કરવામાં આવ્યું જે આજે તમારા કરકમળોમાં છે. એમાં માત્ર એક બ્રહ્માંડનું જ્ઞાન પણ અધૂરૂં છે. શ્રી દેવી પુરાણ, શ્રી શિવપુરાણ વગેરે પુરાણોનું જ્ઞાન પણ બ્રહ્માજીનું આપેલું છે. શ્રી પરાશરવાળું જ્ઞાન શ્રી બ્રહ્માજી દ્વારા આપેલા જ્ઞાનની સમાન ન હોઈ શકે. એટલા માટે શ્રી વિષ્ણુપુરાણને સમજવા માટે દેવીપુરાણ તથા શ્રી શિવપુરાણનો સહયોગ લેવામાં આવશે. કારણ કે આ જ્ઞાન દક્ષાદિ ઋષિઓના પિતાશ્રી બ્રહ્માજીનું આપેલું છે. શ્રી દેવીપુરાણ તથા શ્રી શિવપુરાણને સમજવા માટે શ્રીમદ્ ભગવદ્ ગીતા તથા ચાર વેદોનો સહયોગ લેવામાં આવશે, કારણ કે આ જ્ઞાન સ્વયં ભગવાન કાળરૂપી બ્રહ્મ દ્વારા આપવામાં આવ્યું છે. જે બ્રહ્મા, વિષ્ણુ તથા શિવજીના ઉત્પન્નકર્તા એટલે કે પિતા છે. પવિત્ર વેદો તથા પવિત્ર શ્રીમદ્ ભગવત્ ગીતાજીના જ્ઞાનને સમજવા માટે સ્વસમવેદ એટલે કે સૂક્ષ્મવેદનો સહયોગ લેવો પડશે, જે કાળરૂપી બ્રહ્મના ઉત્પત્તિકર્તા એટલે કે પિતા પરમ અક્ષર બ્રહ્મ (કવિર્દેવ))નો આપેલો છે. જે (કવિંર્गीर्भिः) કવિર્વાણી દ્વારા સ્વયં સતપુરુષ પોતે પ્રકટ થઇને બોલ્યા હતા. (ઋગ્વેદ મંડલ-૯ સૂક્ત ૯૬ મંત્ર ૧૬થી ૨૦ સુધી પ્રમાણ છે.)

### "શ્રી બ્રહ્માપુરાણ"

આ પુરાણના વક્તા શ્રી લોમહર્ષણ ઋષિજી છે. જે શ્રી વ્યાસ ઋષિના શિષ્ય હતા જેમને સૂતજી પણ કહેવામાં આવે છે. શ્રી લોમહર્ષણજી (સૂતજી) એ બતાવ્યું કે આ જ્ઞાન પહેલા શ્રી બ્રહ્માજીએ દક્ષાદિ શ્રેષ્ઠ મુનિઓને સંભળાવ્યું હતું. તે જ હું સંભળાવું છું. આ પુરાણના સૃષ્ટિના વર્ણન નામક અધ્યાયમાં (પૃષ્ઠ ૨૭૭થી ૨૭૯ સુધી) કહ્યું છે કે શ્રી વિષ્ણુજી પૂરા વિશ્વનો આધાર છે જે બ્રહ્મા, વિષ્ણુ તથા શિવરૂપમાં જગતની ઉત્પત્તિ તથા પાલન તથા સંહાર કરે છે. તે ભગવાન વિષ્ણુને મારા નમસ્કાર છે.

જે નિત્ય સદ્સત સ્વરૂપ તથા કારણભૂત અવ્યક્ત પ્રકૃતિ છે તેને જ પ્રધાન કહે છે. તેનાથી જ પુરુષે આ વિશ્વનું નિર્માણ કર્યું છે. અમિત તેજસ્વી બ્રહ્માજીને જ પુરૂષ સમજો, તે સમસ્ત પ્રાણીઓની સૃષ્ટિ કરવાવાળા તથા ભગવાન નારાયણના આશ્રિત છે.

સ્વયંભુ ભગવાન નારાયણે જળની સૃષ્ટિ કરી. નારાયણથી ઉત્પન્ન થવાના કારણે જળને નાર કહેવા લાગ્યા. ભગવાને સૌથી પહેલા જળ પર વિશ્રામ કર્યો. એટલા માટે ભગવાનને નારાયણ કહેવામાં આવે છે. ભગવાને જળમાં પોતાની શક્તિ છોડી તેનાથી એક સુવર્ણમય ઈંડુ પ્રકટ થયું. તેમાં જ સ્વયં બ્રહ્માજીની

ઉત્પત્તિ થઈ એમ સાંભળવામાં આવે છે. એક વર્ષ સુધી ઇંડામાં નિવાસ કરીને શ્રી બ્રહ્માજીએ તેના બે ટુકડા કરી દીધા. એકથી દ્યૂલોક બની ગયો અને બીજાથી ભૂલોક.

ત્યાર પછી બ્રહ્માજીએ પોતાના રોષથી રૂદ્રને પ્રકટ કર્યો. ઉપરોક્ત જ્ઞાન ઋષિ લોમહર્ષણ (સૂતજી) નું કહેલું છે જે સાંભળેલું-સંભળાવેલું (લોકવેદ) છે, જે પૂર્ણ નથી. કારણ કે વક્તા કહી રહ્યા છે કે એવું સાંભળ્યું છે. એટલા માટે પૂર્ણ જાણકારીના માટે શ્રી દેવી મહાપુરાણ, શ્રી શિવમહાપુરાણ, શ્રીમદ્ ભગવદ્ ગીતા તથા ચારે વેદ અને પૂર્ણપરમાત્મા દ્વારા તત્ત્વજ્ઞાન જે સ્વસમ વેદ એટલે કે કવિર્વાણી (કબીરવાણી) કહેવાય છે. તેના માટે કૃપયા વાંચો 'ગહરી નજર ગીતામેં', 'પરમેશ્વરનો સાર સંદેશ' પરિભાષા પ્રભુ કી તથા આ પુસ્તક 'જ્ઞાન ગંગા' ભાગ-૧-૨માં અને 'આધ્યાત્મિક જ્ઞાનગંગા'

(વાસ્તવિક જ્ઞાનને સ્વયં કળિયુગમાં પ્રકટ થઈને કવિર્દેવ (કબીર પરમેશ્વર) એ પોતાના ખાસ સેવક શ્રી ધર્મદાસ સાહેબજી (બાંધવગઢવાળા)ને ફરીથી બરાબર રીતે કહ્યું. જે આ જ પુસ્તક ભક્તિ સૌદાગરને સંદેશ ભાગ-૧માં સૃષ્ટિરચનામાં વર્ણિત છે, કૃપયા તેમાં વાંચો.)

શ્રી પરાશરજી એ કાળબ્રહ્મને પરબ્રહ્મ પણ કહ્યા છે અને બ્રહ્મ તથા વિષ્ણુ પણ કહ્યા છે તથા આને જ અનાદિ એટલે કે અમર પણ કહ્યા છે. આ બ્રહ્મ અર્થાત કાળના જન્મ-મૃત્યુ નથી થતા. આના ઉપરથી જ ઋષિની બાળબુદ્ધિ સાબિત થાય છે.

**વિચાર કરો :-** વિષ્ણુપુરાણનું જ્ઞાન એક ઋષિ દ્વારા કહ્યું છે. જેને લોકવેદ (સાંભળેલું-સંભળાવેલું જ્ઞાન એટલે કે દંતકથા)ના આધારથી કહ્યું છે તથા બ્રહ્માપુરાણનું જ્ઞાન શ્રી લોમહર્ષણ ઋષિએ દક્ષાદિ ઋષિઓથી સાંભળ્યું હતું, તે લખ્યું છે. એટલા માટે ઉપરના બંને (વિષ્ણુપુરાણ તથા બ્રહ્માપુરાણ) ને સમજવા માટે શ્રી દેવીપુરાણ તથા શ્રી શિવપુરાણનો સહયોગ લેવામાં આવશે, જે સ્વયં શ્રી બ્રહ્માજીએ પોતાના પુત્ર નારદજીને સંભળાવ્યું, જે શ્રી વ્યાસ ઋષિના દ્વારા ગ્રહણ થયું તથા લખવામાં આવ્યું. અન્ય પુરાણોનું જ્ઞાન શ્રી બ્રહ્માજીના જ્ઞાનના સમાન ના હોઈ શકે. કારણ કે આ જ્ઞાન સીધું નારદજીને પ્રાપ્ત થયું તથા વ્યાસજીએ લખ્યું છે. એટલા માટે અન્ય પુરાણોને સમજવા માટે દેવીપુરાણ તથા શ્રી શિવપુરાણનો સહયોગ લેવામાં આવશે. કારણ કે આ જ્ઞાન દક્ષાદિ ઋષિના પિતાશ્રી બ્રહ્માજીનું આપેલું છે. શ્રી દેવીપુરાણ તથા શ્રી શિવપુરાણને સમજવા માટે શ્રીમદ્ ભગવદ્ ગીતા તથા ચારેય વેદોનો સહયોગ લેવામાં આવશે. કારણ કે આ જ્ઞાન સ્વયં ભગવાન કાળરૂપી બ્રહ્મ દ્વારા આપવામાં આવ્યું છે. જે બ્રહ્મા, વિષ્ણુ તથા શિવજીના ઉત્પન્નકર્તા એટલે કે પિતા છે. પવિત્ર વેદો તથા પવિત્ર શ્રીમદ્ ભગવદ્ ગીતાજીના જ્ઞાનને સમજવા માટે સ્વસમ વેદ એટલે કે સૂક્ષ્મવેદનો સહયોગ લેવો પડશે જે કાળરૂપી બ્રહ્મના ઉત્પત્તિકર્તા એટલે કે પિતા પરમઅક્ષર બ્રહ્મ (કવિર્દેવ)નું આપેલું છે. જે (કવિર્ગીર્ભિઃ) કવિર્વાણી દ્વારા સ્વયં

સતપુરૂષે પ્રકટ થઇને બોલ્યા હતા. (ઋગ્વેદ મંડલ ૯ સુકત ૯૬, મંત્ર ૧૬ થી ૨૦ સુધી પ્રમાણ છે) તથા શ્રીમદ્ ભાગવત ગીતામાં ભગવાન કાળ એટલે કે બ્રહ્મે પોતાની સ્થિતિ બતાવી છે જે સત્ય છે.

ગીતા અધ્યાય ૧૫ શ્લોક ૧૮માં કહ્યું છે કે હું (કાળરૂપી બ્રહ્મ) મારા એકવીસ બ્રહ્માંડમાં જેટલા પણ જીવ પ્રાણી છે તેમનાથી શ્રેષ્ઠ છું. તે ચાહે સ્થૂળ શરીરમાં નાશવાન છે, ચાહે આત્મારૂપમાં અવિનાશી છે. એટલા માટે લોકવેદ (દંતકથા-સાંભળેલું-સંભળાવેલું જ્ઞાન)ના આધારથી મને પુરૂષોત્તમ માને છે. વાસ્તવમાં પુરૂષોત્તમ તો મારા (ક્ષર પુરુષ એટલે કે કાળ) થી તથા અક્ષરપુરૂષ (પરબ્રહ્મ) થી પણ અન્ય (બીજા) છે. તેજ વાસ્તવમાં પરમાત્મા એટલે કે ભગવાન કહેવામાં આવે છે. ત્રણે લોકમાં પ્રવેશ કરીને બધાનું ધારણપોષણ કરે છે, તે જ વાસ્તવમાં અવિનાશી પરમેશ્વર છે. (ગીતા અધ્યાય-૧૫ શ્લોક-૧૬-૧૭) ગીતા જ્ઞાનદાતા બ્રહ્મ સ્વયં કહી રહ્યા છે કે હે અર્જુન ! તારા તથા મારા બહુ જન્મ થઈ ચૂકયા છે. તું નથી જાણતો, હું જાણું છું. શ્રીમદ્ ભગવદ્ ગીતા અધ્યાય ૪ શ્લોક-૫, અધ્યાય-૨ શ્લોક-૧૨માં પ્રમાણ છે તથા અધ્યાય-૭ શ્લોક-૧૮માં પોતાની સાધનાને પણ (અનુત્તમામ્) અતિ અશ્રેષ્ઠ એટલે કે અતિ ખરાબ કહી છે. એટલા માટે અધ્યાય-૧૮ શ્લોક-૬૨માં કહ્યું છે કે હે અર્જુન ! સર્વ ભાવથી તે પરમેશ્વરની શરણમાં જા, જેની કૃપાથી જ તું પરમશાંતિને પ્રાપ્ત થઈશ તથા કયારેય ના નષ્ટ થવાવાળા લોક એટલે કે સતલોકને પ્રાપ્ત થઈશ. અધ્યાય-૧૫ શ્લોક-૪માં કહ્યું છે કે જયારે તને તત્ત્વદર્શી સંત પ્રાપ્ત થઈ જાય (જે ગીતા અધ્યાય ૪ શ્લોક ૩૪માં તથા અધ્યાય ૧૫ શ્લોક ૧માં વર્ણિત છે) તેના પછી તે પરમપદ પરમેશ્વરની શોધ કરવી જોઈએ જેમાં ગયેલા સાધક પછી ફરીને આ સંસારમાં નથી આવતા એટલે કે પૂર્ણ મોક્ષ પ્રાપ્ત કરે છે. જે પરમેશ્વરથી આ બધો સંસાર ઉત્પન્ન થયો તથા તે જ બધાનું ધારણપોષણ કરવાવાળા છે. હું (ગીતા જ્ઞાનદાતા બ્રહ્મરૂપી કાળ) પણ તે જ આદિ પુરુષ પરમેશ્વરની શરણમાં છું, પૂર્ણ વિશ્વાસની સાથે તેની જ ભક્તિ સાધના એટલે કે પૂજા કરવી જોઈએ.

**"શ્રી દેવી મહાપુરાણથી જ્ઞાન ગ્રહણ કરો"**

'શ્રી દેવી મહાપુરાણથી આંશિક લેખ તથા સાર વિચાર'

(સંક્ષિપ્ત શ્રીમદ્ દેવી ભાગવત, સચિત્ર, મોટા ટાઈપ, માત્ર હિન્દી, સંપાદક - હનુમાન પ્રસાદ પોદ્દાર, ચિમનલાલ ગોસ્વામી, પ્રકાશક ગોવિંદ ભવન કાર્યાલય, ગીતા પ્રેસ, ગોરખપુર)

॥ શ્રી જગદમ્બિકાય નમઃ શ્રી દેવી મદ્ ભાગવત્ ત્રીજા સ્કંધનો લેખ ॥

રાજા પરિક્ષીતે શ્રી વ્યાસજીને બ્રહ્માંડની રચના વિષે પૂછ્યું. શ્રી વ્યાસજીએ કહ્યું કે રાજન્ મેં આ પ્રશ્ન ઋષિવર નારદજીને પૂછયો હતો, તે વર્ણન તમને બતાવું છું. મેં (શ્રી વ્યાસજીએ) શ્રી નારદજીને પૂછયું, એક બ્રહ્માંડના રચિયતા કોણ છે ? કોઈ તો શ્રી શંકર ભગવાનને આના રચિયતા માને છે. કોઈ શ્રી વિષ્ણુજીને તથા કોઈ શ્રી બ્રહ્માજીને તથા ઘણા બધાં આચાર્ય ભવાનીને બધા મનોરથ પૂર્ણ કરવાવાળી બતાવે છે. તે આદિ માયા મહાશક્તિ છે તથા પરમ પુરુષની સાથે રહીને કાર્ય

સંપાદન કરવાવાળી પ્રકૃતિ છે. બ્રહ્મની સાથે તેમનો અભેદ સંબંધ છે. (પાના નં. ૧૧૪)

નારદજીએ કહ્યું વ્યાસજી ! પ્રાચીન સમયની વાત છે — આ શંકા મારા હૃદયમાં પણ ઉત્પન્ન થઇ હતી. ત્યારે હું મારા પિતા અમીત તેજસ્વી બ્રહ્માજીના સ્થાન પર ગયો અને તેમને અત્યારે જે વિષયમાં તમે મને પૂછી રહ્યા છો, તે વિષયમાં મેં પૂછયું. મેં કહ્યું, પિતાજી ! આ સંપૂર્ણ બ્રહ્માંડ ક્યાંથી ઉત્પન્ન થયું ! આની રચના તમે કરી છે કે શ્રી વિષ્ણુજીએ કે શ્રી શંકરજી એ — કૃપયા સાચે સાચું બતાવો - બ્રહ્માજીએ કહ્યું (પાના નં. ૧૧૫ થી ૧૨૦ તથા ૧૨૩-૧૨૫, ૧૨૮, ૧૨૯) બેટા! હું આ પ્રશ્નનો શું જવાબ આપું ? આ પ્રશ્ન ખૂબ જ અઘરો છે. પૂર્વ કાળમાં સર્વત્ર પાણી જ પાણી હતું ત્યારે કમળથી મારી ઉત્પત્તિ થઈ. હું કમળની કર્ણિકા ઉપર બેસીને વિચાર કરવા લાગ્યો — આ અગાધ જળમાં હું કેવી રીતે ઉત્પન્ન થયો ? કોણ મારું રક્ષક છે ? કમળની ડાંડી પકડીને જળમાં ઉતર્યો. ત્યાં મને શેષશાયી ભગવાન વિષ્ણુના દર્શન થયાં તે આ યોગનિદ્રાના વશીભૂત થઈને ગાઢ નિદ્રામાં સૂતેલા હતા. એટલામાં ભગવતી યોગ નિદ્રાની યાદ આવી ગઇ. મેં તેમનું સ્તવન કર્યું, ત્યારે તે કલ્યાણમયી ભગવતી શ્રી વિષ્ણુના વિગ્રહથી નીકળીને અચિન્ત્યરૂપ ધારણ કરીને આકાશમાં બિરાજમાન થઈ ગઈ. દિવ્ય આભૂષણ તેમની સુંદરતા વધારી રહ્યાં હતા, જયારે યોગ નિદ્રા ભગવાન વિષ્ણુના શરીરથી અલગ થઈને આકાશમાં બિરાજમાન થયા, ત્યારે તરત જ શ્રી હરિ જાગીને બેઠાં થયા. હવે ત્યાં હું અને ભગાવન વિષ્ણુ બંને હતાં. ત્યાં જ રૂદ્ર પણ પ્રગટ થઈ ગયા. અમે ત્રણેને દેવીએ કહ્યું બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ! તમે સારી રીતે સાવધાન થઈને પોતપોતાના કાર્યમાં સંલગ્ન થઈ જાઓ સૃષ્ટિ, સ્થિતિ, અને સંહાર — આ તમારા કાર્ય છે. એટલીવારમાં એક સુંદર વિમાન આકાશથી ઉતરી આવ્યું. ત્યારે તે દેવીએ અમને આજ્ઞા આપી દેવતાઓ ! નિર્ભિક થઈને ઈચ્છાપૂર્વક આ વિમાનમાં પ્રવેશ કરો. બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર! આજે હું તમને એક અદ્દભુત દૃશ્ય બતાવું છું. અમે ત્રણે દેવતાઓને વિમાન ઉપર બેઠેલા જોઇને દેવીએ પોતાના સામર્થ્યથી વિમાનને આકાશમાં ઉડાડયું એટલામાં અમારું વિમાન ખૂબ તેજીથી ચાલવા લાગ્યું અને તે દિવ્ય ધામ બ્રહ્મલોકમાં જઈ પહોંચ્યું. ત્યાં એકબીજા બ્રહ્મા બિરાજમાન હતા. તેમને જોઈને ભગવાન શંકર અને વિષ્ણુને મોટું આશ્ચર્ય થયું. ભગવાન શંકર અને વિષ્ણુએ મને પૂછયું — ચતુરાનન (બ્રહ્મા) ! આ અવિનાશી બ્રહ્મા કોણ છે ? મેં ઉત્તર આપ્યો, મને કંઈ ખબર નથી, સૃષ્ટિના અધિષ્ઠાતા આ કોણ છે ? ભગવાન ! હું કોણ છું અને અમારો ઉદ્દેશ્ય શું છે. આ વિડંબનામાં મારું મન ચક્કર લગાવી રહ્યું છે. એટલામાં મનની સમાન તીવ્ર ગતિથી તે વિમાન તરત જ ત્યાંથી ચાલ્યું અને કૈલાસના સુરમ્ય શિખર પર જઈ પહોંચ્યું. ત્યાં વિમાનના પહોંચતાં જ એક ભવ્ય ભવનથી ત્રીનેત્રધારી ભગવાન શંકર નીકળ્યા. તે નંદી (વૃષભ) પર બેઠા હતાં.

ક્ષણભર પછી જ તે વિમાન તે શિખરથી પવનના સમાન તેજ ગતિએ આગળ વધ્યું અને વૈકુંઠ લોકમાં પહોંચી ગયું, જયાં ભગવતી લક્ષ્મીનો વિલાસ ભવન

હતો. બેટા, નારદ ! ત્યાં મેં જે સંપત્તિ જોઈ તેનું વર્ણન કરવું મારા માટે અસંભવ છે. તે ઉત્તમપુરીને જોઈને વિષ્ણુનું મન આશ્ચર્યચકિત થઈને વિચારરૂપી સમુદ્રમાં ગોથા ખાવા લાગ્યું. ત્યાં કમળલોચન શ્રી હરિ બિરાજમાન હતા એટલે કે એક બીજા વિષ્ણુ અમે જોયા. જેની ચાર ભૂજાઓ હતી. તેટલામાં જ પવનથી વાતો કરતું તે વિમાન તરત જ ઉડી ગયું. આગળ અમૃતના સમાન મીઠા જળવાળો સમુદ્ર મળ્યો. ત્યાં જ એક મનોહર દ્વિપ હતો તે જ દ્વિપમાં એક મંગલમય મનોહર પલંગ બિછાવ્યો હતો. તે ઉત્તમ પલંગ પર એક દિવ્ય રમણીય સ્ત્રી બેઠી હતી. અમે એક બીજાને કહેવા લાગ્યાં — આ સુંદરી કોણ છે ? અને આનું નામ શું છે ? અમે આના વિષયમાં બિલકુલ અજ્ઞાન છીએ.

નારદ ! આમ શંકાગ્રસ્ત થઈને અમે લોકો ત્યાં રોકાઈ ગયા. ત્યારે ભગવાન વિષ્ણુએ તે ચારૂ શાહીની ભગવતીને જોઈને વિવેકપૂર્વક નિશ્ચય કરી લીધો કે તે ભગવતી જગદંબિકા છે. ત્યારે તેમણે કહ્યું કે આ ભગવતી આપણાં બધાની આદિ કારણ છે. મહાવિદ્યા અને મહામાયા એમના નામ છે. આ પૂર્ણ પ્રકૃતિ છે. આ 'વિશ્વેશવરી', 'વેદ ગર્ભા' અને 'શિવા' કહેવાય છે. આ તે જ દિવ્યાંગના છે, જેનાં પ્રલયયાર્નવમાં મને દર્શન થયા હતા. તે સમયમાં હું બાળકરૂપમાં હતો. મને ઘોડિયામાં ઝુલાવી રહી હતી. વટવૃક્ષના પાન પર એક મજબૂત સુંદર શૈય્યા બિછાવેલી હતી. તેના પર સૂતાં સૂતાં હું પગના અંગૂઠાને કમળ - જેવા મુખમાં લઇને ચૂસી રહ્યો હતો તથા રમી રહ્યો હતો. આ દેવી ગાણાં ગાઈને મને ઝુલાવતી હતી. તે જ આ દેવી છે. આમાં કોઈ શંકાની વાત નથી રહી. એમને જોઈને મને પહેલાંની વાત યાદ આવી ગઈ. આ આપણાં બધાની જનની છે.

શ્રી વિષ્ણુએ સમય અનુસાર તે ભગવતી ભુવનેશ્વરીની સ્તુતિ આરંભ કરી દીધી.

ભગવાન વિષ્ણુ બોલ્યા — પ્રકૃતિ દેવીને નમસ્કાર છે. ભગવતી વિધાત્રીને નિરંતર નમસ્કાર છે. તમે શુદ્ધસ્વરુપા છો, આ બધો સંસાર તમારાથી જ ઉદ્‌ભાસિત થઈ રહ્યો છે. હું, બ્રહ્મા અને શંકર — અમે બધા તમારી કૃપાથી જ વિદ્યમાન છીએ. અમારા આવિર્ભાવ (જન્મ) અને તિરોભાવ (મૃત્યુ) થયા કરે છે. માત્ર તમે જ નિત્ય છો, જગતજનની છો, પ્રકૃતિ અને સનાતની દેવી છો.

ભગવાન શંકર બોલ્યા - દેવી ! અગર મહાભાગ વિષ્ણુ તમારાથી જ પ્રકટ થયા છે તો તેમના પછી ઉત્પન્ન થવાવાળા બ્રહ્મા પણ તમારો બાળક થયો. પછી હું તમો ગુણી લીલા કરવાવાળો શંકર શું તમારો બાળક ના થયો ? અર્થાત મને પણ ઉત્પન્ન કરવાવાળાં તમે જ છો. આ સંસારની સૃષ્ટિ, સ્થિતિ અને સંહારમાં તમારા ગુણ હંમેશા સમર્થ છે. એ જ ત્રણે ગુણોથી ઉત્પન્ન અમે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર નિયમઅનુસાર કાર્યમાં તત્પર રહીએ છીએ. હું, બ્રહ્મા અને શિવ વિમાનમાં બેસીને જઈ રહ્યા હતા, અમને રસ્તામાં નવા નવા જગત જોવામાં આવ્યા. ભવાની ! ભલા, કહો તો તેમને કોણે બનાવ્યા છે ?

આ જ પ્રમાણ જુઓ શ્રીમદ્ દેવીભાગવત મહાપુરાણ સભાષટિકમ્ સમહાત્યમ, ખેમરાજ, શ્રી કૃષ્ણદાસ પ્રકાશન મુંબઈ, આમાં સંસ્કૃત સાથે હિન્દી અનુવાદ કરેલ છે. **ત્રીજો સ્કંધ અધ્યાય ૪ પૃષ્ઠ ૧૦ શ્લોક-૪૨ :-**

બ્રહ્મા - "અહમ ઇશ્વરઃ ફિલ તે પ્રભાવાત્સર્વે વયં જનિ યુતા ન યદા તૂ નિત્યાઃ, કે અન્યે સુરાઃ શતમખ પ્રમુખાઃ ચ નિત્યા નિત્યા ત્વમેવ જનની પ્રકૃતિઃ પુરાણા." (૪૨)।

**અનુવાદ-** હે માતા! બ્રહ્મા, હું તથા શિવ તમારા જ પ્રભાવથી જન્મવાન છીએ, નિત્ય નથી એટલે કે અમે અવિનાશી નથી, પછી અન્ય ઇન્દ્રાદિ બીજા દેવતા કેવી રીતે નિત્ય હોઈ શકે છે. તમે જ અવિનાશી છો, પ્રકૃતિ તથા સનાતની દેવી છો. (૪૨)

પાના નં. ૧૧-૧૨ અધ્યાય ૫, શ્લોક-૮ :- "યદિ દયાર્દ્રમના ન સંદાડબિકે કથમહં વિહિતઃ ચ તમોગુણઃ કમલ જશ્ચ રજો ગુણ સંભવઃ સુવિહિતઃ કિમુ સત્વગુણોં હરિઃ"(૮)

**અનુવાદ-** ભગવાન શંકર બોલ્યા : હે માતા ! જો અમારા ઉપર તમે દયાયુક્ત છો તો મને તમોગુણી કેમ બનાવ્યો ? કમળથી ઉત્પન્ન બ્રહ્માને રજો ગુણી શા માટે બનાવ્યો ? તથા વિષ્ણુને સતોગુણી કેમ બનાવ્યો ? એટલે કે જીવોના જન્મ-મૃત્યુરૂપી દુષકર્મમાં કેમ લગાવ્યા ?

શ્લોક-૧૨ :- 'રમયસે સ્વપતિં પુરુષં સદા તવ ગતિં ન હિ વિહ વિદમ શિવે (૧૨)

**અનુવાદ** - પોતાના પતિ પુરુષ એટલે કે કાળ ભગવાનની સાથે હંમેશા ભોગવિલાસ કરતા રહો છો. આપની ગતિ કોઈ નથી જાણતું.

બ્રહ્માજી કહેશે - હું પણ મહામાયા જગદમ્બિકાના ચરણો પર પડીને તેમને કહ્યું માતા ! વેદ કહે છે 'ઐકમેવા-દ્વિતીયં બ્રહ્મ' છે તો શું તે આત્મસ્વરુપા તમે જ છો અથવા તે કોઈ બીજો જ પુરુષ છે ?

દેવીએ કહ્યું - હું અને બ્રહ્મ એક જ છીએ. મારામાં અને આ બ્રહ્મમાં ક્યારેય કિંચિંત માત્ર પણ ભેદ નથી. ગૌરી, બ્રાહ્મી, રૌદ્રી, વારાહી, વૈષ્ણવી, શિવા, વારુણી, કૌબેરી, નારસિંહી અને વાસવી બધા મારા રૂપ છે. બ્રહ્માજી ! આ શક્તિને તમે પોતાની સ્ત્રી બનાવો 'મહાસરસ્વતી' નામથી વિખ્યાત આ સુંદરી હવે સદા તમારી સ્ત્રી થઈને રહેશે. ભગવતી જગદમ્બાએ ભગવાન વિષ્ણુને કહ્યું- 'વિષ્ણો ! મનને મુગ્ધ કરવાવાળી આ 'મહાલક્ષ્મી'ને લઈને હવે તમે પણ પધારો. આ હંમેશા તમારા વક્ષઃસ્થળમાં બિરાજમાન રહેશે.

દેવીએ કહ્યું - શંકર ! મનને મુગ્ધ કરવાવાળી આ 'મહાકાળી' ગૌરી નામથી વિખ્યાત છે. તમે આને પત્ની રૂપમાં સ્વીકાર કરો.

હવે મારા કાર્ય સિદ્ધ કરવા માટે વિમાન પર બેસીને તમે બધા જલદી પધારો. કોઇ કઠિન કાર્ય ઉપસ્થિત થાય ત્યારે તમે મારું સ્મરણ કરજો, ત્યારે હું સામે પ્રકટ થઈ જઈશ. દેવતાઓ ! મારું તથા સનાતન પરમાત્માનું ધ્યાન તમે હંમેશા કરતા રહેજો. અમારા બંનેનું સ્મરણ કરતા રહેશો તો તમારા કાર્યો સિદ્ધ થવામાં કોઈપણ શંકા નહીં રહે.

બ્રહ્માજી કહે છે — આ પ્રમાણે કહીને ભગવતી જગદમ્બિકાએ અમને વિદાય આપી. તેમણે શુદ્ધ આચરણવાળી શક્તિઓમાંથી ભગવાન વિષ્ણુના માટે

મહાલક્ષ્મીને, શંકરને માટે મહાકાળી અને મારા માટે મહાસરસ્વતીને પત્ની બનવાની આજ્ઞા આપી દીધી. હવે તે સ્થાનથી અમે ચાલી નીકળ્યા.

**સાર વિચાર** :- એક બ્રહ્માંડની વાસ્તવિક સ્થિતિથી મહર્ષિ વ્યાસજી, મહર્ષિ નારદજી તથા શ્રી બ્રહ્માજી શ્રી વિષ્ણુજી તથા શ્રી શંકરજી પણ અનભિજ્ઞ (અપરિચિત) છે. આ પણ સ્પષ્ટ છે કે શ્રી દુર્ગાને પ્રકૃતિ પણ કહે છે તથા દુર્ગા તથા બ્રહ્મ (જ્યોતિ નિરંજનકાળ)નો પતિ પત્નિનો સંબંધ પણ છે. એટલા માટે લખ્યું છે કે બ્રહ્મની સાથે પ્રકૃતિનો અભેદ સંબંધ છે, જેમ પત્નીને અર્ધાંગની પણ કહે છે. શ્રી બ્રહ્માજીને સ્વયં નથી ખબર હું ક્યાંથી ઉત્પન્ન થયો છું. હજાર વર્ષ સુધી પાણીમાં પૃથ્વીની શોધ કરી, પરંતુ મળી નહીં ત્યારે આકાશવાણીના આધાર પર હજાર વર્ષ સુધી તપ કર્યું. કમળની ડાંડી પકડીને નીચે ઊતર્યા તો ત્યાં શેષનાગની શૈય્યા પર ભગવાન વિષ્ણુ બેહોશ પડ્યા હતા. શ્રી વિષ્ણુના શરીરમાંથી એક દેવી નીકળી (પ્રેતની જેમ) જેણે સુંદર આભૂષણ પહેરેલ હતાં તે આકાશમાં બિરાજમાન થઈ ગઈ ત્યારે શ્રી વિષ્ણુજી હોશમાં આવ્યા. એટલામાં શંકરજી પણ ત્યાં આવી ગયા.

ઉપરના વિવરણથી સિધ્ધ છે કે ત્રણે ભગાવનને બેહોશ કરીને રાખવામાં આવ્યા હતા. પછી સચેત કર્યો. આકાશથી વિમાન આવ્યું. દેવીએ ત્રણે પ્રભુઓને વિમાનમાં બેસવાનો આદેશ આપ્યો, વિમાનને આકાશમાં ઉડાવ્યું. ઉપર એક બ્રહ્મા, એક શિવ તથા એક વિષ્ણુ બીજા જોયા જે બ્રહ્મલોકમાં હતા.

**વિચાર કરો** :- બ્રહ્મલોકમાં જે બીજા બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ જોવા મળ્યા હતા, આ જ્યોતિ નિરંજન (બ્રહ્મ)ની જ કલાબાજી છે, તે જ બીજા ત્રણ રૂપ ધારણ કરીને બ્રહ્મલોકમાં ત્રણ ગુપ્ત સ્થાન (એક રજો ગુણ પ્રધાન ક્ષેત્ર, એક સતો ગુણ પ્રધાન ક્ષેત્ર, એક તમો ગુણ પ્રધાન ક્ષેત્ર) બનાવીને રહે છે તથા પ્રકૃતિ (દુર્ગા / અષ્ટાંગી) ને પોતાની પત્નીરૂપમાં રાખે છે. જ્યારે આ બંને રજો ગુણ પ્રધાન ક્ષેત્રમાં હોય છે, ત્યારે આ કાળ તો મહાબ્રહ્મા તથા દુર્ગા મહા સાવિત્રી કહેવાય છે. આ બંનેના સંયોગથી જે પુત્ર આ રજોગુણ પ્રધાન ક્ષેત્રમાં ઉત્પન્ન થાય છે તે રજો ગુણ પ્રધાન હોય છે, તેનું નામ બ્રહ્મા રાખી દે છે તથા યુવાન થાય ત્યાં સુધી અચેત (બેભાન) કરીને પરવરિશ કરતા રહે છે. પછી કમળના ફૂલ પર રાખીને સચેત (ભાનમાં) કરી દે છે. જ્યારે આ બંને મહા વિષ્ણુ તથા મહાલક્ષ્મી રૂપમાં (કાળ-બ્રહ્મ તથા દુર્ગા) સતોગુણ પ્રધાન ક્ષેત્રમાં રહે છે ત્યારે બંનેના પતિ-પત્ની વ્યવહારથી જે પુત્ર ઉત્પન્ન થાય છે તે સતોગુણ પ્રધાન હોય છે, તેનું નામ વિષ્ણુ રાખી દે છે. થોડાક દિવસો પછી બાળકને અચેત કરીને જવાન થાય ત્યાં સુધી પરવરિશ કરતા રહે છે. પછી શેષનાગની શૈય્યા પર સુવાડી દે છે. પછી સચેત કરી દે છે. આ જ પ્રમાણે જ્યારે આ બંને તમો ગુણ ક્ષેત્રમાં રહે છે ત્યારે શિવા એટલે કે દુર્ગા તથા મહાશિવ એટલે કે સદાશિવ બંનેના પતિ-પત્નીના વ્યવહારથી જે પુત્ર આ ક્ષેત્રમાં ઉત્પન્ન થાય છે, તે તમોગુણ પ્રધાન હોય છે. તેનું નામ શિવ રાખી દે છે, આને પણ યુવાન થાય ત્યાં સુધી અચેત રાખે છે, પછી યુવાન થયા પછી સચેત કરે છે. ત્યારબાદ

ત્રણેને ભેગા કરીને વિમાનમાં બેસાડીને ઉપરના લોકના દૃશ્ય બતાવે છે. ક્યાંક આ લોકો પોતાને સર્વેસર્વા ના માની બેસે. ગુણપ્રધાન ક્ષેત્રને સમજવાના માટે એક ઉદાહરણ છે. કોઈ મકાનમાં ત્રણ રૂમ છે. એક રૂમમાં દેશ ભક્ત શહિદોના ચિત્ર લાગેલા હોય, જ્યારે વ્યક્તિ તે રૂમમાં જાય છે ત્યારે તેના વિચાર પણ દેશ ભક્તોના જેવા થઈ જાય છે. બીજા રૂમમાં સાધુ-સંતો, ઋષિઓ વગેરેના ચિત્ર લાગેલા હોય, તે રૂમમાં પ્રવેશ કરતા જ મન શાંત તથા પ્રભુભક્તિની તરફ લાગી જાય છે. ત્રીજા રૂમમાં અશ્લીલ, અર્ધનગ્ન સ્ત્રી-પુરુષોના ચિત્ર લાગેલા હોય તો મનમાં સ્વતઃ બકવાસ ઘર કરવા લાગી જાય છે. આ જ પ્રમાણે ઉપર બ્રહ્મલોકમાં કાળરૂપી બ્રહ્મ એ ત્રણ સ્થાન એક - એક ગુણ પ્રધાન બનાવ્યા છે. ત્રણે પ્રભુ (રજો ગુણ- બ્રહ્માજી, સતોગુણ વિષ્ણુજી તથા તમો ગુણ શિવજી) પોતાના ગુણોનો પ્રભાવ કેવી રીતે પાડે છે. ઉદાહરણ - જેમ રસોઈઘરમાં મરચાને વઘારીને શાકમાં નાખતા, મરચાનાં ગુણથી બધા રૂમોમાં વ્યક્તિઓને છીંકો આવવા લાગી, જેમ સાકાર વસ્તુ મરચાં તો રસોડામાં હતા, પરંતુ તેની નિરાકાર શક્તિ એટલે કે ગુણ એ દૂર બેઠેલ વ્યક્તિઓને પણ પ્રભાવિત કરી દીધા. ઠીક આ જ પ્રમાણે ત્રણે પ્રભુ (શ્રી બ્રહ્માજી રજો ગુણ, શ્રી વિષ્ણુજી સતોગુણ તથા શ્રી શિવજી તમોગુણ) પોત-પોતાના લોકમાં રહીને ત્રણે લોક (પૃથ્વી લોક, પાતાલ લોક તથા સ્વર્ગલોક) ના પ્રાણીઓને પ્રભાવિત રાખે છે. જેમ મોબાઈલ ફોનની રેંજથી ફોન કાર્ય કરે છે, આ પ્રમાણે અદૃશ્ય શક્તિરૂપી ગુણોથી ત્રણે દેવતા પોતાના પિતા કાળની સૃષ્ટિ તેના ભોજન માટે ચલાવી રહ્યા છે. દુર્ગાનો પોતાનો અલગ લોક પણ છે, જેમાં આ પોતાના વાસ્તવિક રૂપમાં દર્શન આપે છે. પછી એમનું વિમાન દુર્ગાના દ્વિપમાં પહોંચ્યું, ત્યારે જ્યોતિ નિરંજન એટલે કે કાળરૂપી બ્રહ્મે વિષ્ણુજીને નાનપણની યાદ પ્રદાન કરી દીધી, ત્યારે શ્રી વિષ્ણુજીએ કહ્યું કે આ દુર્ગા આપણા ત્રણેની માતા છે. હું બાળક રૂપમાં પારણામાં સૂતો હતો, આ મને ગીત ગાઈને ઝુલાવતી હતી. ત્યારે શ્રી વિષ્ણુજીએ કહ્યું કે હે દુર્ગા તમે અમારી માતા છો. હું (વિષ્ણુ) બ્રહ્મા તથા શંકર તો જન્મવાન છીએ. અમારા તો આર્વિભાવ એટલે કે જન્મ તથા તિરોભાવ એટલે કે મૃત્યુ થાય છે, અમે અવિનાશી નથી. તમે પ્રકૃતિદેવી છો. આ વાત શ્રી શંકરજીએ પણ સ્વીકાર કરી તથા કહ્યું કે હું તમોગુણી લીલા કરવાવાળો શંકર પણ તમારો જ પુત્ર છું. શ્રી વિષ્ણુજી તથા શ્રી બ્રહ્માજી પણ તમારાથી ઉત્પન્ન થયા છે.

પછી આ ત્રણે દેવતાઓના વિવાહ દુર્ગાએ કર્યા. પ્રકૃતિ (દુર્ગા) દેવીએ પોતાની શબ્દશક્તિથી પોતાનાં જ બીજા ત્રણ રૂપ ધારણ કર્યા. શ્રી બ્રહ્માજીના સાવિત્રીથી, શ્રી વિષ્ણુજીના લગ્ન લક્ષ્મીથી તથા શ્રી શિવજીના લગ્ન ઉમા એટલે કે 'કાળકા' સાથે વિવાહ કરીને વિમાનમાં બેસાડીને એમના અલગ અલગ દ્વિપો (લોકો)માં મોકલી દીધા.

જ્યોતિ નિરંજને (કાળ-બ્રહ્મે) પોતાના શ્વાસો દ્વારા સમુદ્રમાં ચાર વેદ છુપાવી દીધા. પછી પ્રથમ સાગરમંથનના સમયે જળના ઉપર પ્રકટ કરી

દીધા. જયોતિ નિરંજન (કાળ)ના આદેશથી દુર્ગાએ ચારે વેદ બ્રહ્માજીને આપ્યા. બ્રહ્માએ દુર્ગા (પોતાની માતા)ને પૂછયું કે વેદોમાં જે બ્રહ્મ (પ્રભુ) કહ્યા છે તે તમે જ છો ? અથવા બીજો કોઈ પુરુષ છે ?

દુર્ગાએ કાળના ડરથી વાસ્તવિકતા છુપાવાની ચેષ્ટા કરતા કહ્યું છે હું તથા બ્રહ્મ એક જ છીએ, કોઈ ભેદ નથી. છતાં પણ વાસ્તવિકતા નહીં છુપાવી શકયા. દુર્ગાએ પછી કહ્યું કે તમે ત્રણે મારું તથા બ્રહ્મનું હંમેશા સ્મરણ કરતા રહેજો. અમારા બંનેનું સ્મરણ કરતા રહેવાથી અગર કોઈ કઠિન કાર્ય હશે તો હું તરત જ સામે પ્રકટ થઈ જઇશ.

**વિશેષ :** કારણ કે કાળે દુર્ગાને કહી રાખ્યું છે કે મારો ભેદ કોઈને નથી કહેવાનો. આ ડરથી દુર્ગા સમગ્ર જગતને વાસ્તવિકતાથી અપરિચિત રાખે છે. તે બંને પોતાના પુત્રોને પણ દગો આપે છે એટલે કે ભૂલમાં રાખે છે. એનું કારણ છે કે કાળને શ્રાપ લાગેલ છે, એક લાખ માનવ શરીરધારી પ્રાણીઓનું ભોજન નિત્ય કરવાનું. એટલા માટે પોતાના ત્રણે પુત્રોથી પોતાનું ભોજન તૈયાર કરાવે છે. શ્રી બ્રહ્માજીના રજોગુણથી પ્રભાવિત કરીને બધા પ્રાણીઓમાં સંતાન ઉત્પત્તિ કરાવે છે. શ્રી વિષ્ણુજીના સતોગુણથી એકબીજામાં મોહ ઉત્પન્ન કરીને સ્થિતિ એટલે કે કાળ જાળમાં રોકી રાખે છે તથા શ્રી શંકરજીના તમોગુણથી સંહાર કરાવીને પોતાનું ભોજન તૈયાર કરાવે છે.

પછી ત્રણે પ્રભુઓને પણ મારીને ખાય છે તથા નવા પુણ્યકર્મી પ્રાણીઓમાંથી ફરી એવા જ ત્રણ પુત્ર ઉત્પન્ન કરીને એમનું કાર્ય ચાલુ રાખે છે તથા પહેલાવાળા ત્રણે બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ ચૌર્યાસી લાખ યોનિઓ તથા સ્વર્ગ-નરકમાં કર્મ આધારથી ચક્ર લગાવતાં રહે છે. આ જ પ્રમાણ શિવ મહાપુરાણ, રૂદ્ર સંહિતા, પ્રથમ (સૃષ્ટિ) ખંડ, અધ્યાય ૬, ૭, તથા ૮, ૯માં પણ છે. ગરીબદાસજી મહારાજ પણ કહે છે કે :-

*યોહ હરહટ કા કુઆઁ લોઈ, યા ગલ બંધ્યા હૈ સબ કોઈ ।*
*કીડી, કુંજર ઔર અવતારા, હરહટ ડોરી બંધે કઈ બારા ॥*

**"શ્રી શિવ મહાપુરાણથી સાર વિચાર"**

*'શિવ મહાપુરાણ'*

''શ્રી શિવ મહાપુરાણ (અનુવાદક શ્રી હનુમાન પ્રસાદ પૌદ્દાર પ્રકાશક : ગોવિન્દ ભવન કાર્યાલય, ગીતા પ્રેસ, ગોરખપુર) મોટા ટાઇપ અધ્યાય ૬ રૂદ્રસંહિતા પ્રથમ ખંડ (સૃષ્ટિ)થી નિષ્કર્ષ.''

પોતાના પુત્ર શ્રી નારદજીએ શ્રી શિવ તથા શિવાના વિષયમાં પૂછતા શ્રી બ્રહ્માજીએ કહ્યું (પૃષ્ઠ ૧૦૦થી ૧૦૨) જે પરબ્રહ્મના વિષયમાં જ્ઞાન અને અજ્ઞાનથી પૂર્ણ યુક્તિઓ દ્વારા આ પ્રમાણે વિકલ્પ કરવામાં આવે છે, જે નિરાકાર પર બ્રહ્મ છે તે જ સાકાર રૂપમાં સદાશિવ રૂપ ધારણ કરીને મનુષ્ય રૂપમાં પ્રકટ થયા. સદાશિવે પોતાના શરીરથી એક સ્ત્રીને ઉત્પન્ન

કરી જેને પ્રધાન, પ્રકૃતિ, અંબિકા, ત્રિદેવજનની (બ્રહ્મા, વિષ્ણુ, શિવની માતા) કહેવામાં આવે છે. જેની આઠ ભુજાઓ છે.

**'શ્રી વિષ્ણુની ઉત્પત્તિ'**

જે તે સદા શિવ છે તેમને પરમ પુરુષ, ઇશ્વર, શિવ, શંભુ અને મહેશ્વર કહે છે તે બધાં અંગો પર ભસ્મ લગાવીને રાખે છે. તે કાળ રૂપી બ્રહ્મે એક શિવલોક નામનું (બ્રહ્મ લોકમાં તમો ગુણ પ્રધાન ક્ષેત્ર) ધામ બનાવ્યું. તેને કાશી કહે છે. શિવ તથા શિવાએ પતિ-પત્ની રૂપમાં રહેતા એક પુત્રની ઉત્પત્તિ કરી, જેનું નામ વિષ્ણુ રાખ્યું. અધ્યાય ૭, રુદ્ર સંહિતા, શિવ મહાપુરાણ (પૃષ્ઠ ૧૦૩, ૧૦૪).

**'શ્રી બ્રહ્મા તથા શિવની ઉત્પત્તિ'**

અધ્યાય ૭, ૮, ૯ (પૃષ્ઠ ૧૦૫-૧૧૦) શ્રી બ્રહ્માજીએ બતાવ્યું કે શ્રી શિવ તથા શિવા (કાળરૂપી બ્રહ્મ તથા પ્રકૃતિ-દુર્ગા -અષ્ટંગી) એ પતિ-પત્ની વ્યવહારથી મારી પણ ઉત્પત્તિ કરી તથા પછી મને અચેત કરીને કમળ પર મૂકી દીધો, આ જ કાળ મહાવિષ્ણુ રૂપ ધારણ કરીને પોતાની નાભિથી એક કમળ ઉત્પન્ન કરી લે છે. બ્રહ્મા આગળ કહે છે કે પછી હોશમાં આવ્યો. ત્યાર બાદ કમળના (મૂળ) છેડાને શોધવાની ઇચ્છા કરી, પરંતુ અસફળ રહ્યો. પછી તપ કરવાની આકાશવાણી થઈ. તપ કર્યું પછી મારી તથા વિષ્ણુની કોઈ વાત પર લડાઈ થઈ ગઈ.

(વિવરણ 'શિવ મહાપુરાણ'ના પૃષ્ઠ ૫૪૯ પર) ત્યારે અમારી વચ્ચે એક તેજોમય લિંગ પ્રકટ થઈ ગયું તથા ઓમ-ઓમનો નાદ પ્રકટ થયો તથા તે લિંગ પર અ-ઉ-મ ત્રણે અક્ષર પણ લખેલા હતા. પછી રુદ્રરૂપ ધારણ કરીને સદાશિવ પાંચ મુખવાળા માનવરૂપમાં પ્રકટ થયા, તેમની સાથે શિવા (દુર્ગા) પણ હતી.

પછી શંકરને અચાનક પ્રકટ કર્યા. (કારણ કે આ પહેલા અચેત હતા, પછી સચેત કરીને ત્રણેને ભેગા કરી દીધા) તથા કહ્યું કે તમે ત્રણે સૃષ્ટિ, સ્થિતિ તથા સંહારના કાર્યો સંભાળો.

રજોગુણ પ્રધાન બ્રહ્માજી, સતગુણ પ્રધાન વિષ્ણુજી તથા તમગુણ પ્રધાન શિવજી છે. આ પ્રમાણે ત્રણે દેવતાઓમાં ગુણ છે, પરંતુ શિવ (કાળ રૂપી બ્રહ્મ) ગુણાતીત માનવામાં આવ્યા છે. (પૃષ્ઠ ૧૧૦) પર

**સાર વિચાર :-** ઉપરના વિવરણથી સ્પષ્ટ છે કે કાળરૂપી બ્રહ્મ એટલે કે સદા શિવ તથા પ્રકૃતિ (દુર્ગા) શ્રી બ્રહ્મા, શ્રી વિષ્ણુ તથા શ્રી શિવના માતા-પિતા છે. દુર્ગા આને પ્રકૃતિ તથા પ્રધાન પણ કહે છે, તેની આઠ ભુજાઓ છે. આ સદાશિવ એટલે કે જ્યોતિ નિરંજન કાળના શરીર એટલે કે પેટથી નીકળેલી છે. બ્રહ્મ એટલે કે કાળ તથા પ્રકૃતિ (દુર્ગા) બધાં જ પ્રાણીઓને ભ્રમિત રાખે છે. પોતાના પુત્રોને પણ વાસ્તવિકતા નથી બતાવતા કારણ કે કયાંક (કાળ) બ્રહ્મના એકવીસ બ્રહ્માંડના પ્રાણીઓને ખબર ના

પડી જાય કે અમને તપ્તશિલા પર શેકીને કાળ (બ્રહ્મ-જ્યોતિ નિરંજન) ખાય છે. એટલા માટે જન્મ-મૃત્યુ તથા બીજા દુ:ખદાયી યોનિઓમાં પીડિત કરે છે તથા પોતાના ત્રણ પુત્રો રજોગુણ બ્રહ્માજી, સતોગુણ વિષ્ણુજી, તમો ગુણ શિવજીથી ઉત્પત્તિ, સ્થિતિ, પાલન તથા સંહાર કરાવીને પોતાનું ભોજન તૈયાર કરાવે છે. કારણ કે કાળને એક લાખ માનવશરીરધારી પ્રાણીઓનું ભોજન કરવાનો શ્રાપ લાગેલ છે, કૃપયા શ્રીમદ્ ભગવત્ ગીતાજીમાં પણ જુઓ 'કાળ (બ્રહ્મ) તથા પ્રકૃતિ (દુર્ગા)ના પતિ-પત્ની કર્મથી (મૈથુન સંબંધથી) રજોગુણ બ્રહ્મા, સતોગુણ વિષ્ણુ તથા તમોગુણ શિવની ઉત્પત્તિ.

**"ત્રણે ગુણ શું છે ? પ્રમાણ સહિત"**

''ત્રણે ગુણ રજોગુણ બ્રહ્માજી, સતગુણ વિષ્ણુજી તમોગુણ શિવજી છે. બ્રહ્મ (કાળ) તથા પ્રકૃતિ (દુર્ગા) થી ઉત્પન્ન થયા છે તથા ત્રણે નાશવાન છે.''

**પ્રમાણ** :- ગીતા પ્રેસ ગોરખપુરથી પ્રકાશિત શ્રી શિવમહાપુરાણ જેના સંપાદક છે શ્રી હનુમાનપ્રસાદ પૌદ્દાર પૃષ્ટ- સં. ૧૧૦ અધ્યાય ૯ રૂદ્ર સંહિતા ''આ પ્રમાણે બ્રહ્મા-વિષ્ણુ તથા શિવ ત્રણે દેવતાઓમાં ગુણ છે, પરંતુ શિવ (બ્રહ્મ-કાળ) ગુણાતીત કહેવાય છે.''

**બીજુ પ્રમાણ** : ગીતા પ્રેસ ગોરખપુરથી પ્રકાશિત શ્રીમદ્ દેવી ભાગવત પુરાણ જેના સંપાદક છે શ્રી હનુમાન પ્રસાદ પૌદ્દાર ચિમનલાલ ગોસ્વામી, ત્રીજો સ્કંદ : અધ્યાય ૫ પૃષ્ઠ ૧૨૩ : ભગવાન વિષ્ણુએ દુર્ગાની સ્તુતિ કરીને કહ્યું કે હું (વિષ્ણુ), બ્રહ્મા તથા શંકર તમારી જ કૃપાથી વિદ્યમાન છીએ. અમારા તો જન્મ (આવિર્ભાવ) મૃત્યુ (તિરોભાવ) થાય છે. અમે નિત્ય (અવિનાશી) નથી. તમે જ નિત્ય છો, જગત જનની છો, પ્રકૃતિ અને સનાતની દેવી છો. ભગવાન શંકરે કહ્યું : અગર ભગવાન બ્રહ્મા તથા ભગવાન વિષ્ણુ તમારાથી જ ઉત્પન્ન થયા છે તો તેમના પછી ઉત્પન્ન થવાવાળો હું તમોગુણી લીલા કરવાવાળો શંકર શું તમારું સંતાન ન થયો એટલે કે મને પણ ઉત્પન્ન કરવાવાળા તમે જ છો. આ સંસારની સૃષ્ટિ-સ્થિતિ-સંહારમાં તમારા ગુણ સદા સર્વદા છે. આ જ ત્રણે ગુણોથી ઉત્પન્ન અમે, બ્રહ્મા-વિષ્ણુ તથા શંકર નિયમઅનુસાર કાર્યમાં તત્પર રહીએ છીએ.

ઉપરનું આ વિવરણ માત્ર હિન્દીમાં અનુવાદિત શ્રી દેવી મહાપુરાણથી છે, જેમાં થોડાં ઘણાં તથ્યો છુપાવ્યાં છે. એટલા માટે આ જ પ્રમાણ જુઓ : શ્રીમદ્ દેવી ભાગવત મહાપુરાણ સભાષટિકમ સમહાત્યમ, ખેમરાજ શ્રી કૃષ્ણ દાસ પ્રકાશ મુંબઈ, એમાં સંસ્કૃત સહિત હિન્દી અનુવાદ કરેલ છે. ત્રીજો સ્કંદ અધ્યાય ૪ પૃષ્ઠ ૧૦ શ્લોક ૪૨ :-

બ્રહ્મા:, અહમ મહેશ્વર: 'ફિલ તે પ્રભાવાત્સર્વે વયં જ નિ યુતા ન યદા તૂ નિત્યા:, કે અન્યે સુરા: શતમખ પ્રમુખા: ચ નિત્યા નિત્યા ત્વમેવ જનની પ્રકૃતિ: પુરાણા.' (૪૨)

**અનુવાદઃ-** હે માતા ! બ્રહ્મા, હું તથા શિવ તમારા જ પ્રભાવથી જન્મવાન છીએ, નિત્ય નથી એટલે કે અમે અવિનાશી નથી, તો પછી અન્ય ઇન્દ્રાદિ બીજા દેવતા કેવી રીતે નિત્ય હોઈ શકે છે. તમે જ અવિનાશી છો, પ્રકૃતિ તથા સનાતની દેવી છો. (૪૨)

પૃષ્ઠ-૧૧-૧૨ અધ્યાય-૫, શ્લોક ૮ : 'યદિ દ્યાર્દ્રમનાન સદાંડબિકે કથમહં વિહિતઃ ચ તમોગુણઃ કમલજશ્ચ રજોગુણસંભવઃ સુવિહિતઃ કિમુ સત્વગુણોં હરિઃ(૮)

**અનુવાદઃ-** ભગવાન શંકર બોલ્યા- હે માત ! અગર અમારા ઉપર તમે દયાયુક્ત છો તો મને તમોગુણ કેમ બનાવ્યો, કમળથી ઉત્પન્ન બ્રહ્માને રજોગુણ કેમ બનાવ્યા ? તથા વિષ્ણુને સતગુણ કેમ બનાવ્યા ? એટલે કે જીવોના જન્મ-મૃત્યુ રૂપી દુષ્કર્મોમાં કેમ લગાવ્યા ?

શ્લોક-૧૨ 'રમયસે સ્વપતિં પુરુષં સદાતવ ગતિં નહિ વિહ વિદમ શિવે' (૧૨)

**અનુવાદઃ-** પોતાના પતિ પુરુષ એટલે કે કાળ ભગવાનની સાથે સદા (કાયમ) ભોગ-વિલાસ કરતી રહો છો. તમારી ગતિ કોઈ નથી જાણતું.

**''નિષ્કર્ષ''**

શ્રીમદ્ ભગવત ગીતાનું જ્ઞાન પણ આ જ કાળરૂપી બ્રહ્મે શ્રીકૃષ્ણજીના શરીરમાં પ્રેતવશ પ્રવેશ કરીને બોલ્યું હતું. ઉપરના પવિત્ર પુરાણોએ પ્રમાણિત કરી દીધું એટલે કે પ્રકૃતિ, દુર્ગાને કહે છે તથા સદાશિવ એટલે કે કાળ રૂપી બ્રહ્મ તથા પ્રકૃતિથી રજોગુણ બ્રહ્માજી, સતગુણ વિષ્ણુજી તથા તમોગુણ શિવજીની ઉત્પત્તિ પતિ-પત્નીના વ્યવહારથી થઈ છે. આની જ સાક્ષી શ્રીમદ્ ભાગવત ગીતાજી પણ છે. શ્રી ગીતાજી બધાં શાસ્ત્રોનો સાર છે, એટલા માટે એમાં સંક્ષિપ્ત વિવરણ સાંકેતિક શબ્દો (કોડ વર્ડ્ઝ)માં છે. જેને તત્ત્વદર્શી સંત જ સમજાવી શકે છે. હવે કૃપયા પ્રવેશ કરો 'પવિત્ર શ્રીમદ્ ભગવત ગીતાજી'માં.

અધ્યાય ૧૪ શ્લોક ૩થી ૫માં પવિત્ર શ્રીમદ્ ભગવત ગીતા બોલવાવાળા કાળ બ્રહ્મે શ્રી કૃષ્ણજીના શરીરમાં પ્રેતવત પ્રવેશ કરીને કહ્યું છે કે પ્રકૃતિ (દુર્ગા) તો મારી પત્ની છે, હું બ્રહ્મ એની યોનિમાં બીજ (વીર્ય) સ્થાપન કરું છું, જેનાથી બધાં પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે. હું બધાનો પિતા તથા પ્રકૃતિ (દુર્ગા) બધાની માતા કહેવાય છે. પ્રકૃતિ (દુર્ગા)થી ઉત્પન્ન ત્રણે ગુણ (રજો ગુણ બ્રહ્મા સતોગુણ વિષ્ણુ, તમોગુણ શિવ) જીવાત્માને કર્માધારથી શરીરમાં બાંધે છે, એટલે કે આ ત્રણેય બધા પ્રાણીઓને સંસ્કારના આધારથી ઉત્પત્તિ, સ્થિતિ તથા સંહાર કરીને ફસાવીને રાખે છે.

અધ્યાય ૧૧ શ્લોક ૩૨માં કહ્યું છે કે હું કાળ છું, બધાને ખાવા માટે પ્રકટ થયો છું. અધ્યાય ૧૧ શ્લોક ૨૧માં અર્જુન કહી રહ્યો છે કે તમે તો ઋષિઓને પણ ખાઈ રહ્યાછો, દેવતાઓ તથા સિધ્ધ પણ તમારાથી મંગલ એટલે કે રક્ષાની યાચના કરી રહ્યા છે. વેદોના સ્ત્રોતો દ્વારા તમારી જ

સ્તુતિ કરી રહ્યા છે. પરંતુ તમે તો બધાને ખાઇ રહ્યા છો, કેટલાક તમારી દાઢોમાં લટકેલા દેખાય છે. કેટલાક તમારામાં પ્રવેશ કરી રહ્યા છે.

**''રજોગુણ શ્રી બ્રહ્માજી, સતોગુણ શ્રી વિષ્ણુજી તથા તમોગુણ શ્રી શિવજી ત્રિદેવોની પૂજા વ્યર્થ કહી છે''**

આ ગીતા જ્ઞાનદાતા પ્રભુ (કાળ-બ્રહ્મ) (શ્રીમદ્ ભાગવત્ ગીતા અધ્યાય-૭, શ્લોક ૧૨થી ૧૫ સુધીમાં) કહી રહ્યા છે કે ત્રણે ગુણો (રજોગુણ બ્રહ્મા, સતગુણ વિષ્ણુ તથા તમગુણ શિવ)ની પૂજા કરવાવાળાઓનું જ્ઞાન નષ્ટ થઈ ચૂક્યું છે, તે તો આનાથી (ત્રણેથી) ઉપર મારી (બ્રહ્મની) ભક્તિપૂજા પણ નથી કરતા. ત્રણે પ્રભુઓ (બ્રહ્મા-વિષ્ણુ-શિવ) સુધીની સાધના કરવાવાળા રાક્ષસ સ્વભાવને ધારણ કરેલ, મનુષ્યોમાં નીચ, દુષ્કર્મ કરવાવાળા મૂર્ખ આ ત્રણેથી ઉપર મારી (બ્રહ્મની) પૂજા પણ નથી કરતા.

શ્રીમદ્ ભગવત ગીતાના જ્ઞાનદાતા પ્રભુએ અધ્યાય ૭ શ્લોક ૧૮માં પોતાની ભક્તિને પણ અનુત્તમ (ખરાબ) કહી છે.

એટલા માટે અધ્યાય ૧૫ શ્લોક ૪ તથા અધ્યાય ૧૮ શ્લોક ૬૨ તથા ૬૬માં કોઈ બીજા પરમેશ્વરની શરણમાં જવા માટે કહ્યું છે.

જે સમયે ગીતાજીનું જ્ઞાન બોલાઈ રહ્યું હતું તેના પહેલા ન તો અઢાર પુરાણ હતા. અને ન કોઈ અગિયાર ઉપનિષદ તથા છઃ શાસ્ત્ર પણ ન હતાં. જે પછીથી ઋષિઓએ પોત-પોતાના અનુભવોના પુસ્તક રચ્યાં છે. તે સમયે માત્ર પવિત્ર ચારે વેદ જ શાસ્ત્ર રૂપમાં પ્રમાણિત હતા અને તે જ પવિત્ર ચારે વેદોનો સારાંશ પવિત્ર ગીતાજીમાં વર્ણિત છે.

❑❑❑

# (૧૨) ''શાસ્ત્રાર્થ વિષય''

### ''શાસ્ત્રાર્થે તો પરમેશ્વરના તત્ત્વજ્ઞાનને ફસાવ્યું''

શાસ્ત્રાર્થ કેવી રીતે થતો હતો ?

બે વિદ્વાન પ્રશ્ન-ઉત્તર કર્યા કરતા હતા તથા શ્રોતાગણ પણ વધુ સંખ્યામાં શાસ્ત્રાર્થ (પ્રશ્નોત્તર) સાંભળવા માટે એકઠા થતા હતા. હાર-જીતનો ફેંસલો શ્રોતાઓના હાથમાં હતો. જેને સ્વયં જ્ઞાન નથી કે આ શું કહી રહ્યા છે ? જેને વધારે સંસ્કૃત ઉચ્ચારણ કર્યું તો શ્રોતાગણ તાળી વગાડી વિજયી હોવાનું પ્રમાણ આપતા હતા. આ પ્રકારે વિદ્વાનોની હાર-જીતનો ફેંસલો અવિદ્વાનોના હાથમાં હતો.

**પ્રમાણ** : પુસ્તક ''શ્રીમદ્ દયાનંદ પ્રકાશ'' લેખક શ્રી સત્યાનંદજી મહારાજ પ્રકાશક : સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભા ૩/૫ મહર્ષિ દયાનંદ ભવન, રામલીલા મેદાન, નવી દિલ્લી-૨, ગંગા કાંડ આઠમો સર્ગ; પૃષ્ઠ ૮૯ પર જેમનો તેમ લેખ :-ત્રણ દિવસ સુધી, દરરોજ સાંજે કૃષ્ણાનંદજી અને સ્વામીજીના શાસ્ત્રાર્થ થતા રહ્યા. એક દિવસ શાસ્ત્રાર્થના સમયે કોઈએ કૃષ્ણાનંદજીથી સાકારવાદનું અવલંબન કર્યું અને તેના પર શાસ્ત્રાર્થ ચલાવ્યો. સ્વામીજીનો તો આ મનપસંદ વિષય હતો. તેમણે ધારાપ્રવાહ સંસ્કૃત બોલતા નિરાકાર સિધ્ધાંત પર વેદો અને ઉપનિષદોના પ્રમાણોની કડી પરોવી (એક લાઇન લગાડી દીધી) અને કૃષ્ણાનંદજીને એનો અર્થ માનવાના માટે બાધિત કર્યો. કૃષ્ણાનંદ કોઈ પ્રમાણ ના આપી શકયા. માત્ર ગીતાનો આ શ્લોક ''યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત'' લોકોની સામે મુખ કરીને બોલવા લાગ્યા. સ્વામીજીએ ગર્જના કરીને કહ્યું કે ''તમે મારી સાથે વાદ કરો છો, એટલા માટે મને જ અભિમુખ કરો.'' પરંતુ તેના તો વિચાર જ ઉખડી ગયા હતા, તે ચોકડી જ ભૂલી ગયા હતા. ગળુ સુકાઇ ગયું, ગળુ રૂંધાઈ ગયું, ચહેરો ફિક્કો પડી ગયો, કોઈ પણ પ્રકારે લાજ રહી જાય, તે માટે તેને તર્ક-શાસ્ત્રની શરણ લઈને સ્વામીજીને કહ્યું કે ''સારા, લક્ષણના લક્ષણ બતાવો'' સ્વામીજીએ ઉત્તર આપ્યો કે ''જેમ કારણનું કારણ નથી તે જ રીતે લક્ષણનું લક્ષણ પણ નથી.'' લોકોએ પોતાની હસીથી કૃષ્ણાનંદની હાર પ્રકાશિત કરી દીધી અને તે ગભરાઈને ત્યાંથી ચાલતી પકડી.

ઉપરના લેખમાં સ્પષ્ટ છે કે વિદ્વાનોની હાર-જીતનો નિર્ણય અવિદ્વાન કરતા હતા. સ્વામી દયાનંદજીએ લગાતાર સંસ્કૃત બોલ્યા જેથી શ્રોતાઓએ હાસ્ય કરીને મહર્ષિ દયાનંદજીને વિજેતા ઘોષિત કરી દીધા તથા પરમાત્મા નિરાકાર માની લીધા. જયારે અજુર્વેદ અધ્યાય ૧ મંત્ર ૧૫ તથા યજુર્વેદ અધ્યાય ૫ મંત્ર ૧ માં સ્પષ્ટ છે કે **પરમાત્મા સહશરીર છે, તથા સાકાર છે.**

સ્વામી દયાનંદજી સંસ્કૃત ભાષામાં પ્રવચન કરતા હતા તેનું પ્રમાણ : 'સત્યાર્થ પ્રકાશ' ની ભૂમિકા પૃષ્ઠ ૮ પર સ્વામી દયાનંદજીએ કહ્યું છે કે પહેલી વાર સત્યાર્થ પ્રકાશ છપાયો હતો, તે સમયે મને હિન્દી સારી નહોતી આવડતી.

કારણ કે નાનપણમાં સન ૧૮૮૨ (સંવત-૧૯૩૯) સુધી સંસ્કૃતમાં ભાષણ કરતા રહ્યા. આનાથી સિદ્ધ થયું કે સ્વામી દયાનંદજી સંસ્કૃત ભાષામાં શાસ્ત્રાર્થ કરતા હતા સંવત ૧૯૩૯ (સન ૧૮૮૨) માં સત્યાર્થ પ્રકાશને ફરીથી છાપવાના એક વર્ષ પછી સન્ ૧૮૮૩ માં સ્વામીજીનું નિધન થયું. સ્પષ્ટ થયું કે નિધનના એક વર્ષ પૂર્વે (પહેલાં) જ સ્વામી દયાનંદજીએ હિન્દી ભાષાને જાણી, એના પૂર્વે (પહેલાં) સંસ્કૃતમાં પ્રવચન (વ્યાખ્યાન) કરતા હતા. શ્રોતાગણ સંસ્કૃતથી અપરિચિત હતો અને તે જ વિદ્વાનોની હાર-જીતનો ફેંસલો કરતા હતા.

હવે આ દાસોનો પણ દાસ (રામપાલદાસ) ચાહે છે કે બધા પવિત્ર ધર્મોની પ્રભુ ચાહવાવાળી પુણ્ય આત્માઓ તત્ત્વજ્ઞાનથી પરિચિત થઈ જાય, ત્યારે સ્વયં લાલ અને લાલડીની ઓળખ (પહેચાન) કરી લેશે.

કથાઃ– એક શેઠને બે પુત્રો હતા, એક ૧૬ વર્ષનો બીજો અઢાર વર્ષનો, પિતાજીનું મૃત્યુ થયું, બાળકોની માતાએ એક કપડામાં લપેટેલા લાલ (સાચો હીરો) પોતાના બાળકોના હાથમાં મૂકતા કહ્યું પુત્રો આ લાલ લઈ જાઓ તથા પોતાના બાપુજી (પિતાના મોટા ભાઈ) ને કહેજો કે અમારી પાસે પૈસા નથી. આ લાલ (ઉત્તમ વસ્તુ) તમારી પાસે રાખી લો તથા વ્યાપારમાં અમારો ભાગ કરી લો. અમે એકલા બાળકો વ્યાપાર નહી કરી શકીએ. બંને બાળકોએ માતાજીના આપેલા લાલને લઈને પોતાના બાપુજીની પાસે ગયા તથા બાળકોની પ્રાર્થના સ્વીકાર કરીને કહ્યું પુત્ર આ લાલને (ઉત્તમ વસ્તુ) તમારી માતાને આપી આવો તે સંભાળીને મૂકી દેશે. તમે મારી સાથે બીજા શહેરમાં ચાલો, મને બહુ ઉધાર માલ મળે છે. પાછા આવીને આ લાલનો પ્રયોગ કરીશું.

બંને બાળક બાપુજીની સાથે બીજા શહેરમાં ગયા. એક દિવસ બાપુજીએ એક લાલ બાળકોને આપ્યું તથા કહ્યું પુત્ર આ લાલ છે, આને તે શેઠને આપીને આવો, જેનાથી કાલે પચાસ હજારનો માલ ઉધાર લીધો હતો તથા કહેજે કે આ લાલ (ઉત્તમ વસ્તુ) રાખી લ્યો. અમે પાછા આવીને તમારું ઋણ ચૂકવી દઈશું તથા અમારું લાલ (કિંમતી વસ્તુ) પાછું લઈ જઈશું.

બંને બાળકોએ શેઠને ઉપરનું વિવરણ કહ્યું ત્યારે શેઠે એક ઝવેરીને બોલાવ્યો. ઝવેરીએ લાલની પરખ કરતા બતાવ્યું કે આ લાલ (કિંમતી વસ્તુ) નથી, આ તો લાલડી (નકલી હીરો) છે, જેની કિંમત ૧૦૦ રૂ. ની પણ નથી, જ્યારે લાલની કિંમત તો ૯ લાખ રૂપિયાની હોય છે. શેઠે સારું-ખોટું કહેતા તે લાલડીને ગલીમાં ફેંકી દીધી. બાળકો લાલડીને ઉઠાવીને પોતાના બાપુજી ની પાસે આવ્યા. આંખોમાં આંસુ ભરેલા બધી વાત સંભળાવી કે એક વ્યકિતએ બતાવ્યું કે આ લાલ નથી આ તો લાલડી છે.

બાપુજીએ કહ્યું પુત્ર તે ઝવેરી હતો. તે સાચું કહી રહ્યો હતો. આ તો વાસ્તવમાં લાલડી છે, આની કિંમત તો સૌ રૂપિયા પણ નથી. પુત્રો મારાથી ભૂલ થઈ ગઈ છે. લાલ (કિંમતી વસ્તુ) તો આ છે, ભૂલથી મે જ તમને લાલડી આપી હતી. હવે જાઓ તથા શેઠને કહેજો મારા બાપુજી દગાબાજ નથી. લાલની

જગ્યાએ ભૂલથી લાલડી આપી દીધી હતી. બંને ભાઈ ફરીથી તે વ્યાપારીની પાસે ગયા તથા કહ્યું કે મારા બાપુજી આવા દગાબાજ વ્યકિત નથી. શેઠજી ભૂલથી લાલ (કિંમતી વસ્તુ) ને બદલે લાલડી આપી દીધી હતી. આ લો લાલ (અસલ હીરો - કિંમતી વસ્તુ). ઝવેરીએ તેને ચકાસીને કહ્યું વાસ્તવમાં આ લાલ છે, તે લાલડી હતી.

સામાન લઈને પાછા પોતાના શહેરમાં પરત આવ્યા. ત્યારે બાપુજીએ કહ્યું પુત્રો પોતાની માતાજીથી લાલ લઈને આવો, ઉધાર વધારે થઈ ગયું છે. બંને બાળકોએ પોતાની માતાજી પાસેથી લાલ (કિંમતી વસ્તુ) લઇ કપડું ખોલીને જોયું તો તે લાલડી હતી, લાલ એક પણ નહોતો. બાપુજીએ બાળકોને લાલ તથા લાલડીની ઓળખાણ કરાવી દીધી હતી. બંને પુત્રોએ પોતાની માતાને કહ્યું કે માતાજી આ તો લાલડી છે. લાલ નથી. બંને બાળકો પાછા બાપુજીની પાસે આવ્યા તથા કહ્યું કે મારી માતા તો બહુ જ ભોળી છે. તેને લાલ અને લાલડીનું જ્ઞાન નથી. તે લાલ નથી, લાલડી છે. શેઠે કહ્યું, પુત્રો એ તે દિવસે પણ લાલડી જ હતી જે દિવસે મારી પાસે લઈને આવ્યા હતા. અગર હું લાલડી કહી દેત તો તમારી માતાજી કહેતા કે મારા પતિ રહ્યા નહિ, એટલા માટે હવે મારા લાલ (કિંમતી વસ્તુ) ને પણ લાલડી બતાવી રહ્યા છે. પુત્રો આજે મેં તમને જ લાલ તથા લાલડીની પરખ કરવા યોગ્ય બનાવી દીધા. તમે સ્વયં ફેંસલો કરી લીધો.

**વિશેષ :-** આ જ પ્રમાણે આજે આ દાસ આ ઇચ્છે છે કે તત્ત્વજ્ઞાનને જન-જન સુધી પહોચાડું તથા શાસ્ત્રોનું પ્રમાણ જોઈને તમે સ્વયં પરખ (ઓળખ) કરવા યોગ્ય થઈ જાઓ જેથી સંત-અસંતને ઓળખી શકો.

શાસ્ત્રાર્થ વિદ્વાનો કર્યા કરતા હતા. તથા હાર-જીતનો ફેંસલો અવિદ્વાનોના હાથમાં હતો. આ દાસ ઇચ્છે છે કે પહેલા પ્રભુ પ્રેમી પુણ્યાત્માઓ શાસ્ત્ર સમજે પછી સ્વયં જાણી જશે કે એ સંત તથા મહર્ષિજી કયો અભ્યાસ ભણાવી રહ્યા છે.

**''શાસ્ત્રાર્થ મહર્ષિ સર્વાનંદ તથા પરમેશ્વર કબીર (કવિર્દેવ)નું''**

એક સર્વાનંદ નામના મહર્ષિ હતા. તેની પૂજ્ય માતા શ્રીમતી શારદાદેવી પાપ કર્મ ફળથી પીડિત હતી, તેણે બધી પૂજાઓ અને કષ્ટનિવારણના હેતુથી જંત્ર-મંત્ર પણ વર્ષો સુધી કર્યા. શારીરિક પીડા નિવારણના માટે વૈદ્યોની દવાઓ પણ ખાધી, પરંતુ કોઈ રાહત ના મળી. તે સમયના મહર્ષિઓથી ઉપદેશ પણ પ્રાપ્ત કર્યો, પરંતુ બધા મહર્ષિઓએ કહ્યું કે દીકરી શારદા, આ તમારા પાપ કર્મ દંડ પ્રારબ્ધ કર્મના છે, આ ક્ષમા નહિ થઈ શકે, આ ભોગવવા જ પડશે. ભગવાન શ્રીરામે વાલીનો વધ કર્યો હતો, તે પાપ કર્મનું દંડ શ્રી રામ (વિષ્ણુ) વાળી આત્માએ શ્રી કૃષ્ણ બનીને ભોગવ્યું. શ્રી વાલીવાળી આત્મા શિકારી બની. જેણે શ્રી કૃષ્ણજીના પગમાં વિષયુકત તીર મારીને વધ કર્યો. આ પ્રમાણે ગુરુજી તથા મહંતો, સંતો, ઋષિઓના વિચાર સાંભળીને દુઃખી મનથી ભકતમતિ

શારદા પોતાના પ્રારબ્ધ પાપ કર્મના કષ્ટ રડી-રડીને ભોગવી રહી હતી. એક દિવસ કોઈ નજીકના સંબંધીના કહેવા પર કાશીમાં (સ્વયંભૂ) સ્વયં સહશરીર પ્રકટ થયેલ (કવિર્દેવ) કબીર પરમેશ્વર એટલે કેકબીર પ્રભુથી ઉપદેશ પ્રાપ્ત કર્યો તથા તેજ દિવસે કષ્ટ મુકત થઈ ગઈ. કારણ કે પવિત્ર યજુર્વેદ અધ્યાય ૫ મંત્ર ૩૨ માં લખ્યું છે કે 'કવિરંઘારિરસિ' એટલે કે (કવિર) કબીર (અંઘારિ) પાપના શત્રુ (અસિ) છે. પછી આ પવિત્ર યજુર્વેદ અધ્યાય ૮ મંત્ર ૧૩ માં લખ્યું છે કે પરમાત્મા (એનસઃ એનસઃ) અધર્મના અધર્મ એટલે કે 'પાપોનું પણ પાપ' ઘોર પાપને પણ સમાપ્ત કરી દે છે. પ્રભુથી (કબીર પરમેશ્વરે)એ કહ્યું બેટી શારદા આ સુખ તમારા ભાગ્યમાં નહતું. મેં મારા કોષ (ભંડાર)માંથી પ્રદાન કર્યું છે તથા પાપ વિનાશક હોવાનું પ્રમાણ આપ્યું છે. તમારો પુત્ર મહર્ષિ સર્વાનંદજી કહી રહ્યો છે કે પ્રભુ પાપ ક્ષમા (વિનાશ) નથી કરી શકતા તથા તમે મારાથી ઉપદેશ પ્રાપ્ત કરીને આત્માનું કલ્યાણ કરાવો. ભકતમતિ શારદાજીએ સ્વયં આવેલ પરમેશ્વર કબીર પ્રભુ (કવિર્દેવ)થી ઉપદેશ લઈને પોતાનું કલ્યાણ કરાવ્યું. મહર્ષિ સર્વાનંદજી જે ભકતમતિ શારદાના પુત્ર હતા, શાસ્ત્રાર્થનો ખૂબ શોખ હતો. તેણે પોતાના સમકાલીન બધા વિદ્વાનોને શાસ્ત્રાર્થ કરીને પરાજિત કરી દીધા. પછી વિચાર્યું કે જન-જનને કહેવું પડે છે કે મેં બધા વિદ્વાનો પર વિજય પ્રાપ્ત કરી લીધો છે. કેમ નહીં, મારા માતાજીથી મારું નામ સર્વજીત રખાવી લઉં. આ વિચાર કરી પોતાની માતા શ્રીમતિ શારદાજીની પાસે જઈને પ્રાર્થના કરીને કહ્યું કે માતાજી મારું નામ બદલીને સર્વજિત રાખી દો. માતાએ કહ્યું કે બેટા સર્વાનંદ શું ખોટું નામ છે ? મહર્ષિ સર્વાનંદજીએ કહ્યું માતાજી મેં બધા વિદ્વાનોને શાસ્ત્રાર્થમાં પરાજિત કરી દીધા છે. એટલા માટે મારું નામ સર્વજિત રાખી દો. માતાજીએ કહ્યું કે બેટા એક વિદ્વાન મારા ગુરુ મહારાજ કવિર્દેવ (કબીર પ્રભુ)ને પણ પરાજિત કરી દે, પછી તારું નામ સર્વજિત રાખીશ. માતાના આ વચન સાંભળીને શ્રી સર્વાનંદ પહેલા તો હસ્યા, પછી કહ્યું. માતાજી તમે પણ ભોળા છો. તે જુલાહા (ધાણક) કબીર તો અશિક્ષિત છે. તેને શું પરાજિત કરવાનો ? હમણાં ગયો અને હમણાં આવ્યો.

મહર્ષિ સર્વાનંદજી બધાં શાસ્ત્રોને એક બળદ ગાડામાં મૂકીને કવિર્દેવની (કબીર પરમેશ્વરની) ઝૂંપડીની સામે ગયા. પરમેશ્વર કબીરજીની ધર્મની બેટી પુત્રી કમાલી પહેલા કૂવા પર મળી, પછી દ્વાર પર આવીને કહ્યું આવો મહર્ષિજી આ છે પરમપિતા કબીરનું ઘર. શ્રી સર્વાનંદજીએ છોકરી કમાલી દ્વારા પોતાનો લોટો પાણીથી એટલો ભરાવ્યો કે જો જરા પણ પાણી વધારે નાખે તો બહાર નીકળી જાય તથા કહ્યું કે દીકરી આ લોટો ધીરે ધીરે લઈ જા કબીરને આપ તથા જે ઉત્તર તે આપે તે મને બતાવજે. છોકરી કમાલી દ્વારા લાવેલા લોટામાં પરમેશ્વર કબીર (કવિર્દેવ)જીએ એક કપડાં સીવવાની મોટી સોય નાખી. થોડું પાણી લોટામાંથી બહાર નીકળીને પૃથ્વી પર પડયું. તથા કહ્યું પુત્રી આ લોટો શ્રી સર્વાનંદજીને પાછો આપી દો. લોટો પાછો લઈને આવેલ છોકરી કમાલીને

સર્વાનંદજીએ પૂછયું કે શું ઉત્તર આપ્યો કબીરે ? કમાલીએ પ્રભુ દ્વારા સોય નાખવાની વાત બતાવી. ત્યારે મહર્ષિ સર્વાનંદજીએ પરમ પૂજ્ય કબીર પરમેશ્વર (કવિર્દેવ)ને પૂછયું કે તમે મારા પ્રશ્નનો શું ઉત્તર આપ્યો ? પ્રભુ કબીર (કવિર્દેવ)જીએ પૂછયું કે શું પ્રશ્ન હતો તમારો ?

શ્રી સર્વાનંદ મહર્ષિજીએ કહ્યું. મેં બધા વિદ્વાનોને શાસ્ત્રાર્થમાં પરાજિત કરી દીધા છે. મેં મારી માતાજીને પ્રાર્થના કરી હતી કે મારું નામ સર્વજિત રાખી દો, તો મારી માતાજીએ કહ્યું તમને પરાજિત કર્યા પછી મારું નામ બદલવાનું કહ્યું છે. તમારી પાસે જળથી ભરીને મોકલાવેલ લોટાનું તાત્પર્ય એ હતું કે હું જ્ઞાનથી આવી જ રીતે પરિપૂર્ણ છું જેમ લોટો જળથી. આમાં વધારે જળ ના ભરાય, તે બહાર જ પડશે. એટલે કે મારી સાથે જ્ઞાન ચર્ચા કરવાથી કોઈ લાભ નહિ થાય. તમારું જ્ઞાન મારી અંદર નહીં સમાય, વ્યર્થ જ જશે. એટલા માટે હાર લખી દો, એમાં જ તમારું હિત છે.

પૂજ્ય કબીર પરમેશ્વરે (કવિર્દેવે) કહ્યું છે કે તમારા જળથી પરિપૂર્ણ લોટામાં લોખંડની સોય નાખવાનો અભિપ્રાય છે કે મારું જ્ઞાન (તત્ત્વજ્ઞાન) એટલું ભારે (સત્ય) છે કે જેમ સોય લોટાની અંદરના પાણીને બહાર કાઢતી નીચે જઈને રોકાઈ છે. આ પ્રમાણે મારું તત્ત્વજ્ઞાન તમારા અસત્ય જ્ઞાન (લોકવેદ)ને બહાર કાઢીને તમારા હ્રદયમાં સમાઈ જશે.

મહર્ષિ સર્વાનંદજીએ કહ્યું પ્રશ્ન કરો. એક બહુચર્ચિત વિદ્વાનને ધાણકોના મોહલ્લામાં (કોલોનીમાં) આવેલા જોઈને આસપાસના ભોળા અશિક્ષિત જુલાહાઓ (ધાણક) શાસ્ત્રાર્થ સાંભળવા ભેગા થયા.

પૂજ્ય કવિર્દેવ એ પ્રશ્ન કર્યો :-

*'કૌન બ્રહ્મા કા પિતા હૈ, કૌન વિષ્ણુ કી માં ।*
*શંકર કા દાદા કૌન હૈ, સર્વાનંદ દે બતાએ ॥*

મહર્ષિ સર્વાનંદજીનો ઉત્તર : શ્રી બ્રહ્માજી રજોગુણ છે તથા શ્રી વિષ્ણુજી સતોગુણ યુકત છે તથા શ્રી શિવજી તમોગુણ યુકત છે. આ ત્રણે અજર-અમર એટલે કે અવિનાશી છે, સર્વેશ્વર-મહેશ્વર-મૃત્યુંજય છે. એમના માતા-પિતા કોઈ નથી. તમે અજ્ઞાની છો. તમને શાસ્ત્રોનું જ્ઞાન નથી. એમ જ ઉટ-પટાંગ પ્રશ્ન કર્યો છે. બધા ઉપસ્થિત શ્રોતાઓએ તાળીઓ પાડી તથા મહર્ષિ સર્વાનંદજીનું સમર્થન કર્યું.

પૂજ્ય કબીર પ્રભુ (કવિર્દેવ)જીએ કહ્યું કે મહર્ષિજી તમે શ્રીમદ્ દેવી ભાગવત પુરાણનો ત્રીજો સ્કંદ તથા શ્રી શિવપુરાણનો ૬ તથા ૭ રુદ્ર સંહિતા અધ્યાય પ્રભુને સાક્ષી રાખીને ગીતાજી પર હાથ મૂકીને વાંચો તથા અનુવાદ સંભળાવો. મહર્ષિ સર્વાનંદજીએ પવિત્ર ગીતાજી પર હાથ મૂકીને શપથ લીધા કે સાચું-સાચું સંભળાવીશ.

પવિત્ર પુરાણોને પ્રભુ કબીર (કવિર્દેવ)જીના કહેવાથી ધ્યાનપૂર્વક વાંચ્યા. શ્રી શિવપુરાણ [ગીતા પ્રેસ ગોરખપુરથી પ્રકાશિત, જેના અનુવાદક છે

શ્રી હનુમાનપ્રસાદ પોદ્દાર) માં પૃષ્ઠ ૧૦૦ થી ૧૦૩ પર લખ્યું છે કે સદાશિવ એટલે કે કાળરૂપી બ્રહ્મ તથા પ્રકૃતિ (દુર્ગા) ના સંયોગ (પતિ-પત્ની વ્યવહાર) થી સતગુણ શ્રી વિષ્ણુજી, રજોગુણ શ્રી બ્રહ્માજી તથા તમોગુણ શ્રી શિવજીનો જન્મ થયો. આ જ પ્રકૃતિ (દુર્ગા) જે અષ્ટાંગી કહેવાય છે, ત્રિદેવ જનની (ત્રણે બ્રહ્મા, વિષ્ણુ શિવજીની માતા કહેવાય છે]

પવિત્ર શ્રીમદ્દેવી પુરાણ (ગીતાપ્રેસ ગોરખપુરથી પ્રકાશિત અનુવાદક શ્રી હનુમાનપ્રસાદ પૌદ્દાર તથા ચિમનલાલ ગોસ્વામી) ત્રીજા સ્કંધમાં પૃષ્ઠ નં. ૧૧૪ થી ૧૨૩ સુધીમાં સ્પષ્ટ વર્ણન છે કે ભગવાન વિષ્ણુજી કહી રહ્યા છે કે આ પ્રકૃતિ (દુર્ગા) અમારા ત્રણેની જનની છે. મેં આને તે સમયે જોયાં હતાં જ્યારે હું નાનો બાળક હતો. માતાની સ્તુતિ કરતા શ્રી વિષ્ણુજીએ કહ્યું કે હે માતા હું (વિષ્ણુ) બ્રહ્મા તથા શિવ તો નાશવાન છીએ. અમારા તો જન્મ (આર્વિભાવ) તથા મૃત્યુ (તિરોભાવ) થાય છે. તમે પ્રકૃતિદેવી છો ભગવાન શંકરે કહ્યું કે હે માતા અગર બ્રહ્મા અને વિષ્ણુ તમારાથી ઉત્પન્ન થયા છે તો હું શંકર પણ તમારાથી જ ઉત્પન્ન થયો છું એટલે કે તમે મારાં પણ માતા છો.

મહર્ષિ સર્વાનંદજી પહેલા સાંભળેલ સંભળાવેલા અધૂરા શાસ્ત્ર વિરુદ્ધ જ્ઞાન (લોકવેદ) ના આધાર પર ત્રણે (બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ) ને અવિનાશી તથા અજન્મા કહ્યા કરતા હતા. પુરાણોને વાંચતા પણ હતા છતાં પણ અજ્ઞાની જ હતા. કારણ કે બ્રહ્મ (કાળ) પવિત્ર ગીતાજીમાં કહે છે કે હું બધાં પ્રાણીઓ (જે મારા એકવીસ બ્રહ્માંડોમાં મારા આધીન છે)ની બુદ્ધિ છું. જ્યારે ઇચ્છું ત્યારે જ્ઞાન પ્રદાન કરી દઉં તથા જ્યારે ઇચ્છું અજ્ઞાન ભરી દઉં. તે સમયે પૂર્ણપરમાત્માના કહેવા પછી કાળ (બ્રહ્મ) નું દબાણ હટી ગયું તથા સર્વાનંદજીને સ્પષ્ટ જ્ઞાન થયું. વાસ્તવમાં આમ જ લખ્યું છે. પરંતુ માનહાનિના ભયથી કહ્યું, મેં બધું વાંચ્યું પણ આવું ક્યાંય નથી લખ્યું. કબીર પરમેશ્વર (કવિર્દેવ)ને કહ્યું, તું જૂઠો છે. તું શું જાણે શાસ્ત્રોના વિષયમાં. અમે પ્રતિદિન વાંચીએ છીએ. પછી શું હતું, સર્વાનંદજીએ ધારા પ્રવાહિક (એકધારું) સંસ્કૃત બોલવાનું પ્રારંભ કર્યું. ૨૦ મિનિટ સુધી કંઠસ્થ કરેલી કોઈ બીજી જ વેદવાણી બોલતા રહ્યા, પુરાણને ના સંભાળાવ્યું.

બધા ઉપસ્થિત ભોળા શ્રોતાગણ જે તે સંસ્કૃતને સમજી પણ નહોતા રહ્યા. પ્રભાવિત થઈને સર્વાનંદ મહર્ષિજીના સમર્થનમાં વાહ-વાહ મહાજ્ઞાની કહેવા લાગ્યા. ભાવાર્થ છે કે પરમેશ્વર કબીર (કવિર્દેવ)જીને પરાજિત કરી દીધા તથા મહર્ષિ સર્વાનંદજીને વિજયી ઘોષિત કરી દીધા. પરમપૂજ્ય કબીર પરમેશ્વર (કવિર્દેવ)જીએ કહ્યું કે સર્વાનંદજી તમે પવિત્ર ગીતાજીના સોગંદ ખાધા હતા, તે પણ ભૂલી ગયા. જ્યારે તમે સામે લખેલી શાસ્ત્રોની સચ્ચાઈને પણ નથી માનતા તો હું હાર્યો અને તમે જીત્યા.

એક જમીનદારનો પુત્ર સાતમા ધોરણમાં ભણતો હતો. તેણે થોડીક અંગ્રેજી ભાષા આવડતી હતી. એક દિવસ બંને પિતા પુત્ર ખેતરમાં બળદગાડી

લઈને જઈ રહ્યા હતા. સામેથી એક અંગ્રેજ આવ્યો. તેણે બળદગાડીવાળાને અંગ્રેજી ભાષામાં રસ્તો પૂછ્યો. પિતાએ પુત્રને કહ્યું, બેટા, આ અંગ્રેજ પોતાની જાતને વધારે શિક્ષિત સિદ્ધ કરવા ઇચ્છે છે. તું પણ તો અંગ્રેજી ભાષા જાણે છે. કાઢી દે આની મરોડ, સંભળાવી દે અંગ્રેજી બોલીને ખેડૂતના છોકરાએ અંગ્રેજી ભાષામાં બીમારીની રજાના માટે પ્રાર્થના-પત્ર પૂરો સંભળાવી દીધો. અંગ્રેજ તે નાદાન બાળકની નાદાનીથી ખિન્ન થઈને વિચારવા લાગ્યો કે પૂછી રહ્યો છું રસ્તો અને આ સંભળાવી રહ્યો છે બીમારીની રજાનો પ્રાર્થના-પત્ર. માથા પર હાથ મારીને પોતાની કાર લઈને ચાલવા લાગ્યો. ખેડૂતે પોતાના વિજેતા પુત્રની કમર થપ-થપાવી તથા કહ્યું વાહ પુત્ર મારું તો જીવન સફળ કરી દીધું. આજ તે અંગ્રેજને અંગ્રેજી ભાષામાં પરાજિત કરી દીધો. ત્યારે પુત્રએ કહ્યું પિતાજી માય બેસ્ટ ફ્રેન્ડ (મારો ખાસ દોસ્ત નામનો નિબંધ) પણ યાદ છે. તે સંભળાવી દેત તો અંગ્રેજ કાર છોડીને નાસી જાત, આ જ પ્રમાણે કવિર્દેવજી પૂછી કંઈક રહ્યા હતા અને સર્વાનંદજી ઉત્તર કંઈક જુદો જ આપી રહ્યા હતા, આવી રીતે શાસ્ત્રાર્થે ઘર ઘાલી રાખ્યું છે. (આ શાસ્ત્રાર્થે તો લોકોને ફસાવીને રાખ્યા છે)

પરમ પૂજય કબીર પરમેશ્વરે (કવિર્દેવે) કહ્યું કે સર્વાનંદજી તમે જીત્યા ને હું હારી ગયો. મહર્ષિ સર્વાનંદજીએ કહ્યું લખીને આપો. હું કાચું કામ નથી કરતો. પરમાત્મા કબીર (કવિર્દેવ)જીએ કહ્યું કે આ કૃપા પણ તમે કરી દો. લખી લો જે લખવું હોય તે, હું અંગૂઠો લગાવી દઈશ. મહર્ષિ સર્વાનંદજીએ લખ્યું કે શાસ્ત્રાર્થમાં સર્વાનંદજી વિજયી થયો તથા કબીર સાહેબ પરાજિત થયા તથા કબીર પરમેશ્વર પાસે અંગૂઠો લગાવરાવી લીધો. પોતાની માતાજીની પાસે જઈને સર્વાનંદજીએ કહ્યું માતાજી લો તમારા ગુરુદેવને પરાજિત કર્યાનું પ્રમાણ. ભકતમતિ શારદાજીએ કહ્યું પુત્ર વાંચીને સંભળાવો. જ્યારે સર્વાનંદજીએ વાંચ્યું, તેમાં લખ્યું હતું કે શાસ્ત્રાર્થમાં હું સર્વાનંદજી હારી ગયા અને કબીર પરમેશ્વર (કર્વિદેવ) જીતી ગયા. સર્વાનંદજીની માતાજીએ કહ્યું, પુત્ર તમે તો કહી રહ્યા હતા કે હું વિજયી થયો છું, તમે તો હારીને આવ્યા છો. મહર્ષિ સર્વાનંદજીએ કહ્યું માતાજી હું કેટલાક દિવસોથી લગાતાર શાસ્ત્રાર્થમાં વ્યસ્ત હતો, એટલા માટે નિદ્રાવશ થઈને મારાથી લખવામાં ભૂલ થઇ ગઈ લાગે છે. પાછો જઉં છું તથા સાચું (બરાબર) લખાવીને લાવીશ. માતાજીએ શરત રાખી હતી કે વિજયી થવાનું કોઈ લેખિત પ્રમાણ આપીશ તો જ હું માનીશ, મૌખિક નહિ. મહર્ષિ સર્વાનંદજી ફરી બીજીવાર ગયા તથા કહ્યું કે કબીર સાહેબ મારા લખવામાં થોડીક ભૂલ રહી ગઈ છે, ફરીથી લખવું પડશે, સાહેબ કબીરજીએ કહ્યું કે ફરી લખી લો. સર્વાનંદજીએ ફરી લખીને અંગૂઠો લગાવરાવીને માતાજીની પાસે આવ્યો, તો ફરીથી લખાયેલું વિપરીત જ મળ્યું. સર્વાનંદે કહ્યું, માતાજી ફરી જાઉં છું. ત્રીજી વખત લખીને લાવ્યો તથા મકાનમાં પ્રવેશ કરતાની પહેલા વાંચ્યું તો સાચું લખ્યું હતું. સર્વાનંદજીએ તે લેખથી દૃષ્ટિ હટાવી નહિ તથા ચાલીને પોતાના મકાનમાં પ્રવેશ કરતા કહેવા લાગ્યો કે માતાજી સંભળાવું,

આમ કહીને વાંચવા લાગ્યો તો તેની આંખોની સામે અક્ષર બદલાઈ ગયા. ત્રીજી વખત ફરી આ જ પ્રમાણે લખાઈ ગયું કે શાસ્ત્રાર્થમાં સર્વાનંદ પરાજિત થયા તથા કબીરસાહેબ વિજયી થયા. સર્વાનંદ બોલી ન શક્યા. ત્યારે માતાજીએ કહ્યું પુત્ર બોલતો કેમ નથી ? વાંચીને સંભળાવ શું લખ્યું છે ? માતા જાણતાં હતાં કે નાદાન પુત્ર પહાડને ટકરાવા જઈ રહ્યો છે. માતાજીએ સર્વાનંદજીને કહ્યું કે પુત્ર પરમેશ્વર આવ્યા છે, જઈને ચરણોમાં પડીને પોતાની ભૂલની ક્ષમાયાચના કરી લે તથા ઉપદેશ લઈને પોતાનું જીવન સફળ કરી લે. સર્વાનંદજી પોતાની માતાજીનાં ચરણોમાં પડીને રડવા લાગ્યા તથા કહ્યું માતાજી આ તો સ્વયં પ્રભુ આવ્યા છે. તમે મારી સાથે ચાલો, મને શરમ આવે છે. સર્વાનંદજીની માતા પોતાના પુત્રને સાથે લઈને પ્રભુ કબીરની પાસે ગઈ તથા સર્વાનંદજીને પણ કબીર પરમેશ્વરથી ઉપદેશ અપાવ્યો. ત્યારે તે મહર્ષિ કહેવડાવવાળા નાદાન પ્રાણીનો પૂર્ણપરમાત્માના ચરણોમાં આવવાથી જ ઉદ્ધાર થયો. પૂર્ણબ્રહ્મ કબીર પરમેશ્વરે (કવિર્દેવે) કહ્યું સર્વાનંદ તમે અક્ષરજ્ઞાનના આધાર પર પણ શાસ્ત્રોને નહોતા સમજ્યા. કારણ કે મારી શરણમાં આવ્યા વગર બ્રહ્મ (કાળ) કોઈની બુદ્ધિને પૂર્ણ વિકસિત નથી થવા દેતો. હવે ફરી વાંચો એ જ પવિત્ર વેદો તથા ગીતાજી તથા પુરાણોને. હવે તમે બ્રાહ્મણ થઈ ગયા છો. ''બ્રાહ્મણ સોઈ બ્રહ્મ પહેચાને'' વિદ્વાન તે જ છે જે પૂર્ણપરમાત્માને ઓળખી લે, પછી પોતાનું કલ્યાણ કરાવે.

**વિશેષ :-** આજથી ૫૫૦ વર્ષ પૂર્વ આજ પવિત્ર વેદો, પવિત્ર ગીતાજી તથા પવિત્ર પુરાણોમાં લખેલું જ્ઞાન કબીર પરમેશ્વર (કવિર્દેવ)જીએ પોતાની સાધારણ વાણીમાં પણ આપ્યું હતું. જે તે સમયથી તથા આજ સુધીના મહર્ષિઓએ વ્યાકરણ ત્રુટિ યુકત ભાષા કહીને વાંચવાનું પણ આવશ્યક નહોતા સમજ્યા તથા કહ્યું કે કબીર તો અજ્ઞાની છે, એને અક્ષરજ્ઞાન તો છે જ નહિ. એ શું જાણે સંસ્કૃત ભાષામાં લખેલા શાસ્ત્રોમાં છુપાયેલા ગૂઢ રહસ્યને ? અમે વિદ્વાન છીએ, જે અમે કહીએ તે બધું શાસ્ત્રોમાં લખ્યું છે તથા શ્રી બ્રહ્માજી, વિષ્ણુજી અને શિવજીના કોઈ માતા-પિતા નથી. એ તો અજન્મા-અજર-અમર અવિનાશી તથા સર્વેશ્વર, મહેશ્વર, મૃત્યુંજય છે. સર્વ સૃષ્ટિ રચનહાર છે, ત્રણે ગુણ યુકત છે. વગેરે વગેરે વ્યાખ્યા ઠોકીને અત્યાર સુધી કહેતા રહ્યા. આજે તે જ પવિત્ર શાસ્ત્ર આપણી પાસે છે. જેમાં ત્રણે પ્રભુઓ (શ્રી બ્રહ્માજી રજોગુણ, શ્રી વિષ્ણુજી સતોગુણ, શ્રી શિવજી તમોગુણ) ના માતા-પિતાનું સ્પષ્ટ વિવરણ છે. તે સમયે આપણા પૂર્વજ અશિક્ષિત હતા તથા શિક્ષિત વર્ગને શાસ્ત્રોનું પૂર્ણ જ્ઞાન ન હતું. છતાં પણ કબીર પરમેશ્વર (કવિર્દેવ)ના દ્વારા બતાવેલા સત્યજ્ઞાનને જાણી જોઈને જૂઠું બતાવીને કહ્યું કે કબીર ખોટું કહી રહ્યા છે કોઈ શાસ્ત્રોમાં નથી લખ્યું કે શ્રી બ્રહ્માજી, વિષ્ણુજી, શિવજીના કોઈ માતા-પિતા છે. જ્યારે પવિત્ર પુરાણ સાક્ષી છે કે બ્રહ્માજી, વિષ્ણુજી તથા શિવજીના જન્મ-મૃત્યુ થાય છે. તેઓ અવિનાશી નથી. આ ત્રણેય દેવતાઓ (બ્રહ્મા, વિષ્ણુ, શિવજી) ની

માતા પ્રકૃતિ (દુર્ગા) છે, તથા પિતા જયોતિ નિરંજન કાળરૂપી બ્રહ્મ છે.

આજે પૂરો માનવસમાજ બહેન-ભાઈ, બાળક અને જવાન તથા ઘરડા લોકો દીકરા, દીકરી શિક્ષિત છે. આજે કોઈ તમને બહેકાવી (છેતરાવી) નહિ શકે કે શાસ્ત્રોમાં એવું નથી લખ્યું જેવું કબીર પરમેશ્વર (કવિર્દેવ) સાહેબજીની અમૃતવાણીમાં લખ્યું છે :

**અમૃતવાણી પૂજ્ય કબીર પરમેશ્વર (કવિર્દેવ)ની**

*ધરમદાસ યહ જગ બૌરાના। કોઈ ન જાને પદ નિરવાના ॥*
*અબ મૈં તુમ સે કહોં ચિતાઈ । ત્રિયદેવન કી ઉત્પતિ ભાઈ ॥*
*જ્ઞાની સુને સો હિરદૈ લગાઈ । મૂર્ખ સુને સો ગમ્ય ના પાઈ ॥*
*માઁ અષ્ટંગી પિતા નિરંજન । વે જમ દારુણ, વંશન અંજન ॥*
*પહિલે કીન્હ નિરંજન રાઈ । પીછેસે માયા ઉપજાઈ ॥*
*ધર્મરાય કિન્હોઁ ભોગ વિલાસા । માયા કો રહી તબ આસા ॥*
*તીન પુત્ર અષ્ટંગી જાયે । બ્રહ્મા, વિષ્ણુ, શિવ નામ ધરાયે ॥*
*તીન દેવ વિસ્તાર ચલાયે । ઇનમેં યે જગ ધોખા ખાયે ॥*
*તીન લોક અપને સુત દીન્હા । સુન્ન નિરંજન બાસા લીન્હા ॥*
*અલખ નિરંજન સુન્ન ઠિકાના । બ્રહ્મા, વિષ્ણુ, શિવ ભેદ ન જાના ॥*
*અલખ નિરંજન બડા બટપારા । તીન લોક જિવ કીન્હ અહારા ॥*
*બ્રહ્મા, વિષ્ણુ, શિવ નહીં બચાયે । સકલ ખાય પુન ધૂર ઉડાયે ॥*
*તિનકે સુત હૈં તીનોં દેવા । આંધર જિવ કરત હૈં સેવા ॥*
*તીનોં દેવ ઔર ઔતારા । તાકો ભજે સકલ સંસારા ॥*
*તીનોં ગુણકા યહ વિસ્તારા । ધર્મદાસ મૈં કહોં પુકારા ॥*
*ગુણ તીનોં કી ભકિત મેં, ભૂલ પરો સંસાર ॥*
*કહૈ કબીર નિજ નામ બિન, કૈસે ઉતરેં પાર ॥*

ઉપરોકત અમૃતવાણીમાં પરમેશ્વર કબીરસાહેબજી પોતાના અંગત સેવક શ્રી ધર્મદાસ સાહેબજીને કહી રહ્યા છે કે ધર્મદાસ આ બધો સંસાર તત્ત્વજ્ઞાનના અભાવથી વિચલિત (ભૂલો પડેલ) છે. કોઈને પૂર્ણ મોક્ષમાર્ગ તથા પૂર્ણ સૃષ્ટિરચનાનું જ્ઞાન નથી. એટલા માટે હું તમને મારા દ્વારા રચેલી સૃષ્ટિની કથા સંભળાવું છું. બુદ્ધિમાન વ્યકિત તો તરત જ સમજી જશે. પરંતુ જે બધા પ્રમાણોને જોઈને પણ નથી માનતા તો તે નાદાન પ્રાણી કાળના પ્રભાવથી પ્રભાવિત છે, તે ભકિત યોગ્ય નથી. હવે હું બતાવું છું કે ત્રણેય ભગવાનો (બ્રહ્માજી, વિષ્ણુજી, શિવજી) ની ઉત્પત્તિ કેવી રીતે થઈ ? એમની માતાજી તો અષ્ટાંગી (દુર્ગા) છે તથા પિતા જ્યોતિ નિરંજન (બ્રહ્મ-કાળ) છે. પહેલા બ્રહ્મની ઉત્પત્તિ ઈંડામાંથી થઈ. પછી દુર્ગાની ઉત્પત્તિ થઈ. દુર્ગાના રૂપ પર આશકત (મોહિત) થઈને કાળે (બ્રહ્મે) ભૂલ (છેડછાડ) કરી. ત્યારે દુર્ગા (પ્રકૃતિ) એ (નાનું રૂપ બનાવીને) એના પેટમાં શરણ લીધી. હું ત્યાં ગયો જ્યાં જયોતિ નિરંજન કાળ હતો. ત્યારે ભવાનીને બ્રહ્મના ઉદરથી કાઢીને એકવીસ બ્રહ્માંડ સહિત ૧૬

શંખ કોષની દૂરી પર મોકલી દીધા. જયોતિ નિરંજને પ્રકૃતિ દેવી (દુર્ગા) ની સાથે ભોગવિલાસ કર્યો. આ બંનેના સંયોગથી ત્રણેય ગુણો (રજોગુણ શ્રી બ્રહ્માજી, સતોગુણ શ્રી વિષ્ણુજી તથા તમોગુણ શ્રી શિવજી) ની ઉત્પત્તિ થઈ. આ જ ત્રણે ગુણો (રજોગુણ બ્રહ્માજી, સતોગુણ વિષ્ણુજી તથા તમોગુણ શિવજી)ની જ સાધના કરીને બધાં (સર્વ) પ્રાણી કાળજાળમાં ફસાયાં છે. જ્યાં સુધી વાસ્તવિક મંત્ર નહીં મળે ત્યાં સુધી પૂર્ણમોક્ષ કેવી રીતે થશે ?

❑❑❑

# (૧૩) ભટકેલાઓને સતમાર્ગ

*(બહેન ઇશવંતીની દર્દભરી આત્મકથા)*

હું ભક્તમતી ઇશવંતીદેવી પત્ની શ્રી ભક્ત સુરેશદાસ અહલાવત પુત્ર શ્રી પ્રતાપસિંગ અહલાવત, પાનાગંજા, ગામ ડીગલ, જિ. ઝજ્જર માં રહું છું. હે બંદી છોડ સતગુરુ રામપાલજી ! હું અને મારો પરિવાર તમારાં ચરણોની ધૂળ છીએ. તમે અમને જે સુખ આપ્યું તેની અમે અમારા આ જીવનમાં ક્યારે કલ્પના પણ નહોતી કરી. આજે હું મારી આપવિતી લખી રહી છું. જેની તમે અમારી ઉપર કૃપા બક્ષી છે. કારણ કે અમારી આ દુઃખભરી કહાની ને વાંચીને અમારા જેમ દુઃખી પરિવાર પણ આપના આશીર્વાદથી કલ્યાણ કરાવી શકે. અમારું જીવન બિલકુલ અંધકારમય હતું, અગર તમારાં ચરણોમાં નહીં આવતા તો આજે અમે જીવતા ના હોત.

હું અસાધ્ય રોગથી પીડિત હતી. મારો ભાઈ ભાપડૌદા નિવાસી, ઓમપ્રકાશ પુત્ર શ્રી દયાનંદ રાઠી જે હરિયાણા પોલીસમાં નોકરી કરતા હતા, પણ આ જ બીમારીથી મૃત્યુને પ્રાપ્ત થઈ ગયા હતા. હું પણ આ જ સ્ટેજ પર પહોંચી ગઈ હતી. હું એ હાલતમાં પહોંચી ગઈ હતી કે હાથ-પગ બિલકુલ લકવાગ્રસ્ત જેવા જ થઈ ગયા હતા. અવાજ નીકળવાનો બંધ થઈ ગયો હતો. અલગ અલગ જગ્યાના ડોક્ટરોને બતાવ્યું, દોરા-ધાગાવાળાઓને, ભૂવાઓને પણ બતાવ્યું, પરંતુ બધી જગાએ નિરાશા જ મળી. મારા પતિ એટલો દારૂ પીતા હતા કે જ્યારે ઘરે આવે તો બાળકો ડરના માર્યા પલંગની નીચે સંતાઈ જતા હતા. ઘરનાં વાસણ પણ દારૂના માટે વેચી નાંખ્યાં અને માથા પર દેવું ચઢાવ્યું હતું. પાડોશી પણ કંટાળી ગયા હતા. એક દિવસ તો નશાની હાલતમાં એ મને ઉઠાવીને ડાલાણપાન્ને ના કૂવામાં નાંખવા ચાલ્યા. ત્યારે મહાપાપી જીવે (પ્રેતે) કહ્યું કે કોઈની તાકાત નહીં ચાલે, હું આ ઘરને બરબાદ કરીને છોડીશ. મારા ભાઈઓએ મારી ઉપર બહુ બધા પૈસા ડોક્ટરોના ચક્કરમાં વેડફી નાખ્યા પરંતુ મને કોઈ જ ફાયદો ના થયો. મારો પતિ દારૂ પીતો હતો તથા બાળકો નાના-નાના હતા. સાસરિયામાં કોઈ સહારો ન હતો. મારો ભાઈ સુખવીર જે ડી.ટી.સી. માં ડ્રાયવર છે, તેણે પરમ પૂજ્ય સતગુરૂ રામપાલ મહારાજથી નામ ઉપદેશ લઈ રાખ્યો છે. તેણે કહ્યું કે બહેનને સંત રામપાલ મહારાજથી નામ ઉપદેશ અપાવી દઇએ, મરવાનું તો છે જ, છેલ્લો ઉપાય કરી લઈએ. આ બાજુ મારા પિતાજી શ્રી દયાનંદ રાઠીએ કહ્યું કે શું કોઈ નામ ઉપદેશથી ઠીક થાય છે ? આ બાજુ મારા ભાઈએ આ બધાને નામ ઉપદેશની મહિમાના વિષયમાં સમજાવ્યા. તેના પછી બધાએ કહ્યું કે જોઈ લઈએ. આમ કહીને મને સંત રામપાલજી મહારાજના ચરણોમાં લઈને ગયા. તે સમયે ગુરુદેવ ગામ પંજાબખોડ, દિલ્લી માં સતસંગ કરી રહ્યા હતા. બધો પરિવાર મને લઈને રાતના ૧૦ વાગ્યે મહારાજની ચરણોમાં ગયા. આ વાત ૨૫ ડિસેમ્બર ૧૯૯૬ ની છે.

મારા ભાઈએ પૂજ્ય રામપાલજી મહારાજને મારી દુઃખદાયી કથા

સંભળાવી. ગુરુજીએ રાતના ૧૦ વાગ્યે સત્સંગમાં જ નામ ઉપદેશની કૃપા કરી હતી. તેના પહેલા મારી જીભ પણ બોલતી બંધ થઈ ગઈ હતી. જ્યારે ૨૬ ડિસેમ્બરની સવારે હું જાગી તો સારી હાલતમાં બોલી શકતી હતી તથા મારા ભાઈને મેં કહ્યું કે આટલાં વર્ષો પછી મને લાગી રહ્યું છે કે મારા શરીર પરનો બધો ભાર ઊતરી ગયો છે. મને બોલતા જોઈને મારા ભાઈ સુખવીર આશ્ચર્ય પામ્યા તથા કહ્યું કે મહારાજ રામપાલજી તો સાક્ષાત્ કબીર પરમેશ્વર આવ્યા છે. હું બીડી પીતી હતી તે દિવસથી જ છોડી દીધી. ઘરે આવ્યા તો મારા પતિ ભક્ત સુરેશે કહ્યું કે તમે શું નામ લઈને આવ્યા છો, તે હું જોઉં છું, તમારા નામમાં શું શક્તિ છે ? પોતાની માને કહ્યું કે આ સારું નામ લઈને આવ્યા. બાળકો સવારે ગુડમોર્નિંગ ને બદલે સત્સાહેબ બોલવા લાગ્યા. ભક્ત સુરેશ એક વરસ સુધી એમ જ દારૂ પીતો રહ્યો તથા ઘરમાં ઝઘડા કરતો રહ્યો. એક દિવસ આ બંદી છોડ કબીરસાહેબ, ગરીબદાસજી સાહેબ અને સતગુરુ દેવ સંતરામપાલજી મહારાજના ફોટાને તોડવા માટે લઈને ઊભા થઇ ગયા. ત્યારે મેં હાથ જોડીને બંદીછોડને પ્રાર્થના કરી કે આપ જ આમની બુદ્ધિને વશ કરી શકો છો. ત્યારે બંદીછોડ તમે જ એમને એવો ચમત્કાર બતાવ્યો કે મારા પતિ સુરેશે પૂજાની જગ્યાએ ફોટા પાછા મૂકી દીધા તથા પાછા જઇને દંડવત્ પ્રણામ કર્યા, ત્યારથી લઈને આજ સુધી તેમણે દારૂ, બીડી વગેરે બધી ટેવો છોડી દીધી. આ બધી વાતની સાક્ષી ગંજા અને ડીઘલ ગામ છે. મને પુનર્જન્મ મળ્યો તે જોઈને મારા દુઃખમાં દુઃખી મારા ભાઈ રાજેન્દ્રસિંહ રાઠી ડીએસપી (હરિયાણા) અને ભાઈ પ્રેમપ્રકાશ રાઠી એડવોકેટ (દિલ્હી) પૂરા પરિવારે પણ નામદાન લીધું. નામ ઉપદેશ લીધા પછી કબીર પરમેશ્વરે એવા એવા સુખ આપ્યા જેની કલ્પના પણ થઈ ના શકે. અમારી ભેંસ સાપ ગળી ગઈ. ભેંસની હાલત ખૂબ ખરાબ હતી. ડોક્ટરને બતાવ્યું તો તેમણે કહ્યું કે ભેંસે ઝેરી વસ્તુ ખાધી છે તથા ૧૦ ઇંજેકશન લગાવી દીધા. બીજા દિવસે ભેંસની આંખોમાંથી લીલું પાણી પડવા લાગ્યું અને ભેંસ આંખે આંધળી થઈ ગઈ. ડોક્ટરે પણ હાથ ઉપર કરી લીધા. ત્યારે રાત્રે સ્વપ્નમાં સતગુરુ દેવ રામપાલજી મહારાજ નજર આવ્યા તેમણે ભેંસના શરીર ઉપર હાથ ફેરવ્યો. સવારે ઉઠયા તો અમે તથા પડોશીઓએ પોતાની આંખ વડે ભેંસના મોંમાં સાપને જોયો તથા તેને બહાર કાઢ્યો. ભેંસ સારી થઈ ગઈ અને પૂરું દૂધ પણ આપવા લાગી ગઈ. અમને તો ખબર નહીં કેટલાંય સુખ તમે અમને આપ્યાં. ગઇકાલ સુધી અમારી પાસે ૧૦ રૂપિયા પણ નહોતા, પરંતુ આજે તે જ ખેતરોમાં ધન ઉપજે છે તથા કોઈની આગળ હવે હાથ ફેલાવવાની જરૂરત નથી. પડોશી કહે છે કે તમારા ગુરુજી જ તમારા માટે રામ છે. અજ્ઞાનીઓ દ્વારા બહેકાવેલ આ ભોળો સમાજ શું જાણે તમારા મહિમાને ?

સંત રામપાલ મહારાજના વિરોધી તો માત્ર કિચડ ઉડાડવાનું જાણે છે. જેની સાથે અનુભવ થયો છે તે જ બતાવી શકે, તેમને તમારાથી શું કેટલું મળ્યું છે ? અમે તમને આ જ પ્રાર્થના કરીએ છીએ કે અમને તમારાં ચરણોમાં

જ રાખજો, તથા તમે હજારો વર્ષ આમ જ દુ:ખીઓના સહારા બની રહો. સતગુરૂ રામપાલજી મહારાજ પરમાત્માના અવતારમાં આવ્યા છે.

તમારું નામ લીધા પછી અમારા ઘરમાં એટલું સુખ મળ્યું પરમેશ્વર જો કે અમે વર્ણન નથી કરી શકતા. છતાં પણ વર્ણન કરવાની કોશિષ કરી રહી છું.

મેં સન્ ૧૯૯૭માં નામ ઉપદેશ લીધો તેનાં દોઢ વરસ પછી. એક ઘટના ઘટી જે આ પ્રકારે છે.

એક રાતના આ બધું દેખાયું કે હું ગામમાં સ્મશાન પૂછી રહી છું કે ક્યાં છે? મને બતાવ્યું અને દેખાડ્યું કે તમે કાલ અહીં આવજો. તે મુંડાન-પાનેનું સ્મશાન હતું. જ્યારે સવાર થઈ તો મને ઝાડા થઈ ગયાં, મને માથામાં દુ:ખાવો થવા લાગ્યો કે માથું પછાડીને મરી જઉં. મોતના બધાં કારણો પૂર્ણ થઈ ગયાં. ડોકટરને બોલાવ્યાં તો તેમને ઈંજેકશન લગાવ્યું એના પછી ડોકટરે બતાવ્યું આ તો મરી ગઈ છે, તેનાં પછી ચાર દૂત દેખાયા. પછી તેમને મને બન્ને બાજુથી પકડી લીધી અને બોલ્યા કે અમને ભગવાને મોકલ્યાં છે, તમને લઈને જઈશું તમારો સમય પૂરો થઈ ગયો છે. મેં કહ્યું કે મારા ગુરુજી નહિ લઈ જવા દે. પછી તેમણે કહ્યું કે તમારા ગુરુજી શું કરશે ? તમારો સમય પૂરો થઈ ગયો. અમે એમ કરીશું કે તમારા હાથે જ તમારું મોત કરાવીશું. તેના પછી મારા બન્ને હાથ વડે ગળાને ખૂબ જોરથી દબાવ્યું જેથી મારો પ્રાણ આંખોમાં આવી ગયા. પછી હું કોઈની સાથે બોલી ના શકી. બંદી છોડ કહે છે કે, ''આ જમ તેરે ઘટને ઘેરૈં, તૂ રામ કહન નહીં પાવેગા'' તેવી સ્થિતિ મારી સાથે થઈ ગઈ તેના પછી કબીર સાહેબ કમળના ફૂલ પર મારી પાસે પ્રગટ થયાં. તેના પછી મારા અંદરથી પૂજ્ય સતગુરૂ રામપાલજી મહારાજનો અવાજ આવ્યો કે આ છોકરીને તમે કેવી રીતે લઈ જશો, આને તો અમે નહિ જવા દઈએ, આને તો અમે ઈચ્છીશું ત્યારે લઈ જશું. આનો અગર પગ પણ કાપી દેશો તો અમે તે પણ જોડી દઈશું, આ સિવાય ગુરુજીએ ઘણી બધી વાતો કરી જેનું બધું વર્ણન નહીં થઈ શકે. તેના પછી યમના દૂત ભાગી ગયા. તેના પછી ગુરુજીએ મને કહ્યું કે દીકરી ડરીશ નહીં, તારા મોતને મેં ટાળી દીધું છે, હવે જ્યારે હું ઈચ્છીશ ત્યારે લઈ જઈશ.

અમારી એક ભેંસ જેનો વિયાવાનો સમય નજીક હતો, તે એક દિવસ પૂતળાની જેમ થઈ ગઈ. ડોકટરને બોલાવીને લાવ્યા તો ડોકટરે ટાઈમથી પહેલા જ હાથ વડે બચ્ચાને કાઢ્યું, તેના પછી ભેંસે મેલી નહીં કાઢી. કોઈના કહેવાથી અમે જે થોડી મેલી (જેર) બહાર હોય છે તેના પર ઈટ બાંધી દીધી, તો તે મેલી તૂટી ગઈ. મેલી ના તૂટવાથી ભેંસની હાલત બહુ જ ખરાબ થઈ ગઈ. બધા કહેવા લાગ્યા આ ભેંસ હવે મરવાથી બચી નહીં શકે. અમે ગભરાઈને રાતમાં જ પાંચ ડોકટરોની પાસે ગયા. એક પણ ડોકટર નહીં આવ્યા. કહેતા કે આ કેસ પતાવવાની અમારા હાથની વાત નથી. હવે પરમાત્મા જ બચાવી શકે છે. તેના પછી બહુ દુ:ખી થઈને મેં આશા છોડી દીધી કે આજે ભેંસને કોઈ નહીં બચાવી

શકે. પછી મેં કહ્યું કે ભક્તજી આશા ના તોડો. અમારા બંદી છોડ બધું સારું કરશે તેના પછી બંદી છોડની સામે દંડવત્ પ્રણામ કર્યા અને પ્રાર્થના કરી. તેના પછી સવારે એક ડોકટરની પાસે ગયા તો તેને આવીને જોયું તો કહ્યું આ બચશે નહીં, આવું જ અમારી ભેંસની સાથે પણ થયું હતું તો મોટા ડોકટરે ભરપૂર કોશિશ કરવા છતાં પણ બચી નહીં. તેના પછી કહેવા લાગ્યા કે પરમેશ્વરની દયાથી બચી પણ ગઈ તો દૂધ નહીં આપે. તેના સાત દિવસ પછી ગુરુજી દેખાયા કે ભેંસની આંતડિઓમાંથી ઝેર (મેલી) કાઢી રહ્યા છે. સવારે ભેંસે મેલી બહાર નાખી તથા તે સ્વસ્થ થઈ ગઈ અને ૧૫ કિલો દૂધ આપવા લાગી ગઈ. આ અમારા બંદી છોડની કૃપા છે જયારે કે ચાર-પાંચ પડોશીઓની ભેંસ આવી બીમારીથી મરી ગઈ હતી.

મારો નાનો દીકરો જેની ઉંમર ૧૪ વર્ષની છે, નામ નવનીત છે — તેને નાનપણ (છ મહિનાનો હતો ત્યારથી) થી જ નિમોનિયા થઈ ગયો હતો અને ૫ વર્ષ સુધી તેની બીમારી ખતમ ના થઈ. મારા દરેક શક્ય પ્રયાસ કરવા છતાં તથા ડોકટરના ના કહેવા છતાં પણ મેં હાર નહીં માની. એક દિવસ મેં તેને સતગુરૂદેવ રામપાલજી મહારાજથી નામ-દાન અપાવ્યું, તે જ દિવસથી માનો મારા બાળકને કોઈ બીમારી હતી જ નહીં. હવે આ બાળક આજે પોતાની ઉંમરનાં બધાં બાળકોથી તંદુરસ્ત છે. આ બધા ચમત્કાર અમારા ગુરૂદેવ રામપાલજી મહારાજજીની અસીમ કૃપાથી થયા છે.

એક દિવસ પૂર્ણિમાના સત્સંગના સમયે વર્ષ ૨૦૦૪માં વરસાદ ના થવાને કારણે અમારો ડાંગરનો પાક સુકાઈ રહ્યો હતો અને નહેરમાં પણ પાણી આવીને ચાલ્યું ગયું હતું. એક મહિના પછી ફરીથી નહેરમાં પાણી આવવાનું હતું. ત્યાં ટ્યૂબવેલથી પાણી આપવાનું સાધન ન હતું. અમે માત્ર નહેર પર જ આશ્રિત હતા.

પરંતુ પૂર્ણિમાના દિવસે અમે આશ્રમથી સત્સંગ સમાપનના પછી જયારે ખેતરને જોવા ગયા તો અમારી અઢી એકર જમીન ઘૂંટણ-ઘૂંટણ પાણીથી ભરેલી હતી. આ ક્યારેય સ્વપ્નમાં પણ ન થવાવાળું કાર્ય અમારા સતગુરૂદેવની કૃપાથી થયું અને બધા ખેતરના પડોશીઓએ અફસોસ કર્યો કે આ નહેરમાં તો તમારા સતગુરૂદેવે તમારા માટે અને માત્ર તમારા માટે જ પાણી ચલાવ્યું છે. બીજા બધા લોકોના પાકમાંથી વધારેમાં વધારે ૧૦ મણ (૪૦ કિલોનો એકમણ) અનાજ થયું જયારે સતગુરૂદેવજીની કૃપાથી અમારે ત્યાં ૪૦ મણ (૪૦ કિલોનો એક મણ) પ્રતિ એકર થયું.

બહુ બધાં સુખ અમારા બંદી છોડ સતગુરુ રામપાલજીએ અમને આપ્યાં છે. મારી તથા મારા પરિવારની તરફથી બધા વાચકોને પ્રાર્થના છે કે તમે અતિ જલદી સતલોક આશ્રમ કરૌંથામાં આવીને સંત રામપાલજી મહારાજથી મફતમાં નામ પ્રાપ્ત કરો. મનુષ્યજીવન વ્યર્થ ના કરો. કબીર પરમેશ્વર કહે છે:-

*કલ કરે સો આજ કર, આજ કરે સો અબ ।*
*પલમે પ્રલય હોએગી, બહૂર કરોગે કબ ।।*

●

**સત સાહેબ! જય બંદી છોડ! સતગુરુ રામપાલજી મહારાજ કી જય!**

**ઉજ્જડ થયેલ પરિવાર વસ્યો**

હું ભક્ત રમેશ, પુત્ર શ્રી ઉમેદ સિંહ, ગામ-પેટવાડ, તા. હાંસી જિલ્લા હિસારનો રહેવાવાળો છું. હું હાલ હવે એમ્પલાઈજ કોલોની જેલની સામે જીંદ શહેરમાં સહપરિવાર રહું છું.

નામ લીધા પહેલા અમે ભૂતોની પૂજા કરતા હતા. અમારા ગામમાં બાબા સરિયાની માન્યતા હતી, જેના પર અમે પ્રત્યેક મહિનાની પૂર્ણિમાએ જ્યોતિ લગાવવા (દીવો કરવા) જતા હતા. અમે શુક્રવાર, જન્માષ્ટમી. શિવરાત્રીનું વ્રત પણ કરતા હતા. પિતરોના પિંડ દાન અને શ્રાદ્ધ પણ કરતા હતા. છતાં પણ અમારું ઘર બિલકુલ ઉજ્જડ થઈ ચૂક્યું હતું. જ્યારે હું ૧૨ વર્ષનો હતો ત્યારે મારા પિતાજીનું મૃત્યુ થઈ ગયું હતું. ઘરમાં ત્રણ સદસ્ય હતા, ત્રણેની આપસમાં લડાઈ રહેતી હતી. ત્રણેને ભૂત-પ્રેત બહુ હેરાન કર્યા કરતા હતા અને ત્રણે બહુ વધારે બીમાર રહેતા હતા. પહેલા ડોકટરને બતાવ્યું પણ કોઈ આરામ ન થયો, પછી ભુવાઓની પાસે ગયા. કોઈ કહે તમે ૫૦૦૦ રૂપિયા આપી દો તો હું તમને બિલકુલ ઠીક કરી દઉં, કોઈ કહેતા તમે ૧૦૦૦૦ રૂપિયા આપી દો.

અમે બિલકુલ ઉજ્જડ થઈ ગયા હતા. પરંતુ કોઈ આરામ ના થયો. મારા સંબંધી ભક્ત રઘુવીરસિંહ ગામ કૌથકલાં, વાળાના વારંવાર કહેવાથી માતાજીએ સન ૧૯૯૬માં સંત રામપાલજી મહારાજથી નામ લીધું. મારી પત્નીને પાંચ વર્ષ પછી પણ કોઈ સંતાન ઉત્પન્ન ના થયું. મારાં માતાજીના કહેવાથી મારી પત્નીએ પણ સંતરામપાલજી મહારાજથી નામ લીધું. નામ દાન લેતા જ વર્ષની અંદર મારી પત્નીએ એક બાળકને જન્મ આપ્યો. મારો ભગવાનમાંથી વિશ્વાસ ઉઠી ગયો હતો. આ કારણે મેં નામ નહોતું લીધું તથા પોતાની માતા અને પત્નીને પણ સંતજીની પાસે જવાની ના કરતો હતો. મારો દીકરો ૧૫ દિવસનો હતો, બહુ વધારે બીમાર થઈ ગયો. ડોકટરોએ કહ્યું કે આ છોકરો સવાર સુધી મરી જશે, આને લઈ જાઓ. સાંજે એક ભક્તે બંદી છોડ સતગુરૂ રામપાલજી મહારાજના વિશે બતાવ્યું કે તેઓ આશ્રમ જીંદમાં આવ્યા છે તે પૂર્ણ સંત છે અને તે જ આ બાળકને ઠીક કરી શકે છે. અમે ડોક્ટર અને દોરા-ધાગાવાળા અને ભૂવાઓની પાસે જઇને થાકી ગયા હતા. મારો ભગવાન ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો હતો. મેં તે ભક્તને ના પાડી દીધી. પરંતુ તેણે ફરીથી પ્રાર્થના કરી કે સ્વયં બંદીછોડ ભગવાન ધરતી પર આવ્યા છે. તે ભક્તના આટલા વિશ્વાસની સાથે કહેવાથી મેં મારા માતાજીને અનુમતિ આપી દીધી. મારી માએ દીકરાને લઈ જઈને સતગુરૂ રામપાલજી મહારાજની ચરણોમાં મુકી દીધો અને રડતાં રડતાં પ્રાર્થના કરી કે મહારાજજી આ બાળક મરી ગયો છે. હવે તમે જ આને

ઠીક કરી શકો છો. ત્યારે બંદી છોડ સતગુરુ રામપાલજી મહારાજે કહ્યું કે કબીર પરમેશ્વરની રજાથી આ ઠીક થઈ જશે. આગળના દિવસે જ્યારે બાળકને મરવાનું હતું, તે ઠીક થઈ ગયું. બોલો બંદી છોડ સતગુરુ રામપાલજી મહારાજકી જય.

અમારું ઉજ્જડ ઘર બંદી છોડ સતગુરુ રામપાલજી મહારાજની કૃપાથી ફરીથી વસી ગયું. આટલો ચમત્કાર જોઈને પણ પાપકર્મોના લીધે મેં નામ નહીં લીધું અને પહેલાવાળી પૂજા તથા ભૂતોની પૂજા જ કરતો રહ્યો. અમારા ઘર પર બંદી છોડ ગરીબદાસજી મહારાજની વાણીનો પાઠ સંત રામપાલજી મહારાજ કરતા હતા અને હું બહાર જઈને દારૂ પીતો હતો. પછી એક વર્ષ પછી એક દિવસ અમારા ઘરે પાઠ થઈ રહ્યો હતો ત્યારે સાંજે બંદી છોડ સતગુરૂ રામપાલજી મહારાજે સત્સંગ કર્યો ત્યારે મેં સંત્સગ સાંભળ્યો અને નામ પણ લીધું. પછી અમારા ઘરમાં દુ:ખ નામની વસ્તુ જ ના રહી. મારાં માતાજીએ કોઈના બહેકાવામાં આવીને નામ ખંડિત કર્યું. થોડા સમય પછી સન-૨૦૦૦માં મારી માંને અચાનક પગમાં જલન થવા લાગી. ડોકટરને બતાવ્યું. તેમને કહ્યું કે આ બ્લડકેન્સર છે. આ દસ-પંદર દિવસમાં મરી જશે. અગર પી.જી.આઈ. ચંડીગઢમાં લઈ જશો તો ત્યાં દોઢ લાખ રૂપિયા થશે અને વધારેમાં વધારે એક વર્ષ સુધી જીવિત રહી શકશે. પરંતુ દુ:ખાવો ઓછો નહીં થાય. બંદી છોડ સતગુરૂ રામપાલજી મહારાજે કહ્યું કે તમારી માતાજીએ નામ ખંડિત કર્યું છે જેમ લાઈટનું બિલ નહીં ભરવાથી કનેકશન કપાઈ જવાથી વિદ્યુતથી મળવાવાળો લાભ બંધ થઈ જાય છે. તેને ફરી સુચારુ કરવું પડે છે. મારા માતાજીએ પોતાની ભૂલની ક્ષમાયાચના કરી. મહારાજજીએ ફરીથી નામ આપ્યું તથા માથા પર હાથ મૂક્યો. માથા પર હાથ મૂક્તા જ પગની જલન અને દુ:ખાવો બંધ થઈ ગયો. પછી લગભગ બે વર્ષ પછી દાઢ પડાવવાને લીધે દાઢમાંથી લોહી નીકળવા લાગ્યું. ડોકટરની દવાઓ આપી અને ટાંકા પણ લગાવ્યા, પરંતુ લોહી નીકળવાનું બંધ ના થયું. પછી ડોકટરએ તે બીમારી ચેક કરી અને કહ્યું કે આમને બ્લડ કેન્સર છે અને હવે તે ફેલાઈ ગયું છે. હવે આ ઠીક નહીં થઈ શકે. એને ઘરે લઈ જાઓ. આ લોહી આમ જ નીકળશે તો બે દિવસમાં મરી જશે. પછી આગળના દિવસે પેશાબ અને લૈટરિંનમાંથી લોહી પડવાનું શરૂ થઈ ગયું. ત્યારે મેં સતગુરૂ રામપાલજી મહારાજને ફોનથી બતાવ્યું કે ડોકટરે કહ્યું કે આ બે દિવસમાં મરી જશે. ત્યારે સદ્‌ગુરુ રામપાલજીએ કહ્યું કે બંદી છોડ જે કરશે તે સારું કરશે. પછી બીજી રાતના બે વાગ્યે યમદૂત તેને લેવા માટે આવ્યા. મારી માંએ કહ્યું કે તારા પિતાજી (દસ વર્ષ પહેલા ગુજરી ગયા હતા) મને લેવા માટે આવ્યા છે. એટલું કહેતા-કહેતા તે યમદૂત મારી માંની અંદર પ્રવેશ કરી ગયા અને કહેવા લાગ્યા કે હું આને લઈને જ જઈશ, આનો સમય પૂરો થઈ ચૂક્યો છે. મને ચા પીવડાવો. ત્યારે અમે તેના માટે ચા બનાવવા મૂકી જ હતી, એટલામાં તે યમદૂત કહેવા લાગ્યા કે ખબર નહીં તમારા ઘરમાં કેટલી મોટી શક્તિ છે, તે મને મારી રહી છે, હું અહીં વધારે નહીં રોકાઈ શકું, મને જલદી ચા પીવડાવો, હું જઈ રહ્યો છું અને

ગરમ ગરમ ચા જ પી ગયા. જતા-જતા કહેવા લાગ્યા કે તમારા ઘરમાં પૂર્ણપરમાત્મા ઉભા છે. હું આને નહીં લઈ જઈ શકું, આમ કહેતા તે ચાલ્યા ગયા. એક મિનિટના પછી જ લોહી નીકળતું બંધ થઈ ગયું. જીભ અને દાંત કાળા પડી ગયા હતા. તે બિલકુલ સાફ થઈ ગયા અને બંદી છોડ સતગુરૂ રામપાલજી મહારાજની કૃપાથી તે પહેલાની જેમ સ્વસ્થ થઈ ગઈ. પરમાત્મા કબીર સાહેબજીએ મારી માતાજીની પાંચ વર્ષની આયુ વધારી દીધી. ૨૪ જુલાઈ ૨૦૦૫માં સત્યભક્તિ કરીને સતલોક પ્રસ્થાન કર્યું. બોલો બંદી છોડ સતગુરૂ રામપાલજી મહારાજ કી જય. સતસાહેબ.

●

**''કિડની સારી કરવી અને શૈતાનને માણસ (ખરાબને સારો) બનાવવો''**

હું ભકત જગદીશ પુત્ર શ્રી પ્રભુરામ, ગામ પંજાબ ખોડ, દિલ્લી-૮૧, ડી.ટી.સી. (દિલ્લી ટ્રાન્સપોર્ટ કોર્પોરેશન)માં મિકેનિક છું. મને દારૂએ રાક્ષસ વૃત્તિનો માણસ બનાવી દીધો, માંસ ખાવું, સિગરેટ, હુક્કો પીવો, દારૂ પીવો.

હું નોકરીથી સાંજે લગભગ ૭ અને ૮ વાગ્યે આવતો હતો. કોઈ વખતે ઘરે આવતા દારૂ વધારે પીવાથી ૯ થી ૧૦ વાગી જતા હતા. શરાબમાં પાગલ થઈને એક વાર આ બાજુ એકવાર બીજી બાજુ લથડાતા પગે ઘરમાં ઘૂસતો હતો. ઘરે આવતા જ પત્ની અને બાળકોને મારવાનું શરૂ કરી દેતો, દરરોજ ઘરમાં ઝઘડા થતા હતા જે બાળકોને પ્રેમથી છાતીથી લગાવા જોઈએ તે માસૂમ બાળકો મને જોઈને પલંગની નીચે ઘૂસી જતા હતા. બાળકો પોતાના પિતાજીની ઘરે આવવાની રાહ જોતા હોય છે. કહેતા હોય છે કે પપ્પા આવશે. અમારા માટે ખાવાનું કંઈક લાવશે. પરંતુ હું ખાવાની વસ્તુના બદલે દારૂ પીને પાગલની જેમ લાલ આંખોથી તેમને મારવા લાગતો.

બીજી બાજુ મારી ધર્મપત્ની સુમિત્રાદેવી પણ પોતાના દુઃખી જીવનની સાથે ખતરનાક બીમારીથી ઝઝૂમી રહી હતી. ડોકટરોએ કહી દીધું હતું કે તેની બંને કિડની ખરાબ થઈ ચૂકી છે. ડોકટરોએ કહ્યું કે દવાઓ ખાતા રહો. પરંતુ છ મહિનાથી વધારે જીવિત નહિ રહી શકો. ઓલ ઈન્ડિયા મેડિકલ અને ડો. રામ મનોહર લોહિયા હોસ્પિટલ દિલ્હીથી પણ આવો જ રિપોર્ટ મળ્યો હતો કે બંને કિડની ખરાબ થઈ ચૂકી છે અને આ છ મહિનાથી વધારે જીવિત નહીં રહે અને સાથે દવાઓ પણ અંત સુધી ખાતા રહેવું પડશે. તે માસૂમ બાળકોની શું હાલત થશે જેનો પિતા શરાબ (દારૂ) પીતો હોય, માં મૃત્યુશૈય્યા પર હોય. કોઈ વજનનું કામ નહોતી કરી શકતી. તો તે બાળકોને આ વાતની ખબર પડી કે તેમની મમ્મી (માતાજી પણ) છ મહિનાથી વધારે જીવિત નહીં રહે તો તે બાળકોની આંખોથી આંસુ વહેવાં લાગ્યાં. એક તો પિતાજી શરાબી અને બીજી બાજુ અમારી માતાજી જાનલેવા બીમારીથી પીડિત, અમારું શું થશે ? ત્રણ દીકરા અને એક દીકરી પોતાની માતાજીની પાસે ઉપર પડીને રડવા લાગ્યાં તથા કહ્યું કે હે ભગવાન અમને બધાને પણ અમારી માતાજીની સાથે જ તમારી પાસે

બોલવી લેજો. અહીં કોના સહારેથી જીવશું ?

પરમાત્માએ તે બાળકોનો પણ પોકાર સાંભળ્યો અને અમારા પણ શુભ કર્મ ઉદય થયાં કે અમારા પડોશમાં જ ભક્તમતિ નિહાલી દેવીએ પોતાના ગુરુદેવ સંત રામપાલજી મહારાજની આજ્ઞાનુસાર ૩૦-૩૧-૧ જાન્યુઆરી ૧૯૯૭ના દિવસે સતગુરુ ગરીબદાસજી મહારાજની અમૃતમયી વાણી ત્રણ દિવસનો અખંડ પાઠ પોતાના ઘરે કરાવ્યો. જેમાં સંત રામપાલજી મહારાજે ૩૧ ડિસેમ્બર ૧૯૯૬ની રાતમાં ૯ થી ૧૧ વાગ્યા સુધી સત્સંગ કર્યો. મારી ધર્મપત્ની સુમિત્રાદેવી પણ પડોશમાં સત્સંગ સાંભળવા ગઈ. થોડીવાર પછી હું (જગદીશ) પણ મારી નોકરીથી ઘરે આવ્યો. ઘરે આવ્યા પછી બાળકોથી ખબર પડી કે મારી પત્ની પડોશમાં નિહાળીદેવીના ઘરે સત્સંગ સાંભળવા માટે ગઈ છે. આ જાણીને હું બહુ ક્રોધિત થયો અને મેં કહ્યું કે કેમ પાખંડીઓ પાસે ગઈ છે ? હું હમણાં જ તેને મારતો મારતો ઘરે લાવું છું. એમ વિચારી હું ભક્તમતિ નિહાલી માતાના ઘરે ગયો. મેં દારૂ પી રાખ્યો હતો. જ્યારે હું નિહાલી માતાના ઘરે પહોંચ્યો તો સંતરામપાલજી મહારાજ સત્સંગ કરી રહ્યા હતા. બહુ સંખ્યામાં ભક્તજન સત્સંગ સાંભળી રહ્યા હતા. તે બધાને જોઈને હું કંઈ બોલ્યો નહીં અને ચૂપચાપ બધાંની પાછળ બેસી ગયો. મેં સત્સંગ સાંભળ્યો સત્સંગમાં મહારાજીએ કહ્યું કે :-

*શરાબ પીવૈં કડવા પાની, સત્તર જન્મ સ્વાન કે જાની ।*
*ગરીબ, સૌ નારી-જારી કરૈં, સુરાપાન સૌ બાર ।*
*એક ચિલમ હુક્કા ભરૈં, ડૂબૈં કાલીધાર ॥*
*કબીર, માનુષ જન્મ પાયકર, નહીં ભજૈં હરિનામ ।*
*જૈસે કુઆ જળ બિના, ખુદવાયા કિસ કામ ॥*

મહારાજજીએ સત્સંગમાં કહ્યું કે જે બાળકોને પિતાજીએ છાતીથી લગાવવા જોઈએ, તે શરાબી વ્યક્તિને જોઈને બાળકો ચારપાઈને નીચે છુપાઈ જાય છે. શરાબી વ્યક્તિ પોતે પણ દુ:ખી, ધનહાનિ, સમાજમાં ઈજ્જત સમાપ્ત તથા પરિવાર તથા પડોશી અને સંબંધીઓ સુધીનાને પરેશાન કરીને બદદુઆઓ પ્રાપ્ત કરે છે. જેમ કે શરાબીની પત્ની અને બાળકો તો ઝઘડાના શિકાર બને છે. પરંતુ પત્નીનાં માતા- પિતા, ભાઈ-બહેન વગેરે પણ દિવસ-રાત ચિંતિત રહે છે. બધો પાપનો ભાર તે નાદાન શરાબીના માથા ઉપર આવે છે, મનુષ્યજન્મ પ્રભુએ ભક્તિ કરીને આત્મકલ્યાણ કરવા માટે આપ્યો છે, તેને શરાબ વગેરેમાં નષ્ટ ના કરવો જોઈએ. જેમ કે બાળકો સ્કૂલમાં શિક્ષાગ્રહણ નથી કરતા, અને ગુંડા-ગરદીમાં ફર્યા કરે છે. તે શિક્ષાથી વંચિત રહી જાય છે. પછી પૂરી ઉંમર મજૂરી કરીને જીવન ગુજારે છે. પછી તેને યાદ આવે છે કે અગર મેં ગુંડા-ગર્દી ના કરી હોત તો આજ હું બીજા સહપાઠીઓની જેમ મોટો અધિકારી હોત. પરંતુ હવે શું થઈ શકે ? આ તો તે સમયે વિચારવાનું હતું.

કબીર સાહેબ કહે છે કે -

*અચ્છે દિન પીછે ગયે, ગુરુ સે કિયા ના હેત ।*

*અબ પછતાવા ક્યાં કરે, જબ ચીડિયાં ચુગ ગઈ ખેત ।।*

**આ જ પ્રમાણે જો મનુષ્યજન્મમાં જે પ્રાણી પ્રભુભકિત નથી કરતા તે પશુ પક્ષીઓની યોનીઓને પ્રાપ્ત થઇ જાય છે. જે વ્યક્તિ દારૂ પીવે છે, તે દારૂના નશામાં ખાવાની ભરેલી થાળીને પણ લાત મારે છે. ભક્તિ ન કરવાથી જુદાં જુદાં પ્રાણીઓની યોનીઓમાં કષ્ટ ઉઠાવે છે. ક્યારે તે કૂતરાની યોની ધારણ કરે છે. કૂતરા પૂરી રાત ઠંડીમાં પણ ગલીમાં રહે છે. ઉપરથી વરસાદ અને ઠંડીની રાતમાં મહાકષ્ટ ઉઠાવે છે. સવારે ભૂખ સતાવે છે. કોઈના ઘરની રસોઈમાં ઘૂસવાની ચેષ્ટા કરે છે. પછી ઘરવાળા ડંડા અને પથ્થર મારે છે. કૂતરો લાંબા સમય સુધી બૂમો પાડતો રહે છે. પછી બીજા ઘરમાં ઘૂસે છે, ત્યાં ના જાણે રોટલી મળશે કે સોટી મળશે અગર ત્યાં પણ ડંડો નસીબમાં હશે તો તે દારુડિયો જે હવે કૂતરો બન્યો છે, તે ગામની બહાર જાય છે. ભૂખથી વ્યાકુળ થઈ મનુષ્યોનો મળ ખાય છે. અગર તે નાદાન પ્રાણી જ્યારે મનુષ્યશરીરમાં હતો, જો તે સત્સંગમાં આવી જતો અને સારા વિચાર સાંભળતો પછી બુરાઈ ત્યાગીને પોતાનું કલ્યાણ કરાવતો તથા બાળકોને સારી શિક્ષા તથા પ્રભુની દિક્ષા પ્રદાન કરાવતો, તો તે હંમેશ માટે સુખી થઈ જાત. દારૂનો નશો થોડો સમય જ રહે છે. પરમાત્માના નામ ભજનથી થયેલા સુખનો આનંદ હંમેશા સાથે રહે છે.**

ઉપરનું સત્સંગ આદરણીય સંત રામપાલજી મહારાજનું સાંભળીને મારો દારૂનો નશો છુમંતર થઈ ગયો. આંખોમાંથી આંસુ વહેવાં લાગ્યાં. ઘરે ચાલ્યો ગયો, નીંદર આવી નહિ. ૧ જાન્યુઆરી ૧૯૯૭નાં બપોરે ૧.૩૦ વાગ્યે પોતાની પત્નીને સાથે લઈને સંતરામપાલજી મહારાજની પાસે ગયા. તેમની પાસેથી આત્મકલ્યાણના માટે ઉપદેશ પ્રાપ્ત કર્યો. તેના પછી આજ ૨૦૦૫ સુધી દારૂ, તમાકુ તથા માંસને હાથ પણ નથી લગાવ્યો. મારી પત્નીએ પણ સતગુરુ રામપાલજીથી ઉપદેશ લીધો. તે દિવસ પછી બિલકુલ સ્વસ્થ છે. ડોકટરોનો ઈલાજ તથા બીમારીનો એક્સ-રે વગેરે આજે પણ અમારા ઘરે રાખેલ છે. જન-જનને બતાવીએ છીએ.

મારી બધાને પ્રાર્થના છે કે આપ પણ પ્રભુના ચરણમાં આવો. સંતરૂપમાં આવેલા પરમેશ્વરના સંદેશવાહક સંતરામપાલને ઓળખો. મફ્ત નામ ઉપદેશ પ્રાપ્ત કરીને કૃપયા તમારું કલ્યાણ કરાવો. 'સતસાહેબ',

**— ભક્ત જગદીશ**

●

**''ભૂતો અને રોગોએ સતાવેલા પરિવારને આબાદ કર્યો''**

ભક્તમતિ અપ્લેશદેવી પત્ની શ્રી રામેહર પુત્ર શ્રી સ્વ. માંગેરામ, ગામ મિરચ, તા. ચરખી દાદરી જિલ્લો ભિવાની (હરિયાણા) હું અપ્લેશદેવી મારા દુઃખી જીવનની એક ઝલક તમને બતાવી રહી છું. હું અને મારા બાળકો રાહુલ અને જ્યોતિ છે જે વીતેલાં સમયને ખરાબ હાલતોને યાદ કરીને ડરી જાય છે. જેનું વર્ણન કરતાં હૃદય કંપી જાય છે.

૬ ડિસેમ્બર ૧૯૯૫ની રાત્રિના બદમાશોએ મારા પતિને ડ્યુટીના સમયે જાનથી મારી દીધા હતા. પરંતુ આ પૂર્ણપરમાત્મા (કબીર સાહેબે) અમારું ધ્યાન રાખ્યું અને મારા પતિને જીવનદાન આપ્યું જે આજે અમે પરિવાર સહિત બંદી છોડ ગુરુ રામપાલજી મહારાજની દયાથી પૂર્ણપરમાત્માનાં ચરણોમાં સ્થાન મળી ગયું છે. અમારા પરિવારમાં મારા પતિને સાફ કપડાં પહેરાવતાં જે થોડા સમય પછી અંડર વિયરની ઉપર ભાગે ઉપર જ્યાં રબ્બડ અથવા નાડા હોય છે. ત્યાં ચારેબાજુ લોહીથી કપડાં રંગીન થઈ જતાં હતા તથા બાળકોને પણ કફની સાથે લોહી પડતું હતું અને હું પણ એક વર્ષથી હૃદયની બીમારીથી બહુ પરેશાન થઈ ચૂકી હતી. જેના માટે વર્ષોથી દવા ખાઈ રહી હતી. મારા પતિદેવ દિલ્હી પોલીસમાં નોકરી કરે છે. મારા પૂરા શરીર ઉપર ફોલ્લીઓ થઈ જતી હતી. ઘરમાં પરેશાનીઓના કારણે મારા પતિ રામેહરનું દિમાગી સંતુલન પણ બગડી ગયું હતું. અમે આ પરેશાનીઓને માટે સન-૧૯૯૫થી ૨૦૦૦ સુધી એક ડઝનથી પણ વધારે લંગડા લોભી અને લાલચી ગુરુઓના દરવાજા ખટખટાવ્યા તથા ભારત વર્ષમાં તીર્થસ્થાનો જેમકે યમુના, ગંગા, હરીદ્વાર, જવાલાજી, ચામુંડા, ચિંતપુરની, નગરકોટ, બાલાજી, મહેન્દીપુર અને ગુડગાવાવાળી માતા તથા ગોરખ ટીલ્લા રાજસ્થાનવાળા પ્રત્યેક સ્થાન પર બાળકો સાથે ઘણીવાર ચક્કર લગાવતા રહ્યા, પરંતુ અમને થોડી પણ રાહત ના મળી.

આ પ્રમાણે અમારા પરિવારની હાલત એટલા સુધી આવી ગઈ હતી કે અમે હોળી અને દિવાળી પણ કોઈ મસ્જિદમાં બેસીને વિતાવવા લાગી ગયા હતા. અમે ખૂબ વધારે ખુશનસીબ છીએ જે અમને સંત રામપાલજી મહારાજના દ્વારા પરમપૂજ્ય કબીર પરમેશ્વરની શરણ મળી ગઈ. હવે ક્યાં ગયા તે કાળના દૂતો તથા અમારી બીમારીઓ જેનો ઈલાજ ઓલ ઈન્ડિયા હોસ્પિટલ દિલ્હીમાં ચાલી રહ્યો હતો, જે સત્ગુરુદેવના ચરણોની ધૂળની આગળ ટકીસકી નહીં.

૨૫ ફેબ્રુઆરી ૨૦૦૧ને એકકાળની પૂજા કરવાવાળા ભૂવાએ ફોન કરીને પૂછ્યું કે અપ્લેશ તમારું નામ છે ? મેં કહ્યું કે હા, તમે તમારું નામ બતાવો. ત્યારે તે ભુવા (શ્યાનાએ) કહ્યું કે આ બળવાન કોણ છે, તમારા શું લાગે છે ? એટલે મેં કહ્યું કે તમે કોણ છો અને તમારું નામ શું છે ? તથા આ બધું કેમ પૂછવા માગો છો ? ત્યારે તે ભુવાએ કહ્યું કે દીકરી તમે મારું નામ ના પૂછશો. હું બતાવા નથી ઈચ્છતો હું હાંશી શહેરથી બોલી રહ્યો છું. આ બળવાન તથા તેની સાથે એક વ્યક્તિ આવ્યો અને મને રૂપિયા ૩૭૦૦ આપી તમારા ઉપર ઘાત કરવા કહ્યું હતું. મેં તમારો ફોન નંબર પણ બળવાન પાસેથી લીધો હતો કે હું પૂછી શકું કે તેમની દુર્ગતિ થઈ કે નહીં. મારી પાસે તમારો ફોન નંબર ન હતો. બળવાને જ આપ્યો હતો. જો કે મેં આ ખરાબ કામ રાત્રિમાં કર્યું પરંતુ જેવો હું સૂવા લાગ્યો તો મને સફેદ કપડામાં જે ગુરુજીની તમે પૂજા કરો છો તે દેખાયા. જેમણે મને કહ્યું કે આનું પરિણામ તું ખુદ ભોગવીશ. આ પરિવાર સર્વ શક્તિમાન, સર્વે કષ્ટહરણ પરમ પૂજ્ય કબીર પરમેશ્વરની શરણમાં છે. તમારી તો હેસિયત જ શું છે. અહીંના ધર્મરાજ પણ હવે આ પરિવારનું કંઈપણ નથી બગાડી શકતો.

*ગરીબ જમજૈરા જાસૈ ડરૈ, મિટૈં કર્મ કે લેખ ।*
*અદલી અદલ કબીર હૈં, કુલ કે સદ્ગુરુ એક ॥*

પરમ પૂજય કબીર પરમેશ્વરજીથી જમ (કાળ તથા કાળના દૂતો) તથા મોત પણ ડરે છે. તે પૂર્ણપ્રભુ પાપકર્મના દંડના લેખને પણ સમાપ્ત કરી દે છે. તેના પછી તે ભુવાએ કહ્યું કે દીકરી, તમને આ બતાવી દઉં કે તમે જે દેવ પુરુષોત્તમની પૂજા કરો છો, તે બહુ જ પ્રબળ શક્તિ છે. હું ૨૫ વર્ષથી આ ખરાબકાર્ય (મેલીવિદ્યા) કરી રહ્યો છું. ન જાણે કેટલા પરિવાર ઉજાડી ચૂક્યો છું. પરંતુ આજે પહેલીવાર મેં હાર ખાધી છે. બેટી આ શક્તિને હવે તું ના છોડતી, નહીં તો માર ખઈ જઈશ. તમારા વિનાશ માટે બળવાન વગેરે ફરી રહ્યા છે. મેં કહ્યું કે અમે તો પૂર્ણપરમાત્માની પૂજા કરીએ છીએ, બળવાન મારા પતિના મોટાભાઈ છે. અમારા જાની દુશ્મન બન્યા છે.

અમે આજે એટલા ખુશનસીબ છીએ કે અમારા દિલમાં કોઈ વસ્તુ કે કાર્યની આવશ્યકતા હોય છે, તેને આ સદ્ગુરુ દેવ સત્કબીર સાહેબ પૂર્ણ કરી દે છે.

*આજ ગુરુ ગોવિંદ દોનો ખડે, હમ કીસકે લાગે પાય ।*
*હમ બલીહારી સતુગુરુ દેવ રામપાલજીકે ચરણો મેં, જીન્હે પરમેશ્વર દિયા મીલાય ॥*

હે ભાઈઓ અને બહેનો, અમારો બધો પરિવાર મળીને તમને સંદેશ આપે છે કે જો તમારે સતલોકનો માર્ગ, પૂર્ણમોક્ષ અને સર્વ સુખ પ્રાપ્ત કરવા હોય તો અને સંસારિક દુઃખોથી છુટકારો મેળવવો હોય તો બંદી છોડ સંત રામપાલજી મહારાજથી સતનામ પ્રાપ્ત કરી લો અને તમારો અનમોલ મનુષ્યજન્મ સફળ કરી લો.

'સતસાહેબ'

- ભક્તમતિ અપ્લેશદેવી

●

## ''દુઃખી પરિવારને સુખી કર્યું''

હું ભક્ત રામચંદ્ર સિંહ હુડ્ડા પુત્ર શ્રી અમરસિંહ હુડ્ડા, પાન્ના રામશ્યાણા ગામ-મકડૌલી કલાં, તાલુકો તથા જિલ્લો રોહતક (હરિયાણા)નો રહેવાસી છું.

જ્યારે હું બંદીછોડ સદ્ગુરુ રામપાલજી મહારાજની શરણમાં ન હતો તે પહેલાં હું અને મારો પરિવાર તથા પશુઓમાં ખૂબ નુકસાન થતું હતું. જે હું મારું બધું દુઃખ રજૂ કરું છું.

મને દસ વર્ષથી એકધારા ચક્કર આવતા હતા. તેના કારણે ઉનાળામાં ડોકટર મને એક દિવસમાં ઓછામાં ઓછી ચાર ગ્લુકોઝની બોટલ ચઢાવતા હતા. અને બીજી અલગથી દવા આપતા હતા. આ પ્રમાણે ઘણા પૈસાનો ખર્ચ કર્યા પછી પણ મને કોઈ પ્રકારે આરામ થતો ન હતો.

મારી પત્ની સુરેશને ૨૪ વર્ષથી શ્વાસની બીમારી હતી. જેના કારણે દરરોજ ઈન્જેકશન તથા દવા વગેરે લેવી પડતી હતી. દરરોજના ૩૦ થી ૩૫ રૂપિયા દવાનો ખર્ચ હતો અને કોઈ રીતે આરામ થતો ન હતો. આર્થિક પરિસ્થિતિ ખરાબ હોવા છતાં વર્ષમાં ઓછામાં ઓછા ૧૨ થી ૧૫ હજાર રૂપિયાનો ખર્ચ કરતો

રહ્યો છતાં આરામ થયો નહોતો, એમને હું કાહનૌર, બિચપડી અને પિંડારા પણ લઈ ગયો.

મારી નાની છોકરી પ્રીતિ જે ચોથા ધોરણમાં ભણે છે. તેનામાં એની દાદી ભૂતના રૂપમાં આવતી હતી. તેના ઈલાજ માટે ઘણા સ્થળે તો ૧૦ હજાર રૂપિયા માગતા હતા. મારી આર્થિક હાલત ખૂબ નબળી હોવાથી તે સાહસ ન કર્યું.

મારો સૌથી નાનો છોકરો મન્જીત સાલ ૨૦૦૩માં બે વર્ષનો હતો તેને પણ જન્મથી ચકરી આવતી હતી. હું તેનાથી ખૂબ વધારે પરેશાન થઈ ગયો હતો.

મારો એક બળદ ખેતરમાં ગાડું લઈ જતી વખતે રસ્તામાં અચાનક મરી ગયો અને બીજા બળદને ચક્કર આવતા હતા. મારી ભેંસનો એક આંચળ બંધ થઈ ગયો હતો અને હું જે પણ ભેંસ લાવ્યો પણ તે ભેંસનું પાડુ જીવતું ક્યારેય ન રહ્યું. આવી ખરાબ થઈ ગયેલી ભેંસોને હું સસ્તામાં જ કસાઈ લોકોને વેચી દેતો. મારા ઘરે પશુથી કોઈ લાભ થયો નહિ. ફક્ત નુકસાન જ નુકસાન થયું. બ્રાહ્મણોના તથા ભૂવાઓની જાળમાં પણ બહુ રહ્યો અને એમણે મને ૨૪ અમાવસ પિન્ડારા નાહવા માટે કહ્યું. જેમાં એમને મને ઘણા પૈસાનો ખર્ચ કરાવ્યો પણ નુકસાન સિવાય કંઈ લાભ થયો નહિ.

જ્યારથી મેં બંદીછોડ કબીર સાહેબના સ્વરૂપે સંત રામપાલજી મહારાજ સતલોક આશ્રમ કરૌંથાથી નામ ઉપદેશ લીધો ત્યારથી મારા પરિવારના કોઇપણ સભ્યને કોઈપણ પ્રકારની ન તો બીમારી છે અને ન તો કોઈ પૈસાનું નુકસાન છે. પશુઓમાં પણ કોઈ નુકસાન નથી અને નામ લીધા પછી બહાર ફસાયેલા પૈસામાંથી થોડા પૈસા આવી ગયા. આ બધી સંત રામપાલજી મહારાજની કૃપાથી મારા જીવનમાં ખુશીઓ આવી છે. અમારા ઘરમાં પાછળની કેટલીય પેઢીઓથી ગરીબદાસજી મહારાજ છુડાની ને માનતા હતા. પરંતુ કોઈ લાભ થયો નહિ. સંત રામપાલજી મહારાજે બતાવ્યું કે આદરણીય ગરીબદાસજી મહારાજના સતલોક ગયા પછી છુડાની ગામમાં પરમ સંત નથી રહ્યા. ફક્ત ગાદી પરંપરા ચાલી રહી છે. ફક્ત મહંત પરંપરા ચાલી રહી છે. મહંતોને નામદાન કરવાનો અધિકાર નથી. તે તો માત્ર પવિત્ર યાદગારોના રખવાળા છે. એટલા માટે ધામો પર ગાદી બનાવીને બેઠેલા મહંતોથી કોઈ લાભ થતો નથી. જ્યારે મેં સંત શિરોમણી ગુરૂદેવ રામપાલજી મહારાજથી નામ લીધું ત્યારે મને પૂર્ણ આરામ થયો.

*પૂજૈ દેઈ ધામ કૂં, શીશ હલાવૈ જો ।*
*ગરીબદાસ સાચી કહૈ, હદ કાફિર હૈ સો ।।*
*કબીર, પર્વત પર્વત મૈં ફિરા, કારણ અપને રામ ।*
*રામ સરીખે જન મિલે, જિન સારે સબ કામ ।।*

**- ભકત રામચંદ્રદાસ**

●

**''ભકત સતીષની આત્મકથા''**

હું ભકત સતીષદાસ ૧૯૩ સેકટર ૭, આર કે પુરમ, નવી દિલ્હીનો રહેવાસી છું. ઉપરોક્ત પંક્તિઓ અમારા જીવનમાં ચરિતાર્થ થાય છે. કારણ કે સતગુરૂ બંદીછોડ રામપાલજી મહારાજનો ડિસેમ્બર ૧૯૯૭માં ગામ પ્રીતમપુરા દિલ્હીમાં સત્સંગ થયો તો હું મારા એક મિત્રના કહેવાથી સત્સંગ સાંભળવા ગયો, પરંતુ વારસાગત પૂજાઓ છોડવાની વાત સાંભળ્યા પછી સત્સંગમાં મજા ન આવી. સતગુરૂજી શાસ્ત્રોમાં વાંચીને અમને સમજાવતા હતા તો અમારા મનમાં થયું કે પુસ્તકોને તો અમે ઘરે બેઠા જ વાંચી લઈશું. આ પ્રમાણે જ્યોતિ નિરંજને (કાળે) અમારી બુદ્ધિ હરી લીધી અને અમારી ભક્તિવાળી ચેનલ બંધ કરી દીધી. સતગુરુ આપણને સમજાવે છે કે :

*ગુરુ બિન કિન્હેં ન પાયા જ્ઞાના, જ્યોં થોથા ભૂસ છડે કિસાના ।*
*ગુરુ બિન ભરમના છૂટેં ભાઈ, કોટિ ઉપાય કરો ચતુરાઈ ।।*

અમે આમ-તેમ વાતો કરતાં-કરતાં ઘરે પાછા આવ્યા, ઇ.સ.૧૯૯૯ માં મારી પત્નિ શ્રીમતિ મંજૂને મગજના કેન્સરની તકલીફ થઈ ગઈ, જેની અમને સફ્દરજંગ હોસ્પિટલમાં તપાસ તથા ઇલાજ કરાવતાં ખબર પડી. ત્યાર પછી હું તેને પંત હોસ્પીટલ તથા A. I. I. M. S. નવીદિલ્હી અને તેના પછી Apollo હોસ્પિટલ નવીદિલ્હીના ડોકટરને બતાવ્યું. બધા ડોકટરોએ તરત જ ઓપરેશનની સલાહ આપતા કહ્યું કે ઓપરેશન વખતે એમના એક હાથમાં લકવો થઈ શકે છે. એપોલો હોસ્પિટલના ડોકટરે તો રિપોર્ટ જોઈને કહ્યું કે આમની બંને આંખો હજુ સુધી ઠીક કઇ રીતે છે ? અને તે જ સમયે આઈ સ્પેશ્યાલીસ્ટથી ટેસ્ટ કરાવવા માટે કહ્યું. મેં ત્યારે ચેક કરાવી. ત્યારે આઈ સ્પેશ્યાલીસ્ટ અને ન્યૂરોસર્જનને સલાહ આપી કે દર પંદર દિવસે આંખોનો ઇલાજ કરાવતા રહેવું, ગમે ત્યારે જતી રહે, કારણ કે મગજનું કેન્સર એવી જગ્યાએ છે. મારી પત્ની અને હું અમે બન્ને પગોથી અપંગ છીએ અને હાથ તથા આંખો જતી રહેવાની વાત સાંભળી. શ્વાસ ઉપરનો ઉપર અને નીચેનો નીચે રહી ગયો, પરંતુ બીજો કોઈ ઉપાય ન હોવાથી છેવટે પંત હોસ્પિટલ નવી દિલ્હીમાં ઓપરેશન કરવાનું વિચાર્યું, અને ડોકટરના કહેવાથી INMAS, હોસ્પિટલ તિમારપુર દિલ્હીથી M.R.I. કરાવી લીધી અને બીજા ઘણા ટેસ્ટ કરાવ્યા. ફકત ઓપરેશનની તારીખ લેવાની બાકી હતી. અમને પૂર્ણપરમાત્મા તત્ત્વદર્શી સંત રામપાલજી મહારાજની પહેલા સાંભળેલી સત્સંગની સાખી (પંક્તિઓ) યાદ આવી.

*જિન મિલતે સુખ ઉપજે, મિટેં કોટિ ઉપાધ ।*
*ભુવન ચતુર્દશ ઢુંઢિયોં, પરમ સ્નેહી સાધ ।।*

અને અમારી ભકિત ચેનલ પરમેશ્વરે ચાલુ કરી અને મનમાં ભાવના ઉત્પન્ન થઈ કે ઓપરેશનના પહેલા નામ લઈને જોઈ લઈએ. પછી મારા મિત્રની સાથે પ્રીતમપુરા દિલ્હીમાં જઈને ૪, ફેબ્રુઆરી ૨૦૦૧ ના દિવસે પૂર્ણપરમાત્મા તત્ત્વદર્શી સંત રામપાલજી મહારાજથી નામદાન લીધું. પહેલાની બધી પૂજાઓ

છોડી દીધી. સતગુરુજીએ અખંડ પાઠ કરવાની સલાહ આપતાં કહ્યું કે પરમાત્માની ઇચ્છા હશે તો ઓપરેશન દૂર થઈ જશે અને બધું જ ઠીક થઈ જશે, અમે સદ્ગુરુના કહેવા મુજબ ઘરે ત્રણ દિવસનો અખંડ પાઠ કરાવ્યો અને એના પછી ડોકટર પાસે ઓપરેશનની તારીખ લેવા પંત હોસ્પિટલ નવી દિલ્હી ગયા. પહેલા જે ડોકટર આ ઓપરેશનની સલાહ આપી રહ્યા હતા, તે જ ડોકટર બીજા નવા એમ.આર.આઈ. રિપોર્ટને જોઈને કહેવા લાગ્યા કે ઓપરેશનની કોઈ જરૂર નથી. ત્યારે સત્ગુરુની વાણી યાદ આવી કે —

સતગુરુ દાતા હૈં કલિ માહિં, પ્રાણ ઉધારણ ઉતરે સાંઈ ।
સતગુરુ દાતા દીન દયાલં, જમ કિંકર કે તોડૈં જાલં ।।

અને અમે સદ્ગુરુને યાદ કરીને જોરજોરથી રોવા લાગ્યા કે હે પરમાત્મા અમે તમારો મહિમા કેવા શબ્દોથી ગાઈએ. આ પ્રમાણે પૂર્ણપરમેશ્વર કબીર સાહબના અવતાર તત્ત્વદર્શી સંત રામપાલજી મહારાજની કૃપાથી અમારું ઓપરેશન ટળી ગયું, અને ત્યારપછી અમારે એક પૈસાની ગોળી (દવા) ખાવી પડી નથી, અને સુખમય જીવન જીવી રહ્યા છીએ.

૨૦, નવેમ્બર ૨૦૦૪ ના રાત્રિના સમયે કાળની ઝપટથી મારી પત્ની મૃત જેવી થઈ ગઈ હતી, પરમેશ્વરનું અમૃતજળ પાવાથી પછી ભાનમાં આવી. પછી અમે તેને સદ્ગુરુની પાસે લાવ્યા. એટલે સદ્ગુરુજીએ કહ્યું કે, આજે એમનું મૃત્યુ થવાનું હતું. કબીર પરમેશ્વરે એમની ઉંમર વધારી છે અને હવે તેમણે ભકિત કરવાની છે.

ત્યાર પછી ૨૨, નવેમ્બર ૨૦૦૪ ના મારી પત્નીને સોનીપત સત્સંગમાં લકવો (પેરાલીસીસ) નો હુમલો થયો. તેના કારણે તેના હાથની તાકાત સમાપ્ત થવા લાગી, અને તે જ સમયે સતગુરૂનો હાથ તેના પોતાના હાથમાં દેખાવા લાગ્યો અને લગભગ પાંચ મિનિટ સુધી દેખાતો રહ્યો. જ્યારે લકવા (પેરાલીસીસ) ની અસર સમાપ્ત થઈ ગઈ ત્યાર પછી સદ્ગુરુજીનો હાથ અદૃશ્ય થઈ ગયો અને આજ સુધી તે બિલકુલ ઠીક છે.

સતગુરૂ તત્ત્વદર્શી સંત રામપાલજી મહારાજ જે કબીર પરમેશ્વરનો જ અવતાર આવેલ છે તે અમને સિધ્ધ થયું કે —

*ગરીબ જમ જૌરા જાસેં ડરેં, મિટેં કર્મ કે અંક ।*
*કાગજ કીરેં દરગહ દઈ, ચૌદહ કોટિ ન ચંપ ।।*

સતીશકુમાર મેહરા
RZF-907/17, રાજ નગર-II, પાલમ કોલોની, નવી દિલ્હી, ફોન : ૦૯૭૧૮૪૭૦૪

●

**''ભકત સુખવીરની દુ:ખભરી કથા''**

હું સુખવીરસિંહ ધનખડ (સિટ્ટુ) પુત્ર સ્વર્ગીય શ્રી રામ ધનખડ, ગામ કરૌથા, જીલ્લા-રોહતકનો રહેવાસી છું. મારો મોબાઈલ નંબર ૯૩૧૫૮૧૪૩૪૩ છે. મારા પિતાજી ૧૯૯૦ માં બી.એસ.એફ. થી રિટાયર થઈ ઘરે આવ્યા. છ મહિના

પછી મારા પિતાજીને માનસિક રોગ થયો, તથા ૧૯૯૩ માં એ રોગના કારણે મૃત્યુ થયું. પિતાજીની બીમારીની સારવારમાં બધા પૈસા વપરાઈ ગયા. અમે ગરીબ થઈ ગયા. અમારા પરિવાર ઉપર મુસીબતનો ડુંગર તૂટી પડયો. મારી બાએ સુખ-દુઃખ વેઠીને અમારું પાલન-પોષણ કર્યું. જૂન ઇ. સ. ૧૯૯૯ માં મારું માનસિક સંતુલન બગડવા લાગ્યું, હું બી.એ. સેકન્ડમાં ભણી રહ્યો હતો. મારા પિતાજીવાળી બિમારી મને લાગી ગઈ. મારા બાએ રોહતક મેડિકલમાં મારો ઇલાજ કરાવ્યો, પરંતુ કોઈ ફાયદો થયો નહિ. ત્યાર પછી પ્રાઈવેટ ડોકટર મેન્ટલ સ્પેશ્યાલીસ્ટ ડો. ગર્ગ, ડો. વી.પી. મૈહલ્લાથી સારવાર શરૂ કરી, પરંતુ કોઈ ફાયદો થયો નહિ. તેના પછી મારા બા તથા સગાં-સંબંધી મને ભૂવાઓ પાસે દોરાં-ધાગા કરવાનું શરૂ કર્યું. એમને બતાવ્યું કે જે પ્રમાણે એના પિતાજીનું મૃત્યુ થયું તે પ્રમાણે છોકરાનું મૃત્યુ થવાનું પણ નક્કી છે. થોડા દિવસ પછી તેના નાનાભાઈનું મૃત્યુ પણ નક્કી છે. આ પ્રમાણે પૂરા પરિવારનો સર્વનાશ થવાનો નિશ્ચિત છે, આ ટળી શકે તેમ નથી. ભૂવાઓએ સારવાર (વિધિ) કરવાનું શરૂ કર્યું, રોજ પ્રતિદિવસ હજારો રૂપિયા લૂંટતા રહ્યા, પરંતુ મારી હાલત સુધરવાની જગ્યાએ વધારે ખરાબ થતી ગઈ. મારી બા એ હજારો રૂપિયા ભૂવાઓને આપ્યા, પરંતુ કોઈ ફાયદો થયો નહિ. મારી માતાએ દુઃખી થઈને ભગવાનને કહ્યું કે અમે ત્રણે મા-દીકરાને આ સંસારથી ઉઠાવી લો, હવે વધારે દુઃખ અમારાથી સહી શકવાની ક્ષમતા નથી.

ત્યારપછી કરૌંથા ગામના જે ભકતોએ પૂર્ણપરમેશ્વરના અવતાર સંત રામપાલજી મહારાજથી નામ ઉપદેશ લીધો હતો, એમણે મારી બાને કહ્યું કે તમે પણ નામ લઈ લો. સંત રામપાલજી મહારાજના વિષયમાં ઇર્ષાળુ વ્યક્તિઓએ ફેલાયેલી ખોટી અફવાઓના કારણે મારી બાને પહેલા તો વિશ્વાસ થયો નહિ. પરંતુ મરનાર માણસ શું નથી કરતો ? ઇ.સ. ૧૯૯૯ ડિસેમ્બર મહિનામાં અમે ત્રણેય મા-દીકરાએ સંત રામપાલજી મહારાજથી નામ ઉપદેશ લીધો. નામ ઉપદેશ લેવાનો કોઈ ખર્ચ થયો નહિ, ઉપરથી એક ફોટો તથા એક મંત્રની પુસ્તક મફત મળી. જેવું અમે નામ લીધું તો પરમેશ્વર કબીર (કવિર્દેવ)ની શક્તિથી સતગુરુ રામપાલજી મહારાજની દયા (કૃપા) થી હું, બિલકુલ ઠીક થઈ ગયો, તથા અમારા ઘરમાં જે પ્રેતાત્માઓનો વાસ હતો, તે આત્માઓને મારી બાએ સ્વપ્નામાં ઘરેથી બહાર નીકળતા જોયા. જે ત્રણ તાપના પાપથી અમે દુઃખી હતાં, તે માફ થવાને લીધે કબીર સાહેબ (કવિર્દેવ)ની કૃપાથી સદ્ગુરુ રામપાલજી મહારાજજીની મેહરથી તે દિવસથી લઈને આજ સુધી અમારાં બધાં દુઃખ દૂર થઈ ગયાં. ૧ નવેમ્બર ૨૦૦૦ થી સદ્ગુરૂદેવની અસીમ કૃપાથી હું બી.એસ.એફ, માં જોડાઈ ગયો. મહારાજ સતગુરૂ રામપાલજીની દયાથી એક પૈસાના ખર્ચ વગર નોકરી પણ લાગી ગઈ.

સંત રામપાલજી મહારાજની દયાથી આજે હું સારી રીતે બી.એસ.એફ. માં સેવા આપી રહ્યો છું, તથા મારા પરિવારમાં આનંદ-મંગલ છે. એટલા માટે બધાને મારી પ્રાર્થના છે કે આપ લોકો પણ સંત રામપાલજી મહારાજથી નામ-ઉપદેશ લઈને પોતાના જીવનનું કલ્યાણ કરી લો, આ પૂર્ણસંત છે. જે માણસો સંત

રામપાલદાસ પર ખોટા આરોપ લગાવી રહ્યા છે તે મહાપાપના ભાગીદાર છે, એમનો એક પણ આરોપ સાચો નથી.

સંત રામપાલજી મહારાજનો મુખ્ય ઉદ્દેશ્ય તો નામ-ઉપદેશ આપીને ભક્તિ કરાવીને કાળની જાળમાંથી મુક્ત કરાવવાનો છે. સમાજનો સુધાર તથા અન્ય સુખ તો રુંગામાં (ફ્રીમાં) આપોઆપ જ થઈ જાય છે, જેવી રીતે ઘઉંની સાથે ભૂસું ફ્રી મળે છે.

શ્રી વિજેન્દ્રસિંહ હુડ્ડાએ કહ્યું છે કે સંત રામપાલ મહારાજજીએ ઋગ્વેદના મંડલ નં. ૧૦ સુકત નં. ૧૬૧ નો મંત્ર નં-૨ ને પર્દા પર બતાવતા સમજાવ્યું કે આ મંત્રમાં સ્પષ્ટ રીતે લખ્યું છે કે અગર રોગીનું જીવન સમાપ્ત થવાનું હોય અને રોગ અસાધ્ય થઈ ગયો હોય તો પણ પરમાત્મા તેને પણ પોતાની શક્તિથી રોગ મુક્ત કરી શકે છે, અને ૧૦૦ વર્ષની ઉંમર વધારી શકે છે.

॥ સત્ સાહેબ ॥

❑❑❑